भिन्नरुचिर्हि लोकः ॥ कालिदास ॥

ખાનપાન, રહેઠાણુ વગેરેમાં જેમ માણસોની રૂચિ ભિન્ન ભિન્ન હોય છે, તેમ વાંચન કે જ્ઞાનના સંબંધમાં પણ માણસોની રૂચિ અલગ અલગ જોવામાં આવે છે. કોઇને સાહિત્યનો શોખ હોય છે તો કોઇને કાવ્યનો શોખ હોય છે. કોઇને નૉવેલ વાંચવાની રૂચિ હોય છે તો કોઇને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચવાની રૂચિ જણાય છે. આ વિવિધતામાં પણ હાલના યુવકવર્ગમાં નૉવેલના વાંચનનો શોખ કાંઇક વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. આ વધારો કેટલેક અંશે હિતને બદલે અહિતના માર્ગમાં સમાજને ઘસડી જાય એ સંભાવના કંઇ પાયા વગરની ન ગણાય. બુદ્ધિને સમાન તુલનામાં રાખવા માટે ઉપલી અસરને ઓછી કરવા તેની સામેનાં પુસ્તકોની કંઇ ઓછી જરૂર નથી. અલબત્ત, વિદ્વાન્ અને દીર્ઘદર્શી લેખકોને હાથે લખાએલાં કેટલાંએક નૉવેલનાં પુસ્તકો સમાજને નીતિ અને ધર્મનો ઉમદા અભ્યાસ કરાવે છે, પણ કેટલાએક લેભાગુ લેખકોને હાથે લખાએલી નૉવેલો અધૂરા મનના યુવક વાંચકોને વિષય અને મોહના ખોટા ફંદમાં ફસાવવા સિવાય બીજી અસર કરતી નથી. આવી ખોટી અસર ભુંસાડવાને કર્ત્તવ્યદર્શક અને અધ્યાત્મ રસનાં પુસ્તકો બહાર પડવાની ઘણી જરૂર છે.

પંડિત મુનિ મહારાજ શ્રી **રત્નચન્દ્રજી સ્વામી** કે જેઓ હાલમાં પોતાના ગુરૂવર્ય મહારાજ શ્રી **ગુલાબચન્દ્રજી સ્વામી**ની સાથે મુંબઇની પ્રજાને પોતાની વાણીનો મધુર આસ્વાદ ચખાડે છે, તેમના રચેલા "કર્ત્તવ્ય–કૌમુદી" નામના પુસ્તકની બીજી આવૃત્તિની એક નકલ લગભગ દોઢેક વર્ષ ઉપર મ્હારા જોવામાં આવી. બાળક, યુવાન, વૃદ્ધ, સ્ત્રી કે પુરૂષ, સર્વને એકસરખી રીતે ઉપયોગી થઇ પડે અને સરસ બોધ પૂરો પાડે તેવા આ પુસ્તકે મારા મન ઉપર ઘણી જ ઉમદા છાપ પાડી. સંસ્કૃત શ્લોકોની રચના પણ સાદી, સરલ અને સંસ્કૃતવિલાસીઓને મનોરંજક જોવામાં આવી.

આ પુસ્તકની કેટલીએક નકલો ખરીદી મેં મારા મિત્રવર્ગમાં વ્હેંચી આપી. થોડા વખતમાં તો બીજી આવૃત્તિ ખલાસ થઇ ગઇ, તેથી કેટલાએકની માંગણીનો નિરાશા સાથે નકારસૂચક જવાબ આપવો પડયો. આ પુસ્તકે મારા મનમાં એક જાતની લાલચ ઉત્પન્ન કરી તે એ કે આવું બીજું પુસ્તક મહારાજશ્રીનું રચેલું હોય તો તે મારા તરફથી બહાર પાડવું. મુબઇ સ્થાનકના સેક્રેટરી જેઠાલાલ રામજી શાહ પાસે મેં મારી ઇચ્છા જાહેર કરી. જોકે મહારાજશ્રીની પ્રશંસા સાંભળી તેમના વચનામૃતોનું પાન કરવા ગત ચાતુર્માસ્યમાં ક્યારથીએ હું આકર્ષાયો હતો અને દરરોજ વ્યાખ્યાનમાં હાજરી આપતો હતો, પણ સ્થાનકમાં સાધુઓના વ્યાખ્યાનમાં આવવાની મ્હારી આ પ્રથમ શરૂઆત હતી, તેથી મહારાજશ્રીની રૂબરૂમાં વાતચીતનો પ્રસંગ લઇ શકયો નહોતો. મ્હારા મિત્ર જેઠાલાલભાઇની માર્ફત મ્હારી ઇચ્છા મેં મહારાજશ્રી સમક્ષ પહોંચાડી. મહારાજશ્રીએ તેના જવાબમાં જણાવ્યું કે " 'કર્ત્તવ્ય-કૌમુદી' કરતાં પણ પહેલાં રચાએલું એક **'ભાવના-શતક'** નામનું પુસ્તક તૈયાર છે. સરલ અને સાદી સંસ્કૃત ભાષામાં જુદા જુદા છંદોમાં એકસો શ્લોકો રચાએલા છે. તેની રચના સંવત્ ૧૯૬૨ ની સાલમાં થએલી છે. તેમાં આઠ આઠ શ્લોકોથી અનિત્ય આદિ બાર ભાવનાનું વર્ણન આપવામાં આવ્યું છે. અમદાવાદથી સુરત ભણી વિહાર કરતાં રસ્તામાં તેનું ગુજરાતી ભાષાંતર લખવામાં આવ્યું છે, અને સુરતના ચાતુર્માસ્યમાં ૨૫ કાવ્યોનું વિવેચન પણ લખાઇ ચૂકયું છે; પણ ત્યારપછી અભ્યાસમાં પડવાથી અને મુંબઇ આવ્યા પછી અવકાશ થોડો મળવાથી વિવેચન આગળ લખાયું નથી." મેં અરજ કરી કે આપને જ્યારે વખત મળે ત્યારે તેનું વિવેચન પૂરૂં કરી તે પુસ્તક બહાર પાડવાની મ્હારી વિનંતિ ધ્યાનમાં લેશો. મહારાજશ્રીનું ગત ચાતુર્માસ્ય પૂરૂં થયું, પણ મુંબઇના શ્રાવકોના મનની પૂરી તૃપ્તિ થઇ નહિ. શ્રી સંઘે મહારાજશ્રીને આગ્રહ કરી બીજા ચાતુર્માસ્યને માટે રોકયા. મહારાજશ્રી પનવેલ ઉરણ તરફ વિહાર કરી ઘાટકોપર ચાતુર્માસ્ય કરવા પધાર્યા. અધૂરૂં રહેલું 'ભાવના-શતક' નું વિવેચન ઉરણમાં લખવું શરૂ કર્યું, અને ઘાટકોપરના ચાતુર્માસ્યમાં પૂરૂં કર્યું.

મારા તરફથી તે પુસ્તક બહાર પાડવાની કરેલી વિનતિ મંજુર રખાઇ, તેને માટે મને અત્યંત આનંદ થયો, કારણકે પુસ્તકનો વિષય વાંચતાં જે પ્રકારની જરૂરીયાત હું ધારતો હતો તે પૂરી પડતી જણાઇ. નાટક, ખેલ, તમાસા વગેરે જાતનાં પુસ્તકો વાંચવાથી મન ઉપર જે માઠી અસર થઇ હોય તે અસર સદરહુ પુસ્તક વાંચવાથી ઉપશાંત થાય એમ મને ખાત્રીથી જણાય છે. પ્રથમની પાંચ ભાવનામાં સંસારી પુરૂષો જે વસ્તુ ઉપર મોહમુગ્ધ બનેલા છે તેની વાસ્તવિક સ્થિતિ કેવી છે, તેનો પાયો કેટલો મજબૂત છે અને ટકાવ કેટલો છે, તેનો સંબંધ કેટલા વખતનો છે, તે સર્વ વિસ્તારથી જણાવ્યું છે. છઠ્ઠી અશુચિ ભાવનામાં શરીરની આંતરિક સ્થિતિનું નિદર્શન કરાવ્યું છે. આગલી ૭ ભાવના યુવકોને મનથી ભાવવાની છે અને તેના ઉપર લક્ષ્યબિંદુ રાખવાનું છે, ત્યારે ત્રીજી અવસ્થાના પુરૂષોને તો ભાવનાથી તે સ્થિતિનો નિશ્ચય કરી તે પ્રમાણે વર્તવાનું છે. આગલી ૭ ભાવના બહારની સામાન્ય સ્થિતિનું દર્શન કરાવે છે. પાછલી ૭ ભાવના આત્માની જુદી જુદી સ્થિતિનું ભાન કરાવે છે. તેમાં સાતમી આશ્રવ ભાવના આત્માની કર્મબંધવાળી સ્થિતિનું ભાન કરાવી તેનાથી અટકાવવાનો બોધ આપે છે. આઠમી સંવર ભાવના આત્માની ઉજજવલતા કેમ જળવાય તેનો માર્ગ બતાવે છે. નવમી નિર્જરા ભાવના આત્માને વળગેલાં કર્મો કેવી રીતે દૂર થાય તે જણાવે છે. દશમી લોક ભાવના આત્માને ભ્રમણ કરવાના ક્ષેત્રની વિશાળતા બતાવે છે. અગીયારમી બોધિદુર્લભ ભાવના આત્માને સારા સંયોગો કેટલી મુશ્કેલીએ મળે છે તે જણાવી તેવા સંયોગો મળ્યા હોય તો તેને વ્યર્થ ન ગુમાવવાનો બોધ આપે છે. બારમી ધર્મ ભાવના આત્માને ઉચ્ચગામી બનાવવાનો સીધામાં સીધો કયો રસ્તો છે તે જણાવે છે. સો શ્લોકોમાં વર્ણવેલી બાર ભાવનાઓ દરેકના મનને ઘણી ઉંચી ટોચ ઉપર લઇ જાય છે, કે જ્યાં દુષ્ટ વાતાવરણનો સ્પર્શ પણ થઇ શકે નહિ, તેવી પવિત્ર ભુમિમાં મનને વિહાર કરાવી સચ્ચારિત્ર્યની ટોચે પુગાડે છે. શતક ઉપરાંત પરિશિષ્ટ તરીકે મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાનાં ચાર પદ્યો સુંદર રાગોમાં યોજ્યાં છે. એકંદર સોળ ભાવનાનાં સોળ

અષ્ટકો સંસ્કૃત જાણનારાઓને પણ અત્યન્ત આનંદ ઉપજાવે તેવાં છે. આ પુસ્તક છપાવવાનો હેતુ માત્ર વાંચનના શોખીનોને ઉત્તમ બોધ પૂરો પાડવાનો છે. મારે જણાવવાની જરૂર નથી કે સુપરરોયલ ૨૩ ફોર્મનું સોનેરી અક્ષરવાળા પાકા પુંઠાનું દળદાર પુસ્તક કાગળની મોંઘવારી છતાં ઓછી કિમ્મતે વેચવાનું ઠરાવ્યું છે, તે સાધારણ વર્ગના માણસો પણ ખરીદી વાંચી શકે તેટલા માટે છે. આ પુસ્તકની ઉપજતી કિમ્મતનો પણ ફરી તેવાં જ પુસ્તકો છપાવવામાં ઉપયોગ કરવાનો છે.

આ પુસ્તક છપાવવાના કામકાજમાં **શાહ હેમચંદ રામજીભાઇ** તેમ જ **શાહ** ચુનીલાલ વર્ધમાને ઘણી મદદ કરી છે, તેથી તેમનો આભાર માનું છું.

કોટ, બજારગેટ, મુંબઈ.
સં. ૧૯૭૩ માગસર વદ ૧.

લિ. સેવક
**વંદ્રાવન દયાલ.**



# ઉપોદ્‌ઘાત.

यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥

As a man thinketh, so he becometh : *Bible.*

પૂર્વ અને પશ્ચિમ આ પ્રમાણે આત્માના અસ્તિત્વને માન્ય રાખવાની સાથે તેના પરમ કલ્યાણનો માર્ગ 'મનસ્' માં થઇને પસાર થાય છે, એટલું તો એકમતે માન્ય રાખે છે. ભૂ અર્થાત્ 'થવું' 'હોવું' એ ધાતુમાંથી ભાવના શબ્દ સિદ્ધ થયો છે, અને તેનો ધાત્વનુસારી અર્થ કરીએ તો એવો થાય કે 'જેના જેવા આપણે થવું જોઇએ તે.' 'ભાવના' શબ્દનો સહેલો ગુજરાતી અર્થ કરીએ તો તેને આપણે 'વિચાર' 'આશય' કે 'ઇચ્છા' કહીએ, છતાં જે રહસ્યાર્થ 'ભાવના' શબ્દમાં વ્યક્ત થાય છે, તે એ શબ્દોમાં વ્યક્ત થતો નથી અને તેથી 'ભાવના' શબ્દનો માત્ર એક જ શબ્દમાં અર્થ કરવા જતાં આપણને અસંતુષ્ટ થવું પડે છે. મસ્તિષ્કમાં ઉપસ્થિત થતો 'વિચાર' એને આપણે 'ભાવના' શબ્દનો અપૂર્ણ અર્થ દર્શાવવા માટે જડી આવતો સહેલામાં સહેલો શબ્દ કહીશું; પરન્તુ મગજમાં તો અનેક વિચારો જન્મ પામે છે, બદલાય છે અને પુનઃ અદૃશ્ય થઇ જાય છે, એટલે મનુષ્યનું મગજ હમેશાં વિચારો કરવામાં ઉદ્યુક્ત જ રહ્યા કરે છે; એવા પ્રત્યેક વિચારને કાંઇ 'ભાવના' કહી શકાય નહિ. 'ભાવના' વાળા વિચારમાં તો કોઇક વિશિષ્ટ લક્ષણ રહેલું હોવું જોઇએ. 'ભાવના' એ જન્મીને બદલાઇ જતો કે અદૃશ્ય થઇ જતો અદૃઢ વિચાર ન હોવો જોઇએ, પરન્તુ એક દૃઢ વિચાર હોવો જોઇએ. એક દૃઢ વિચાર પણ જો એ મનુષ્યના જીવન ઉપર કાયમની અસર કરનારો ન નીવડે તો તે નિરર્થક છે અને તેથી તેને ભાવના કહી શકાય નહિ. પરન્તુ એટલા ગુણોવાળા વિચારથી પણ ભાવનાનું સંપૂર્ણ લક્ષણ બાંધી શકાતું નથી. એક મોટો દૃઢ વિચાર હોય અને તેની અસર મનુષ્યજીવન ઉપર કાયમની થતી હોય, તો શું તેને ભાવના કહી શકાશે?

નહિ જ. એ દૃઢ વિચાર સત્યયુક્ત અને હિતકર હોવો જોઇએ. તેમાં એવા ગુણો હોવા વિના તેને ભાવના કહી શકાય નહિ. એટલે હવે આપણે કહીશું કે એક સત્યયુક્ત અને હિતકર દૃઢ વિચાર કે જે મનુષ્યજીવન ઉપર કાયમની અસર નીપજાવી શકે તેને જ 'ભાવના' કહી શકાય

આવા ગુણયુક્ત વિચારનું–ભાવનાનું ચિંતન કરવું એવું સર્વ ધર્મશાસ્ત્રો કહે છે અને ધર્માચાર્યો કહી ગયા છે, કારણકે ઉપર જણાવ્યું તેમ મનુષ્યના આત્માના કલ્યાણનો માર્ગ 'મનસ્' રૂપી ક્ષેત્રમાં થઇને પસાર થાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે 'ભાવના' ભાવવાનો હેતુ 'મનસ્' માંથી અનિષ્ટ કચરો સદ્જ્ઞાનપૂર્વક દૂર કરીને આત્મકલ્યાણ માટેનો માર્ગ મોકળો કરવાનો છે. જડ અને આત્માને પિછાણીને મનુષ્યજીવનના લક્ષ્યબિંદુ તરફ આત્માને દોરી જવો એ હેતુપૂર્વક ભાવનાઓનું ચિંતન કરવાની મનુષ્યમાત્રને આવશ્યકતા છે. મનુષ્યજીવનનું લક્ષ્યબિંદુ એ નિર્વાણ અથવા મોક્ષરૂપી ઉજ્જવલ દીપક છે. હેમચંદ્રાચાર્ય કહે છેઃ दीपिका खलु निर्वाणा, અને એ દીપિકાને પ્રાપ્ત કરવા માટે જડ તથા આત્માનો ભેદ પિછાણવાની જરૂર છે. एगं जाणइ सो सव्वं जाणइ અર્થાત્ એકને જાણે છે તે સર્વને જાણે છે, એ સત્ય આત્માને અનુલક્ષીને ઉપદેશવામાં આવેલું છે. આત્મા અને જડના જ્ઞાનવડે જ સર્વ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. વિવેકચૂડામણિમાં શંકરાચાર્યે કહ્યું છેઃ—

शब्दजालं महारण्यं चित्तभ्रमणकारणम् ।
अतः प्रयत्नाद् ज्ञातव्यं तत्त्वज्ञात्तत्त्वमात्मनः ॥

અર્થાત—શબ્દજાળ એ ચિત્તને ભ્રમિત કરનારૂં મોટું અરણ્ય છે, માટે તેમાં નહિ અટવાતાં તત્ત્વજ્ઞ પુરૂષ પાસેથી પ્રયત્નપૂર્વક આત્મતત્ત્વ જાણી લેવું. એ પ્રમાણે આત્માની પિછાણ ઉપર જ નિર્વાણરૂપી દીપિકા પ્રાપ્ત કરવાનો આધાર રહેલો હોવાથી જે ભાવનાઓવડે મનસ્માંથી અનિષ્ટ કચરો કાઢીને માર્ગ મોકળો કરવો જોઇએ તે ભાવનાઓ ઉચ્ચ આત્મતત્ત્વનું પ્રતિપાદન કરનારી–તેની પિછાણ કરાવનારી હોવી જોઇએ.

પોતાના આત્માની સ્થિતિ આ જગતમાં કેવી છે તેનું જ્ઞાન મનુષ્યને

પહેલું મળવાની જરૂર છે. એ સ્થિતિનું જ્ઞાન થયા પછી એ આત્મા કોણ છે, કેવો છે તથા કેવા સંયોગોમાં મેલાયો છે તેની પિછાણ તેને થવી જોઇએ. એટલું જ્ઞાન થયાથી મનુષ્ય પોતાના મનસ્થી અનિષ્ટ મળને દૂર કરવાની પ્રવૃત્તિમાં જોડાઇ શકે છે. એ મળ દૂર કરવા માટે તે, જે નવીન વિચારની શ્રેણીએ સ્વાભાવિક રીતે ચડવો જોઇએ તે શ્રેણીનાં પગથીયાં જુદાં જુદાં છે. આત્મા સંબંધી જ્ઞાન મેળવવાથી તે એટલું તો જાણી શકયો હોય છે કે मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः અર્થાત્ બંધ અને મોક્ષનું કારણ માણસનું મન જ છે અને તેથી એ મનદ્વારા મળ ભરાઇ ન જાય તેની સાવચેતી રાખવાની આવશ્યકતા તે સમજે છે. નવો મળ ભરાય નહિ તેટલા માટે એ મળ ભરાવાના માર્ગો બંધ કરવા સારૂ એ માર્ગો તેણે જાણવા જોઇએ અને તે સાથે નવો મળ ઉત્પન્ન ન થાય તેટલા માટે સાવચેતીના ઉપાયો લઇ રાખવા જોઇએ. આટલી સાવધાનતા વાપર્યા પછી તે ભરાઇ ચૂકેલા જૂના મળને ધીમે ધીમે દૂર કરવાના કામમાં ઉદ્યત થઇ શકે છે. એ ઉદ્યમને અંગે તે આત્માને નિર્મળ કરવાનો લાભ મેળવી શકે છે, પરન્તુ તેના પરમ કલ્યાણને માટે હજી એટલો ઉદ્યમ પૂરતો થઇ શકતો નથી. આ લોકમાં પોતે જે લક્ષ્યબિંદુએ પહોંચવાનું છે તે લક્ષ્યબિંદુનું ભાન તેને હજીસુધી થયું હોતું નથી તે થવાની જરૂર હોય છે. એ લક્ષ્યબિંદુ પર ધ્યાન રાખવાનું શીખ્યા પછી તે સત્ય જ્ઞાન અને ધર્મની પ્રાપ્તિમાં अप्रमत्तो भूत्वा विजयस्व એ આદેશને અનુસરીને પરમ કલ્યાણ સાધી શકે છે. જેવી રીતે ગુણસ્થાનનો ક્રમ પગથીયે પગથીયે ચડાય છે, તેવી જ રીતે આત્મા અને જડના જ્ઞાનમાં, આત્માને જડથી અલગ કરવાના ઉદ્યમમાં અને છેવટે નિર્મળ થએલા આત્માને તેના કલ્યાણને માર્ગે પ્રેરવામાં ભાવનાઓ ભાવવામાં પણ ક્રમે ક્રમે ચડી શકાય છે.

આત્મકલ્યાણ સાધવાની સીડીએ ચડવા માટે જે ઉત્તમ ભાવનાઓરૂપી સહાયકોની સહાયની જરૂર છે તે ભાવનાઓ ઉક્ત સીડીનાં પગથીયાંને બરાબર રીતે ઓળખીને સર્વ રીતે સંપૂર્ણ સહાય આપનારી હોવી જોઇએ. આ ભાવનાઓ જૈન શાસ્ત્રમાં બાર પ્રકારની કહી છે અને એ બાર ભાવ-

નાઓ આત્મતત્ત્વ સંબંધી પૃથક્ પૃથક્ પ્રકારનું જ્ઞાન મસ્તિષ્કને કરાવીને તેનું ચિંતન કરવાનો ઉપદેશ કરીને અને એ ચિંતનદ્વારા ભાવનાઓ મનુષ્યની સ્વભાવસિદ્ધ વિશિષ્ટતાઓ બની જવી જોઇએ એવું કહીને મનુષ્યને આત્મકલ્યાણ સાધવામાં સહાય કરે છે, બલકે એ ભાવનાઓ જ આત્મકલ્યાણ સાધી આપે છે. પહેલી અનિત્ય ભાવનાદ્વારા આ જગતની અનિત્યતાનું ચિંતન કરવાનું છે. જ્યાંસુધી આત્માની સ્થૂળ સંપત્તિઓનું જ્ઞાન મનુષ્યને થતું નથી, ત્યાંસુધી તેની સૂક્ષ્મ સંપત્તિઓનો ખ્યાલ તેને આવી શકતો નથી. આ જગતમાં સઘળી અનિશ્ચિત વસ્તુમાં એક વાત નિશ્ચિત છે અને તે એ છે કે "વસ્તુ માત્રના પર્યાયો ક્ષણે ક્ષણે ફર્યા કરે છે." જગતની કોઇ પણ વસ્તુ નિત્ય નથી. ત્યારે નિત્ય શું છે? એક માત્ર આત્મા. આ પ્રમાણે પહેલી જ ભાવનાદ્વારા જડ જગતથી ચેતન આત્માનું પૃથક્ત્વ બતાવીને આત્માને સ્થૂળ સંપત્તિરૂપ જગત્ કોઇ રીતે કામનું નથી એમ બતાવ્યું. તેની બીજી સ્થૂળ સંપત્તિ આ દેહ અને તે દેહ ઉપર મમત્વ ધરાવતાં આપ્તજનો છે, પરન્તુ બીજી અશરણ ભાવના કહે છે આત્માને તે સઘળું પણ નિરૂપયોગી છે. તેના કલ્યાણને માટે સ્થૂળ દેહ કે સ્વજનો કોઇ પણ કામમાં આવે તેમ નથી અને તેથી નિશ્ચયનયની અપેક્ષાએ આત્મા 'અશરણ' છે—શરણરહિત છે. ત્યારબાદ આત્મા જે સ્થૂળ સંયોગોમાં મેલાયો છે એ સંયોગોની વિચારણા કરવાથી આત્માને આ જગતમાંની પોતાની સ્થિતિનું સંપૂર્ણ ભાન થાય છે. જે સંયોગમાં તે મેલાયો છે તે આ 'સંસાર' છે અને તેથી ત્રીજી—સંસાર ભાવનાદ્વારા સંસારની સારરહિતતાનું ચિંતન કરીને વૈરાગ્યવાન થવું એ તેનો ઉપદેશ છે. વસ્તુતઃ સંસાર ભાવનાદ્વારા મનુષ્યે રાગદ્વેષનો ત્યાગ કરવાનું શિક્ષણ મેળવવાનું છે. આ સંસારનો એકદમ ત્યાગ કરી નાંખવો જોઇએ અને તો જ સંસારભાવનાનું ચિંતન કર્યું કહેવાય એવો તેનો ઉપદેશ નથી; પરન્તુ સંસાર દુઃખમય છે અને જન્મમરણના ચક્રમાં ફરતાં ખરી રીતે સુખ લેશ માત્ર નથી એવી દૃઢ માન્યતાપૂર્વક સંસારના સ્વરૂપનો વિચાર કરવો અને પૂર્વ કર્મને યોગે આ સંસારમાં આવવું પડ્યું છે પરન્તુ પુનઃ એવા ફેરામાં ન પડવું પડે

એવી ઇચ્છાપૂર્વક વૈરાગ્યવાન્ થઇને આત્મસ્વભાવમાં રહેલું અનંત અમર સુખ મેળવવા પ્રયત્ન કરવો. સંસારમાંથી વિરતિ પ્રાપ્ત કરવા માટે વૈરાગ્યની જરૂર છે અને વૈરાગ્યને માટે જ્ઞાનની જરૂર છે, તેટલા માટે કહ્યું છે કે ज्ञानस्य फलं विरतिः। જ્ઞાનનું સ્વાભાવિક ફળ જ વિરતિ છે અને જડ તથા આત્માના જ્ઞાનપૂર્વક સંસારમાંથી વિરતિ પ્રાપ્ત કરવા માટે વૈરાગ્યવાન્ થવું એ આ કથનનો ઉદ્દેશ છે.

આત્માના જડ વસ્તુઓ સાથેના સંબંધનું જ્ઞાન મેળવ્યા પછી તેની સૂક્ષ્મ સ્થિતિનું જ્ઞાન મેળવવાની જરૂર ઉભી થાય છે. ચોથી અને પાંચમી 'એકત્વ' તથા 'અન્યત્વ' ભાવના દ્વારા એ જ્ઞાન પ્રાપ્ત કરીને તેનું ચિંતન મનુષ્યે કરવાનું છે. એ ચિંતનને અંતે આત્મા કોણ છે, કેવો છે અને કેવા સંયોગોમાં મેલાયો છે તે વિષેનું મનુષ્યનું જ્ઞાન પૂર્ણ થઇ શકે અને પછી તે તેના કલ્યાણની શ્રેણીએ ચડવાને સમર્થ થાય. એકત્વ ભાવનાદ્વારા આત્માની એકાકિનતાનું ચિંતન કરવાનું છે, એટલેકે જીવ દેહમાં એકલો જ જન્મે છે અને એકલો જ મરે છે, તે એકલો જ કર્મનો કર્તા છે અને એકલો જ કર્મનો ભોક્તા છે. एकः परभवे याति, जायते चैक एव हि અર્થાત્ જીવ એકલો જ પરભવમાં જાય છે અને એકલો જ જગતમાં ઉત્પન્ન થાય છે. અશરણ ભાવનાદ્વારા મનુષ્યને જે આત્માના અનાથત્વનું જ્ઞાન થાય છે તેમાં રહેતી ત્રુટી આ 'એકત્વ' અને 'અન્યત્વ' ભાવનાદ્વારા પૂરી થાય છે. 'અશરણ' ભાવના જગતના સ્થૂળ સંબંધને અનુલક્ષીને હતી ત્યારે એકત્વ અને અન્યત્વ ભાવના તેના સૂક્ષ્મ અવસ્થાનનું જ્ઞાન આપે છે. જેવી રીતે આત્મા એકલો જ કર્તા અને ભોક્તા છે, તેવી જ રીતે સર્વ વસ્તુઓથી 'અન્ય' અર્થાત્ 'ન્યારો' છે. આ ભાવનાદ્વારા જૈનોનું अद्वैतवादित्व દર્શાવવામાં આવ્યું છે. આત્મા સિવાયની સર્વ બાહ્ય વસ્તુઓ જડ છે અને આત્માને તેની સાથે કશો સંબંધ નથી, બલકે પોતાના દેહ સાથે પણ તેને સંબંધ નથી એવું દર્શાવતાં છઠ્ઠી અશુચિ ભાવનામાં પોતાના દેહની અસારતાનું જ્ઞાન મનુષ્યને કરાવ્યું છે. દેહ એ આત્મા નથી પરન્તુ આત્માનું વસ્ત્ર છે અને એ અશુચિ વસ્ત્ર ઉપર રાગ કે મમત્વ રાખવાથી આત્મ-

કલ્યાણ સધાવાનું નથી એવો ઉપદેશ એ ભાવનાદ્વારા મનુષ્યને મળે છે. અહીં આગળ આત્માનાં સર્વ લક્ષણોનું મનુષ્યને થવું જોઇતુ જ્ઞાન પૂર્ણ થાય છે, અને પછી મનુષ્યે એ આત્માને નિર્મળ બનાવીને કલ્યાણના માર્ગે આગળ વધારવાની આંવશ્યકતા ઉભી થાય છે.

આત્મા કોણ છે, કેવો છે, અને કેવા સંયોગોમાં મેલાયો છે એ જાણ્યું એટલે તે મનુષ્યની બુદ્ધિ આગળ તેના નગ્ન–Naked સ્વરૂપમાં રજુ થાય છે. તે વખતે મનુષ્ય સમજે છે કે, જો આત્મા આવો છે, દેહ આવો છે, સંસાર આવો છે અને આખું જગત્ આવું છે, તો પછી આ-જસુધીમાં આત્મા અનેકશઃ કલુષિત થયો હોવો જોઇએ–તેમાં મળ ભરાયો હોવો જોઇએ. એ કલ્પનાને અંતે તે સમજે છે કે–તેને સાક્ષાત્કાર થાય છે કે અનેક પ્રસંગે અને અનેક રીતે પોતાનો આત્મા મલિન થયો છે અને તેથી તેને નિર્મળ કરવો જોઇએ. જેવી રીતે રોગી માણસના શરીરમાંથી રોગને દૂર કરવા માટે પહેલાં તેણે રોગ થવાનાં કારણો જાણવાં જોઇએ, એ કારણોને અટકાવવાં જોઇએ અને પછી ભરાઇ ગએલા રોગને ઔષધોપચારદ્વારા દૂર કરવો જોઇએ, તેવી જ રીતે આત્માને જે કર્મરૂપી મળ લાગ્યો હોય છે તેને સાફ કરવાને પણ તેવો જ પ્રયત્ન કરવો જોઇએ. એ વિધિ કર્મ ચોંટવાનાં કારણોને જાણવાનો, કર્મોને અટકાવવાનો અને જૂનાં કર્મોને ખંખેરી નાંખવાનો છે. એ વિધિનું સૂચન કરનારી સાતમી આશ્રવ ભાવના, આઠમી સંવર ભાવના અને નવમી નિર્જરા ભાવના છે. મિથ્યાત્વ, અવિરતિ આદિ જે દોષોથી આત્માને કર્મ વળગે છે તે દોષોનું જ્ઞાન મેળવવું અને ઇચ્છવું કે એ દોષો દૂર થાય તે આશ્રવ ભાવના છે. નવાં કર્મ આત્માને વળગે નહિ તેટલા માટે જેથી નવાં કર્મ વળગે તે દોષોને બંધ કરવા, એટલે કે સમ્યગ્ જ્ઞાનથી મિથ્યાત્વને અટકાવવું, વિરતિથી અવિરતિનો રોધ કરવો, ક્ષમાથી ક્રોધનો ધ્વંસ કરવો ઇત્યાદિ વિધિને ‘ સંવર ’ કહે છે. કર્મનાં કારણો જાણ્યાં અને એ કારણોને નષ્ટ કર્યાં એટલે નવાં કર્મો બંધાતાં અટક્યાં, પરન્તુ જૂનાં કર્મોને ખપાવવાનું કાર્ય હજી બાકી રહે છે અને એ કાર્ય નિર્જરા

ભાવનાદ્વારા બજાવવાનું હોય છે. આ પ્રમાણે નવાં કર્મોનું આગમન થતું અટકવાથી અને જૂનાં કર્મોનું નિર્જરન થઇ જવાથી આત્મા નિર્મળ થઇ શકે છે અને પછી પોતાના કલ્યાણના માર્ગે આગળ વધવાનું અવશિષ્ટ કાર્ય તેને માટે રહે છે.

આત્મકલ્યાણનું છેવટ નિર્વાણ અથવા મોક્ષ છે. નિર્વાણપ્રાપ્તિ એ આત્માનું લક્ષ્યબિંદુ છે, પરન્તુ એ લક્ષ્યબિંદુ આત્માથી કેટલું દૂર છે, માર્ગમાં કેવાં કેવાં સ્થાનો આવે છે અને તેમાંથી પસાર થયા પહેલાં કેવી યોગ્યતા આત્માએ મેળવવી જોઇએ તેનું ખરેખરૂં ભાન થયા વિના આત્માને એ લક્ષ્યબિંદુની અવસ્થિતિ વિષે ખરી કલ્પના આવી શકતી નથી. આ કલ્પનાને અર્થે દશમી-લોક ભાવના નિર્માણ થએલી છે. લોકનો વિસ્તાર કેવો છે, કેટલો છે, કેવી કેવી ઋદ્ધિવાળા જીવો તેમાં રહેલા છે, કેવી કરણીદ્વારા તેઓ તેવી ઋદ્ધિને પ્રાપ્ત થએલા છે અને ઉચ્ચતમ ઋદ્ધિ ધરાવનાર સિદ્ધ ભગવાન્ કયાં બિરાજી રહ્યા છે તેનું ચિંતન એ ભાવનામાં કરવાનું છે. એટલું જાણ્યા પછી જે કાંઇ બાકી રહે છે તે જ્ઞાન અને ધર્મની પ્રાપ્તિ જ માત્ર છે. સત્ય જ્ઞાન દુર્લભ છે માટે સર્વજ્ઞ ભગવાને પ્રરૂપેલાં સિદ્ધાંતો ઉપર શ્રદ્ધા રાખવી, સતને સત્ તરીકે અને અસતને અસત્ તરીકે ઓળખવું તથા ગુરૂકૃપાએ તેમાં પારંગત થવું એ ભાવનાને 'બોધિદુર્લભ' એવું નામ આપવામાં આવ્યું છે. છેલ્લી અથવા બારમી 'ધર્મ' ભાવના છે. એક ધર્મના આલંબનથી નિર્વાણરૂપ દીપિકાએ પહોંચી શકાય છે; તેથી કેવળજ્ઞાનથી તીર્થંકર ભગવાને જગતના હિતાર્થે લોકોને જે જ્ઞાન ઉપદેશ્યું છે તે સત્ય હોવું જોઇએ એવી શ્રદ્ધા રાખીને દેશવિરતિ તથા સર્વવિરતિરૂપ તેમણે ઉપદેશેલા ધર્મનું પાલન કરવું; આ છેલ્લી ભાવનાના ચિંતન તથા અનુસરણ દ્વારા આત્મા પોતાનું સંપૂર્ણ શ્રેયઃ સાધી શકે છે. ભાવના ભાવવાનું-દૃઢ શુભ વિચારોનું ચિંતન કરવાનું આ રહસ્યયુક્ત મહત્ ફળ છે. ભાવનારહિત સર્વ ક્રિયાઓ અફળ નીવડે છે અને તેથી જ ગુણસ્થાનકની શ્રેણીએ ચડવા માટે ભાવનાઓની સહાયની અનિવાર્ય અગત્ય શાસ્ત્રકારે દર્શાવી છે.

આ દ્વાદશ ભાવનાઓમાં સર્વ રહસ્યની પૂર્ણાહુતિ થાય છે. તેની દ્વારા જે આત્મકલ્યાણ સધાય છે તે જ આત્મકલ્યાણ સાધવા માટે ભાવનાઓની એક બીજી શ્રેણી પણ નિર્માણ કરેલી છે. આ શ્રેણી માત્ર ચાર ભાવનાઓની છે. મૈત્રી ( Love towards equals ), પ્રમોદ (Love towards superiors) કારુણ્ય ( Love towards inferiors) અને માધ્યસ્થ્ય (Indifference towards opposition.) એ પ્રમાણે એ ચાર ભાવના છે. પોતાથી સરખા, પોતાથી ઉંચા, પોતાથી નીચા અને ( ધર્મદષ્ટિથી ) પોતાના વિરોધીઓ ઉપર તથા બીજી પ્રતિકૂળતાઓ ઉપર પ્રેમ-સમાન ભાવ રાખતાં શીખવનારી અર્થાત્ અનુકૂળ પ્રત્યે રાગ અને પ્રતિકૂળ પ્રત્યે દ્વેષ એ બન્ને વૃત્તિઓનો ત્યાગ કરવાનું શિક્ષણ એ ભાવનાઓ આપે છે. રાગ-દ્વેષ એ જ કર્મબંધનું મૂળ છે અને એનો ત્યાગ કરવાથી આત્મા 'સમતા' ને પામીને પોતાનું શ્રેયઃ સાધી શકે છે. જૂદી જૂદી સ્થિતિના જીવો પ્રત્યે પ્રેમ રાખવાના પ્રકારો જૂદા જૂદા દર્શાવ્યા છે અને તેથી એ પ્રત્યેક પ્રકારનાં નામો જૂદાં જૂદાં આપ્યાં છે. પોતાના સરખા જીવો પ્રત્યેના પ્રેમને મૈત્રીભાવના, પોતાથી ઉંચા જીવોપરના પ્રેમને પ્રમોદ ભાવના, પોતાથી હલકા બાળ જીવો-ગરીબ જીવો પ્રત્યેના પ્રેમને કારુણ્ય ભાવના અને પોતાના વિરોધીઓની પ્રત્યે કિંવા પ્રતિકૂળતાઓની પ્રત્યે ઉપેક્ષા અથવા તટસ્થતા પૂર્વકના પ્રેમને માધ્યસ્થ્ય ભાવના, એવું નામ આપવામાં આવ્યું છે. વસ્તુતઃ રાગદ્વેષનો ત્યાગ કરીને સર્વ જીવો પ્રત્યે સમાન ભાવ રાખવો, એ આ ચાર ભાવનાઓનો હેતુ છે.

બાર ભાવનાઓનો બોધ વિસ્તૃતરૂપે ફેલાવવાને આ ગ્રંથની રચના કરવામાં આવી છે. પ્રત્યેક ભાવનાની સમજુતીને માટે એક એક અષ્ટકની-આઠ શ્લોકોની રચના કરી છે અને ઉપસંહાર રૂપે બીજા થોડા શ્લોકોની રચના કરીને આ શતક-સો શ્લોકો પૂરા કરવામાં આવ્યા છે. શ્લોકોમાં જે કથન સંક્ષિપ્ત રચનાથી કરવામાં આવ્યું છે તેને વિશેષાર્થમાં સમજાવવાને અર્થ, વિવેચન અને કેટલેક સ્થળે દૃષ્ટાંતની પણ યોજના કરવામાં આવી છે. આ વિવેચનની એક વિશેષતા એ છે કે મૂળ શ્લોકની રચના કરનાર પંડિત

મુનિરાજ શ્રી રત્નચન્દ્રજીને હસ્તે જ એ સઘળું લખાયું છે અને તેથી તે સંપૂર્ણ અર્થવાહક અને ઘણું રસિક થયું છે. મૂળ શ્લોકની રચના કરતી વખતે પ્રત્યેક શબ્દમાં જે અર્થગાંભીર્યની ધારણા તેમણે રાખી હશે તે ધારણા તેમના જ હસ્તે વિવેચન લખાવાથી સંપૂર્ણ રીતે ફળીભૂત થએલી જોઇ શકાય છે. પાછળ જણાવેલી ચાર ભાવનાઓ આ ગ્રંથનો મુખ્ય વિષય નહિ હોવા છતાં પરિશિષ્ટમાં તત્સંબંધે પૃથક્ પૃથક્ રાગોનાં ચાર સંસ્કૃત પદ્યોની તથા તેના ભાવાર્થની યોજના કરવામાં આવી છે. આ પ્રમાણે ભાવનાઓના બોધના સંબંધમાં આ ગ્રંથ સંસ્કૃત તેમજ ગુજરાતી ભાષામાં અત્યંત ઉપયોગી થયો છે. ભવ્ય જીવો તેના વાચન, મનન અને નિદિધ્યાસનવડે સ્વાત્મશ્રેયઃમાં ઉદ્યુક્ત બને એવી ભાવના સાથે આ ઉપોદ્ઘાત પૂરો કરૂં છું.

સારંગપુર, અમદાવાદ.
તા. ૧૭–૧૨–૧૯૧૬. } ચુનીલાલ વર્ધમાન શાહ.

---

# અનુક્રમણિકા.

ॐ नमो वीतरागाय ॥

# भावना-शतक.

शार्दूलविक्रीडित वृत्तम् ॥

मंगलाचरणम् ।

श्रीवृन्दारकवृन्दवल्लभतरं कल्पद्रुतुल्यं सदा ।
नत्वाऽऽखण्डलमण्डलार्चितपदं श्रीवर्द्धमानं जिनम् ॥
स्मृत्वा हृद्यऽजरामरं गुरुगुरुं निर्मीयते बोधकं ।
भव्यानां भवनाशनाय शतकं सद्भावनानामिदम् ॥१॥

**મંગળાચરણ.**

અર્થ—દેવતાઓના વૃન્દને અતિશય વલ્લભ થયેલા, આશ્રિત જનોને ઇચ્છિત ફળ આપવામાં હમેશ કલ્પવૃક્ષ જેવા, ઇન્દ્રોના સમૂહથી સત્કારપૂર્વક પુજાએલા, અને રાગ દ્વેષને જીતનાર, શ્રી વીર ભગવાનને નમસ્કાર કરી અને ગુરૂના પણ ગુરૂ શ્રી અજરામરજી સ્વામીનું હૃદય-પ્રદેશમાં સ્મરણ કરી, ભવ્ય જીવોના ભવભ્રમણનો નાશ થાય તેવો બોધ આપનાર "ભાવના-શતક" નામનો આ ગ્રંથ રચવામાં આવે છે.

**વિવેચન**—ગ્રંથની શરૂઆતમાં ઇષ્ટદેવનમસ્કરાદિરૂપ મંગળાચરણ કરવાની પદ્ધતિ, શિષ્ટાચારને અનુસરનારી હોવા ઉપરાંત, "श्रेयांसि बहुविघ्नानि" એ નિયમાનુસાર ગ્રંથ સમાપ્તિરૂપ શ્રેયઃ કાર્યમાં આવતાં વિઘ્નોને પણ દૂર કરનાર મનાય છે. એટલા માટે ગ્રંથકારનું લક્ષ્ય મંગળાચરણમાં નમસ્કરણીય કોઇ ઇષ્ટ વ્યક્તિ તરફ ખેંચાય છે. નમસ્કાર કરવાને યોગ્ય તો અનંત વ્યક્તિઓ સામાન્ય રીતે ઉપસ્થિત થાય છે, પણ તેઓ પૈકી જે

વ્યક્તિનો રચનાર અને વાંચનાર ઉપર વિશેષ ઉપકાર છે, જેના વચન-વિલાસથી વર્તમાન કાળમાં પણ વિશિષ્ટ બોધ મળી શકે છે, તે નિકટોપકારી શાસનપતિ ચરમતીર્થંકર મહાવીર સ્વામીને ગ્રંથકાર પ્રથમ નમસ્કાર કરે છે. “ श्री वर्द्धमानम् ” અહીં સર્વત્ર પ્રસિદ્ધ ‘ મહાવીર ’ શબ્દ ન વાપરતાં “ વર્ધમાન ” શબ્દ વાપર્યો છે, તે એટલા માટે કે ગ્રંથકારના મનમાં “ જ્ઞાન-સંપત્તિ, ચારિત્ર્ય-સંપત્તિ અને મોક્ષ-સંપત્તિની સિદ્ધિને માટે ભાવનાની વૃદ્ધિ સત્વર કયે રસ્તે થાય ” એ વિચારો રમી રહ્યા છે. તેને અનુકૂળ થઇ પડે તેવો અર્થ ‘ વર્ધમાન ’ શબ્દમાં સમાયલો છે, એટલે કે તે શબ્દ વૃદ્ધિ અર્થવાળા ‘ वृध् ’ ધાતુમાંથી બનેલો છે અને તે સહેતુક છે. વીરપ્રભુના સમાગમ, દર્શન અને સ્મરણ માત્રથી પણ દરેક ઉચ્ચ વસ્તુની વૃદ્ધિ થવી સંભવિત છે. માટે ‘ વર્દ્ધમાન ’ શબ્દનો પ્રયોગ આ સ્થાને ઉચિત જ છે. અહીં વર્ધમાન શબ્દનાં ચાર વિશેષણો યોજેલાં છે. તેમાં પ્હેલું ‘ જિન-રાગ દ્વેષને જીતનાર ’ એ વિશેષણ વીતરાગ અવસ્થા દર્શક છે. બીજું ‘ कल्पद्रुतुल्यं ’ ( ઇષ્ટ મનોરથો પૂરવામાં કલ્પવૃક્ષ તુલ્ય ) એ વિશેપણ વીતરાગ અવસ્થાના કાર્યરૂપ જ્ઞાન-સંપત્તિ દર્શાવે છે. ‘ દેવતાને વલ્લભ ’ અને ‘ ઇંદ્રથી પૂજિત ’ એ એ વિશેષણો વીતરાગ અવસ્થાની સાહજિક વિભૂતિ યા પૂજાતિશય દર્શાવે છે. નમસ્કરણીય વીર પ્રભુની વીતરાગ અવસ્થા અને તેની સંપત્તિનું આ સ્થળે સ્મરણ કરવાનો હેતુ એ છે કે આ દુનિયામાં પરમ શાંતિનું સ્થાન જો કંઇ હોય તો તે વીતરાગ અવસ્થા જ છે. કહ્યું છે કે—

नवि सुही देवता देवलोए । नवि सुही पुढवीपई राया ॥
नवि सुही सेठ सेणावइ य । एगंत सुही मुणी वियरागा ॥ १ ॥

જે અવસ્થા પરમ શાંતિને આપનાર છે, તે જ અવસ્થા શાંતિના અ-ભિલાષી પુરૂષોને સાધનીય અથવા સ્પૃહણીય છે. ગ્રંથકાર પણ નમસ્કાર કરતાં પોતાની અંતર્ગત ઇચ્છા ઉક્ત વિશેષણો દ્વારા પ્રાર્થનારૂપે પ્રકટ કરે છે કે જે ભાવનાના બળથી વર્ધમાન પ્રભુ વીતરાગ અવસ્થાની જ્ઞાનાદિ સંપત્તિને પામ્યા તે ભાવનાનું ઉચ્ચ બળ અમારામાં પણ આવિર્ભાવ પામો. પૂર્વાર્દ્ધમાં ઇષ્ટ દેવને નમસ્કાર કર્યા પછી ઉત્તરાર્દ્ધમાં એક શાસન પ્રભાવક

ઉપકારી મહાપુરૂષનું સ્મરણ કરવામાં આવે છે. તે મહાપુરૂષ ગ્રંથકારના ગુરૂના પણ ગુરૂ **લીંબડી** સંપ્રદાયને નવું જીવન આપનાર પોતાના જમાનામાં જ્ઞાનનો પ્રકાશ કરનાર પૂજ્ય શ્રી **અજરામરજી** સ્વામી છે.

નમસ્કાર અને સ્મરણનો વ્યાપાર થયા પછી ગ્રંથનો વિષય શું છે, અને ગ્રંથરચનાનું પ્રયોજન શું છે, તે બતાવવાની જરૂર હોવાથી શ્લોકના ચતુર્થ ચરણમાં ગ્રંથકાર વિષય અને પ્રયોજન દર્શાવે છે. અનિત્ય ભાવના, અશરણ ભાવના, સંસાર ભાવના, એકત્વ ભાવના, અન્યત્વ ભાવના, અશુચિ ભાવના, આશ્રવ ભાવના, સંવર ભાવના, નિર્જરા ભાવના, લોક ભાવના, બોધ ભાવના અને ધર્મ ભાવના: એમ બાર પ્રકારની ભાવનાઓનું આ ગ્રથમાં વર્ણન કરવામાં આવશે. એકેક ભાવનાનું આઠ આઠ પદ્યમાં નિરૂપણ થતાં લગભગ એક સો પદ્યોમાં ભાવનાઓનું વર્ણન થઇ જવાનો સંભવ હોવાથી આ ગ્રંથનું નામ "**ભાવના–શતક**" એવું રાખવામાં આવે છે, એટલે બાર ભાવના એ આ ગ્રંથનો વિષય છે. તે ભાવનાનું સ્વરૂપ વાંચવા વિચારવાથી ભવ્ય જીવોના ભવબંધનનો નાશ થાય એ આ ગ્રંથનું પ્રયોજન છે. ભવભીરૂ પ્રવૃત્તિ અને પરિભ્રમણથી થાકી ગએલા જિજ્ઞાસુ જીવો આ ગ્રંથના અધિકારી છે. (૧)



# (१) अनित्य भावना.

[ ભાવનાઓની શરૂઆત અનિત્ય ભાવનાથી થાય છે. અનિત્ય પદાર્થોમાં સૌથી વધારે લલચાવનાર અને દુઃખ આપનાર માયા–લક્ષ્મી છે, માટે પ્રથમ લક્ષ્મીની અનિત્યતાનું વર્ણન અનંતર ત્રણ શ્લોકોથી કરવામાં આવે છે. ]

अनित्यभावना ।

**वातोद्वेल्लितदीपकाङ्कुरसमां लक्ष्मीं जगन्मोहिनीं ।**
**दृष्ट्वा किं हृदि मोदसे हतमते मत्वा मम श्रीरिति ॥**
**पुण्यानां विगमेऽथवा मृतिपथं प्राप्तेऽप्रियं तत्क्षणा–**
**दस्मिन्नेव भवे भवत्युभयथा तस्या वियोगः परम् ॥२॥**

## અનિત્ય ભાવના.

**અર્થ**—હે ભદ્ર ! લક્ષ્મી જગતને મોહ ઉપજાવનારી છતાં, વાયુથી કંપતી દીપકશિખાની પેઠે અસ્થિર અને નાશ પામનારી છે. આવી રીતે તું નજરે જુએ છે, છતાં પણ આ લક્ષ્મી મ્હારી છે એમ જે માની બેસે છે તે શું ત્હારી મૂઢતા નથી ? હે મુગ્ધ ! લક્ષ્મી–સંપત્તિ મળવી તે પુણ્યાધીન છે. પુણ્ય મર્યાદિત હોય છે. મર્યાદા પૂરી થતાં પુણ્યનું અવસાન આવે છે ત્યારે અથવા પોતાનું આયુષ્ પૂર્ણ થતાં પરલોકગમન કરવું પડશે ત્યારે મળેલી લક્ષ્મીનો અવશ્ય વિયોગ થવાનો છે. ખાત્રીથી માન કે કાંતો લક્ષ્મીને છોડી ત્હારે જવું પડશે અગર લક્ષ્મી ત્હને છોડીને જશે. બીજા ભવમાં નહિ પણ આ ભવમાં જ એમાંથી એક પ્રકારે પણ અવશ્ય લક્ષ્મીનો વિરહ થશે. (૨)

**વિવેચન**—જે મનુષ્યો પ્રાપ્ત થએલી લક્ષ્મીનો ગર્વ કરે છે, લક્ષ્મીની સત્તાથી બીજાઓને દબાવે કે સતાવે છે, અપ્રાપ્ત થએલી લક્ષ્મી મેળવવાને ચારે તરફ ફાં ફાં મારી અનર્થો નિપજાવે છે અને પાપના પ્રવાહમાં તણાયા

જાય છે, તેવા મનુષ્યોમાંના એક મનુષ્યને ઉદ્દેશી અપાએલો આ શ્લોકમાંનો બોધ માત્ર એક મનુષ્યને જ લાગુ પડે છે એમ નથી, કિન્તુ ધનમાં લુબ્ધ થએલા દરેક જણુને લાગુ પડે છે. "हतमते" એ સંબોધન પદથી જેઓની મતિ લક્ષ્મીના મદમાં યા તેની લાલચોમાં બ્હેર મારી ગઇ છે, તે દરેક મનુષ્યનું ગ્રહણુ થાય છે. ભલે લક્ષાધિપતિ કે ક્રોડાધિપતિ હોય પણ જે પોતાની પાસે દ્રવ્ય હોવાને લીધે અભિમાન કરે છે, ફાંકડો થઇને ફરે છે, આંખો કપાળે ચડાવી દે છે, તેને શું 'હતમતિ'-મૂઢમતિ ન કહી શકાય? જે મળેલ દ્રવ્યને શાશ્વત માની જમીનમાં દાટી મૂકી માત્ર દ્રવ્યનો સંચય કરે છે તે શું મૂઢમતિ ન કહેવાય? જે વસ્તુ થોડો વખત રહેવાની છે તેને માટે લાખો અને કરોડો વરસો સુધી પોતાને અને બીજાઓને દુઃખ ભોગવવું પડે તેવાં પાપકર્મો બાંધી જે અનર્થ કરે છે તેને શું મૂઢમતિ ન કહી શકાય? કહેવાય જ. હે મંદમતે! લક્ષ્મી મળ્યા પછી તને જે ગર્વ આવે છે, તે તારો દોષ નથી પણ પ્રાયે તેનો જ તે દોષ છે. દારૂમાં જેમ નિસ્સો ચડાવવાનો ગુણુ છે તેમ લક્ષ્મીમાં પણુ નિસ્સો ચડાવવાનો ગુણુ છે. અનુભવી પુરૂષો કહે છે કે એક શેર દારૂમાં જેટલો નિસ્સો છે તેટલો નિસ્સો સો રૂપીયામાં છે. મદિરા પીધા પછી તેના નિસ્સામાં ડાહ્યો માણુસ પણુ ગાંડો બની જાય છે તેમ લક્ષ્મી મળ્યા પછી અજ્ઞ મનુષ્ય ગર્વમાં ગાંડો બની જાય તેમાં શું નવાઇ? અલબત્ત, એટલો તફાવત છે કે મદિરાનો નિસ્સો ગમે તેવા ડાહ્યા માણુસને પણુ ચડે છે ત્યારે લક્ષ્મીનો નિસ્સો માત્ર અજ્ઞ મૂઢ મનુષ્યોને જ ચડે છે. હૃદયમાં કંઇક સમજણુ હોય, સારાસાર વિચારવાની શક્તિ હોય તો તેને લક્ષ્મીનો નિસ્સો ચડતો નથી, પણુ તેવા મનુષ્યો બહુ થોડા હોય છે. હે ભદ્ર! લક્ષ્મી આવ્યા પછી છતી આંખે દેખાતું નથી, છતે કાને સંભળાતું નથી, છતી જીભે પણુ બોલાતું નથી એવી જાતનો એક રોગ ઉત્પન્ન થાય છે તે દોષ પણુ તારો નહિ કિન્તુ લક્ષ્મીનો જ છે. નિસ્સો ચડયા પછી જેમ માણુસ ભાન ભૂલી જાય છે, તેમ ધન મળ્યા પછી ગરીબાઇનું દુઃખ ભૂલી જવાય છે; ગરીબ સગાંવહાલાં પોતાને ઘેર આવ્યા હોય છતાં તે નજરે ચડતાં નથી. તે બિચારાંઓ ધનની મદદ મેળવવાની આશાએ

શ્રીમંતની પાસે પોતાનાં દુઃખની વાતો કરે છે પણ તે તરફ કોણ ધ્યાન આપે? તેવી વાતો સાંભળવાને તો શ્રીમંતને કાને બહેરાશ આવી ગઇ છે એટલે છતે કાને પણ સંભળાતું નથી. કદાચ વારંવાર આજીજી કરતાં થોડા શબ્દો સાંભળ્યા પણ તેથી શું ગરીબોને હા કે નાનો કંઇ જવાબ મળે છે? નહિ જ. ગરીબોની સાથે વાતચીત કરવાને શ્રીમંતની જીભમાં મૂકતાનો રોગ થઇ આવે છે, જેથી છતી જીભે પણ બોલી શકાતું નથી. એક સુભાષિતકારે ખરૂં જ કહ્યું છે કે—

बधिरयति कर्णविवरं । वाचं मूकयति नयनमन्धयति ॥
विकृतयति गात्रयष्टिं । संपद्रोगोऽयमद्भुतो राजन् ॥ १ ॥

હે ભદ્ર! લક્ષ્મીનો ત્રીજો દોષ એ છે કે તે જેની પાસે જાય છે તેને મોજશોખમાં પાડી દે છે, વ્યસની બનાવી દે છે, કામકાજમાં આળસુ અને એદી બનાવે છે, ધાર્મિક ક્રિયામાં વ્રત નિયમ કરવામાં શિથિલ બનાવે છે અને લોભમાં વધારો કરે છે: એવા અનેક દોષોથી ભરેલી લક્ષ્મીને જોઇ તું મનમાં ફુલાય છે? આટલા દોષો હોવા છતાં પણ તે લક્ષ્મી કાયમ તો રહેતી નથી. તેનામાં મ્હોટામાં મ્હોટો દોષ તો વ્યભિચારનો છે. તે એક ધણીને ત્યાં જીવનપર્યંત રહેતી નથી કિન્તુ એકને છોડી બીજાની પાસે જાય છે અને થોડા જ વખતમાં બીજાની પાસેથી ત્રીજાની પાસે જાય છે. માટે જ તેનું નામ ચંચલા-ચપલા પાડવામાં આવ્યું છે. તે એટલી બધી અસ્થિર છે કે તેને વાયુથી કંપાયમાન થતી દીવાની શિખાની ઉપમા આપીએ તો તે બરાબર ઘટે છે. મેદાનમાં રાખેલો દીવો કે જેને ચારે તરફથી પવનના ઝપાટા લાગી શકે તેની શિખા પવનના સપાટા વચ્ચે કેટલી વાર સ્થિર રહી શકે? તેવી જ યા તેથી પણ વધારે અસ્થિર લક્ષ્મી છે. વૃક્ષની છાયા દેખીતી રીતે સ્થિર લાગે છે પણ તે એક ક્ષણ પણ સ્થિર રહેતી નથી. ક્ષણે ક્ષણે પોતાનું સ્થાન છોડી આગળ પાછળ જાય છે. સ્હવારે એક તરફ હોય છે, સાંજે બીજી તરફ જાય છે; તેવી જ રીતે લક્ષ્મી-માયા પણ દેખીતી રીતે સ્થિર લાગે છે પણ તે ક્ષણે ક્ષણે ગતિ કર્યે જાય છે એટલું જ નહિ પણ તે જેટલી ગતિ કરે છે તેટલે અંશે પૂર્વના પુણ્યને ખપાવતી જાય છે.

આશ્ચર્યની વાત તો એ છે કે થોડે થોડે ખવાતાં ખવાતાં પુણ્ય જ્યારે પૂરાં થઇ રહે છે ત્યારે એકદમ લક્ષ્મીનો નાશ થાય છે, તોપણ મૂર્ખ મનુષ્યો તેનો કશો લાભ લઇ શકતા નથી. સત્કાર્યમાં અને સારી સંસ્થામાં તેનો વ્યય કરી પુણ્યની નવીન જ્યોતિ પ્રકટાવી શકતા નથી. તેઓ એમ વિશ્વાસ રાખીને બેસી રહે છે કે આ લક્ષ્મી પાછળથી આપણને કામ આવશે, પણ તેમ વિશ્વાસ રાખવાથી તેઓ છેતરાય છે. પાછળથી તેમને પશ્ચાત્તાપ કરવો પડે છે કેમકે આ ને આ ભવમાં જ લક્ષ્મીનો અવશ્ય વિયોગ થાય છે. વિયોગ બે પ્રકારે થાય છે: એક તો માણસના જીવતાં લક્ષ્મી તેને છોડીને ચાલી જાય છે; બીજી રીતે આયુષ્ય પૂર્ણ થતાં માણસ જ લક્ષ્મીને અહીં પડતી મૂકી ખાલી હાથે પરલોક તરફ પ્રયાણ કરે છે. એ બે રીતે લક્ષ્મીનો વિયોગ થતાં જો તેનો લ્હાવો લેવામાં ન આવ્યો હોય તો છેવટે લક્ષ્મીપતિને માત્ર અફસોસ કરવાનો જ વખત આવે છે. (૨)

लक्ष्मीजन्यसुखदुःखयोस्तुलना ।

त्यक्त्वा बन्धुजनं प्रियां च पितरं मुक्त्वा च जन्मावनि-
मुल्लंघ्याम्बुनिधिं कठोरवचनं सोढ्वा धनं सञ्चितम् ॥
हा कष्टं न तथापि तिष्ठति चिरं कामं प्रयत्ने कृते ।
दुःखं सागरतुल्यमर्जितमभून्नो बिन्दुमात्रं सुखम् ॥३॥

लक्ष्मी प्रत्युपालंभः ।

हा मातः कमले धनी तव सदा वृद्धचै करोति श्रमं ।
शीतादिव्यसनं प्रसह्य सततं त्वां पेटके न्यस्यति ॥
चोरेभ्यः परिरक्षणाय लभते निद्रासुखं नो क्वचि-
द्धौव्यं नो भजसे तथापि चपले त्वं निर्दया कीदृशी ॥४॥

## લક્ષ્મીના સુખ અને દુઃખની સરખામણી.

**અર્થ**—માબાપ, સ્ત્રી, પુત્ર, કુટુંબને છોડી, જન્મભૂમિને મૂકી, સમુદ્ર ઉલ્લંઘી, દુષ્ટ અધિકારીનાં કઠોર વચનો સહન કરી, મહા મુસીબતે ધનનો સંચય કર્યો હોય, એટલું જ નહિ પણ તેનું રક્ષણ કરવાના અનેક ઉપાયો લેવામાં આવ્યા હોય, તોપણ મેળવેલું ધન ઘણા વખત સુધી ટકતું નથી. ખેદનો વિષય તો એ છે કે ધન મેળવવામાં અને સાચવવામાં દુઃખના સાગર જેટલું ભોગવવું પડે છે, ત્યારે સુખ તો એક બિન્દુ જેટલું પણ મળી શકતું નથી, અર્થાત્ સાચવ્યા છતાં પણ અંતે લક્ષ્મી પોતાના વિયોગનું દુઃખ આપતી ચાલી જાય છે. ( ૩ )

## લક્ષ્મીને ઉલંભો.

હે લક્ષ્મી ! ત્હારો માલિક હમેશ ત્હારી કેટલી બધી સેવા કરે છે ? ગમે તેવી ટાઢ પડતી હોય કે સખ્ત તાપ પડતો હોય તોપણ ટાઢ અને તાપને ગણકાર્યા વગર ત્હારે માટે ગામોગામ રઝળે છે. ત્હને પેટી-પટારામાં કે તીજોરીમાં સાચવીને રાખે છે, ત્યારે પોતે ગમે ત્યાં પડયો રહે છે. ચોર લુંટારાઓથી ત્હને બચાવવાને પોતે નિદ્રા પણ લેતો નથી. કામ પડયે પોતાના પ્રાણનો પણ ભોગ આપે છે. ત્હારે માટે આટલી બધી તકલીફ ત્હારો માલિક ઉઠાવે છે, તોપણ હે ચપલે લક્ષ્મી ! તું સ્થિરતા રાખતી નથી અને ત્હારા ધણીને તું કામે લાગતી નથી ! આ કેટલી બધી ત્હારી નિર્દયતા ?! ઉપકારનો બદલો અપકારમાં જ વાળે છે કે શું ? ( ૪ )

**વિવેચન**—તે જ વસ્તુ ઉપાદેય ગણી શકાય કે જે વસ્તુના આદિમાં કંઇ સુખની પ્રાપ્તિ થાય, યા સુખે સુખે મેળવી શકાય. કદાચ મેળવવામાં સુખ ન હોય કિન્તુ દુઃખે કરી મેળવી શકાતી હોય પણ મળ્યા પછી જો તેમાંથી કંઇ સુખ પ્રાપ્ત થતું હોય તોપણ તે ઇચ્છવાલાયક માની શકાય. છેવટે મધ્યમાં પણ કદાચ સુખ ન મળતું હોય તો અંતના સુખની અભિલાષાએ પણ મધ્યમાં દુઃખ વ્હોરી લઇ તે વસ્તુ મેળવવાનો મનુષ્યનો પ્રયત્ન કંઇક વાજબી ગણી શકાય. પણ જેમાં પહેલાંએ દુઃખ, વચ્ચે પણ દુઃખ,

અને અંતે પણ દુઃખ તેવી વસ્તુ મેળવવામાં જે મનુષ્યો પોતાની આખી જીંદગી ગુમાવી નાંખે છે તેઓ કેટલી મ્હોટી ભૂલ કરે છે? લક્ષ્મીને માટે ફાંફાં મારનારાઓને પણ આ જ કોટિના મનુષ્યો ગણી શકાય. લક્ષ્મીના આદિમાં, મધ્યમાં કે અંતમાં શું જોઇએ તેવું સુખ મળી શકે છે? નહિ જ. પ્રથમ તો દ્રવ્ય મેળવવામાં અનેક મુશ્કેલીઓ વેઠવી પડે છે. "जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी" અર્થાત્–પોતાની જન્મભૂમિમાં નિવાસ કરીને જનનીની સેવા કરવી તે સ્વર્ગના સુખ કરતાં પણ અધિક સુખદાયક છે. આ સ્વર્ગીય સુખને દ્રવ્ય મેળવવા ઇચ્છનારાઓએ પ્રથમથી તિલાંજલિ આપવી પડે છે, એટલું જ નહિ પણ જેઓની સાથે રમ્મત ગમ્મત કરી છે, જેઓની સાથે શાળામાં અધ્યયન કર્યું છે, તેવા જીગરના બાળમિત્રો અને ભાઇઓની આનંદભરી વાતોથી અને તેમના સહવાસથી મળતું સુખ પણ દ્રવ્ય મેળવવાને માટે તજવું પડે છે. જે માતાપિતાએ ઉછેરી, પાળી પોષી, ભણાવી ગણાવી હુશીયાર કર્યા તે માતાપિતાની વૃદ્ધાવસ્થામાં પ્રત્યુપકાર તરીકે કરવી જોઇતી તેમની સેવાભક્તિ પણ બાજુએ મૂકી દેવી પડે છે અને પતિને જ પ્રભુતુલ્ય ગણનારી પતિવ્રતા પત્નીના હાર્દ પ્રેમને પણ દ્રવ્ય મેળવવાની ખાતર પાતાલમાં પ્રવેશ કરાવવો પડે છે, એટલે કે જન્મભૂમિ, જન્મદાતા, મિત્રો, અને જીવન સહચારિણી એ સર્વનો વિયોગ સહન કરી દ્રવ્ય મેળવવાને પરદેશ–દૂર દેશ તરફ પ્રયાણ કરવું પડે છે. માર્ગની મુસાફરીમાં જળવાટે કે સ્થળવાટે અનેક આફતો આવી પડે છે. મુંબઇ, કરાચી, મલબાર, જંગબાર, એડન કે અરબસ્તાનની સફર કરવાને વ્હાણ કે સ્ટીમરમાં બેઠા પછી કેટલાએકને પિત્ત ઉછળે છે, મન ભ્રમે છે અને ફેર આવે છે એટલે ખાવું પીવું બધું પડતું મૂકી ટુંટીયા વાળી કે લાંબા થઇ સૂઇ જવું પડે છે! વખતે વમન થાય ત્યારે દિવસે તારા દેખાય છે. વગર માંદગીએ અધમૂઆ જેવા બની જાય છે. એટલામાં ક્યાંય દરીયાનું તોફાન નડે છે કે પૂરેપૂરા બેહાલ થાય છે! દ્રવ્ય તો હજુ દ્રવ્યને ઠેકાણે રહ્યું, કુટુંબ કુટુંબને ઠેકાણે રહ્યું અને દ્રવ્યનો ઉમેદવાર તો જળ અને આકાશની વચ્ચે ડોલાયમાન થવા માંડે છે! તેના હોશકોશ ઉડી જાય છે. પારાવાર પશ્ચાત્તાપ કરે છે કે

"આના કરતાં દેશમાં જ દરિદ્ર બનીને રહ્યો હોત તો શું ખોટું હતું?" આયુષ્યને યોગે કદાચ સહીસલામતીથી ધારેલે સ્થાને પહોંચ્યો તોપણ જતાં વેંત તો પૈસો મળી જતો નથી. પ્રથમ તો અજાણ્યા દેશમાં પીછાણ ન હોવાને લીધે આમથી તેમ ભટકવું પડે છે. શ્રીમંતોના સમાગમ માટે ધક્કા ખાવા પડે છે. "શેઠ અભી સો ગયે હૈં, અભી જંગલ ગયે હૈં, અભી તો આરામમેં બૈઠે હૈં, અભી નહીં મીલેંગે, પીછે આના" આવાં શેઠના નોકરોનાં વચનો સાંભળી પાછા ફરવું પડે છે. કેટલેક દિવસે શેઠની મુલાકાત થઇ તો "તને કોણ પીછાણે છે? તારા જેવા રઝળતા ઘણા માણસો આવે છે. તું ચોરી કરી ચાલ્યો ન જા તેની શી ખાત્રી? કોણ જામીન થાય છે?" આવા અનેક અટપટા અપમાનભરેલા સવાલો શાંતિથી સાંભળી તેનો નમ્રતાથી જવાબ આપવો પડે છે. નીચેના હલકટ માણસોની ખુશામત કરવી પડે છે. છેવટે નોકરી તો મળે પણ પગાર પેટપુરતો જ મળે છે. કપડાં અને ઘરના ભાડા માટે તો કરજ કરવું પડે છે, અને તેના બદલામાં અનેક કઠોર ગાળો-પ્રહારો સહન કરવા પડે છે. તેમાં જો વચ્ચે એકાદ માંદગી આવી તો ન મળે કોઇ ચાકરી કરનાર કે પાણી પાનાર! અનેક મુસીબતો વેઠી પડ્યો રહે છે તો કેટલેક વરસે ક્રમે ક્રમે પગાર વધે છે અને કરજથી મુક્ત થઇ કાંઇક ઉંચું સુખ કરી શકે છે. કદાચ વગેસગે વ્યાપારની લાઇનમાં ચડે તોપણ જીવ તો મુઠીમાં ને મુઠીમાં! માલની ભરતી થઇ ગઇ અને ભાવ ઉતરી ગયા હોય તો રાત અને દિવસ ચિંતા ચિંતા અને ચિંતા. "અરેરે! આટલું બધું કરજ થઇ જશે તો હું કેમ ચુકવીશ? હવે કેમ લાજ રહેશે?" આવી ચિંતા અને ગભરામણમાં ઉંઘ આવતી નથી, ખાવાનું ભાવતું નથી, ચિત્તભ્રમ થઇ જાય છે, વખતે આપઘાત પણ કરવાને દોરાય છે. કદાચ પુણ્યનો યોગ હોય તો આફત ટળે અને છેવટે પૈસો મેળવે, પણ તે કેટલે દુઃખે? કેટલી મુસીબતે? આટલી મુશ્કેલીઓ વેઠતાં લક્ષ્મી મળી તેથી પણ કંઇ દુઃખની સમાપ્તિ થતી નથી. દુઃખપરંપરા તો હજુ ચાલુ જ રહે છે. મેળવેલી લક્ષ્મીનું કેવી રીતે રક્ષણ કરવું, તેની ચિંતા હવેથી શરૂ થાય છે. માણસ એમ સમજે કે દ્રવ્ય મેળવ્યું એટલે તે મારૂં થઇ ચૂક્યું, પણ તેમ

નથી. તેના ઉપર સાત પ્રકારના ઉપદ્રવો તો ચાલુ જ રહે છે. નજીકના ભાયાતો અને સંબંધીઓની એવી નજર થાય છે કે અમુક શ્રીમાન્ નિર્વંશ તુરત મરી જાય તો તેની લક્ષ્મી અમે વહેંચી લઇએ. લુંટારા, ચોર અને ઠગારા લોકોની દૃષ્ટિ પણ હમેશ ત્યાં લાગી રહે છે કે કયારે તક મળે અને ક્યારે તેના ઘરબાર લુંટી લઇએ. રાજા કે અધિકારીની તેવી દૃષ્ટિ થાય તો તેમના તરફથી પણ ઉપદ્રવ ચાલુ થાય છે. તેમ જ અગ્નિ, જળ, ધરતીકંપ, દુષ્ટ દેવ અને વ્યસની સંતતિ તરફથી પણ મેળવેલ ધનને ઠેકાણે પાડવા પ્રયત્ન ચાલુ થાય છે. આટલા બધા ઉપદ્રવોથી લક્ષ્મીને બચાવવાને લક્ષ્મીપતિને રાત દિવસ ફિકર રહ્યાં કરે છે. ગરીબ માણસો જ્યારે નિશ્ચિંતપણે સુખે નિદ્રા લે છે ત્યારે પણ શ્રીમંતોના હૃદય થડકતાં જ રહે છે. અરે આ કૂતરા કેમ ભસે છે? નળીયાંનો ખડખડાટ કેમ થાય છે? કોઇ ચોર તો નથી આવ્યો? આવા વિચારમાં ને વિચારમાં ઉજાગરાથી રાત્રિ પસાર કરવી પડે છે. પલંગ કે તળાઇ ઉપર ઉંઘ આવી જાય તેથી તેના ઉપર ન સૂતાં ધનના પટારા ઉપર એકાદ ગુણપાટ પાથરી શયન કરવું પડે છે. ગરીબ માણસને તો માત્ર પોતાના વહીવટની જ ચિંતા કરવી પડે છે, ત્યારે શ્રીમંતોને પોતાના વહીવટ ઉપરાંત જેને ત્યાં પૈસો વ્યાજે મૂકયો છે, તે સર્વેના વહીવટની ચિંતા રાખવી પડે છે, નહિતો આસામી તૂટતાં પૈસો બરબાદ થાય છે. એટલું કરતાં પણ કોઇ આસામીમાં કે બેંકમાં નાણાં ખોટાં થાય છે કે કયાંક વ્યાપારમાં કજા લાગે છે, ત્યારે તો એટલું બધું દુઃખ થઇ પડે છે કે ખાનપાન સર્વ ઝેર સમાન લાગે છે, હોશકોશ ઉડી જાય છે અને વખતે ઘેલછા પણ થઇ જાય છે. આમ એક તરફ તો રક્ષણનું દુઃખ ચાલુ હોય છે, બીજી તરફ લક્ષ્મી મળતાં મ્હોટાઇની ભૂખ વધે છે. મારા કરતાં અમુક માણસોની પાસે લક્ષ્મી વધારે છે, તે મારાથી વધારે માનપાન પામે છે, માટે મારી પાસે તેમના કરતાં પણ વધારે ધન કેમ થાય અગર બીજાઓનું ધન કેમ નષ્ટ થાય, એવી ઇર્ષ્યા બુદ્ધિ જાગૃત થાય છે, તેથી તે રાત દિવસ બળ્યાં કરે છે. ન તો પોતાની પાસે વધારે ધન થાય અને ન તો તેમની પાસેનું ધન નષ્ટ

થાય ત્યારે તેની પોતાની શ્રીમંતાઇ તુચ્છ-અકિંચિત્કર જણાય છે. તૃષ્ણા એકદમ વધી જાય છે, સાથે લોભ પણું વૃદ્ધિંગત થતો જાય છે અને ઉદારતા નષ્ટ થાય છે. દ્રવ્ય વધારવાને ચારે તરફ ફાંફાં મારવા લાગે છે, તેથી મળેલા ધનમાંથી એક રતિભર સુખ ભોગવી શકાતું નથી અને પરમાર્થ કે પુણ્ય પણ થઇ શકતું નથી. એટલે પૈસાની મધ્યમાવસ્થા પણ નહિ જેવું થોડું સુખ અને અનેક પ્રકારનાં દુઃખો આપતી પસાર થાય છે. અસ્તુ. અંત્યાવસ્થામાં પણ કંઇ સુખ મળે તો પ્રથમની બે અવસ્થાનું દુઃખ ભુલી જવાય, પણ આ તો વિપરીત જ નીકળ્યું. અંત્ય અવસ્થા તો બંને અવસ્થા કરતાં ભયંકર જ નીકળી. આ ત્રીજી અવસ્થાનું નામ છે ફના અથવા નાશ ! પ્રથમ બે અવસ્થાના દુઃખને તો દ્રવ્યાર્થી લોકો સુખ કરી માની લે છે પણ આ અવસ્થાનું દુઃખ તો તેમને કંટકરૂપ લાગે છે. અર્થાત્ અનેક દુઃખોની પરંપરાને ઉલ્લંઘી લક્ષ્મી એકઠી કરી તોપણ તે કાયમ સ્થિર રહેતી નથી. અનેક પ્રયત્નો કર્યા છતાં પણ જ્યારે તે જવાની થાય છે ત્યારે ગમે ત્યાંથી માર્ગ કરી મેળવનારની આંખમાં આંજી છેતરીને ચાલી જાય છે. તે મેળવનારની હયાતી સુધી કાયમ રહેતી હોય તો બિચારા મેળવનારને તો દુઃખ દેખવું ન પડે પણ આ તો માત્ર ચાર દિવસનો ચટકો દેખાડી વાદળાંની છાયા, સંધ્યાનો રંગ કે દાભડાની અણિ ઉપર જામેલ પાણીના બિંદુની પેઠે શીઘ્ર અદૃશ્ય થઇ જાય છે. ખરેખર દોલત તે દો=બે, લત=લાત મારનારી જ થઇ. જ્યારે આવી ત્યારે ગરદનમાં લાત મારી તેથી છાતી બ્હાર નીકળી આવી અને મસ્તક અનમ થયું હતું પણ જતી વખતે તો કેડમાં એવી લાત મારતી જાય છે કે બિચારાની કેડ વાંકી વળી જાય છે, અને છાતી તો ફાટી જાય છે. તેનું પાછળનું જીવન ધૂળમય બની જાય છે. ઘોડાગાડીમાં બેસીને ફરનાર અને ગાદીતકીયા ઉપર બેસનારને જ્યારે પોતાની પીઠ ઉપર બોજો ખેંચવાનો વખત આવી પુગે છે ત્યારે બિચારાને કેટલું વસમું લાગતું હશે ? તેનો ખ્યાલ બીજાઓને ન આવી શકે. તે તો તેનો અનુભવી જ જાણી શકે છે. લક્ષ્મીનો વિયોગ તેને જીવન પર્યન્ત ખટકે છે, અને છેવટે પણ આર્તધ્યાન કરતાં આ ભવની સાથે પરભવ પણ બગડે છે. દુર્ગતિનો બંધ પડે

છે તેથી મનુષ્યનો ભવ હારી જઇ નરક તિર્યંચમાં ગોથાં ખાવાં પડે છે. આ બધાં દુઃખનો વિચાર કરીને કહેવામાં આવ્યું છે કે " दुःखं सागरतुल्यम् " અર્થાત્ ધનમાં સુખ એક બિન્દુ જેટલું પણ નથી, ત્યારે દુઃખનો તો દરીયો ભર્યો છે. કેટલાએક કહે છે કે લક્ષ્મીને મેળવવાને શ્રી કૃષ્ણને દરીયો ડોળવો પડયો. આ વાતને આલંકારિક રીતે એમ માનીએ કે લક્ષ્મી-દ્રવ્ય મેળવવાને દુઃખનો દરીયો ડોળવો પડે છે તો કંઇ ખોટું નથી. આટલું દુઃખ વ્હોરીને પણ મેળવેલી લક્ષ્મી પોતાના ધણીને છેવટને વખતે પણ સુખ આપતી નથી માટે જ તેને ઉલંભો આપવામાં આવ્યો છે કે " त्वं निर्दया कीदृशी " હે લક્ષ્મી ! તને લોકો માતા તરીકે ગણે છે, તેથી માતા તરીકે પુત્રો પર વત્સલતા રાખવી ત્હને ઉચિત છે; તે ગુણ તારામાં નથી તો કંઇ નહિ, પણ ત્હારા પાલક ત્હારૂં રક્ષણ કરવાને કેટલી તકલીફ ઉઠાવે છે, ત્હારે માટે વખતપર પોતાના પ્રાણનો પણ ભોગ આપે છે, તે પણ તું લક્ષ્યમાં લેતી નથી અને ઉપકારનો બદલો વાળી પ્રત્યુપકાર કરતી નથી એટલે કૃતજ્ઞતાના ગુણને પણ કૃતઘ્નતાના દોષથી તેં દબાવી દીધો, તે પણ કદાચ જતો કરીએ; તોપણ ત્હારો માલીક છેવટને વખતે ત્હારા તરફથી કંઇક દયાની આશા તો રાખી શકે; પણ કોણ જાણે ત્હારામાં કેટલી કઠોરતા છે કે ત્યાંય પણ તું નિર્દય નીવડે છે. ત્હારા ધણીને દુઃખી હાલતમાં પડતો મૂકી લંપટ સ્ત્રીની પેઠે તું ચાલી જાય છે અને બીજો ધણી કરે છે. આ ઉપાલંભથી કે વ્યાજનિન્દાથી લક્ષ્મીની અનિત્યતાનું ભાન કરાવ્યું છે. લક્ષ્મીનો સ્વભાવ જ અનિત્ય છે, તે જાણતાં છતાં લોકો જે લક્ષ્મીનો લ્હાવો લઇ શકતા નથી તે દોષ લક્ષ્મીનો નથી પણ માણસોનો જ છે, અને તેથી ઉપરનો ઉલંભો ખરી રીતે લક્ષ્મીને નહિ પણ વિચારહીન લક્ષ્મીપતિને જ ઘટે છે. વિચારશીલ મનુષ્યોએ લક્ષ્મીના દોષો, લક્ષ્મીની ત્રણે અવસ્થાનું દુઃખ અને તેની અસ્થિરતાનો ખ્યાલ કરી અનિત્ય ભાવનાની ઉંડાણમાં ઉતરી, લોભ તૃષ્ણા ગર્વ અને ઉદ્ધતાઇ દૂર કરવી એ લક્ષ્મીની અનિત્ય ભાવનાનું ફળ છે. (૩-૪)

[ શરીર ઉપર અંધ પ્રેમ-મોહ રાખવાથી કેટલાંએક કરવાનાં કામો રહી જાય છે, જેથી શરીરનું વાસ્તવિક સ્વરૂપ સમજાવવાને નીચેનાં બે કાવ્યોથી શરીરની અનિત્યતાનું વર્ણન કરાય છે.]

शरीरस्यानित्यता ।

देहे नास्ति च रोम तादृगपि यन्मूले न काचिद्रुजा ।
लब्ध्वा ते सहकारिकारणमनु प्रादुर्भवन्ति क्षणात् ॥
आयुश्छिन्नघटाम्बुवत्प्रतिपलं सङ्क्षीयते प्राणिनां ।
तद्देहे क्षणभङ्गुरेऽशुचिमये मोहस्य किं कारणम् ॥५॥
यस्य ग्लानिभयेन नोपशमनं नायम्बिलं सेवितं ।
नो सामायिकमात्मशुद्धिजनकं नैकासनं शुद्धितः ॥
स्वादिष्टाशनपानयानविभवैर्नक्तं दिवं पोषितं ।
हा नष्टं तदपि क्षणेन जरया मृत्या शरीरं रुजा ॥६॥

**શરીરની અનિત્યતા.**

અર્થ—મનુષ્યના શરીરમાં એક પણ રોમ-રૂંઓ એવો નથી કે જેના મૂળમાં રોગની સત્તા ન હોય. એકેક રોમે પોણાબબ્બે રોગનું અસ્તિત્વ શાસ્ત્રકારે કહેલ છે. સત્તામાં રહેલા તે રોગો વિષય ભોગવિલાસ અને રોગોત્પાદક જંતુ આદિ કંઇ પણ સહકારી કારણ પામી એકદમ બહાર ઉભરાઇ આવે છે; બીજી તરફ આયુષ્ય કે જે પાણીમાં ઉઠતા તરંગના જેવું ક્ષણભંગુર છે, તે ક્ષણે ક્ષણે છિદ્રવાળા ઘડાના પાણીની માફક ક્ષીણ થતું આવે છે. રોગોનો ઉપદ્રવ અને આયુષની ક્ષીણતા આ બે કારણોથી આ શરીર અનિત્ય-નશ્વર અને ક્ષણભંગુર દેખાય છે, તો પછી હે ભદ્ર! તુચ્છ નશ્વર અને કુટિલ શરીરમાં કેમ તું આટલો બધો મોહ પામે છે? (૫)

શરીર દુર્બળ બની જશે એવા ભયથી કોઇ વખતે ઉપવાસ કે આયંબિલ ન કર્યા, જેનાથી આત્માની શુદ્ધિ થઇ શકે અને શાન્તિ મળી શકે તેવાં સામાયિક પ્રતિક્રમણ વગેરે પણ ન કર્યાં, ભૂખ લાગવાથી

શરીરની ગ્લાનિ થાય એમ માનીને એકાસણું ચોવિહાર પણ શુદ્ધ ભાવથી ન કર્યાં, કિન્તુ રાત દિવસ સ્વાદિષ્ઠ ખાનપાન, ચ્હા, નાસ્તા, મેવો, ફળ, ફૂલ વગેરે ખાઇને બની શકે તેટલું શરીરનું પોષણ કર્યું, પગે ચાલતાં શરીરને ઘસારો લાગી જાય એમ જાણીને ઉંટ ઘોડા વાહન ઉપર બેસી મુસાફરી કરી શરીરને ખૂબ સાચવ્યું: ખેદની વાત છે કે એટલું કરતાં પણ અંતે શરીર ટક્યું નહિ, કિન્તુ રોગ જરા અને મૃત્યુના પંજામાં સપડાઇ જઇ નષ્ટ થયું! ( ૬ )

**વિવેચન**—માણસે પોતાની માની લીધેલી વસ્તુઓમાંની સૌથી નજીકની વસ્તુ શરીર છે. કેટલેક અંશે લક્ષ્મી મેળવવાનો પ્રયાસ શરીર-રક્ષણને માટે થાય છે. માંદો માણસ હજારો-લાખો રૂપીઆ ખર્ચીને પણ શરીરને બચાવવા ઇચ્છે છે તેથી જણાય છે કે લક્ષ્મી કરતાં પણ શરીર વધારે ઉપયોગી હોવાથી તેના ઉપર માણસોને વધારે પ્રીતિ હોય છે. પણ બીજી બાજુ તરફ જોઇએ છીએ તો જેમ લક્ષ્મી ચપલા-અસ્થિર છે તેમ આ શરીર પણ તદ્દન પાયા વગરનું-ક્ષણભંગુર જણાય છે. એક ઇમારત, ઝાડ કે તરણાના ટકાવ જેટલી પણ શરીરના ટકાવની આશા રાખી શકાય નહિ, કેમકે ઇમારતનો પાયો જમીનમાં ઉંડો નાંખવામાં આવે છે, ઝાડના મૂળીયાં પણ જમીનમાં ઉંડાં ઉતરી ઝાડને ટકાવી રાખી પોષણ આપ્યાં કરે છે, લાંપ જેવા નિર્જીવ તરણાં પણ જમીનમાં જડ ઘાલી રહે છે, ત્યારે આપણું શરીર તો તદ્દન નિર્મૂળ હોય છે. તેને રોગરૂપ પવનનો એકાદ સખ્ત ઝપાટો લાગ્યો કે જમીન ઉપર ધસી પડતાં શું વાર લાગે?! રોગોને કંઇ બહારથી બોલાવવા જવું પડતું નથી. તે તો શરીરની અંદર ભર્યા જ પડયા છે. શરીરમાં રહેલા રૂંવા તે રોગને સૂચવનારાં નિશાનો વા ધ્વજાઓ જ છે. એકેક રોગ પોતાના મૂળમાં પોણાબબે રોગની સત્તાનું સ્વામીપણું ભોગવી રહેલ છે. જે નાવાનું તળીયું બોદું પડી ગયું છે અથવા નીચેનાં પાટીયાંમાં મ્હોટાં મ્હોટાં છિદ્રો પડી ગયાં હોય તે નાવામાં બેસીને સમુદ્રમાં મુસાફરી કરનાર મનુષ્ય પોતાની જીંદગીની આબાદીનો વિશ્વાસ કયાંસુધી રાખી શકે? તેટલો વિશ્વાસ પણ આ છિદ્રવાળા અને રોગથી ભરેલા શરીરની આબાદી-

ને માટે રાખી શકાય નહિ. શરીરની બહારના વાતાવરણમાં પણ રોગ ઉત્પન્ન થવાનાં કંઇ થોડાં નિમિત્તો છે? જરી હવા ઠંડી થઇ કે તરત ફેફસાંમાં શરદી લાગે છે અને પછી શરીરના બીજા ભાગો ગબડી પડે છે. ચોમાસામાં પાણીવાળા ભાગમાં મચ્છરોની વધારે ઉત્પત્તિ થઇ કે મેલેરીયા તાવની ઋતુ ચાલુ થાય છે, અને તેમાં ટપાટપ માણસો સપડાવા માંડે છે. વધારે વરસાદથી જમીનમાં ભિનાશ વધતાં મરડાનો રોગ લાગુ પડે છે. વધારે ગરમી પડતાં કોલેરા ફાટી નિકળે છે. પાણીના વિકારોથી ખસ, દાદર, વાળા વગેરે રોગો ઉદ્ભવે છે. રોગકારક સૂક્ષ્મ જંતુઓની વૃદ્ધિ થવાથી પ્લેગ, ધનુર્વા, ક્ષય વગેરે દર્દો ફેલાય છે. આવા અનેક સંયોગો મળતાં શરીરની અંદર સત્તામાં રહેલા રોગો એકદમ બહાર ફૂટી નીકળે છે. તે રોગો શરીરને શિથિલ-અશક્ત બનાવી દે છે અથવા મોતને સ્વાધીન કરી દે છે. પછી ભલેને બાળ હોય કે જુવાન હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, રાજા હોય કે રંક હોય; પણ રોગોનો ઉપદ્રવ થયો કે પળ એકમાં આ શરીર ગબડી જાય છે. એક તરફ રોગો શરીરને શિથિલ બનાવવાનું કામ કરે છે, બીજી તરફ જરા અવસ્થા અને મૃત્યુ શરીરમાં પ્રવેશ કરવાને ડોકીયાં કરી રહ્યાં હોય છે. જરા છે તો નારીજાતિ પણ તેના કારી જખમો એટલા ઉંડા પડે છે કે તેથી માણસનું ગમે તેવું મજબૂત શરીર ઘાયલ થઇને જર્જરિત બની જાય છે. જરા અવસ્થાનું ઝેરી બાણ મોઢામાં વાગે છે, તો દાંતની બત્રીશીનું સત્યાનાશ વળી જાય છે. તેનો ધક્કો આંખને લાગે છે તો આંખનું તેજ જતું રહે છે અને અંધાપો આવી જાય છે. કાનમાં વાગે છે તો કાનના પડદા તૂટી જાય છે અને સાંભળવાની શક્તિના બાર વાગી જાય છે. કેડમાં વાગે છે તો કેડ વાંકી વળી જાય છે, મસ્તક કંપ્યા કરે છે, હાથ ધ્રુજવા મંડે છે, શરીરનું લોહી શોષાઇ જાય છે, ત્વચામાં લીલરી વળી જાય છે, બળ તદ્દન ક્ષીણ થાય છે, મોઢાનું તેજ મંદ પડી જાય છે અને બાલ તમામ સફેદ થઇ જાય છે. પુણ્ય પાતળું પડી જાય છે તેથી વૃદ્ધ પુરૂષનું મુખ અને તેનાં વચનો કોઇને ગમતાં નથી. એવી રીતે જરા અવસ્થાનો ઝપાટો લાગતાં મોતની સામગ્રી તૈયાર થઇ રહે છે. જેના આ-

શ્રયથી આ જીવનલતા ટકી રહી છે તે આયુષ્યરૂપ શાખા ક્ષણે ક્ષણે કોતરાઈ રહી છે. દિવસ, રાત, પક્ષ, માસ, ઋતુ, વરસ અને યુગરૂપી ઉંદરો આયુષ્યરૂપ તરૂશાખાના મૂળને કરકોલ્યા કરે છે. જેના તળીયામાં છિદ્ર છે એવા ઘડામાં ભરેલું પાણી જેમ ક્ષણે ક્ષણે ઝર્યા કરે છે અને થોડા વખતમાં તે ઘડો ખાલી થઇ જાય છે, તેમ આયુષ્ય પણ ક્ષણે ક્ષણે ઝર્યા કરે છે–ક્ષીણ થતું આવે છે. આયુષ્ય ક્ષીણ થઇ રહેતાં એક પળ પણ આ શરીર ટકી શકે તેમ નથી. એક સુભાષિતકારે કહ્યું છે કે—

व्याघ्रीव तिष्ठति जरा परितर्जयन्ति ।
रोगाश्च शत्रव इव प्रहरन्ति देहं ॥
आयुः परिस्रवति भिन्नघटादिवांभो ।
हा हा तथापि विषयान् न परित्यजन्ति ॥ १ ॥

અર્થાત્—જરા અવસ્થા વાઘણની પેઠે શરીરના બેહાલ કરી નાંખે છે, રોગો શત્રુઓની માફક પ્રહાર માર્યા કરે છે, ફૂટેલા ઘડામાંથી પાણી વહ્યાં કરે છે તેમ આયુષ્ય ઝરતું જાય છે, તોપણ મનુષ્યો વિષયાસક્તિ કેમ છોડતા નથી ?

આ દુનીયામાં પગલે ને પગલે શરીરનાશક વસ્તુઓ ભરેલી છે. ધરતીકંપ થવાથી કેટલીએક વાર હજારો મનુષ્યો જમીનમાં જ ગરક થઇ જાય છે. નદીમાં રેલ ચડવાથી, તળાવો ફાટવાથી, સમુદ્રમાં તોફાન થવાથી પણ હજારો મનુષ્યોનો વિનાશ થઇ જાય છે. લડાઇઓ જાગવાથી લાખો માણસોની ખુહારી થાય છે. રેલ્વે અકસ્માતો અને બીજા અનેક ઉપદ્રવોથી જરા અને રોગ વિના પણ ઘણા જાનોની પાયમાલી થતી જોવામાં આવે છે. ઠેસ વાગતાં, ઉધરસ આવતાં, બળખો અટકી જતાં કે હૃદય બંધ થઇ જતાં ઘણાં મરણો નિપજી જાય છે. જીવવામાં હજારો મુસ્કેલીઓ નડે છે, ત્યારે મરવું તો સહજ છે. આવી સ્થિતિમાં આ શરીરની આબાદી ઉપર વિશ્વાસ રાખી સુસ્ત થઇ બેસી રહેવું એ કેટલી મૂર્ખાઇ છે તે સ્પષ્ટ સમજાય તેમ છે. બિચારા કેટલાએક પામર જીવો આ દેહથી પરમાર્થ કરવામાં કે ધર્માનુષ્ઠાન

કરવામાં શરીર ઘસાઇ જવાની બીક રાખે છે. જો તેઓને ઉપવાસ, એકાસણું, આયંબિલ વગેરે તપસ્યા કરવાનું કહેવામાં આવે તો તેઓ એમ કહે કે અમારાથી ભૂખ સહન થઇ શકે નહિ ! ભૂખથી અમારૂં શરીર સુકાઈ જાય ! જો તેમને પરમાર્થવાળું કોઇ જાતમહેનતનું કામ બતાવવામાં આવે તો શરીરે પરિશ્રમ લેવાથી શરીરને ધક્કો લાગે એમ માની પરમાર્થથી દૂર રહે છે. જેનાથી અત્માની શુદ્ધિ થાય તેવાં સામાયક પ્રતિક્રમણ પ્રભૃતિ ધાર્મિક અનુષ્ઠાનો કરવાથી શરીરને તકલીફ પડે એમ માની ધાર્મિક અનુષ્ઠાનો પણ કરતા નથી. કેવળ સારા સારા પદાર્થો આરોગવા, સારાં વસ્ત્રો-આભૂષણો પ્હેરવાં, ઘોડા ગાડીમાં બેસીને ફરવું, રમવું, ન્હાવું, સૂઇ રહેવું અને શરીરને પોષવું, એ કાર્યમાં રાત દિવસ મચી રહી જેઓએ શરીરને પુરતી રીતે સાચવી રાખ્યું તેઓના શરીરને રોગ જરા અને મૃત્યુ શું મૂકી દે છે ? નહિ જ. સૌથી પ્રથમ તેઓના શરીરને જ રોગાદિકનો ઉપદ્રવ લાગુ પડે છે. આ અનુભવસિદ્ધ નિયમ છે કે "भोगे रोगभयं" વધારે ભોગો ત્યાં વધારે રોગો. શરીરના ઉપર વધારે મોહ રાખનાર અને વધારે સાચવનારને થોડું દુ:ખ પણ મેરૂ જેવડું લાગે છે. કયાંક પરવશપણે થોડો પણ પરિશ્રમ લેવો પડે તો તે તેમને મહાભારત જેવું લાગે છે. થોડો પણ ઉત્પાત તેમને ભયંકર જણાય છે અને તેવી આફતમાં વગર મોતે તેઓ મરી જાય છે.

**દૃષ્ટાંત**—એક વખત કોઇ બે મિત્રો પરદેશની મુસાફરીએ નિકળ્યા. એમાંનો એક જણ જાતમહેનતુ હતો. બે ચાર ગાઉની મુસાફરી કરવી હોય તો ગાડીનું સાધન છતાં પગપાળો ચાલતો. પર્વણી તિથિઓમાં ઉપવાસાદિ પણ કરતો હતો. વખતપર ઓછું વત્તું કે ટાઢું ઉનું જે ભોજન મળે તેનાપર તે સંતોષ માનનારો હતો, ત્યારે બીજો માણસ શરીરની બહુ સંભાળ લેતો હતો. થોડું પણ કામ પોતાની જાતે કરતો નહિ. થોડો વખત પણ તે ભૂખને સહન કરતો નહિ. મુસાફરીમાં તો કયાંક ખાવાનું મોડું મળે કયાંક ન પણ મળે, સૂવાને પથારી મળે અથવા ન મળે, આથી બીજો મિત્ર બહુ દુઃખી થવા લાગ્યો. અધૂરામાં પૂરૂં વળી એક સ્થળે એવું બન્યું કે તે બે જણ જે જગ્યામાં ઉતર્યા હતા, ત્યાં કોઇની ચોરી થઇ. ચોરીનો આરોપ

આ બે જણુ ઉપર આવ્યો. બંનેને આઠ આઠ દિવસની કેદની શિક્ષા થઇ. કેદીઓને ખોરાક બહુ તુચ્છ મળતો. જે સહનશીલતાવાળો હતો તે તો તેવા ખોરાકથી પણ સંતોષ માનીને નિર્વાહ કરતો પણ બીજો માણસ કે જેને જરા ઠંડું કે મોળું હોય તોપણ ભાવતું નહિ, તેનાથી કેદીનો ખોરાક શી રીતે લઇ શકાય? પરિણામ એ આવ્યું કે જ્યારે સજા ભોગવી લઇ છૂટવાનો વખત આવ્યો ત્યારે એક જણુ જ બહાર નીકળ્યો. બીજો જણુ તકલાદીપણાની ટેવથી આઠ દિવસની ભૂખ વેઠીને કેદખાનામાં જ મરણ પામ્યો.

ગમે તેવી રીતે સાચવ્યા છતાં પણ જ્યારે આ શરીરનો વિનશ્વર સ્વભાવ દૂર થતો નથી, એટલું જ નહિ પણ જે આ શરીરની સુંદરતા લાગે છે તે પણ ચૈતન્યની હાજરીથી જ. ચૈતન્ય નિકળી જતાં તો તે એક ઘડી વારમાં વિણસી જાય છે, દુર્ગંધ નીકળવા માંડે છે, જીવાત પડી જાય છે અને આસપાસના વાતાવરણને પણ ખરાબ કરી દે છે. ચૈતન્યને ટકાવી રાખવાની પણ તેમાં શક્તિ નથી તો પછી કયા ગુણને લઇ તેના ઉપર મોહ કે આસક્તિ રાખવી ઘટે? કવિ દલપતરામે કહ્યું છે તેમ અંતે તો "રાખ થશે રણમાં બળીને બધી કંચનના સરખી શુભ કાયા!" તો પછી રાત દિવસ શરીરને પોષવામાં જ વળગી રહેવું, તપ, જ્ઞાન, ધ્યાન, પરોપકાર કંઇ પણ ન કરવું, એ મળેલી તકને ગુમાવી નાંખવા જેવું જ ગણાય. સુજ્ઞ જનોએ શરીરનું અનિત્ય સ્વરૂપ સમજી જ્યાંસુધી તેની હયાતી છે ત્યાંસુધી દર ક્ષણે કંઇ ને કંઇ આત્મિક કાર્ય સાધવું, વ્રત, પચ્ચખાણ, ત્યાગ, નિયમ, ઇંદ્રિયદમન, મનોનિગ્રહ અને પરમાર્થનાં કાર્યો કરી લેવાં. યાદ રાખવું કે "देहस्य सारं व्रतधारणञ्च." "દેહ ખેહ હો જાયગી, ફિર કહાં કરેગા ધર્મ!" દેહનો નાશ થયા પછી કંઇ બની શકવાનું નથી માટે આ દેહથી જેટલાં શ્રેયસ્કર કાર્યો બની શકે તેટલાં કરી લેવાં એજ શરીરની અનિત્ય ભાવનાનું ફળ છે. (૫–૬).

[સંપત્તિ અને શરીર એ સર્વનો નાશ કરનાર મોત છે. તેનું સામર્થ્ય કેટલું છે તે હવે પછીના શ્લોકમાં બતાવવામાં આવે છે.]

बलिनामपि कालकवलीभवनम् ।

**प्राज्यं राज्यसुखं विभूतिरमिता येषामतुल्यं बलं ।**
**ते नष्टा भरतादयो नृपतयो भूमण्डलाखण्डलाः ॥**
**रामो रावणमर्दनोपि विगतः क्वैते गताः पाण्डवा ।**
**राजानोपि महाबला मृतिमगुः का पामराणां कथा ॥७॥**

**બળવાન્ રાજાઓ પણ કાળના કોળીયા.**

**અર્થ**—જેમની રાજ્યસત્તા વિશાળ હતી, જેમને ત્યાં વૈભવ અપરિમિત હતો, જેમના શરીરનું બળ પણ અદ્વિતીય હતું, તેવા ભરત આદિ સાર્વભૌમ રાજાઓ પણ કાળના કવલ થઇ ગયા! રાવણ ચાલ્યો ગયો અને તેને મારનાર રામચંદ્રજી જેવા પણ આ દુનીયાને છોડી ચાલ્યા ગયા! ક્યાં ગયા તે મહા બળવાન અને જગત્ વિખ્યાત પાંચ પાંડવો? હામ દામ અને ઠામના ધણી, પૃથ્વીના બાદશાહો અને માંડલિક રાજાઓ પણ જ્યારે મોતના પંજામાં પકડાઇ જઇ હતા નહતા થઇ ગયા, ત્યારે બીજા સામાન્ય માણસોની તો વાત જ શી કરવી? (૭)

**વિવેચન**—આ જગતમાં કાળ નામનો રાક્ષસ એટલો બધો જોરાવર છે કે તેણે નાના મ્હોટા સર્વનો એકસરખી રીતે સંહાર કર્યા છતાં પણ તે શાન્ત પડતો નથી. તેણે શક્તિવાળા સમર્થ શ્રીમંતો, પોતાની શબ્દગર્જનાથી સિંહને પણ ડરાવી ભગાડનારા શૂરવીરો, શત્રુવર્ગને હંફાવી જેર કરનાર બલિષ્ઠ રાજાઓ, વૈદ્યવિદ્યાના પારંગત વૈદ્યરાજો, શુદ્ધ ધર્મના આરાધક પૂજનિકો, ઢોંગદ્વારા પૂજાતા ઢોંગીઓ, લક્ષ્મીના અભિમાનીઓ, પવિત્ર મહાત્માઓ, અપવિત્ર લુચ્ચાઓ, શીળવંતી સતીઓ, વ્યભિચારી કુલટાઓ, પોતાની શક્તિના વિચારને ભૂલી બીજાઓની નકલ કરનારા નકલીઆઓ, તેલ ફુલેલ લગાવી માથાના વાળની પટ્ટીઓ પાડી અહોભાગ્ય માનતા લ્હેરી લાલાઓ, તેમની પ્રવૃત્તિમાં અંધ બની આછાં વસ્ત્રે ચાળા કરી જગત્ ફંદમાં

વધારો કર્યા છતાં ખાનદાન–અમીર કે ઉમરાવ કુટુંબમાં ઓળખાવાની નકલ કરનારી તેમની લોલણીઓ, આ સર્વેનો કાળ વિનાપક્ષપાતે એકસરખી રીતે નાશ કરે છે. નથી ચાલતી તેની આગળ રાજાઓની રાજ્યસત્તા કે નથી ચાલતું મ્હોટા લશ્કરનું લશ્કરી બળ. નથી ચાલતી વૈદ્યોની વૈદ્યક વિદ્યા અને નથી ચાલતી હકીમોની હિકમત. નથી ચાલતી કારીગરોની કરામત કે નથી ચાલતાં હુન્નરીઓના હુન્નરો. નથી ચાલતી ડાકટરની દવા કે નથી કામ આવતી માથેરાનના બંગલાની હવા ! નથી ચાલતી ઉદ્ધતોની ઉદ્ધતાઇ કે નથી ચાલતી ગરીબોની ગરીબાઇ. નથી ચાલતો જોશીઓનો જોષ અને નથી ચાલતો ભુવાઓનો રોષ. નથી ચાલતો અમલદારોનો રૂવાબ કે નથી ચાલતો વકીલ બારીસ્ટોએ ઘડી કાઢેલો જવાબ. નથી ચાલતી માન્ધાતાની મ્હોટાઇ કે નથી ચાલતી બાદશાહની બાદશાહી. નથી ચાલતી અમીરોની અમીરાઇ કે નથી ચાલતી ઠાકોરોની ઠકુરાઇ. નથી ચાલતી શાહુકારોની શાહુકારી કે નથી ચાલતી અરજદારોની અરજદારી. નથી ચાલતું અમલદારોનુ અભિમાન અને નથી ચાલતી કમાન્ડરોની કમાન. નથી ચાલતું નિશાન તાકનારાઓનું નિશાન અને નથી ચાલતું સુકાનીઓનું સુકાન. નથી ચાલતી ગવૈયાની ગાનકળા અને નથી ચાલતી કવિઓની કાવ્યકળા. નથી ચાલની ગણિતવેત્તાઓની ગણિતકળા અને નથી કામ આવતી સાહિત્યાચાર્યોની સાહિત્યકળા. નથી ચાલતી વિદ્વાનોની વિદ્વત્તા અને નથી ચાલતી વક્તાઓની વક્તૃતા. નથી ચાલતો દંભીઓનો દંભ અને નથી ચાલતો યાજ્ઞિકોનો યજ્ઞસમારંભ. જો કાળ કોઇની પણ લાલચમાં લપટાતો હોત કે કોઇની પણ હુન્નરકળાથી પ્રસન્ન થતો હોત, કોઇની પણ સ્હેમાં દબાતો હોત કે કોઇની પણ શરમ રાખતો હોત, કોઇની સત્તાથી પરાજય પામતો હોત કે કોઇની સમજાવટથી સમજતો હોત, તો આ જગતમાં નામીચા પુરૂષો, શ્રીમંતો, અમલદારો, રાજાઓ, બાદશાહો, ચક્રવર્તીઓ, પંડિતો કે જાદુગરો કદી પણ મરણ પામત નહિ. ગમે તે રીતે કાળને ફોસલાવી, ફસાવી, લલચાવી, ભૂલાવી, સમજાવી, હરાવી, દબાવી કે રંજન કરી પાછા વાળત અને મોતથી બચી જાત. પણ તેમ થતું તો દેખાતું નથી. ચક્રવર્તી

બળદેવ, વાસુદેવ, માંડળિક, માન્ધાતા રાજાઓ અને કળાવાન હુન્નરી બળવાન સત્તાવાન અનેક પુરૂષો આ પૃથ્વી ઉપર થઇ ગયા છે પણ તેમાંનો કોઇ પુરૂષ હાલ દેખાતો નથી. જો હોય તો બતાવો ભરત આદિ ચક્રવર્તીઓ કે જેમની પાસે છ ખંડનું રાજ્ય હતું, બત્રીસ હજાર મુકુટબંધ રાજાઓ જેને નમતા હતા, ચોરાસી લાખ હાથીઓ, ચોરાસી લાખ ઘોડા, ચોરાસી લાખ રથો અને ૯૬ કરોડ પાયદળ લશ્કર જેમની પાસે હતું. ત્રણ કરોડ કોટવાળ, ત્રણ કરોડ કામદાર અને તેટલા જ મંત્રી મહામંત્રીઓ હતા. ચૌદ રત્નો જેઓનું દરેક કામકાજ કરતા હતા, અને સોળ હજાર દેવતાઓ જેમની સેવામાં હમેશ હાજર રહેતા હતા. તેવા ચક્રવર્તીઓમાંનો એક તો બતાવો! ચક્રવર્તી કરતાં અરધી સાહેબી વાસુદેવોની હોય છે તેવા નવ વાસુદેવો ગતયુગમાં (ચોથા આરામાં) થઇ ગયા, તેમાંનો કોઇ મોતથી બચેલો જોવામાં આવ્યો? કયાં ગયો પેલો બધાઓને ધ્રુજાવનાર, રાક્ષસોનો સરદાર, સીતાજીને ઉપાડી જનાર, રામચંદ્રજીની સામે યુદ્ધ કરનાર, બલિષ્ઠ અને અતિગર્વિષ્ઠ રાજા રાવણ? કૌરવોને હરાવનાર, ન્યાયને માર્ગે ચાલનાર, પાંડુરાજાના પુત્રો પાંચ પાંડવોમાંથી પણ કોઇ આ પૃથ્વી ઉપર દેખાતું નથી. આવા આવા મોટા રાજા મહારાજા સત્તાધીશો પણ જ્યારે કાળના કોળીયા થઇ ગયા, કોઇ પણ બચવા પામ્યો નહિ, ત્યારે સામાન્ય માણસોની તો શી વાત કરવી?

દરેક જણને મોડાં કે વહેલાં એક દિવસ અવશ્ય મરવું છે. જન્મ્યા પછી મરવું એ આ શરીરનો સ્વભાવ જ છે, છતાં પણ અમુક વરસો સુધી જીવાય છે એ એક મનુષ્યોનો ભાગ્યોદય સમજવો જોઇએ, નહિતો કોઇ પણ ક્ષણ એવી જતી નથી કે જેમાં એકકે મરણ નિપજતું ન હોય. એકેંદ્રિયાદિકની વાત તો એક બાજુ મુકીએ; માત્ર મનુષ્યોનો જ હિસાબ કરીએ તોપણ હાલની ગણત્રી પ્રમાણે એક અબજ અને ૪૪ કરોડની કુલ વસ્તી મનાય છે; તેમાં એક મિનિટે ૩૩ સરેરાસ મરણપ્રમાણ આવે છે. પીર, પેગંબર, ફકીર, ઓલીયા, સાધુસંત, ગુણી, સજ્જન, દુર્જન ને બાળ, યુવાન, વૃદ્ધ દરેકને કોઇ ને કોઇ ક્ષણે મરતાં આપણે નજરે જોઇએ છીએ. તે જ

દશા આપણી પણ એક ક્ષણે થવાની છે એમ પણ સમજવું હોય તો સહજ સમજી શકાય, છતાં પણ જાણે આ દુનિયામાં અમર રહેવું હોયની, કાળની જાણે સ્વપ્ને પણ બીક ન હોયની તેમ કેટલાએક મનુષ્યો અંધ બનીને અનાચારો સેવે છે! પોતે બળવાન હોય તો દુર્બળને દબાવે છે, ગરીબોને સતાવે છે, વિશ્વાસઘાત, છળપ્રપંચ કરે છે, ખોટાં નામાં લખે છે, અભણ દીન માણસોને છેતરે છે, પોતાની કન્યાને વેચી તેના પૈસા લે છે, જેનું વર્ણન કરતાં કંપારી છૂટે તેવાં ન કરવાનાં કામો કરે છે! ક્રોધના આવેશમાં પોતાના કુટુંબના માણસોના અગર બીજાંઓનાં ખૂન કરી નાંખે તેવા મનુષ્યો પણ જ્યારે મોતના મિજમાન બને છે ત્યારે તેમની આંખો ઉઘડી જાય છે. ભૂતકાળનાં કાળાં કૃત્યો તેની નજર આગળ ખડાં થાય છે, ત્યારે હૃદયમાં કંપારી છૂટે છે અને પારાવાર પશ્ચાત્તાપ થાય છે, પણ ઘર સળગ્યા પછી કુવો ખોદાવવાથી આગ ક્યાંથી ઓલાય અને માલ ક્યાંથી બચે? માટે પ્રથમથી પ્રયત્ન કરવો જોઇએ. ડાહ્યા મનુષ્યો તે ગણાય કે જે કાળની દૂતી જરા અવસ્થાનું એકાદ ચિન્હ નજરે ચડતાં તરત ચેતી જાય.

**દૃષ્ટાંત**—એક રાજાનું દૃષ્ટાંત આ સ્થળને બંધબેસતું છે. એક રાજા કે જેના તાબામાં મોટું રાજ્ય હતું, જેણે પોતાના દુશ્મનોને નમાવ્યા હતા, તે રાજા એક વખતે પોતાના મહેલમાં એક પલંગ ઉપર બેઠો છે. તેની જોડે તેની રાણી હાસ્યવિલાસ કરતી બેઠી છે. પ્રસંગને અનુસરતી વિનોદની વાતો ચાલી રહી છે. એટલામાં ભીંતપર ગોઠવેલા અરીસા તરફ રાજાની નજર ગઈ કે અચાનક રાજાના ચ્હેરા ઉપર ગ્લાનિ છવાઈ ગઇ. વિનોદ અને વિલાસને સ્થળે ઉદાસીનતા આવી ગઇ. રંગમાં ભંગ પડી ગયો. આ જોઇ રાણી પણ બ્હેબાકળી બની દીન સ્વરે રાજાને આ પ્રમાણે વિનવવા લાગીઃ—

રાણી—(દુહો) ખોળે ભરી છે સુખડી, પાનનાં બીડાં હથ્થ,
જળહળ જ્યોતિ જગમગે, કેમ અલુણા કંથ? (૧)

અર્થાત્—હે પ્રાણનાથ! આ મીઠાઇ મેવાના ખુમચા ભરેલા મારા ખોળામાં પડયા છે, આપને ખાવાને પાનનાં બીડાં તૈયાર કરી મેં હાથમાં રાખ્યાં છે, સામે રત્નોની જ્યોતિ જળહળી રહી છે, હાસ્યવિલાસનો રંગ

જામ્યો છે, તેમાં એકાએક આપ કેમ ઉદાસ થઇ ગયા? ભૂતકાળનો કોઇ પ્રસંગ સાંભરી આવ્યો કે ભવિષ્યમાં કંઇ આફત આવવાની આગાહી મળી છે કે શરીરમાં કંઇ ગુપ્ત વેદના ઉત્પન્ન થઇ છે? શા કારણથી અચાનક રંગમાં ભંગ પડયો?

રાજા—(દુહો) સંદેશો લઇ આવીયો, જમનો દૂત આ વાર,
દુશ્મન આવી પહોંચશે, જવું પડશે જમદ્વાર. (૨)

અર્થ—પ્રિયે! આપણી નજીકમાં એક દૂત આવી પહોંચ્યો છે. તે એક મોટા દુશ્મનનો સંદેશો લઈ આવ્યો છે. તે કહે છે કે હે રાજન્! તૈયાર થઇ રહે, મારા સ્વામી તને બાંધી કેદ કરી લઇ જવાને થોડા વખતમાં અહીં આવી પહોંચશે. આગળથી ચેતવણી આપવાને મને મોકલ્યો છે! હે ભદ્રે! આ ભયભીત સંદેશાથી મને ચિંતા થઇ પડી છે કે મારે લાચારી સાથે રાજ્યભ્રષ્ટ થઇ દુશ્મનને (જમને) દ્વારે જવું પડશે.

રાણી—હે સ્વામીન્! આપ એક બહાદૂર ક્ષત્રિય હોવા છતાં દુશ્મનથી કેમ ડરો છો? આટલા દુશ્મનો જીત્યા તેની સાથે આ એક દુશ્મનને શું નહિ જીતી શકાય? કદાચ તે બહુ બળવાન્ હશે તો હે પ્રાણપતે!

(દુહો) આપું જમને લાંચડી, આપું લાખ પસાય,
આપું (મારા) કરની મુદ્રિકા, (મારા) પિઉને કોણ લઇ જાય? (૩)

અર્થ—જમને ગમે તેવી લાલચમાં નાંખી હું આપને છોડાવી લઈશ. આપણા ભંડારમાં અને મારી પાસે દ્રવ્યનો કયાં તોટો છે? લાખોનું નજરાણું કરી જમને પાછા વાળીશું, તમે શા માટે ફિકર કરો છો?

રાજા—(દુહો) ઘેલી સુંદરી બાવરી! ઘેલા બોલ મ બોલ,
જો જમ લેવત લાંચડી, તો જગમેં મરત ન કોય. (૪)

અર્થ—હે સુંદરી! તું આટલી બધી ભોળી કેમ થાય છે? શું જમ કોઇની લાલચમાં લપટાયો છે? જો તે રૂશ્વત લઇને પાછો ફરતો હતે તો આ જગતમાં મોટા સમર્થ પુરૂષો કોઇ મરતે જ નહિ.

રાણી—પણ હજુ તો તે દૂત અહીં આવ્યો નથી ને? આવશે ત્યારે વાત.

રાજા—હે ભોળી! તે તો અહીં આવી ચૂક્યો છે.

રાણી—ક્યાં છે? હું તો તેને દેખતી નથી!

ત્યારપછી રાજાએ પોતાના માથામાં આવેલો એક સફેદ બાલ ઉખેડીને રાણીને બતાવ્યો કે જો આ જમનો દૂત! જરા અવસ્થાનો પહેલો જાસુસ! આ સફેદ બાલ આપણને મોતની ચેતવણી આપે છે અને જીંદગીનાં કરવાલાયક કાર્યો કરી લેવાની સૂચના આપે છે, માટે આ છેલ્લી વાતચીતમાં તારો ને મારો સંબંધ પૂરો થાય છે. બસ હવે ન જોઇએ મારે રાજમહેલ, અને ન જોઇએ સંસારની સ્હેલ! નથી જોઇતો ભોગ વિલાસ, નથી મારા મનમાં કશાની આશ! એટલું કહી તે રાજાએ રાજ્ય વૈભવને ત્યજી સદ્‌ગુરૂના ચરણનું શરણ ગ્રહી આત્મસાધન કરવાને વિરકત બની દીક્ષા અંગીકાર કરી મનુષ્યજીવનનું સાર્થક કર્યું.

આ દૃષ્ટાંત ઉપરથી દરેક જણે સમજવું જોઇએ કે મોતની નિશાનીઓ જણાય તે પહેલાં તૈયાર થઇ જઇ આત્મિક કાર્ય સાધી લેવું. હજુ તો આપણે જુવાન્ છીયે, આજ નહિ તો કાલે, આ માસે નહિ તો આવતે માસે, આવતે વરસે ધર્મ કરીશું, ઘરડા થઇશું ત્યારે શ્રેય સાધીશું, એવી રીતે જે ભરોંસો રાખી બેસી રહે છે, તે કંઇ પણ કર્યા વગર ખાલી હાથે મરણને શરણ થાય છે, માટે કંઇ ને કંઈ પણ શ્રેયનું કાર્ય અગાઉથી કરવું. (૭)

[ મોતનો ખ્યાલ જુવાનીમાં આવતો નથી પણ જુવાની કેટલા વખત સુધી ટકવાની છે તે નીચેના શ્લોકમાં દર્શાવાય છે.]

यौवनस्याप्यस्थैर्यम् ।

रे रे मूढ जरातिजीर्णपुरुषं दृष्ट्वा नताङ्गं परं ।
किं गर्वोद्धतहासयुक्तवचनं ब्रूषे त्वमज्ञानतः ॥
रे जानीहि तवापि नाम निकटं प्राप्ता दशेयं द्रुतं ।
सन्ध्याराग इवेह यौवनमिदं तिष्ठेच्चिरं तत्किमु ॥८॥

## જુવાનીની અસ્થિરતા.

**અર્થ**—અરે ઓ યુવક! પેલો વૃદ્ધ ડોસો કે જેનું શરીર જરાજીર્ણ થવાથી બેવડું વળી ગયું છે, કે જે હાંફતો હાંફતો લાકડીના ટેકાવતી ઘણી મુસીબતે ચાલી શકે છે, બિચારો ચાલતાં ચાલતાં લડથડીયાં ખાઇ પડી જાય છે, તે ડોસાની તું શામાટે મશ્કરી કરે છે? આટલો બધો જુવાનીના ગર્વમાં ગરકાવ થઇ ગયો છે, અગર અજ્ઞાનસાગરમાં ડુબી ગયો છે કે જુવાની જવાની છે તેનો ખ્યાલ સરખો પણ ત્હને થતો નથી? સમજ સમજ! કંઇ વિચાર કર! આ જુવાની થોડો વખત સુધી જ ટકવાની છે, ચાર દિવસ જ ત્હેનો ચટકો છે, સંધ્યાના રાગ સમાન જુવાની થોડા વખતમાં જ્યારે ચાલી જશે ત્યારે ત્હારી પોતાની પણ આ જ દુર્દશા થવાની છે. તું યાદ રાખજે કે જે દશા ડોસાની જોઇ તું મશ્કરી કરે છે, તે જ દશા ત્હને પોતાને વીંટી વળશે, ત્યારે ત્હને પણ આવું જ દુઃખ વેઠવું પડશે. (૮)

**વિવેચન**—"જુવાની દીવાની" એ કહેવત અનુસાર જુવાન અવસ્થામાં ઠામ ઠામ મદિરાપાને છકેલા મદ્યપની પેઠે દીવાનાપણું ઘણે ભાગે જોવામાં આવે છે. મદિરા પીનારને જેમ ભાન રહેતું નથી તેમ જુવાનીમાં વિવેક રહેતો નથી. જ્યાં વિવેકની ગેરહાજરી ત્યાં મોહની પ્રબળતા હોય છે, એટલે જેમ દેવતા ઉપર ગરમ થએલા કડકડતા તેલમાં પાણી પડે તો ઉભરાઇ જાય છે તેમ સહજ નિમિત્ત મળતાં ક્રોધના આવેશમાં આવે છે, આખા જગત્ના પદાર્થ માત્ર પોતાના કબજામાં આવે તોપણ સંતોષ પામે નહિ તેટલો લોભ આવિર્ભાવ પામે છે. ગમે તેને ગમે તેમ છેતરીને વિના હકે તેની પાસેથી કંઇ પણ છીનવી લેવાનું કપટ પેદા થાય છે, નાના પ્રકારે અભિમાન આવી જાય છે, એટલે કેઃ—હું ઉચ્ચ જાતિનો છું, મ્હને ઉત્તમ પ્રકારની સામગ્રીનો લાભ થયો છે, તે બીજા કોઇને નથી. હું ઉંચા કુળનો છું—મારા જેવું કોઇને ઉંચું કુળ નથી. મ્હારૂં ઐશ્વર્ય પ્રબળ છે, તેવું બીજાને નથી. મ્હારૂં બળ—સામર્થ્ય અધિક છે, તેવું કોઇનામાં નથી; મ્હારૂં રૂપ ઘણું સારૂં છે તેવું કોઇનું નથી; મ્હારૂં તપ ઉંચા પ્રકારનું છે—તેવું કોઇનું નથી; મ્હારૂં જ્ઞાન વધારે છે—તેવું કોઇનું નથીઃ એમ અનેક

પ્રકારે છતી વસ્તુઓનો મદ અને અછતી વસ્તુઓનું માન પેદા થાય છે. વક્રપણે જેની તેની ભાંડ ભવૈયાની પેઠે મશ્કરી કરવાની બુદ્ધિ ઉપજે છે. ભોગજોગે પોતાને કંઇ સારી વસ્તુની પ્રાપ્તિ થાય તો તે અત્યંત ખુશ ખુશ થાય છે, હર્ષઘેલો બને છે, કોઇ વસ્તુનો વિનાશ થાય તો અત્યંત ક્લેશરૂપ વિષાદ થાય છે, અનેક પ્રકારના ભય પેદા થાય છે, ઇષ્ટ વસ્તુના વિયોગ પ્રસંગે ઘણા વખત સુધી તેને શોક થાય છે, વળી સાફસુફનો રંગ લાગે છે તો બીજાઓની મલિનતા તરફ તેને સૂગ પેદા થાય છે. પુરૂષ હોય તો સ્ત્રી ભોગવવાની ઇચ્છા થાય છે, સ્ત્રી હોય તો પુરૂષ ભોગવવાની ઇચ્છા થાય છે, નપુંસક હોય તો સ્ત્રી અને પુરૂષ એ બન્નેને ભોગવવાની ઇચ્છા થાય છે. આ પ્રમાણે જુવાનીમાં મોહનો ઉદય થાય છે તેથી અજ્ઞાનપણે મનુષ્યજન્મને સાર્થક કરવાનો વખત જે ચિંતામણિ રત્ન સમાન ગણાય છે તેને નિરર્થક ગુમાવે છે અને આત્મહિતને વિસારે છે. આંખે પાટો બાંધી શણગાર સજીને વરઘોડામાં ફરનાર વાગતાં વાજાંના નાદને આધારે સાથે ને સાથે તો ફરી શકે છે પણ તેના શરીરપરના શણગાર ઉપાડી લેનારને તે જોઇ શકતો નથી. તેમ જુવાનીના મદવડે આંધળા બનેલા ચાલુ નકલીઆ જમાનામાં વાગતાં વાજાં જેવાં કે નાટકો, હોટેલો, ફેશનો, એટીકેટો અને શૃંગારિક નાદશ્રવણોમાં બીજાઓની સાથે સાથે જાય તો છે, પણ તેમાં તેમને શું નુકસાન થાય છે તે તેમની આખી જુવાની પૂરી થતાં સુધી—અને તેમને માટે આગળ વધીને કહીએ તો તેમની પુંજી પૂરી થતાં સુધી તેમને ખબર પડતી નથી. પણ જ્યારે જુવાની જશે, હામ દામ અને ઠામ હારશે, વૃદ્ધાવસ્થા આવશે, સંપૂર્ણ અશક્તપણું જણાશે, ત્યારે જ પોતાની ભૂલનો પસ્તાવો થયા વિના રહેનાર નથી પણ "પછીથી હાથ ઘસ્યે શું થાય?" એ કહેવત અનુસાર હાલજ વિવેક લાવીને આત્મહિત આદરે તો પછીથી પસ્તાવો કરવાનું જરા પણ કારણ નહિ. માટે જ્યાં સુધી જુવાની કાયમ છે, વૃદ્ધાવસ્થા આવી નથી, રોગો ઉત્પન્ન થયા નથી, કાળે ઘેરો ઘાલ્યો નથી અર્થાત્ મૃત્યુ આવ્યું નથી, લક્ષ્મી અને પરિજન ઉપર સ્વતંત્ર કાબુ છે, શરીરમાં શક્તિ છે, ત્યાંસુધી આત્મકાર્ય કરી લેવું એ જ માણુસ માત્રનું

કર્ત્તવ્ય છે, કારણકે જુવાની ગયા પછી હાથમાં લાકડી આવે છે, કમ્મરમાંથી નમી જવાય છે અને લોકો તેમના બુઢાપાની મશ્કરી કરે છે. કોઇ કહે છે કે:—"કાકા કેમ ઉંધા પડી પડીને ચાલો છો?" ત્યારે બીજો તેના જવાબમાં વક્રોક્તિ કરે છે કે:—"તેમની જુવાની ખોવાઇ ગઇ છે, તે શોધવા માટે ઉંધા પડી પડીને ચાલે છે." વળી વૃદ્ધાવસ્થામાં આંખો જાય ને આંધાપો આવે તોપણ આ જમાનાના વક્ર લોકોને કંઇ દયા આવતી નથી. તે તો જુવાનીના મદમાં દીવાના બનેલા-તેની પણ મશ્કરી કર્યા વિના રહેતા નથી. તેનો એક ન્હાનો દાખલો નીચે મુજબ છે.

દૃષ્ટાંત—એક ગરીબ આંધળો ડોસો એક ગલીમાં ભીખ માંગતો હતો તેને જોઇને એક છોકરે પૂછ્યું કે "ડોસા! આમ ક્યાં જશો?" ડોસે જવાબ આપ્યો કે-"હું ભૂખ્યો છું તેથી ભીખ માંગવા જાઉં છું." ત્યારે છોકરો બોલ્યો કે, "લ્યો આ મારી પાસે શીરો છે તે આપું." એમ કહી થોડોક કાદવ તે ડોસાના હાથમાં મૂક્યો, તે આંધળા ડોસાએ પોતાના મ્હોંઢામાં મૂક્યો, અને મૂકતાંની સાથે જ તે કાદવ હોવાનું જણાયાથી તેણે થુંકી દીધો એટલે તેની પાઘડી ઉછાળીને હસતો હસતો પેલો છોકરો દોડી ગયો અને ડોસે બુમ પાડી તેથી ફળીયામાંથી ચાર પાંચ બીજા જુવાનીયા આવ્યા તેમણે તે ડોસાને પાઘડી પાછી આપવાને બદલે તેની કાછડી કાઢી નાંખીને વધારે પજવ્યો.

આ પ્રમાણે જુવાનીના મદમાં કેટલાએક દુઃખી થતા વૃદ્ધ મનુષ્યોની છેડ કરે છે પણ તેમને એટલી ખબર નથી કે "એક વખત આપણી પણ એવી જ દશા થવાની છે. તે પણ લાંબે વખતે નહિ પણ તરત જ આવવાની છે. જુવાનીને જતાં કંઇ પણ વાર નહિ લાગે. પતંગના રંગની પેઠે તે તરત ઉડી જશે." કોની જુવાની કાયમ રહી છે? જેઓ થોડા વખત પહેલાં જુવાન હતા તેઓને બુઢ્ઢા થતાં આપણે નજરે જોઇએ છીએ. જેમ તેઓ બુઢ્ઢા થયા, તેમ દરેક જુવાન અવશ્ય બુઢ્ઢો થવાનો જ. જ્યારે તે બુઢ્ઢો થશે ત્યારે તેના પણ તેવા જ હાલ થશે. ભર્તૃહરિનાં આ વચનો તેમણે યાદ રાખવાં જોઇએઃ—

गात्रं संकुचितं गतिर्विगलिता भ्रष्टा च दन्तावलि ।
दृष्टिर्नश्यति वर्द्धते बधिरता वक्त्रं च लालायते ॥
वाक्यं नाद्रियते च बान्धवजनैर्भार्या न शुश्रूषते ।
हा कष्टं पुरुषस्य जीर्णवयस. पुत्रोप्यमित्रायते ॥ १ ॥

અર્થાત્—જ્યારે માણસને વૃદ્ધાવસ્થા લાગુ પડે છે, ત્યારે શરીર સંકોચાઈ જાય છે, પગ નરમ પડી જાય છે, ચાલવાની શક્તિ રહેતી નથી, દાંતની પંક્તિ પડી જાય છે, આંખનું તેજ ઘટી જાય છે અગર બંધ થઇ જાય છે, કાને બ્હેરાશ આવે છે, મોઢામાંથી લાળ ઝર્યા કરે છે, કુટુંબમાં તેનો અનાદર થાય છે, કોઇ પણ માણસ તેનું વચન માનતો નથી, પોતાની સ્ત્રી પણ સેવા ચાકરી કરતી નથી, કિંબહુના જેને ઉછેરીને મ્હોટો કર્યો તેવા દીકરાને પણ વૃદ્ધ પિતા દુશ્મન જેવો જણાય છે અર્થાત્-માણસના એ હાલ થઇ જાય છે.

વૃદ્ધની મશ્કરી કરનારા જુવાનીયાઓએ પોતાની ભવિષ્યની સ્થિતિનો ખ્યાલ કરી ગર્વ અને ઉદ્ધતાઇ છોડી સિધ્ધે માર્ગે ચાલવું જોઇએ. (૮)

[ જુવાનીની માફક સર્વ વસ્તુઓ અસ્થિર છે તે નીચેના કાવ્યમાં દર્શાવતાં અનિત્ય ભાવનાની સમાપ્તિ કરવામાં આવે છે.]

सर्वेषामस्थैर्यम् ।

रम्यं हर्म्यतलं बलञ्च बहुलं कान्ता मनोहारिणी ।
जात्यश्वाश्वटुला गजा गिरिनिभा आज्ञावशा आत्मजाः॥
एतान्येकदिनेऽखिलानि नियतं त्यक्ष्यन्ति ते सङ्गतिं ।
नेत्रे मूढ निमीलिते तनुरियं ते नास्ति किं चापरम् ॥९॥

## સર્વ વસ્તુઓની અસ્થિરતા.

અર્થ—હાંડી, તખતા અને ફરનીચરથી શણગારેલી સુંદર હવેલી, માણસને ચકિત કરી નાંખે તેવું અતુલ શરીરબળ, વિવિધ વૃક્ષોના ફૂલની સુગંધવાળા પવનથી મનને રમાડનાર સુંદર બગીચો, પવનને વેગે ચાલનાર

અસંખ્ય ઘોડા, હાથી, રથ અને વિસ્તૃત કુટુંબ, આ બધી વસ્તુઓ શું ત્હારી પાસે કાયમ રહેનારી છે ? નહિરે નહિ ! કદાચ તે વસ્તુઓ મળી હશે તોપણ થોડો વખત જ ત્હારા ઉપભોગમાં આવવાની છે. અમુક સમય થતાં તે બધી વસ્તુઓ અવશ્ય ત્હારાથી જુદી પડવાની છે. અરે મૂઢ ! જ્યારે આ શરીરમાંથી પ્રાણુ ઉડવાની તૈયારી થશે અને આંખો મીંચાઇ જશે, ત્યારે આ શરીર કે જે નજીકનો સંબંધી છે તે પણુ ત્હારૂં થવાનું નથી તો પછી બીજી વસ્તુઓની તો વાત જ શી કરવી ? (૯)

**વિવેચન**—આ જગત્‌માં જેટલી ચીજો દૃશ્ય છે અથાત્ દૃષ્ટિગોચર થાય છે તે સર્વ ચીજો પુદ્‌ગલ સ્વરૂપ છે. પુદ્‌ગલ એટલે " पूरणगलनस्वभावः पुद्गलः " અર્થાત્–" પુરાવું–મળવું અને ગળી જવું–વિખરાઇ જવું એ જેનો સ્વભાવ છે તે પુદ્‌ગલ કહેવાય છે. " આકાશમાં સાંજની વખતે રંગ બેરંગી દેખાતી સંધ્યા એ પુદ્‌ગલ છે, અને સૂર્યના ઉદયની સાથે ખીલેલા ફૂલની સુગંધ એ પણુ પુદ્‌ગલ છે. ખાવાનાં પકવાન્નો, પહેરવાનાં વસ્ત્રો, આભૂષણો, સુવાની શય્યા, આસનો, રહેવાની હવેલી એ સર્વ પુદ્‌ગલની જ વસ્તુઓ છે. એટલા માટે તે ક્ષણે ક્ષણે પલટાયા કરે છે. સાંજને વખતે સંધ્યાના રાગથી આકાશ ઝળહળી રહેતું જણાય છે, પણ પાંચ મિનિટ રહીને જોઇએ છીએ તો અંધકાર છવાઇ ગયેલો જણાય છે. થોડી વાર થાય છે અને ચંદ્રનો ઉદય થાય છે ત્યારે અંધકાર પણુ નષ્ટ થાય છે અને તેની જગ્યા પ્રકાશને મળે છે એટલે ચંદ્રિકાની જ્યોતિ ઝગમગી રહે છે, પણુ થોડા વખત પછી વળી અંધકારનું આગમન થાય છે અને ચંદ્રિકા અદૃશ્ય થાય છે. પ્રભાત થાય છે એટલે સૂર્યનો ઉદય થતાં આતપ પ્રસરે છે અને અંધકાર નષ્ટ થાય છે. સૂર્ય પણુ પ્રભાતે કિશોર, મધ્યાન્હે યુવાન અને સાંજ પડતાં તો વૃદ્ધ બની અસ્ત પામી જાય છે–પ્રકાશને ખેંચી લઇ અંધકાર મૂકતો જાય છે ! પ્રકાશ અને અંધકાર એ પણુ સર્વ પુદ્‌ગલ સ્વરૂપ છે. સૂર્ય અને ચંદ્ર જેવા જ્યોતિવાળા પદાર્થો પણુ સ્થિર નથી, કિન્તુ ક્ષણે ક્ષણે પરિવર્ત્તન પામ્યા જ કરે છે, તો બીજાની શી વાત કરવી ? પૈસા ખરચી પરિશ્રમ લઇ કંઇ ખાવાની સારામાં સારી ચીજ બનાવી પેટમાં નાંખી કે તરત

ઉલટી થઇ તો તેનું સ્વરૂપ તદ્દન બદલાઈ ગએલું માલમ પડે છે! જે વસ્તુ થોડા વખત પહેલાં ખુશી થઇ ખાવામાં આવી તે ચીજની સામે નજર કરતાં હવે સૂગ ચડે છે. તેની ઉછળતી દુર્ગંધ પણ ખમી શકાતી નથી. એટલી વારમાં સ્વરૂપ પરિવર્ત્તન થઇ ગયું તેનું કારણ? કારણ બીજું કંઇ નહિ. પુદ્‌ગલ સ્વભાવ જ એવો છે. શુભ વર્ણનો અશુભ અને અશુભ વર્ણનો શુભ વર્ણ, સુરભિ ગંધનો દુરભિ ગંધ અને દુરભિ ગંધનો સુરભિ ગંધ, શુભ રસનો અશુભ રસ અને અશુભ રસનો શુભ રસ બને છે. સાબુ ખાર આદિથી ઉજ્જવલ બનાવેલું વસ્ત્ર પહેરી તેલી કે કંદોઇની દુકાને બેસતા માણસનાં વસ્ત્રો ચાર પાંચ દિવસમાં એવાં મલીન થઇ ગએલાં જોવામાં આવે છે કે જાણે તે વસ્ત્રો જ ન હોય!

એક તરફ વસ્તુઓ આવી રીતે પરિવર્તન પામતી જાય છે, નવીની જુની અને જુનીની નવી વસ્તુઓ બને છે, એક વસ્તુ હોય ત્યાં અનેક અને અનેક હોય ત્યાં એક પણ રહેવા પામતી નથી, જલ ત્યાં સ્થલ અને સ્થલ ત્યાં જલ, ગામ ત્યાં શહેર અને શહેર ત્યાં શ્મશાન બની જાય છે; બીજી તરફ આપણે પોતે પણ બદલાતા જઇએ છીએ. બાલ્યાવસ્થા, કિશોરાવસ્થા, તરૂણાવસ્થા, પ્રૌઢાવસ્થા અને વૃદ્ધાવસ્થા એ દરેક અવસ્થામાં શરીર વગેરેની સ્થિતિ બદલાતી જાય છે, એટલું જ નહિ પણ તેની સાથે પુણ્યની સ્થિતિ પણ બદલાયાં કરે છે. એક વખતે જે જે ઇચ્છા થાય તે તે વસ્તુ મળતી આવે, બીજે વખતે જે જે ઇચ્છે તેનાથી વિપરીત જ પ્રાપ્ત થાય! એક વખત હજારો માણસો ઉપર હુકમ ચલાવે છે, બીજી વખત હજારોના હુકમો ઉઠાવવા પડે છે. એક વખત બેસવાને હાથી ઘોડા પાલખી મળે છે ત્યારે બીજી વખત ગાડીના બળદને ઠેકાણે જોડાવું પડે છે અગર બીજાની પાલખી પોતાને ખભે ઉપાડવી પડે છે! એક વખત જમવાને મનમાનતી રસોઇઓ તૈયાર થાય છે ત્યારે બીજી વખત સુકા રોટલાના કકડા પણ મળતા નથી! આમ બેવડી રીતે પરિવર્તન પામતા દૃશ્ય જગત્‌માં જે મનુષ્યો તલ્લીન થઇ રહ્યા છે, પોતાને મળેલી થોડી સંપત્તિનો ગર્વ કરી રહ્યા છે, અને તેવી સંપત્તિ વધારવાને ન કરવાલાયક કાર્યો આચરી રહ્યા છે,

તેઓએ એટલું તો અવશ્ય વિચારવું જોઇએ કે આ હવેલી, હાથી, ઘોડા, રથ, કુટુંબ, પરિવાર, શરીરબળ, યૌવન, લક્ષ્મી, બાગ બગીચા, જમીન, ગામ ગરાસ, અધિકાર અને સત્તા એ સર્વે ક્યાંસુધી રહેવાના છે, અથવા આપણે પોતે ક્યાંસુધી ટકવાના છીએ ? પુણ્ય કે આયુષ્યનું બળ હોય ત્યાંસુધી જ તે બંનેનો સંયોગ છે, પણ પુણ્ય અને આયુષ્ય ક્યાંસુધી સ્થિર રહેશે ? એ બંને ચીજો એવી નથી કે લાખો કે અથવા કરોડો વરસ સુધી કાયમ રહે. વધારે તો શું પણ પાંચ પચીસ વરસ સુધી નિયમિત રીતે ટકી રહે તેમ પણ નથી. વખતે બીજે જ ક્ષણે બદ્લાવાની હોય તો બીજે જ ક્ષણે નાશ પામે. જે ક્ષણે નાશ પામવાની હોય ત્યારે કોઇની સત્તા નથી કે તેને નાશ પામતાં અટકાવી શકે. એવા તો ઘણાએ દાખલા જોવામાં આવે છે કે એક ક્ષણે રાજા અને બીજે ક્ષણે તે રાંક બની જાય છે. એક ક્ષણે શાહુકાર અને બીજે ક્ષણે દરિદ્ર, એક ક્ષણે નીરોગી અને બીજે ક્ષણે રોગી, એક ક્ષણે જીવતો બીજે ક્ષણે મરણ પામતો જોવાય છે. તો જ્યારે પુણ્ય અગર આયુષ્ય એ બેમાંની એક ચીજનો અંત આવશે તેની સાથે જ સર્વ સંપત્તિનો વિયોગ થશે. મારૂં મારૂં કર્યાં છતાં એક ક્ષણભર પણ તેને ઉપભોગમાં લેવાનો હક્ક નહિ રહે.

**દૃષ્ટાંત**—ભોજરાજની એક અવસ્થાનું દૃષ્ટાંત અહીં લઇએ. ભોજરાજાની ઉદારતા અને વિદ્વત્તા એ બે ગુણો સર્વત્ર પ્રસિદ્ધ છે. આ બે ગુણોની સાથે અભિમાનરૂપ અવગુણ ન રહે એવું તો કોઇનુંજ અંતઃકરણ હશે. ભોજરાજામાં અભિમાનનો દોષ કદાચ સ્વાભાવિક નહિ હોય પણ કોઇ વખતે આવિર્ભાવ પામે એ અસ્વાભાવિક નથી. એક વખત રાત્રિનો થોડો ભાગ અવશેષ રહ્યો હતો, બંદીજનો–મંગળપાઠકો મંગળ સ્તુતિ કરતા હતા, ત્યારે ભોજરાજાની ઉંઘ ઉડી ગઇ. જાગૃત થવાની સાથે મનોવૃત્તિ પોતાની સંપત્તિ તરફ ચાલી. પોતાના રાજ્યવૈભવ, સત્તા અને મ્હોટાઇની સ્મૃતિ થતાં ગર્વનો અંકુર ઉત્પન્ન થયો. પોતાને મુખે પોતાની સંપત્તિનું વર્ણન કરવાને એક સંસ્કૃત શ્લોક રચવાનો પ્રયત્ન ચાલુ થયો. જેમ જેમ પદો તૈયાર થતાં ગયાં તેમ તેમ ઉચ્ચ ધ્વનિથી નીચે પ્રમાણે રાજા બોલવા લાગ્યાઃ—

चेतोहरा युवतयः सुहृदोऽनुकूलाः ।
सद्बान्धवाः प्रणति नम्रगिरश्च भृत्याः ॥
वल्गन्ति दन्तिनिवहास्तरलास्तुरंगाः ।

અર્થાત્—મારા અંતઃપુરમાં રાણીઓ એકેક કરતાં સુંદર, ચિત્તને હરનારી છે. મારા મિત્રો અને ભાયાતો પણ મોટા મોટા છે અને તે સર્વે અનુકૂળ છે. મારા નોકરો અને અમલદાર વર્ગ ઉપર મારો એટલો બધો કાબુ છે કે કોઇ પણ મારૂં વચન ઉલ્લંઘી શકે નહિ. દરેક જણ મારી પાસે નમ્ર થઇને ચાલે છે. હાથી, ઘોડા અને લશ્કર પણ બધા કરતાં મારી પાસે વિશેષ છે. ટુંકામાં મારૂં સામ્રાજ્ય જેવું જામ્યું છે તેવું બીજાનું નહિ હોય. આવી રીતે પોતાની સમૃદ્ધિનો ગર્વ કરતાં મારૂં મારૂં એવું મમત્વ રાખતાં પુનઃ પુનઃ પ્રકૃત ત્રણ પદનો ઉચ્ચાર રાજાના મુખમાંથી થવા લાગ્યો. ચોથું પદ તૈયાર કરવાને રાજા ગોઠવણ કરે છે પણ તૈયાર થતું નથી. દરમ્યાન એક ચોર કે જે વિદ્વાન્ છે પણ કર્મના યોગથી તેના અંતઃકરણના બંધારણમાં ચોરી કરવાની વૃત્તિ (સ્વભાવ) પડી ગઇ છે, તે ઇચ્છા પાર પાડવાને પહેલી જ વાર રાજાના ભંડારમાં ચોરી કરવાને આવ્યો છે. તે ચોરીના ધંધાનો તેવો માહિતગાર ન હોવાથી, રાજાના ભંડાર સુધી પહોંચી તો આવ્યો, પણ તરત ભંડાર તોડી વસ્તુ મેળવી શક્યો નહિ. ફાંફાં મારતાં વખત વધારે લાગી ગયો તેની પણ તેને ખબર રહી નહિ. રાજા જાગૃત થયા અને પહેલા ત્રણ પદો ગાવા લાગ્યા હતા ત્યાંસુધી પણ તે વિદ્વાન્ ચોર અંદર હતો. રાજાના ત્રણ પદો તેણે સાંભળ્યા. સાંભળીને વિચાર થયો કે રાજાને ગર્વ આવી ગયો છે, તે ઉતારવાની દવા તેને કોણ આપે? તેની પાસેના માણસો તો ઘણે ભાગે ખુશામતીયા જ હોય જેથી બૂરૂં મનાવી શકે નહિ. હું રાજાનો ગર્વ ઉતારી શકું, પણ આ વખતે જાહેરમાં કેમ અવાય? જાહેરમાં આવું તો મને ચોર જાણી પકડી પાડે. હવે શું કરવું? આ વિચાર ઉપરથી તે એવા નિર્ણય ઉપર આવ્યો કે મારૂં ગમે તે થાય પણ રાજાનો ગર્વ ઉતારવાને મારે બહાર પડવું. એમ નિશ્ચય કરીને તે ચોર રાજાના સુવાના ઓરડાની આગળની અગાશીમાં ઉભો રહ્યો. રાજાએ ત્રણ પદ પૂરા કર્યા કે તુરત ચોરે નીચે પ્રમાણે ચોથું પદ ઉચ્ચાર્યું:—

संमीलने नयनयोर्न हि किंचिदस्ति ॥

અર્થાત્—હે રાજન્ ! સ્ત્રી, મિત્ર, નોકર, હાથી, ઘોડા, લશ્કર વગેરે બધું ત્યાંસુધી તારૂં છે કે જ્યાંસુધી આંખ ઉઘાડી છે: પણ આંખ બંધ થઇ ગઇ, પ્રાણ ઉડી ગયા, કે કંઇ પણ તારૂં નથી. કબીરદાસના કહેલા શબ્દોમાં બોલીએ તો " આપ મુએ પીછે ડુબ ગઇ દુનીયા." ચોથું પદ સાંભળીને રાજાના મનમાં એક તો શ્લોક પૂર્ણ થયો તેથી સંતોષ થયો અને વળી તે પદ એવું ચમત્કારી અર્થસૂચક હતું કે તેના અર્થનો વિચાર કરતાં રાજાનો ગર્વ પણ ઉતરી ગયો. પણ આ પાદપૂર્તિ કરનાર કોણ છે ? તપાસ કરાવીને તેને રાજાએ પોતાની પાસે બોલાવ્યો. વિદ્વાન્ ચોરે પણ રાજાની સન્મુખ ઉભા રહી ચોથા પાદનો અર્થ સારી રીતે સમજાવ્યો. રાજાએ પૂછ્યું કે " તું કોણ છે ? " તેણે કહ્યું કે " હે રાજન્ ! હું ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલ એક ગૃહસ્થ છું, પણ જન્મથી કોઇ એવા સંસ્કાર મારી બુદ્ધિમાં પડી ગયા છે કે તેથી હમેશાં વૃત્તિ ચોરી કરવાની થયાં કરતી હતી. આજે તે વૃત્તિને પાર પાડવા માટે હું ચોરી કરવા અહીં આવ્યો છું, પણ હજુ મેં કંઇ લીધું નથી, દરમ્યાન આપના શબ્દો સાંભળી આપને રાહપર લાવવા હું આપની હજુરમાં આવ્યો. આ મારી હકીકત છે. હવે જે શિક્ષા તમારે કરવી હોય તે કરો. " રાજાએ પ્રસન્ન થઇ ઇનામ આપી તેને વિદાય કર્યો અને ત્યારથી હમેશને માટે અસ્થિર સંપત્તિનો ગર્વ કરવો છોડી દીધો.

આ દાખલા ઉપરથી સંપત્તિનો ગર્વ કરનારાઓ અને અનિત્ય પૌદ્ગલિક સંપત્તિને નિત્ય માનનારાઓએ ધડો લેવો જોઇએ. અનિત્યને અનિત્ય અને નિત્યને નિત્ય સમજવું તે જ સમજણ કહેવાય, એમ સમજે તે જ ડાહ્યો કહેવાય, અને આત્મહિત પણ તે જ સાધી શકે. માટે આત્મિક વસ્તુ જે નિત્ય છે તેની તરફ લક્ષ્ય રાખીને અનિત્ય, અવશ્ય એક ક્ષણે નાશ પામનારી, માત્ર ઉપરથી જ સુંદર પણ અંદરખાને હાલાહલ ઝેરથી ભરેલી પૌદ્ગલિક વસ્તુઓ ઉપરની આસક્તિ ઓછી કરવી, ગર્વ–અભિમાન દૂર કરવાં એ જ ' અનિત્ય ભાવના ' ભાવવાનું ફળ છે. (૯)

# (२) अशरण भावना.

[ અનિત્ય અને અસ્થિર જીવનમાં છેવટને વખતે કોઇ ચીજ શરણદાયક છે કે કેમ ? તે બીજી ભાવનાના વર્ણનથી દર્શાવવામાં આવે છે. તેમાં પ્રથમ ધનની અશરણતાનું કથન નીચેના કાવ્યની કરાય છે. ]

मन्दाक्रान्ता वृत्तम् ॥

द्वितीयाऽशरणभावना।

त्यक्त्वा धर्मं परमसुखदं वीतरागैश्च चीर्णं ।
धिक्कृत्यैवं गुरुविधिवचः शान्तिदान्ती तथैव ॥
भ्रान्त्वा लक्ष्मीं कुनयचरितैरार्जयस्त्वं तथापि ।
मृत्यौ देहं प्रविशति कथं रक्षितुं सा समर्था ॥१०॥

બીજી અશરણ ભાવના.

અર્થ—પરમ સુખ આપનાર અને રાગદ્વેષ વિનાના પુરૂષોએ બતાવેલ ધર્મ તેને તિલાંજલિ આપી, શાસ્ત્રીય વિધિવાક્યો ઉપર પગ મૂકી, શાન્તિ–સમાધિનો ભંગ કરી, દેશ પરદેશ રખડી, અન્યાય અને વિરૂદ્ધાચરણથી યદ્યપિ તું લક્ષ્મી સંપાદન કરે છે, પણ જ્યારે કાળ આવીને કંઠ પકડશે તે વખતે શું ત્હને લક્ષ્મી કાળના સપાટામાંથી બચાવી શકશે ? ? ના, રે ના ! ગમે તો લાખો રૂપિયા મેળવ્યા હશે કે કરોડો મેળવ્યા હશે, પણ તે લાખો કરોડો રૂપીઆ કાળના મુખમાંથી છોડાવી તને પોતાને શરણે કદી નહિ રાખે ! ( ૧૦ )

વિવેચન—બાળકોની રમતમાં એક છોકરો બીજા છોકરાને મારે છે ત્યારે તે છોકરો રોતો રોતો પોતાનાં માબાપને શરણે જાય છે. તેઓ પોતાના છોકરાને આશ્વાસન આપી તેને મારનારને શિક્ષા કરે છે. કોઈ રોગી રોગથી પીડાતો–દુઃખી થતો કોઇ પરોપકારી વૈદ્ય હકીમ કે ડોક્ટરને

શરણે જાય છે તો વૈદ્ય દવા આપી દર્દીનું દર્દ દૂર કરી શાંતિ ઉપજાવે છે. લુંટારા કે બંડખોરોના ત્રાસથી દુઃખ પામતી પ્રજા રાજાને શરણે જાય છે. રાજા તેનું દુઃખ ધ્યાનમાં લઇ તે દૂર કરવાની કોશેષ કરે છે. કોઇ રાજા લડાઇમાં પરાજય પામે છે ત્યારે પોતાથી મોટા રાજાને શરણે જાય છે. તે સમર્થ રાજા શરણે આવેલા રાજાને સહાય આપી આફતથી બચાવે છે. પૈસાની તંગી ભોગવતો કોઇ ગરીબ માણસ દાતારને શરણે જાય છે. દાતાર પુરૂષ તેને આશ્રય આપી તેનું કષ્ટ કાપે છે. આવી રીતે આ જગતમાં ન્હાનાં ન્હાનાં દુઃખથી બચાવનાર અને સહાય આપનાર માણસો અગર વસ્તુઓ મળી શકે છે પણ જ્યારે અંત વખતની માંદગી લાગુ પડે છે, અન્ન કે પાણી ગળા હેઠળ ઉતરતાં નથી, શ્વાસ ઉપર શ્વાસ ચાલી રહ્યો હોય છે, ઉઠવા બેસવા કે બોલવાની શક્તિ રહેતી નથી, સન્નિપાત જાગે છે અને મોતના ભણકારા વાગી રહે છે, તે વખતે કાળના સપાટામાં સપડાએલા માણસને દુઃખમાંથી બચાવનાર કે શરણ આપનાર કોણ છે ? હે મહાનુભાવ ! જે ધનને માટે પરમ સુખ આપનાર ધર્મને તિલાંજલિ આપે છે, ધર્મની આજ્ઞા અને મહાપુરૂષની શિક્ષાને એક તરફ પડતી મૂકે છે, જે ધન મેળવવાને લોકોમાં અશાંતિ ફેલાવે છે, ઉત્પાત જગાડે છે અને કપટ દંભ લોભ વિશ્વાસઘાત અસત્ય અન્યાય આચરે છે, તે ધન તને પોતાના પંજામાંથી છોડાવશે ? કદી નહિ !

**દૃષ્ટાંત**—એક શાહુકારની પાસે અગણિત દોલત ગણાતી હતી. નોકર ચાકર, ગાડી ઘોડા, બાગ બગીચા વગેરે તેની સાહેબી પણ તેવી જ હતી. રાજ્યમાં તેનો સારો સત્કાર થતો હતો અને સમાજમાં તે અગ્રણી ગણાતો હતો તથાપિ એક વસ્તુની ખામીને લીધે તે સર્વ સાહેબી તેને મને તુચ્છ લાગતી હતી. જ્યારે તે વસ્તુનું તેને સ્મરણ થતું ત્યારે તેના મુખમાંથી ઉંડો નિઃશ્વાસ નીકળતો અને એવા ઉદ્‌ગારો નિકળતા કે હાય ! ! આટલી સંપત્તિ મને મળવા છતાં પણ એક જરૂરની ચીજ પ્રાપ્ત થઇ નહિ. આ ચીજ બીજી કંઇ નહિ, પણ એક પુત્ર ! પુત્રની પ્રાપ્તિ માટે શેઠે અનેક ઉપાયો કર્યા, એક સ્ત્રી ઉપર બીજી-ત્રીજી સ્ત્રી સાથે લગ્ન કર્યાં; આખરે ઘણે વરસે

ત્રીજી સ્ત્રીથી શેઠને એક પુત્ર થયો. પુત્રના જન્મથી શેઠના આનંદનો તો કાંઇ પાર રહ્યો નહિ. છૂટે હાથે પૈસા ખરચીને પુત્રનો જન્મમહોત્સવ કર્યો. અનેક આંધળાં લુલાં પાંગળાં નિરાધાર ભિક્ષુકોને દાન આપી સંતોષ્યા. આ પ્રસંગે શેઠનાં સગાં વ્હાલાં સંબંધીઓ ઓળખીતાં માણસો તરફથી શેઠના ઉપર એટલા બધા અભિનંદનપત્રો આવ્યા કે તેના જવાબો લખવાને ખાસ માણસો રોકવા પડચા હતા! બાળકના જન્મથી ચારે તરફ હર્ષ ફેલાઇ રહ્યો હતો, તેથી તેનું નામ હર્ષચંદ્ર રાખવામાં આવ્યું. હર્ષચંદ્ર પંચધાવે ઉછરવા લાગ્યો. રમાડનારી જૂદી, ધવરાવનારી જૂદી, સ્નાન કરાવનારી જૂદી, વસ્ત્રાભૂષણ પહેરાવનારી જૂદી અને ખોળે બેસાડનારી જૂદી! હર્ષચંદ્રને જરા ઉધરસ આવતી કે ઝીણો પણ તાવ આવી જતો ત્યારે વૈદ્યો અને ડાક્ટરો ઉપરા ઉપરી આવતા. દવા પછવાડે હજારો રૂપીયા શેઠ ખર્ચી નાંખતા. હર્ષચંદ્રની માંદગી જો બે ચાર દિવસ વધારે લંબાતી તો ત્યાંસુધી શેઠને બિલકુલ ચેન પડતું નહિ. ખાન–પાન કે ગાન–તાન કંઇ ગમતું નહિ. છોકરાની ફિકરમાં કોઇ વખતે શેઠ પોતે માંદા પડી જતા; એટલો બધો હર્ષચંદ્રના ઉપર શેઠનો મોહ હતો. જ્યારે તે સાત આઠ વરસનો થયો ત્યારે તેને ભણાવવા ખાસ શિક્ષકો રાખી પોતાને ઘેર ભણાવવાનો બંદોબસ્ત કર્યો. માસ્તરોને ભલામણ દેવામાં આવી કે થોડું ઝાઝું ભણે તેનું કાંઇ નહિ પણ છોકરાને બિલકુલ મારવો નહિ, કે ધમકી પણ ન આપવી. એક તરફ અભ્યાસ ચાલુ થયો, બીજી તરફ બીજા શાહુકારો તરફથી પોતાની કન્યાનો હર્ષચંદ્ર સાથે વિવાહ કરવા માટે ઉપરાઉપરી શેઠને પ્રાર્થના થવા લાગી. શેઠ અને શેઠાણીને પણ પુત્રનો લગ્નમહોત્સવ જોવાની ઘણી જ આતુરતા હતી, તેથી પોતાના બરોબરીયા એક મોટા ગૃહસ્થની કન્યા સાથે હર્ષચંદ્રનુ વેવિશાળ કર્યું અને લગભગ બાર તેર વરસની ઉમરે તેના લગ્નની ધામધૂમ થવા માંડી. આ ધામધૂમમાં શું ખામી હોય? લાખો રૂપીયા તો લગ્ન પ્રસંગમાં ખર્ચ્યા. શેઠે હર્ષચંદ્રના લગ્નનો લ્હાવો લીધો. હર્ષચંદ્રને નોકરી તો કરવાની હતી નહિ તેમ પૈસા પુષ્કળ હતા જેથી વધારે ભણાવી શું કરવું છે એવી માન્યતાથી પરણ્યા પછી ભણવાનું બિલકુલ માંડી વાળ્યું.

કામકાજમાં માત્ર રમતગમત કરવી, ફરવા જવું, મોજમજાહ ઉડાવવી, એટલું જ રહ્યું, અને તે કામમાં હર્ષચંદ્રનો સમય ચાલ્યો જવા માંડયો. હર્ષચંદ્રની જ્યારે સોળ વરસની ઉમ્મર થઇ ત્યારે શેઠની ઉમ્મર ૭૬ વરસની થઇ હતી. તે ઉમ્મરે પણ કંઇ જરૂરનો પ્રસંગ પડવાથી શેઠ દસ પંદર દિવસની મુસાફરીએ ગયા. મુસાફરી કરી પાછા ઘેર આવે છે ત્યાં તો રસ્તામાં સમાચાર સાંભળ્યા કે હર્ષચંદ્રને ગઇ કાલે પ્લેગની ગાંઠ નીકળી છે! સમાચાર સાંભળતાં જ શેઠના હોશકોશ ઉડી ગયા. ગાડીમાં ને ગાડીમાં જ મૂર્છા આવી ગઇ. શુદ્ધિ આવતાં ગાડીવાનને કહ્યું કે મને ઘેર તરત પહોંચાડ. ગાડીવાને ઘોડાને છૂટા મૂકી દીધા. થોડી વારમાં ગાડી ઘેર આવી પહોંચી. ઘર આગળ ડાકટરોની ગાડીઓ ઉભી હતી. બીજા કેટલાએક માણસોની આવજા થઇ રહી હતી. હાંફતા હાંફતા શેઠ હર્ષચંદ્રના પલંગ આગળ પહોંચ્યા. હર્ષચંદ્રની સામે જોયું તો તેનો ચહેરો બદલાઇ ગયો છે, શરીરે હાથ મૂકે તો તાવ એકસો ચાર પાંચ ડિગ્રી ચડેલો છે, ચાર પાંચ ડૉકટરો તો હતા છતાં એથી મ્હોટા બીજા ડૉકટરોને બોલાવવા શેઠે નોકરોને મોકલ્યા. થોડી વારમાં તો મ્હોટા મ્હોટા સરજન ડાકટરો ભેગા થઇ ગયા. શેઠને હિમ્મત આપવા લાગ્યા કે તમે ફિકર કરો નહિ, હમણાં સારૂં થઇ જશે. આ કેસ કંઇ જોખમભરેલો નથી. આથી શેઠની થોડી આશા બંધાય પણ જ્યારે હર્ષચંદ્ર તરફ નજર કરે છે ત્યારે તેની માંદગી વધતી જતી જોવામાં આવે. ડાકટરો ઉપર ડાકટરો બોલાવ્યા છતાં અને દવાઓ ઉપર દવાઓ પાયા છતાં ક્ષણે ક્ષણે માંદગી વધતી ગઇ. બે ઘડી વારમાં તો શુદ્ધિ જતી રહી. સન્નિપાત થઇ આવ્યો તેમાં હર્ષચંદ્ર ગમે તેમ બકતો. એક વાર તો તે એકદમ બેઠો થઇ શેઠને ગળે વળગ્યો અને કહેવા લાગ્યો કે બાપા! હવે હું મરી જઇશ. આ જમડાઓ સામે ઉભા છે. શું તે મને લેવાને આવ્યા છે? હા, હા, ભલે લઇ જાય. અરે બાપા! મને બચાવો. આમ અસ્ત વ્યસ્ત બોલતો શેઠની ગરદન પકડી રહ્યો. છેવટે બહુ પ્રયત્ને ગરદન છોડાવી તેને સુવાડયો, પણ શેઠનું હૈયું હવે સ્થિર રહ્યું નહિ. તે ઉઠી એક ઓરડામાં રોવા લાગ્યા. 'હાય! મારા

નસીબ ફૂટયાં. હવે આ માંદગી શાથી મટે ? ! ' શેઠનાં સગાંવ્હાલાં શેઠને ઘણી રીતે સમજાવતાં, પણ શેઠ તો પછાડો ખાવા મંડી પડયા, માથું કુટવા લાગ્યા; હર્ષચંદ્રની વહુ, તેનો સસરો અને ઘરનાં બધાં માણસો રોવા મંડી પડયાં. રડાકુટ થવા માંડી. શેઠ પોક નાંખી રોતે રોતે કહેવા લાગ્યા કે આ વખતે મારા દીકરાને કોઇ બચાવે તેને મ્હોં માંગ્યા પૈસા આપું. લાખો-કરોડો રૂપીયા કે તેથી પણ વધારે દીકરાના વજન બરાબર ઝવેરાત આપું. કોઇ મારા છોકરાને બચાવો ! બીજી તરફ હર્ષચંદ્રની મા રોતી રોતી કહેવા લાગી, અરે મારા દીકરાને કોઇ બચાવો. જે કોઇ બચાવે તેને હું મારા લાખો રૂપીયાની કિમ્મતનાં આભૂષણો આપવા ઉપરાંત જે માંગે તે આપું. આમ સર્વ પોકારતા રહ્યા તેટલામાં તો હર્ષચંદ્રનો જીવાત્મા પરલોક તરફ પ્રયાણ કરી ગયો ! શેઠની જીંદગી ધૂળધાણી જેવી થઇ ગઇ. શેઠ પાછળથી થોડા વરસ જીવ્યા પણ પોતાને જીવતા મૂઆ માનતા અને છેવટે ઝુરી ઝુરીને શેઠ પણ પરલોકવાસી થયા.

આ દૃષ્ટાંત ઉપરથી સમજવું જોઇએ કે ગમે તેટલી લક્ષ્મી હોય, પણ મોતના પંજામાંથી લક્ષ્મી કે લક્ષ્મીથી મેળવેલાં બીજાં સાહિત્યો બચાવી શકતાં નથી, એટલે મોત વખતે ધન કશા કામ આવતું નથી. (૧૦)

कान्तापि न शरण्या ।

**मत्वा यां त्वं प्रणयपदवीं वल्लभां प्राणतोपि ।**
**पुण्यं पापं न गणयसि यत्प्रीणने दत्तचित्तः ॥**
**सा ते कान्ता सुखसहचरी स्वार्थसिद्ध्येकसख्या ।**
**मृत्युग्रस्तं परमसुहृदं त्वां परित्यज्य याति ॥११॥**

**સ્ત્રી પણ રક્ષણ નહિ કરી શકે.**

અર્થ—જે સ્ત્રીને તું પોતાના પ્રાણ કરતાં પણ પ્યારી માને છે, ખરા પ્રેમનું પાત્ર માનીને જેને સંતોષવા અને શણગારવા પુણ્ય પાપની દરકાર

રાખ્યા વગર ગમે તેવું અકાર્ય કરવા પ્રવૃત્ત થાય છે તે ત્હારી કાન્તા-સ્ત્રી જ્યાંસુધી ત્હારા તરફથી સુખ મળ્યા કરશે અને ત્હેનો સ્વાર્થ સધાતો રહેશે, ત્યાંસુધી ત્હારા ઉપર અંતરથી નહિ પણ બહારથી મોહિત થઇ રહેશે-પ્રેમ દર્શાવશે; પણ જ્યારે દુઃખથી ભરેલો મરણનો સમય આવશે, ત્યારે પેટી પટારાની કુંચીઓ દાગીના અને સંપત્તિના સમાચાર પૂછવા તૈયાર થશે, પણ ત્હેને દુઃખમાંથી કે મોતના પંજામાંથી નહિ છોડાવી શકે. (૧૧)

**વિવેચન**—જે મનુષ્ય અંતે સ્ત્રી મને સહાય કરશે એમ ધારી સ્ત્રીના મોહમાં મુગ્ધ બની ગયો છે, તે પુરૂષને ઉદ્દેશીને આ કાવ્યનું કથન કરવામાં આવ્યું છે. તે પુરૂષનું સંબોધન અધ્યાહારથી લેવાનું છે. હે મોહમુગ્ધ! આ જગતમાં સ્ત્રીઓ ચાર પ્રકારની છે: અધમાધમ, અધમ, મધ્યમ અને ઉત્તમ. જે સ્ત્રીના ઉપર તેનો પતિ પ્રેમ રાખતો હોય, પોતે દુઃખી થઇ પૈસા કમાઇ સ્ત્રીને સારાં વસ્ત્રો આભૂષણો આપતો હોય છતાં તે સ્ત્રી બહારથી માત્ર દાર્શનિક પ્રેમ બતાવી અંદરખાને બીજા કોઇ પરપુરૂષના પ્રેમમાં લપટાએલી હોય, પતિનું અહિત ઇચ્છતી હોય, કપટ કરી પતિને છેતરતી હોય, તે સ્ત્રી અધમાધમ કહેવાય. જે સ્ત્રી સ્વાર્થ હોય ત્યાંસુધી ઉપર પ્રેમ રાખે, પતિના કાર્યમાં મદદ કરે, પતિનું હિત ચાહે, પણ સ્વાર્થ સધાઇ રહ્યા પછી પતિથી પ્રતિકૂળ થઇ ચાલે છે, પતિનો દ્રોહ કરે છે તે સ્ત્રી અધમ ગણાય છે. જે સ્ત્રી સ્વાર્થ હોય ત્યાંસુધી સારી રીતે પ્રેમ રાખે છે અને પછી વિશેષ પ્રેમ નથી રાખતી, તેમ અપ્રેમ પણ નથી રાખતી, પતિના હિતમાં પોતાનું હિત નહિ પણ પોતાના હિતમાં પતિનું હિત સાધે છે, પોતે દુઃખ ખમી પતિનું સુખ સાધતી નથી પણ પોતાનું સુખ સાધીને પતિના સુખની ચાહના કરે છે, તે મધ્યમ સ્ત્રી કહેવાય છે. અને જે સ્ત્રી પતિવ્રતા ધર્મનું રહસ્ય સમજી પતિની ભક્તિ કરે છે, પતિ તરફથી સારા વસ્ત્રો આભૂષણો મળે તેની ખાતર નહિ પણ પોતાની ફરજ સમજી પતિના દુઃખમાં ભાગ લે છે, પતિના સુખમાં કે હિતમાં પોતાનું સુખ અને હિત માને છે, સ્વાર્થપર્યન્ત નહિ પણ વિનાસ્વાર્થે પણ પતિભક્તિ કરવાનું ચૂકતી નથી, પતિના મરણ પછી પણ પાતિવ્રત્ય પાળે છે, તે સ્ત્રી ઉત્તમ કહેવાય છે.

**દૃષ્ટાંત**—અધમાધમ લંપટ સ્ત્રીઓના દાખલા શાસ્ત્રમાં અનેક છે. બીજા નંબરની અધમ સ્ત્રી સૂરિકંતા છે, જેનું વર્ણન "રાયપસેણી" સૂત્રમાં છે. સૂરિકંતા અર્ધકેકયી દેશના રાજા પરદેશીની પટરાણી હતી. પરદેશી રાજા પૂર્વ અવસ્થામાં ઘણો અધર્મી, અન્યાયી, જુલ્મી, ક્રૂર, નાસ્તિક, ધર્મદ્રોહી અને વિષયાસક્ત હતો. સૂરિકંતાની ઉપર તેનો ઘણો પ્રેમ હતો કારણકે તે પટરાણી હતી અને તેનો પુત્ર સૂરિકંતકુમાર યુવરાજ હતો, તેથી ભવિષ્યની તે રાજમાતા હતી. સૂરિકંતાની ઇચ્છા પ્રમાણે દરેક વસ્તુ રાજા તરફથી તેને મળતી તેથી રાજાને તે અતિ પ્રેમભાવ દર્શાવતી. જ્યાંસુધી રાજાને સદ્દગુરૂ કેશી સ્વામીનો સમાગમ નહોતો થયો ત્યાંસુધી તો રાણીના પ્રેમનો પ્રવાહ તેવો ને તેવો ચાલુ રહ્યો પણ ચિત્તસારથીના પ્રયત્નથી કેશી સ્વામીનું શ્વેતાંબિકા નગરીમાં આગમન થયું અને પરદેશી રાજાને મૃગવન ઉદ્યાનમાં પ્રસંગે સદ્દગુરૂનો સમાગમ થયો, એટલું જ નહિ પણ કેશી સ્વામીની યુક્તિભરી દલીલોથી જ્યારે પરદેશી રાજાના મનનું સમાધાન થયું, સ્વર્ગ–નરક, પુનર્જન્મ–પુનર્ભવ, પુણ્ય–પાપ, ધર્મ–અધર્મ અને શરીર ભિન્ન જીવ છે એવી ખાતરી થઇ ત્યારે રાજાએ નાસ્તિકપણાના મિથ્યા સિદ્ધાંતોને ત્યજી દઇ જૈન ધર્મના સત્ય સિદ્ધાંતો સ્વીકાર્યા; તેની સાથે બારવ્રત રૂપ શ્રાવક ધર્મ સ્વીકાર્યો અને પોતાના તાબાના સાત હજાર ગામોના ચાર વિભાગ પાડી એક ભાગમાંથી દાનશાળા માંડવાનું નક્કી કર્યું. પરદેશી રાજાની ધાર્મિક વૃત્તિ એટલી દ્દઢ થઇ કે તેણે સંસારનાં તમામ કાર્યો છોડી દીધાં; માત્ર એકાંતની પૌષધશાળામાં ધર્મ ધ્યાન કરવું એટલું જ કાર્ય તે પોતાનું સમજ્યો, અને અહર્નિશ તે જ કાર્યમાં મશગુલ બની રહ્યો. આ વાત સૂરિકંતાને પસંદ પડી નહિ, કારણકે તેથી તેનો સ્વાર્થ સધાતો અટક્યો. સૂરિકંતાની સ્વાર્થી વૃત્તિમાં પૂર્વના પ્રેમનો અંકુર બળીને દગ્ધ થઇ ગયો. પ્રેમની જગ્યા દ્વેષે લીધી. રાતદિવસ સૂરિકંતાના મનમાં પરદેશી રાજા ઉપર અને તેને ધર્મમાં સમજાવનાર કેશી સ્વામી ઉપર દ્વેષ ઉભરાવા લાગ્યો. તેણી એમ સમજતી હતી કે સાધુએ રાજાના ઉપર કંઇ ભુરકી નાંખી રાજાને ભરમાવી દીધા છે, અને મારા ઉપરનો પ્રેમ ઉતરાવી નાંખ્યા છે.

સ્વાર્થપરાયણ સૂરિકંતા પૂર્વનો સ્નેહ, ઉપકાર, સંબંધ, એ સર્વ ભૂલી જઇ પ્રભુતુલ્ય પતિને યમધામમાં પહોંચાડી દેવાના વિચારપર આવી પહોંચી. તે વિચાર તરત પાર પાડવાને પાશ રચવા લાગી. આ કાર્ય કેવળ પોતાની જાતથી નહિ બની શકે એમ જણાયાથી સૂરિકંતકુમારને રાજ્યસત્તાના લોભમાં નાંખી તેને પોતાના ધારેલા કાર્યમાં શામેલ રાખવાનો સૂરિકંતાએ નિશ્ચય કર્યો. એક માણસને મોકલી તેણે કુમારને પોતાની પાસે બોલાવ્યો. એકાંતના ઓરડામાં તેને લઇ જઇ નીચે પ્રમાણે તે કહેવા લાગી.

સૂરિકંતા—કેમ કુમાર! તમારી શી ઇચ્છા છે?

કુમાર—માતાજી! હું તમારો પ્રશ્ન હજુ સમજ્યો નથી. મને ખાસ બોલાવી કઇ ઇચ્છા વિષે પૂછો છો?

સૂરિકંતા—હું રાજ્યની ઇચ્છા વિષે પૂછું છું, કે તમારે રાજ્યગાદીએ બેસવું છે કે નહિ?

કુમાર—માતાજી! આ વખતે આ પ્રશ્ન પૂછવાનું શું પ્રયોજન?

સૂરિકંતા—પ્રયોજન એ કે રાજ્યનું બધું કામ બગડે છે. રાજાજીને ધર્મનો છંદ લાગી ગયો છે કે કોણ જાણે મતિવિભ્રમ થઇ ગયો છે. ગમે તેમ હો, તમે જોતા નથી કે રાજ્ય કે ઘરની બાબતમાં તે જરાએ લક્ષ આપે છે?

કુમાર—ના, તે તો નથી આપતા; પણ તેનું હવે શું કરવું?

સૂરિકંતા—શું કરવું તે બધું હું જણાવીશ. પણ તે પહેલાં એટલી ભલામણ કરૂં છું કે આપણી આ ખાનગી વાત ક્યાંય પણ બહાર પડવી ન જોઇએ.

કુમાર—મારા તરફથી બહાર નહિ પડે તે વિષે ખાત્રી રાખો, પણ વાત શું છે તે જણાવો.

સૂરિકંતા—કુમાર! જુઓ હવે રાજા આપણને આડખીલીરૂપ છે. એમની હયાતી સુધી તમને રાજ્યગાદી મળી શકશે નહિ અને ત્યાંસુધીમાં રાજ્યની સ્થિતિ અસ્તવ્યસ્ત થઇ જાય, માટે કોઇ ન જાણે તેવી રીતે આપણે બંને કોઇ પણ પ્રયોગથી ઝેર આપી આગ લગાડી કે શસ્ત્રથી રાજાને

મારી નાંખીએ. પછી તમે છો અને હું છું. આપણે બંને એકબીજાની સલાહથી રાજ્ય ચલાવીશું. કેમ આ મારી વાત રૂચે છે?

કુમાર—(સ્વગત) અધધધ!! આ ભયંકર વિચાર!! આટલો બધો રાજ્યસત્તાનો લોભ!! ધૂળ પડો તે રાજ્યવૈભવમાં કે જેને માટે આવા ક્રૂર વિચારો ઉત્પન્ન થાય છે! હવે અહીં બેસવામાં કે બોલવામાં લાભ નથી. વધારે પડતું બોલીશ તો મારા માટે પણ આવા વિચારો બાંધતાં મારી માતા વાર લગાડશે નહિ. (પ્રકાશ) માતાજી! એના માટે હું વિચાર્યા વગર હમણાં કંઇ નહિ કહી શકું. હમણાં મારૂં શરીર અસ્વસ્થ છે, તેથી જવાની રજા લઉં છું.

એટલું બોલી કુમાર ઉઠી ચાલતો થયો. સૂરિકંતા જરા વાર તો વચારમાં પડી કે કામ ન થયું અને વાત બહાર પડી ગઇ. કુમાર મારા વિચારમાં સંમત થયો નહિ. અસ્તુ. મેં બીજાનો આશ્રય માંગ્યો એ જ ભૂલ કરી. એ કામ મારા એકલાથી કયાં બની શકે તેવું નથી? એક રાજાને તે પણ ખાનગી રીતે મારવો તેમાં બીજાની મદદની શી જરૂર હતી? હવે તરત તે કામ પાર પાડું. વિલંબ થવાથી વખતે તે વાત કુમાર તરફથી બહાર પડી જાય માટે તરત ગોઠવણ કરૂં. આવો નિશ્ચય કરી તે દુષ્ટાએ પરદેશી રાજાને પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપ્યું અને રસોઇમાં, વાસણમાં, આસનમાં દરેક સ્થળે ઝેર નાંખી દીધું. રાજા જમવાને આવ્યા, ભોજન કર્યું, તેની સાથે ઝેરની અસર થઇ, તેથી અધૂરે ભોજને રાજા ઉઠી ગયા અને પોષધશાળામાં ગયા. સૂરિકંતાના આ કાવત્રાની રાજાને ખબર પડવા છતાં તેનો વાંક ન દેખતાં સમાધિ પરિણામે સંથારો કરી રાજા સ્વર્ગે ગયા; પણ સૂરિકંતાએ છેવટે પોતાની સ્વાર્થલંપટતા દર્શાવી અધમતા સાબીત કરી. ત્રીજા નંબરની મધ્યમ સ્ત્રીઓ તો સ્થળે સ્થળે છે. ચોથા નંબરની ઉત્તમ સ્ત્રીઓ તો આ જગતમાં થોડી જ છે.

હે મોહમુગ્ધ! પહેલા ત્રણ નંબરની સ્ત્રીઓ તો જીવતાં જ છેહ બતાવે છે. ચોથા નંબરની સ્ત્રી જીવતાં સુધી કદાચ પ્રેમ રાખે છે અને મરણ પછી પણ કદાચ નેહ રાખે તોપણ તે મરણથી બચાવી શકે તેમ તો

નથી જ ! ગમે તેવી જુવાનીમાં કાળ આવી પહોંચશે, ત્યારે જુવાન સુંદર અને પ્રેમાળ પત્ની પતિને મોતથી નહિ બચાવી શકે. ( ૧૧ )

[ એક શાસ્ત્રીય અને અનુભવસિદ્ધ દાખલાથી અશરણ ભાવનાનું સ્વરૂપ નીચેના કાવ્યથી દર્શાવાય છે. ]

अत्रैको दृष्टान्तः ।

**दुर्गेऽरण्ये हरिणशिशुषु क्रीडया बंभ्रमत्सु ।**
**तत्रैकस्मिन् मृगपतिमुखातिथ्यमाप्ते प्रकामम् ॥**
**धावन्त्यन्ये दिशिदिशि यथा स्वस्वरक्षाधुरीणाः ।**
**कालेनैवं नरि कवलिते कोप्यलं रक्षितुं नो ॥१२॥**

**આ વિષયમાં એક દૃષ્ટાંત.**

અર્થ—ધારો કે આપણે એક જંગલમાં ગયા છીએ કે જે જંગલ વિવિધ પ્રકારની વનસ્પતિઓનો ભંડાર છે. વધારે જનાવરોનો સંચાર ન હોવાથી પુષ્કળ ઘાસ ઉગેલું છે. અહીં એક હરિણનું ટોળું આપણી નજરે પડે છે. જુઓ, આ ટોળામાં ન્હાનાં મ્હોટાં ઘણાં હરણીયાં છે. કેટલાંક ચરે છે, કેટલાંએક ટગમગ સામે જોયાં કરે છે, કેટલાંએક કુદે છે અને ગેલ કરે છે, નિર્ભયપણે મરજી મુજબ ચરે છે અને ફરે છે. ત્યાં અટવીમાંનો એક વિકરાળ સિંહ આવ્યો. પેલા મૃગના ટોળા ઉપર તરાપ મારી એક સુંદર આશાથી ભરેલ મૃગના બચ્ચાને તે પકડે છે. અરે રે ! જોતજોતાંમાં તો તે મૃગલું પેલા રાક્ષસી મ્હોઢાનું અતિથિ બની ગયું. તે વખતે તેનાં સહચારી બીજાં મૃગો ન્હાનાં મોટાં ઘણાંએ હતાં, પણ એકકે તેને બચાવવા ઉભું રહ્યું નહિ. જેને જેમ ફાવ્યું તે દિશાનો માર્ગ લઇ બધાએ નાસી ગયાં. તેવી જ રીતે મોતરૂપી સિંહ જ્યારે એક માણસને કોળીયો કરી ઉપાડશે ત્યારે ત્હેનાં મા-બાપ, ભાઇ-બ્હેન, પુત્ર-પુત્રી, પત્ની અને સગાં સંબંધીઓ પૈકી કોઇ પણ ત્હેને બચાવી નહિ શકે. (૧૨)

**વિવેચન**—આ દૃષ્ટાંતનો વિષય ઉત્તરાધ્યયન સૂત્રના ૧૩ મા અધ્યયનની ૨૨ મી ગાથામાંથી લેવામાં આવ્યો છે. તે ગાથા આ પ્રમાણે છેઃ—

जहेह सिहो व्व मियं गहाय ।
मच्चू नरं नेइ हु अंतकाले ॥
न तस्स माया व पिया व भाया ।
कालंमि तस्सं सहरा भवंति ॥ १ ॥

અર્થાત્—જેમ કોઇ સિંહ મૃગના ટોળામાંના એકાદ મૃગને પકડી ચાલ્યો જાય છે, તેમ મોત કુટુંબના બધા માણસોની વચ્ચે એકાદ જણને જ્યારે પકડે છે તે વખતે તે માણસના માબાપ ભાઇ સ્ત્રી પુત્ર આદિ કોઇ પણ માણસ તેનો સહચારી થતો નથી કે મોતના પંજામાંથી તેને છોડાવી શકતો નથી. આ જગતમાં વધારેમાં વધારે ભય કોઇનો પણ હોય તો તે મૃત્યુનો છે કારણકે કોઇ કટ્ટામાં કટ્ટો અમલદાર હોય તેનો હુકમ પૈસાથી કે પિછાનથી કે સમજાવટથી ફરી શકે છે. રાજાનો હુકમ પણ પ્રજાની આજીજીથી કે સખ્ત પોકારથી બદલી જાય છે. પણ મોતનો હુકમ કોઇથી પણ બદલી શકાતો નથી. જે દિવસે જે ઘડીએ અને જે પળે તેનો હુકમ થયો તે જ ક્ષણે તેને અધીન થવું પડશે. મોતને એવો વિચાર નહિ થાય કે "બિચારો આ માણસ હજુ જુવાન છે, ગઇ કાલે જ પરણ્યો છે, તેના માબાપનો તે એક જ છોકરો છે, આખા કુટુંબનો આધાર તેના ઉપર જ છે, તેના મરી જવાથી પાંચ પચીશ માણસોના હાથ ભોંયપર પડે તેમ છે, અગર પાંચ દશ પેઢીનો વંશ નીકળી જાય તેમ છે માટે આને છોડી દઉં." તેમ જ તેને એવી દયા પણ નહિ આવે કે "આની પછવાડે તેની બાળ સ્ત્રીને જીવનપર્યંત વૈધવ્ય પાળવું પડશે, કે તેના આંધળાં માબાપો રખડી મરશે, તેના કરજદારોને પોક નાંખી રોવું પડશે, કે તેના આશ્રય નીચે સેંકડો માણસોનું ગુજરાન ચાલે છે તે બધા નિરાધાર બની જશે." મોત બાળકને ઉપાડતાં એટલી વાર લગાડશે અને જુવાનને પકડતાં પણ તેટલો જ વખત લગાડશે. એકલાને તાબે કરતાં જેટલો વખત લાગશે તેટલો જ વખત હજારો અને લાખો માણસોના લશ્કર વચ્ચેથી એક સર-

દારને ઉપાડી જતાં લાગશે. કોઈની પણ તે શરમ નહિ રાખે કે કોઈથી દબાશે નહિ. હે ભદ્ર! તું એમ માનીશ નહિ કે "મારૂં કુળ મોટું છે, મારા તાબામાં ઘણાં માણસો છે, મારાં સગાંવ્હાલાં મોટા મોટા છે, મારી પાસે પૈસાનું જોર છે, તો મારે શી ફિકર છે." જ્યારે મોતની ચોટ લાગશે ત્યારે તારા સગાંવ્હાલાં બધા દૂર થઈ જશે. તેની આગળ બધું સામર્થ્ય સંકેલાઈ જશે, માટે એક ક્ષણનો પણ વિશ્વાસ રાખ્યા વિના અંતને વખતે શરણે રાખે તેવી વસ્તુને શોધ. તારી માની લીધેલી જગતની વસ્તુઓ અને માણસો કોઇ પણ શરણદાયક નહિ થાય. (૧૨)

भ्रातरोप्यशरण्याः ।

**कृत्वा कामं कपटरचनां दीनदीनान्निपीड्य ।**
**हृत्वा तेषां धनमपि भुवं मोदसे त्वं प्रभूतम् ॥**
**मत्वा स्वीयान् प्रणयवशतः पुष्यसि भ्रातृवर्गा-**
**न्कष्टेभ्यस्त्वां नरकगमने मोचयिष्यन्ति किं ते ॥१३॥**

**ભાઈઓ પણ નહિ બચાવી શકે.**

**અર્થ**—જે ભાઈઓને પ્રેમને વશ તું પોતાના માની તેઓને રાજી રાખવા કે તેમની મનઃકામના પૂર્ણ કરવાને બીજા ગરીબમાં ગરીબ માણસોને કપટ કળાથી છેતરી, દગા ફટકા અને અનીતિથી તે ગરીબ માણસોનું ધન લૂંટી, ગરીબોને વધારે ગરીબ બનાવે છે કે પીડે છે, અને તે ધનથી ભ્રાતૃવર્ગને પોષે છે; પણ જ્યારે કપટ પ્રપંચ અને પરપીડનના પરિણામ તરીકે ત્હારે નરક જેવી દુર્ગતિમાં જવું પડશે તે વખતે ત્હારા ભાઈઓ શું ત્હને છોડાવી શકશે? નહિ જ. અન્યાય અને અધર્મનાં ફળો ત્હને પોતાને જ ભોગવવાં પડશે, તેમાં કોઈ પણ ત્હારા ભાગીદાર નહિ થાય. (૧૩)

**વિવેચન**—કેટલાએક માણસો ધન મેળવવાને માટે ન ઇચ્છવા લાયક અધર્મનાં કામો કરતાં જરી પણ પાછું વાળી જોતા નથી. ગરીબ

અને વિશ્વાસુ માણસોને વિશ્વાસમાં નાંખી છેતરવા કે લૂંટી લેવાનો ખાસ ધંધો લઇ બેઠા છે, તેવું પાપાચરણ કરી ધન મેળવવાનો તેમનો ઉદ્દેશ બે પ્રકારનો હોઇ શકે. એક તો પોતાનો અને પોતાના સંબંધીઓનો ( ભાઇ-ઓનો ) નિર્વાહ ચલાવવાનો અને બીજો ઉદ્દેશ પોતાનો અને ભાઇઓનો નિર્વાહ ચાલી શકે તેટલું ધન હોવા છતાં પોતાને અગર ભાઇઓને શ્રીમંત કહેવડાવવાની તૃષ્ણા તૃપ્ત કરવાનો. નિર્વાહ ચલાવવાને કરાતાં પાપકર્મો અને તૃષ્ણા તૃપ્ત કરવાને કરાતાં પાપકર્મો એ બંનેથી જો કે આત્મા દંડાય છે, તોપણ પહેલા પ્રકારનાં પાપકર્મો સ્વાર્થદંડ અને બીજા પ્રકારનાં પાપ-કર્મો અનર્થદંડ તરીકે ગણી શકાય. સ્વાર્થદંડ વ્યવહાર દૃષ્ટિએ કંઇક અંશે ક્ષંતવ્ય ગણી શકાય પણ અનર્થદંડ તો વ્યવહાર દૃષ્ટિએ અને શાસ્ત્રીય દૃષ્ટિએ એ બંને દૃષ્ટિએ અક્ષંતવ્યજ ગણાય, કેમકે પહેલા પ્રકા-રમાં અધમાચરણ કરનારને પણ કંઇક પશ્ચાત્તાપ થાય છે. તે મનમાં એમ સમજે છે કે આ ખરાબ કામ છે પણ શું કરૂં કે પેટના માટે કરવું પડે છે. આટલો પશ્ચાત્તાપ થવાથી તેના અધ્યવસાયોમાં કોમળ-તાનો કંઇ પણ અંશ રહે છે. બીજા પ્રકારના અનર્થદંડીને તેવો પશ્ચાત્તાપ સંભવે નહિ કારણકે તે કંઇ નિર્વાહને માટે ન છૂટકે તેવું કામ કરતો નથી, કિન્તુ તૃષ્ણા અને લોભવૃત્તિથી કામ કરે છે, માટે તે પોતાના આત્માનો સખ્ત ગુન્હો કરે છે. આ કાવ્યમાં બીજા પ્રકારના મનુષ્યને ઉદ્દેશી કહેવામાં આવ્યું છે કે હે ભદ્રે ! તું ત્હારા ભાઇઓને શ્રીમંત બનાવવા કે ત્હારી અને તેમની તૃષ્ણાનો ખાડો પૂરવા જે તું ગરીબોના ઉપર છરી ચલાવી રહ્યો છે, કપટ અને વિશ્વાસઘાત જેવાં કામોથી ગરીબોને (ખરી રીતે પોતાના આ-ત્માને) છેતરવાનો ધંધો લઇ બેઠો છે, તે પાપાચરણથી બંધાતાં અશુભ કર્મો તો અવશ્ય ભોગવવાં જ પડશે. તે પણ તારી જાતને જ ભોગવવાં પડશે. તેમાં ભાગ લેવા કે ત્હને છોડાવવા શું ત્હારા ભાઇઓ ત્હને મદદ કરી શકશે ? નરક અને તિર્યંચની ગતિમાં કર્મનો બદલો ભોગવવા જતાં ત્હને તેઓ શું અટકાવી શકશે ? નહિ જ. અરે મૂર્ખ ! તું નિશ્ચય કરી માન કે તે બધા સ્વાર્થ સુધી સંબંધ રાખનારા છે. એક ભાઇ બીજા ભાઇને

ત્યાંસુધી રહાય છે કે જ્યાંસુધી એકનો સ્વાર્થ બીજા તરફથી જળવાઇ રહે છે. પણ જ્યારે એક ભાઇની સંતતિ વધવાથી તેનું ખર્ચ વધી જવા માંડે અને તેની પેદાશ કમી હોય, બીજા ભાઇની કમાણી વધારે અને ખર્ચ થોડું હોય ત્યારે કમાઉ ભાઇનો પ્રેમ થોડી કમાણી કરનાર ભાઇ ઉપર શું રહી શકશે ? તરત જ તેને એવો વિચાર આવશે કે હવે જૂદા થઇ જઇએ અને ભાગ વહેંચી લઇએ. અગર જૂદા નહિ થઇએ તો પોતાની કમાણી ખાનગી રાખવાનો તે પ્રયત્ન કરશે, એટલું જ નહિ પણ કેટલાએક દુષ્ટ બુદ્ધિવાળા ભાઇઓ એટલા બધા સ્વાર્થલંપટ બને છે કે બીજા ભાઇઓ જીવતા હશે તો બાપની મીલ્કતમાંથી ભાગ વહેંચી લેશે, માટે કોઇ રીતે તેમનો અંત આવી જાય અગર કાવતરૂં કરી તેમને ઠેકાણે પાડી દઇએ તો બાપની મીલ્કતના સ્વતંત્ર માલીક આપણે બનીએ; આવી વૃત્તિવાળા ભાઇઓના અનેક દાખલા ઇતિહાસમાં મોજુદ છે.

**દૃષ્ટાંત**—ઔરંગઝેબનો દાખલો લઇએ. ઇ. સ. ૧૬૫૭ માં જ્યારે **શાહ**-જહાં બાદશાહને બિમારી થઇ ત્યારે તેના ચાર પુત્રો–દારા, ઔરંગઝેબ, મુરાદ અને સુજા જુદા જુદા પ્રાંતોની સુબાગિરી ઉપર હતા. ગાદીના વારસાનો ખરો હક્ક દારાનો હતો, પણ ઔરંગઝેબના મનમાં રાજ્યસત્તાનો તીવ્ર લોભ ઉત્પન્ન થયો. બાપની ગાદીનો હક્ક મેળવનાર મારા સિવાય બીજો કોઇ પણ ન રહે તેમ કરવું એટલું જ નહિ પણ રાજ્યમાંથી હિસ્સો લેનાર કોઇ પણ ન રહે તેવો બંદોબસ્ત કરવા સુધીનો સંકલ્પ તેના મનમાં જાગૃત થયો. પોતાની કપટ-જાળમાં બીજાને ફસાવવા એ વિદ્યા તેને ક્યાંય શીખવા જવું પડે તેમ નહોતું–તે વિદ્યામાં તો તે નિપુણ જ હતો, એટલે પોતાના ભાઈ મુરાદને રાજ્યના ભાગની લાલચ આપી તેને અને તેના લશ્કરને પોતાની મદદમાં લઇ પ્રથમ ઉજ્જન પાસે સુજાની વતી રાઠોડ જશવંતસિંહની સાથે લડાઇ કરી અને બીજી લડાઇ બંગાળામાં સુજાની સાથે કરી સુજાને ઠેકાણે પાડ્યો. ત્યાર પછી ખરા હક્કદાર દારાને યમદ્વાર પહોંચાડી, પિતાને કેદમાં નાંખી, મુરાદની સાથે પણ દગો કરી આપેલ વચનને તોડી પોતે સ્વતંત્ર બાદશાહ થયો. હક્કદાર કે ભાગીદાર કોઇને રહેવા દીધા નહિ.

પાંડવો અને કૌરવો પણ નજીકના ભાઇઓ થતા હતા, પણ રાજ્યના લોભથી કૌરવોએ ( દુર્યોધને ) પાંડવોની સાથે છળ પ્રપંચથી જુગાર રમી તેમનું સર્વસ્વ લુંટી લીધું અને દેશનિકાલની સજા કરી વનવાસે મોકલ્યા અને પછીથી પાડવોએ કૌરવોનો સંહાર કર્યો. ત્યાં ભાઇઓનો સ્નેહ ક્યાં ગયો ?!

ત્રીજો દાખલો કોણિકના ભાઇ હલ અને વિહલનો છે. કોણિકે પોતાના પિતા શ્રેણિક રાજાને કાષ્ઠપિંજરમાં નાંખ્યા તેથી તેનો ઘણો અપવાદ થયો. તે કારણથી રાજગૃહ નગર છોડી દઇ ચંપાનગરીમાં તેણે રાજ્યગાદી સ્થાપી. તે વખતે તેના ભાઇ હલ અને વિહલ તેની સાથે ચંપાએ આવ્યા હતા. હલ અને વિહલને ચેલણા રાણીએ અઢારસરો વંકહાર અને શ્રેણિક રાજાએ સિંચાનક હાથી ભેટ તરીકે આપ્યો હતો તેથી રાજ્યના ભાગ પાડતી વખતે કોણિકે બીજા દશ ભાઇઓને રાજ્યનો એકેક ભાગ આપ્યો પણ હલ વિહલને માબાપ તરફથી ઉત્તમ વસ્તુઓ ભેટ મળેલી છે, માટે રાજ્યમાંથી તેમને ભાગ ન આપવાનો નિશ્ચય કર્યો. હલ વિહલ બે ભાઇ સંતોષી હતા તેથી બે વસ્તુ ઉપર સંતોષ રાખીને તેમણે રાજ્યભાગની દરકાર ન કરી. સિંચાનક હાથી એટલો તો ચાલાક અને રમણીય હતો કે તેની આગળ બીજી સાહેબી તુચ્છ હતી. હલ વિહલ અને તેના ઘરનાં માણસો હાથી ઉપર બેસી કોણિકના દરબાર પાસે થઇ નદીએ ક્રીડા કરવા જાય. ત્યાં હાથી સુંઢવતી ઉપર બેસનારને નીચે ઉતારે, ઉપર ચડાવે અને અનેક પ્રકારે ક્રીડા કરાવે. આ આશ્ચર્યકારક દેખાવથી લોકો વિસ્મય પામી હાથીની તારીફ કરવા લાગ્યા અને હલ વિહલને આવો હાથી હોવાને લીધે સદ્દભાગી માનવા લાગ્યા. બીજી તરફ હલ વિહલની સ્ત્રીઓના શણગારને શોભાવનાર દિવ્ય હાર અને કુંડળના પણ લોકો વખાણ કરવા લાગ્યા. આ બધી હકીકત દાસીઓ દ્વારા કોણિક રાજાની રાણી પદ્માવતીના સાંભળવામાં આવી. પદ્માવતીથી તે સહન થઇ શક્યું નહિ. રાજ્યના માલેક અમે અને હાથીની ખરી સાહેબી તો હલ વિહલ જ ભોગવે છે. આ હાથી તો અમને જ શોભે ! એવી રીતે ઈર્ષ્યાની સાથે જ તે હાથી અને હાર પડાવી લેવાનો

લોભ પદ્માવતીના મનમાં પ્રદીપ્ત થયો. યોગ્યાયોગ્ય કે ન્યાયાન્યાયનો વિચાર કર્યા વગર તે વાત પદ્માવતીએ કોણિકની આગળ મૂકી. કોણિકના અંગમાં હજુ કંઇ ન્યાયવૃત્તિ અને ભ્રાતૃસ્નેહનો અંશ હતો તેથી તે વાત ઉડાડી દીધી, પણ પદ્માવતીએ તો નિશ્ચય કરી રાખ્યો હતો કે આજ નહિ તો કાલે, કાલ નહિ તો પરમ દિવસે પણ રાજાના મનમાં વાત ઠસાવી હલ વિહલના હાર હાથી પડાવી લેવા. દરરોજ થોડી થોડી ઉશ્કેરણી કરતાં કરતાં છેવટે પદ્માવતીએ કોણિકના મનમાં રહેલી ન્યાયવૃત્તિ અને ભ્રાતૃસ્નેહને દેશવટો દેવરાવ્યો. સ્ત્રી ઉપર આશક બનેલા કોણિકે પદ્માવતીના નાલાયક વિચારોને પોતાના ઉરમાં અવકાશ આપી સ્વાર્થવૃત્તિ અને અન્યાય બંને દોષો ધારણ કર્યા. હલ વિહલને પોતાની પાસે બોલાવી હાર હાથી સોંપી દેવાની ફરજ પાડી. ગામ ગિરાસ દ્રવ્ય જોઇએ તો લ્યો પણ હાર તથા હાથી મને સોંપો, એ વસ્તુ તમને શોભતી નથી, એ તો રાજ્યમાં જ શોભે. આવાં કોણિકના મુખમાંથી નિકળતાં વચનો સાંભળી હલ વિહલે વિચાર કર્યો કે ભાઇએ રાજ્યમાં ભાગ તો ન આપ્યો પણ માબાપની આપેલી ચીજો પણ પડાવી લેવાની દાનત થઇ. તો હવે અહીં રહેવામાં શ્રેય નથી પણ આ વખતે ના પાડીશું તો પગણે પડાવી લેશે જેથી વિચારી જવાબ દઇશું એમ આશાભરેલો જવાબ આપી હલ વિહલ બંને ભાઇ પોતાને ઘેર આવ્યા. પોતાની સંપત્તિ અને કુટુંબને લઇ હાથી ઉપર સવાર થઇ તેઓ રાતોરાત ત્યાંથી પસાર થઇ ગયા. વિશાળા નગરીના ચેડા રાજા કે જે તેના નાના (માના બાપ) થાય તેને શરણે ગયા. બીજે દિવસે કોણિકે હલ વિહલને બોલાવવા માણસો મોકલ્યા ત્યારે ખબર મળ્યા કે તે તો નાસી ગયા છે. શોધ કરતાં પત્તો લાગ્યો કે તે વિશાલા નગરીએ ચેડા રાજાના આશ્રય નીચે પહોંચ્યા છે. તોપણ તેટલેથી કોણિકે સંતોષ ન રાખ્યો. એક દૂત મોકલીને ચેડા રાજાને ખબર કહેવરાવ્યા કે હાર તથા હાથીની સાથે હલ વિહલને પાછા મોકલો, નહિતો લડાઇ થશે. શરણે આવેલાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયોનો ધર્મ છે, જેથી મારા જીવતાં તે વસ્તુની આશા રાખીશ નહિ એવો ખુલ્લો જવાબ ચેડા રાજાએ મોકલ્યો. તે ઉપરથી

કોણિક ચેડા રાજાની સાથે લડાઇ કરી, જેમાં કોણિકના બીજા દશ ભાઇઓ સાથે બંને લશ્કરમાં કુલ એક કરોડ ૮૦ લાખ માણસોના જાન ગયા.

સ્વાર્થવૃત્તિની આગળ ભ્રાતૃસ્નેહ એ કયા હિસાબમાં છે ? આવા સ્વાર્થ-કુટિલ ભાઇઓના મોહમાં મુગ્ધ બની જે અનર્થ દંડ-પાપાચરણ દુષ્કૃત્યો કરે છે, તે છેવટે બાંધેલાં કર્મોનો ઉદય થતાં દીનનો દીન બની અશરણ થઇ જ્યારે પરમાધામી આદિને અધીન થશે ત્યારે તેને એકાકીપણે કર્મનો બદલો આપવો પડશે. તે વખતે તેના ભાઇઓ તેને દુઃખમાંથી છોડાવી નહિ શકે. માટે સુજ્ઞ જનોએ પાપાચરણ કરતાં અગાઉથી વિચાર કરવો જોઇએ. (૧૩)

किं पुत्रा रक्षिष्यन्ति ? ।

**येषामर्थे सततमहितं चिन्तयस्यात्मनोपि ।**
**कृत्याकृत्यं गणयसि पुनर्नैव पापं च पुण्यम् ॥**
**गाढं धूलिं क्षिपसि शिरसि प्राणिनो हंसि चान्या-**
**न्किं ते पुत्रा नरककुहरे भागभाजस्त्वया स्युः ॥१४॥**

**શું પુત્રો બચાવી શકશે?**

અર્થ—જે પુત્રોને માટે રાત દિવસ પૈસાની ધાખના રાખે છે, તેમાં આત્માના હિત કે અહિતનો વિચાર સરખો પણ કરતો નથી, કર્તવ્ય-અકર્તવ્યનો પણ ખ્યાલ કરતો નથી, મોહ અથવા એકલપેટા રાગને વશે અનેક ધણીઓને સંતાપ ઉપજાવી અનેક માણસોનાં કાળજાં ધ્રુજાવી, નિરંતર માથામાં ધૂળ નાંખ્યા કરે છે, પોતાની આજીવિકા તોડી નાંખે છે; હે વૃદ્ધ પુરૂષ! જ્યારે ત્હારા કાળાં કર્મો કુહાડો લઇ ત્હારી ખાંધે ચડી બેસશે અને નરક ગતિમાં પ્રયાણ કરાવશે ત્યારે ત્હારા તે પુત્રો શું એક ક્ષણ પણ બચાવી શકશે ? નહિ રે નહિ. ગમે તેટલા પૈસાવાળા થએલા પણ ત્હારા પુત્રો ત્હને નહિ બચાવી શકે. (૧૪)

**વિવેચન**—ભાઇઓના મોહને વશે મનુષ્યો જે અનર્થ-દુષ્કૃત્યો કરે છે તેના કરતાં પુત્ર ઉપરના મોહથી ઘણાં વધારે દુષ્કૃત્યો કરવાને કેટલા-

એક મનુષ્યો ઉદ્યત હોય છે. યદ્યપિ ભ્રાતૃસ્નેહ અને પુત્રસ્નેહ એ ચીજ તદ્દન નિરૂપયોગી નથી, અને તેથી ભ્રાતૃસ્નેહ કે પુત્રસ્નેહ ન રાખવાનો અહીં ઉપદેશ આપવામાં નથી આવ્યો, કિન્તુ તે સ્નેહને લીધે અયોગ્ય તૃષ્ણા અને તેને લીધે જ કરાતાં અનર્થો-પાપાચરણો ન કરવાનો ઉપદેશ અહીં આપવામાં આવ્યો છે. ભ્રાતૃસ્નેહ કે પુત્રસ્નેહનો ખરો અર્થ એટલો જ હોઇ શકે કે, તેમનું યથોચિત પાલન કરવું, શિક્ષણ આપવું, લક્ષ્મી કરતાં સદ્દગુણોનો વારસો આપવાની વધારે કાળજી રાખવી, અન્યાય અધર્મ અને અત્યાચારથી તેમને અટકાવવા, વ્યવહાર અને પરમાર્થનું ધુસરૂં બરાબર ઉપાડી શકે તેવા લાયક બનાવવા, તેમાં જ પુત્રસ્નેહની સાર્થકતા થઇ જાય છે. તેથી તેનાથી આગળ વધીને પુત્રોને શ્રીમંત બનાવવાની ઉત્કટ લાલસા રાખી પોતે અન્યાય અધર્મને માર્ગે ચાલવું અને પુત્રને તે માર્ગે ચાલવાનું શિખવવું, પોતે અત્યાચાર સેવવો અને બીજાઓને તેનું અનુકરણ કરાવવાનું શિખવતા જવું. તે પુત્રસ્નેહનો દુરૂપયોગ ગણી શકાય. આ સ્નેહને સ્નેહ નહિ પણ મોહ કહી શકાય. તેવા મોહમુગ્ધ મનુષ્યો પણ અંતર્માં અભિલાષા તો સુખની જ રાખે છે. તે પણ કેવળ આ ભવના જ સુખની નહિ, કિન્તુ પરભવના સુખની પણ અભિલાષા તેમને હોય છે, એટલું જ નહિ પણ પોતાના પુત્રને માટે પણ જે કોઇ કાળાં ધોળાં કરે છે તે પણ વૃદ્ધાવસ્થામાં પુત્ર તરફથી તેનો બદલો સુખ અને શાંતિમાં મળે તેવી આંતરિક અભિલાષા રાખીને કરે છે। પણ પરિણામે તેમાં તે બંને વાતે છેતરાય છે. આ ભવમાં પણ તેઓ હાય વોય કરી, છેવટ જતાં પુત્ર આદિની અપ્રીતિને પાત્ર બને છે અને પરભવમાં તેઓ દુર્ગતિમાં પ્રવેશ કરે છે. તેવા મનુષ્યોને ચેતવણી આપવાને આ કાવ્યમાં ઉપદેશ આપવામાં આવ્યો છે કે આ જગતમાં દીકરા-દી વાળે તે દીકરા કોઇક ઠેકાણે જ હોય છે. બાકી તો છો-પટ કરે તે છોકરા ઘરોઘર હોય છે. કળિયુગના છોકરાઓ માટે એક કવિએ બરાબર કહ્યું છે કે-

બેટા ઝગડત બાપસેં કરત ત્રિયાસેં નેહ,
વારંવાર યું કહે હમ જુદા કર દેહ;

હમ જુદા કર દેહ ઘરમેં ચીજ સબ મેરી,
નહિતો કરેંગે ખ્વાર પતીયા જાયગી તેરી;
કહે દીન દરવેશ દેખો કળયુગકા ટેટા,
સંમા પલટયા જાય બાપસેં ઝગડત બેટા. ૧

જ્યાંસુધી છોકરો પરણ્યો હોતો નથી ત્યાંસુધી હજી કંઇક માબાપની આજ્ઞામાં રહે છે, સેવા ચાકરી કરે છે, પણ પરણ્યા પછી સ્ત્રીના મોહમાં લપટાઇ છોકરો માબાપની સામે થાય છે. સ્ત્રીની ઉશ્કેરણીથી માબાપનો ઉપકાર ભૂલી જઇ અપકાર કરવા મંડી જાય છે. માને ડોકરી અને બાપને ડોકરો કહી બોલાવે છે. મોઢેથી ગમે તેમ બોલ ફેલ બોલે છે, તેમની મશ્કરી કરે છે, પોતાની સ્ત્રી જ્યારે તેમની સાથે કજીયો કરે છે ત્યારે પોતે પણ સ્ત્રીની મદદમાં ઉભો રહી માબાપનો તિરસ્કાર કરે છે. "સાઠી ને બુદ્ધિ નાઠી, ઉમર થઇ અને ગત ગઇ." એવા શબ્દો પોતાની જનની અને જનક માટે વાપરે છે. પોતે બે માણસો જમી લઇ એઠું જુઠું રહે તે માબાપને ખવરાવે છે. તેમાં પણ હજી જ્યાંસુધી ઘરનું કામકાજ કરી શકે તેવી સ્થિતિમાં માબાપ હોય છે ત્યાંસુધી તો કંઇક પણ ભાવ પુછાય, પણ જ્યારે બિચારાં તદ્દન પરવશ થાય છે, ત્યારે તો તેમની અથડાઅથડી થવા માંડે છે. ઘેરથી દુકાને અને દુકાનથી ઘર વચ્ચે રખડપટ્ટી કરવામાં જ દિવસ પસાર થાય છે.

**દૃષ્ટાંત**—અહીં એક અનુભવસિદ્ધ દૃષ્ટાંત આપવું ઉચિત ગણાશે. એક ડોસાને ચાર દીકરા હતા. તે ચારેને ડોસાએ પૈસા ખરચી જૂદે જૂદે સ્થળે પરણાવ્યા હતા. ડોસાથી જ્યાંસુધી કામ થઇ શકતું હતું, ત્યાંસુધી તે કદી એક ઘડી પણ જંપીને સુખે બેઠો નહોતો. કોઇ સાધુ સંત તેને ધર્મ કે પરોપકાર કરવાનું કહે તો તે તેમના ઉપર રોષ ધરતો અને ખોટું લગાડતો હતો, અને તેનો ઉત્તર એવી રીતે વાળતો કે તમે તો નવરા છો. તમારે તો કોઇ શાહુકારને ઘેર જઇ 'પત્ર પૂર અને વિઘ્ન દૂર' કરવું છે. અમારાથી કાંઇ તેમ થઇ શકશે ? આટલું આટલું મારે કામ છે તેથી ધર્મ કેમ કરી શકું ? આખી ઉમ્મર રળી રળી પૈસા એકઠા કરી સંચય કરતો.

છેવટે દીકરા મ્હોટા થયા અને તેમને ઘેર પણ દીકરા થયા. બૈરાંઓમાં કજીયા થવા લાગ્યા એટલે ચારે છોકરા જુદા થયા. ડોસાની મેળવેલી મીલ્કત ચારે ભાઇઓએ વ્હેંચી લીધી ડોસાએ પણ વિશ્વાસ રાખી બધું ચારે દીકરાઓને સોંપી દીધું. ડોસાને જમવા માટે ચાર છોકરાએ વારા કર્યા. જ્યાંસુધી થોડું પણ કામ થતું ત્યાંસુધી તો દીકરાઓ હોંશે હોંશે ડોસાને પોતાને ઘેર રાખતા અને જમાડતા, અને ડોસાની પાસેથી તેટલું કામ પણ લેતા હતા. તે ડોસાને કામ કરવાનું ન કહે તોપણ ડોસાથી બેસી રહી શકાય તેમ ન હતું તેથી સ્વાર્થ સુધી તો ડોસાની ઠીક ઠીક ચાકરી થતી હતી અને વારા બરાબર સચવાતા હતા, પણ થોડા વખત પછી ડોસાની નજર બંધ થઇ—આંખે અધાપો આવ્યો એટલે કામકાજથી અટકયા. શરીરની શક્તિ પણ ઘડપણને લીધે ક્ષીણ થઇ, જેથી બીજે કયાંય જવાય અવાય પણ નહિ. આખો દિવસ ઘરમાં બેસી રહેવાનું થાય. હવે ડોસાની કિમ્મત ઘટી. છોકરા કે છોકરાની વહુઓ કોઇને પણ હવે ડોસાની વાત ગમતી નહિ. છોકરાના છોકરાઓ તો ડોસાની મશ્કરી કરવા લાગ્યા. કોઇ પાઘડી સંતાડે, કોઇ લાકડી ઉપાડી જાય, કોઇ કાછડી કાઢી નાંખે, આથી ડોસાનો સ્વભાવ ચીડીયો બન્યો. છોકરાઓને મારવા દોડે તેથી ઘરના માણસોની અપ્રીતિ થઇ. ડોસાએ અગાઉ બધાના ઉપર હુકમ ચલાવેલ, તેને બદલે તેમને હુકમ ઉઠાવવાનો વખત આવ્યો તે વાત ડોસાને પસંદ પડે નહિ, એટલે અંદર અંદર બોલાચાલી થવા માંડી. સૌ એક તરફ અને ડોસો એક તરફ. ડોસાનો પક્ષ કોણ પકડે? આથી ડોસાની ફજેતી થવા માંડી. ઘેરથી વહુઓ છોકરાઓને કહે કે જાઓ, ભાભાજીને દુકાને ઘસડી જાઓ. દુકાને જાય એટલે છોકરાઓ કહેશે કે અહીં તમારૂં શું દાટયું હતું કે લેવાને આવ્યા? જાઓ જાઓ ઘરે મરોની! થુ થુ કરીને અહીં બેસવાની જગ્યા ખરાબ કરશો. છોકરાઓ, બાપાને ઘેર તેડી જાઓ! એમ ઘેરથી દુકાને અને દુકાનેથી ઘર વચ્ચે ભાભાજી અથડાવા લાગ્યા. ડોસાને બેસવા એક નાની સરખી ઓરડી કાઢી આપી હતી તેમાં તેનો એક ખાટલો પડયો રહેતો. ઓરડીમાં કચરાના તો ઢગલા પડયા હતા. સાફસુફ કોણ કરે? ખાટલામાં માંકડ અને ચાં-

ચડનો પાર નહોતો. લુગડાં પણ મેલાં થઇ જાય તોપણ કોઇ બદલાવવાનું કહેતું નહિ. હજામત પંદર દિવસે કે મહીને દિવસે થાય તો ડોસાનું સુભાગ્ય! આટલું છતાં પણ ખાવામાં મુશ્કેલી પડવા માંડી. ઘરનાં બધાં માણસો જમી રહે ત્યાંસુધી પણ ડોસાના ખબર કોઈ ન પૂછે. એક વખત તો બાર ઉપર એક વાગ્યો, ત્યાંસુધી ડોસાને જમવાનું કોઇએ કહ્યું નહિ. ડોસાને ભૂખ પણ ખૂબ લાગી હતી એટલામાં મોટો દીકરો ત્યાંથી નિકળ્યો; ડોસાએ બોલાવ્યો: "અલ્યા ભાઈ, એ કોણ છે?" છોકરો બોલ્યો: "છે શું? આખો દિવસ કોણ છે કોણ છે શું કરી રહ્યા છો? છાનામાના મરોની!" ડોસાનો મિજાજ હવે તપી ગયો. "અલ્યા ગધેડીના! મને જમવાનું આજે ક્યાં છે? એક વાગ્યો તોએ હજી જમવાનું ઠેકાણું નથી." મોટા દીકરાએ તપાસ કરી તો સૌ કહેવા લાગ્યા કે આજે અમારો વારો નથી. અમારે ઘેર તો કાલે જમી ગયા છે. છેવટે મોટા દીકરાએ પોતાને ઘેર ડોસાને જમાડ્યો, પણ ડોસાના મનમાં હવે એટલું દુઃખ થવા લાગ્યું કે આ કરતાં મરી જઉં તો સારૂં. આ દુઃખ હવે ખમાતું નથી. મેં પૈસો મારી પાસે રાખ્યો નહિ તેમ કંઇ ધર્માદામાં પણ ખરચ્યો નહિ. આ હરામખોરોના હાથમાં પૈસો સોંપીને હું ફજેત મૂઓ, પણ હવે શું થાય? એમ ખેદ કરે છે એટલામાં ડોસાનો ભાઇબંધ એક સોની તેને મળવા આવ્યો. સોની પાસે ડોસાએ પોતાનું દુઃખ કહી સંભળાવ્યું. સોનીએ ત્હેનો ઉપાય બતાવ્યો કે કાલે બધા છોકરા ભેગા બેઠા હશે ત્યારે હું એક પેક કરેલી પેટી લાવીશ, અને તું બધાને કહેજે કે એમાં મારી ખાનગી મૂડી છે. ડોસાએ કહ્યું, બહુ સારૂં. બીજે દિવસે પેલા સોનીએ એક મજબૂત ઇસકોતરામાં ગોળ ગોળ પથરાઓ ભરી ઉપર રૂ અને રેશમ નાંખી સુગંધી તેલ અત્તર છાંટી પેક કરી એક મજુર પાસે ઉપડાવી ડોસાને ઘેર પહોંચતી કરી. ડોસાને કહ્યું કે તમારૂં જોખમ હવે સંભાળો; ઘણાં વરસ સુધી મેં રાખ્યું, હવે તમારી અવસ્થા તેમ મારી પણ અવસ્થા થઇ છે માટે આ કુંચી અને આ પેટી સંભાળી લેજો. ડોસાએ તે પેટી પોતાના ખાટલા નીચે રખાવી, પણ આ પેટીથી સૌ કોઇ ચકિત થઇ ગયાં કે ડોસાની પાસે ખાનગી મૂડી હજુ

છે ખરી! નાના છોકરાઓએ ડોસાને પૂછ્યું કે બાપા! આમાં શું છે? ડોસાએ કહ્યું કે મારી કમાણીની લાખોની મીલ્કત આમાં છે. આથી ડોસાની કિમ્મત વધી. વહુ આવી કહેવા લાગી, ભાભાજી! તમારાં લુગડાં બહુ મેલાં થયાં છે માટે આ નવાં પહેરો, લાવો, આ હું ધોઇ આવું. બીજી વહુ ડોસાને ખાવાનું કહેવા આવી. ચાલો ભાભાજી! ઉનો સીરો છોકરા માટે કર્યો છે તે તમે જમી લ્યો. ત્રીજી વહુએ ભાભાજીનો ખાટલો ગોદડાં બદલાવી એક મોટો ગદેલો અને સારો ઢોલીયો નાંખી દીધો. એમ દિવસે દિવસે ભાભાજીની ભક્તિ વધતી ગઇ. ભાભાજી પણ સૌને બંધાવતા આવ્યા કે તમારે સારૂ એક કિમ્મતી હાર આ પેટીમાં રાખ્યો છે. ઉપર તમારૂં નામ લખ્યું છે. કોઇને સાંકળી, કોઇને ગઠો, એમ એકેકને આશા બધાવતા ગયા. ભાભાજીની સેવામાં એક નોકર રાખ્યો કે જે શરીરનું દરેક કામ કરે, પગચંપી કરે. ભાભાજી હવે એટલા ખર્ચથી અટકયા નહિ, કિન્તુ આગળ વધીને ધર્માદા પણ કરવા લાગ્યા. છોકરાને કહ્યું કે તમે પૈસા આપો છો કે આ પેટીમાંથી એક નંગ વેચી નાંખું? છોકરાઓના મનમાં એમ કે નંગની કિમ્મત હમણા બહુ નહિ આવે માટે રોકડા પૈસા આપણે આપતા રહીએ. આ પેટી તો છેવટે આપણી જ છે ને? આમ આજે પચાસ તો કાલે સો. ડોસે છૂટે હાથે ખરચવા માંડયા. પાંજરાપોળ, અનાથાશ્રમ, પાઠશાળા, સ્કૂલ વગેરેમાં સારી સારી રકમ છોકરા પાસેથી અપાવવા લાગ્યા. છોકરાઓ પણ પેટીની મીલ્કતની આશાએ કરજ કરીને પણ ડોસાના હાથમાં પૈસા આપતા ગયા. સોનીની યુક્તિથી જે ડોસો મરવાને તૈયાર થયો હતો તેણે છ બાર મહીના લંબાવ્યા. છેવટે છોકરાઓને કરજ તળે દબાવી ધર્માદાની સંસ્થાઓમાં સારી રીતે ખર્ચાવી ડોસાએ પરલોક પ્રયાણ કર્યું. ત્યારપછી ડોસાનું કારજ કર્યું. કારજ કરીને પછી ઘરનાં બધાં માણસો એક ખાનગી ઓરડામાં ભેગાં થયાં. ડોસાનો ઇસ્કોતરો ઉઘાડયો તો અંદરથી અત્તરની ભભક છૂટી. સૌ ખુશ થતા હતા કે સારી સારી ચીજો અંદરથી નિકળશે. સૌ વહુઓ ટાંપીને બેઠી હતી, કે અમારાં નામ નિશાન સુદ્ધાં અંદરથી દાગીના નિકળશે. એટલામાં તો એકેક

વસ્તુ નિકળવા માંડી. ઉપર નામની ચટકીઓ ચોડેલી હતી તે નામ વાંચી તેને તે તે વસ્તુ આપવામાં આવી. વસ્તુ હાથમાં લેતાં તો ઉમંગ હતો પણ રૂ અને રેશમ ઉખેડીને અંદર જુએ તો ગોળમટોળ પાણા સિવાય બીજું કશું નહિ! બધાના હાથમાં પાણા જ આવ્યા. પેલા નોકરના નામનો પણ એક પત્થર નિકળ્યો. આથી સૌ ડોસાને ગાળો ભાંડવા લાગ્યા અને ડોસાના નામની પોક નાંખી રોવા મંડયા. અધૂરામાં પૂરૂં પેલા નોકરે બજારમાં જઇને વાત ખુલ્લી કરી કે પેટીમાંથી તો પત્થર નિકળ્યા અને આ એક પત્થર મને પણ મળ્યો છે. લોકોમાં તેમની ફજેતી થઇ અને લાજ આબરૂ ગઇ. ડોસાને આપેલા દુઃખનો બદલો તેમને એ રીતે મળી ચૂક્યો.

આ ઉપરથી સમજવાનું એ છે કે પોતાના દીકરા પણ સ્વાર્થ હોય ત્યાંસુધી જ સારા લાગે છે આ ભવમાં પણ અંતે કામ આવતા નથી, તો પરભવમાં શાના કામ આવે ? પોતાનાં કરેલાં કર્મો પોતાને જ ભોગવવાં પડશે, માટે અગાઉથી વિચારીને ચાલવું જોઇએ ! દરેકના નસીબ દરેકની સાથે હોય છે એમ ધારી તૃષ્ણા કે લોભ ન રાખતાં સંતોષથી રહી મળેલી સંપત્તિનો સદુપયોગ કરવો. અંતે કરેલ ધર્મત્રાણુ જ શરણુ થશે. (૧૪)

एकस्य मुनेरनाथता ।

यस्यागारे विपुलविभवः कोटिशो गोगजाऽश्वा ।
रम्या रामा जनकजननीबन्धवो मित्रवर्गाः ॥
तस्याऽभून्नो व्यथनहरणे कोपि साहाय्यकारी ।
तेनाऽनाथोऽजनि स च युवा का कथा पामराणाम् ॥१५॥

એક મુનિની અનાથતા.

અર્થ—જેના ઘરમાં પૈસાનો કંઇ પાર નહોતો, જેને ત્યાં અપાર હાથી ઘોડા અને વાહનો હતાં, મનને રમાડનારી નારી પણ જેને સાનુકૂળ હતી, માબાપ, ભાઇઓ અને કુટુંબીઓ પણ જેને પુષ્કળ હતાં, છતાં ગુણસુંદર

( અનાથી મુનિનું પૂર્વ નામ ) ના શરીરમાં જ્યારે અતુલ પીડા ઉત્પન્ન થઈ ત્યારે તેના દુઃખમાંથી ભાગ પડાવવાને કોઇ પણ મદદગાર થયો નહિ ! ત્યારે તે યુવક ખાત્રીપૂર્વક માનવા લાગ્યો કે આટલું કુટુંબ હોવા છતાં ખરેખર હું અનાથ જ છું-કોઇ પણ મ્હારો નાથ નથી. હે ભદ્ર ! એક કોટિધ્વજ શાહુકારનો પુત્ર પણ જ્યારે અનાથ જ ગણાયો ત્યારે બીજા સામાન્ય જનોની તો શી વાત કરવી ? (૧૫)

**વિવેચન**—જેની પાસ જીવનની જરૂરીઆતો મેળવવાનાં કે ભોગવિલાસ પ્રાપ્ત કરવાનાં સાધનો પૂરેપૂરાં ન હોય, જેને દુઃખ કે સંકટને વખતે સહાય આપનાર નજીકના સંબંધીઓ ન હોય તે તો અનાથ-અશરણ ગણાય, પણ જેની પાસે તેવાં સાધનો પૂરાં હોય તેને કેમ અનાથ-અશરણ ગણી શકાય ? આવી શંકા થવાનો સંભવ છે. તે શંકા દૂર કરવાને એક દૃષ્ટાંતની અત્ર જરૂર છે, તે પણ મનઃકલ્પિત નહિ કિન્તુ સૂત્રસંમત. આ કાવ્યમાં ઉત્તરાધ્યયન સૂત્રના વીશમા અધ્યયનમાં દર્શાવેલ એક મુનિનું દૃષ્ટાંત યોજવામાં આવ્યું છે, તે દૃષ્ટાંત આ પ્રમાણે છે.

**દૃષ્ટાંત**—રાજગૃહી નગરીના રાજા શ્રેણિકનો એક મંડિતકુક્ષિ નામે બગીચો હતો. નવા નવાં વૃક્ષો, લતાઓ અને મંડપોની વ્યવસ્થાથી તેની શોભા અનુપમ દેખાતી હતી. એક વખતે શ્રેણિક રાજા પોતાના રસાલાની સાથે મંડિતકુક્ષિ બાગ તરફ ગયા. બગીચામાં પ્રવેશ કરતાંની સાથે રાજાની દૃષ્ટિ એક દૂરના વૃક્ષ તરફ ગઇ. ત્યાં વૃક્ષની નીચે કંઇ તેજસ્વી સ્વરૂપ જોવામાં આવ્યું. આ તેજસ્વી સ્વરૂપ કોનું હશે તે જાણવાની ઇચ્છા ઉત્પન્ન થઇ, તેથી રાજાની સ્વારી તે તરફ ચાલી. જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ રાજાના મનમાં સંશયની ઉર્મિઓ બદલાતી ગઇ. પ્રથમ દૂરથી દેખાતી વસ્તુ કોઇ દિવ્યાકૃતિ હશે એવો તર્ક થયો હતો પણ નજીક ગયા પછી જણાયું કે આ તો મનુષ્ય છે, પણ તેનું સૌંદર્ય અલૌકિક છે; શું ત્હેનો આકર્ષક ચ્હેરો છે ? ! અહા શું તેના દેહની દીપ્તિ છે ? ! કેવી મનોહર તેની આંખો છે ? ! તેના ગુલાબી ગાલ અને અર્ધચંદ્રાકાર કપાળ જોનારને વિસ્મય પમાડે તેવા છે. તેની આકૃતિ સુંદર છે એટલું જ નહિ પણ “ आकृतिर्गुणान्

કથયતિ” એ ન્યાયાનુસાર ગુણો પણ તેવા જ ભાસે છે. તેની શાંત મૂર્તિ અને સમાધિ દશા પણ તેવી જ ઉત્કટ છે. પણ આ પુરૂષ કોણ હશે? આવી શરીરસંપત્તિ અને તરૂણાવસ્થા છતાં તેની પાસે ભોગનાં કાંઇ સાધનો કેમ નથી? તેની પાસે વસ્ત્રાભૂષણો, નોકર ચાકર, વાહન વગેરે કંઇ પણ દેખાતું નથી; શું એની આવી જ સ્થિતિ હશે? તે પણ કેમ સંભવે? એના લલાટના તેજ પ્રમાણે એ પુરૂષ ભાગ્યશાળી હોવો જોઇએ અને સંપત્તિ મળેલી હોવી જોઇએ, પણ તે સંપત્તિનો શું એણે ત્યાગ કર્યો હશે? ત્યાગ કર્યો હોય તો તે શામાટે? આવા અનેક પ્રશ્નો એક પછી એક રાજાના મનમાં ઉત્પન્ન થતા ગયા. આ પ્રશ્નોના ખુલાસા કરે તેવો બીજો કોઇ માણસ તેની પાસે હતો નહિ જેથી રાજા શ્રેણિક વાહનથી નીચે ઉતરી આ ભવ્યાકૃતિ પુરૂષની પાસે આવ્યા. ત્યાગી પુરુષને નમન કરવાની પ્રણાલિકા જાણનાર રાજાએ બંને હાથના સંપુટ સાથે મસ્તક નમાવી શિષ્ટાચાર સાચવ્યો અને ત્યાગી યુવકનું લક્ષ્ય પોતા તરફ ખેંચવા વાગ્ વ્યાપાર શરૂ કર્યો. આ દિવ્યાકૃતિ પુરૂષ તે બીજા કોઇ નહિં પણ એક પંચ મહાવ્રતધારી મુનિ હતા. વૃક્ષ તળે એક આસન લગાવી શાંતિપૂર્વક સમાધિ દશામાં લીન હતા. રાજાએ પ્રશ્નાવલિની શરૂઆત કરી તે દરમ્યાન મુનિએ ધ્યાન પાળ્યું, અને રાજાની સાથે વાતચીત કરવી શરૂ કરી. રાજાએ પૂછ્યું કે આ તરૂણાવસ્થામાં ગૃહસ્થાશ્રમનો ત્યાગ શામાટે કર્યો? શું તમારા ઉપર દુઃખ કે આફત આવી પડી હતી કે કોઇની સાથે તકરાર થઇ હતી? મુનિએ કહ્યું કે હે રાજન્ કોઇની સાથે તકરાર થઇ નહોતી તેમ બીજી કંઇ આપત્તિ પણ આવી પડી નહોતી. ગૃહસ્થાશ્રમ ત્યજવાનું કારણ માત્ર એક જ છે અને તે મારી અનાથતા—એટલે કે મારો કોઇ નાથ—ત્રાણ શરણ નહોતો તેથી મેં ગૃહસ્થાશ્રમમાં રહેવું દુરસ્ત ધાર્યું નહિ.

શ્રેણિક—શું તમે અનાથ હતા? તમને કોઇ આશ્રયદાતા કે રક્ષણકર્તા માણસ ન મળ્યો?

મુનિ—હા, હું અનાથ હતો.

શ્રેણિક—આ વાત મને તો સંભવિત લાગતી નથી. આવું તમારૂં સૌંદર્ય, આવું તેજ, અને કોઇ આશ્રય આપનાર તમને ન મળે એ હું માની શકતો નથી. તોપણ તમે કહો છો તેથી કદાચ સત્ય હોય તો હે મહારાજ ! તમને આશ્રયદાતા કે રક્ષણકર્તાની જરૂર છેની ? તેવો કોઇ શરણદાતા મળી જાય તો તમે સ્વીકાર કરો ?

મુનિ—કેમ નહિ ?

શ્રેણિક—ત્યારે તો બહુ જ સારૂં. ચાલો મારી સાથે. મને તમારા ઉપર અત્યંત સ્નેહ-વ્હાલ આવે છે. હું તમને મારી સાથે જ રાખીશ. દરેક રીતે તમારૂં રક્ષણ કરીશ અને હું તમારો નાથ બનીશ. કોઇ પણ રીતે તમારી ઇચ્છામાં ન્યૂનતા રાખવા નહિ દઉં. મનપસંદ મ્હેલ કહાડી આપીશ, દામ ઠામ અને દરેક હામ હું પૂરી પાડીશ. પછી કંઇ છે ? ચાલો કરો સંસારની સ્હેલ.

મુનિ—હે રાજન્ ! તું આમંત્રણ પછી કરજે. એક વાર તારો પોતાનો તો તું વિચાર કર.

શ્રેણિક—એમાં વિચાર શો કરવાનો હતો ? મારી પાસે પૂરતું સામર્થ્ય છે, પૂરતી સમૃદ્ધિ છે, ગમે તેવા દુશ્મનની સામે થવાને મારી પાસે જોઇએ તેટલું બળ છે. કદાચ કોઇ તમારો દુશ્મન હશે તો તેનાથી તમને બચાવવાની મારામાં શક્તિ છે.

મુનિ—હે રાજન્ ! સબુર કર, સબુર કર ! બોલવામાં બહુ આગળ વધી જાય છે. વિચારની સીમાનું ઉલ્લંઘન થાય છે. અભિમાનના આવેશમાં ભાન ભૂલી જવાય છે. મારા દુશ્મનથી મને બચાવવાની તારામાં શક્તિ તો નથી, પણ તારા દુશ્મનથી તને પોતાને બચાવવાની પણ તારામાં શક્તિ નથી ! મારા અને તારા બંનેના દુશ્મનની આગળ તું દીન-રંક છે, માટે હું ભાર દઇને કહું છું કે જેમ હું અનાથ હતો તેમ તું પોતે પણ અનાથ જ છે. તું પોતે અનાથ હોઇને બીજાનો નાથ શી રીતે થઇ શકીશ ?

શ્રેણિક—મારી પાસે કેટલું લશ્કર છે, મારૂં કેવું બળ છે, મારી કેવી ખ્યાતિ છે, તેની તમને ખબર નહિ હોય તેથી મારા ઉપર અનાથતાનો

જૂઠો આરોપ મૂકો છો. હે મહારાજ! સાંભળો. મારી પાસે ૩૩ હજાર હાથી, ૩૩ હજાર ઘોડા, ૩૩ હજાર રથ અને ૩૩ કરોડ પાયદળ લશ્કર છે. તે સિવાય મારા ભંડારમાં અખૂટ દોલત છે. હું ધારૂં તે વસ્તુ મેળવી શકું. કોઇ પણ ભોગની ચીજ મારા માટે અલભ્ય નથી. ગમે તેવો દુશ્મન હોય પણ મારી સામે લડવાની કોઇની હિમ્મત નહિ ચાલે, માટે તમે જરી વિચાર કરીને બોલો. જેને તેને અનાથ કહી દેવામાં તમે તમારી અજ્ઞતા—ભ્રમિતતા યા અવિવેકિતા સાબીત કરો છો.

મુનિ—હે રાજન્! હું મારી અજ્ઞતા જાહેર કરૂં છું કે તું તારી અજ્ઞતા જાહેર કરે છે એ તો ત્રીજો કોઇ મધ્યસ્થ માણસ હોય તો કહી શકે, પણ હું થોડું બ્યાન તારી પાસે કરીશ તે સાંભળ્યા પછી તું પોતે પણ કબૂલ કરી શકીશ કે અજ્ઞ તું પોતે જ છે. પ્રથમ તો અનાથ શબ્દ કેવા અભિપ્રાયથી વપરાય છે તે પણ તું સમજતો નથી. મારા ઘરમાં સમૃદ્ધિ નહોતી કે કોઇ કુટુંબી નહોતા તેથી હું અનાથ છું કે બીજી રીતે અનાથ છું તે પણ તું સમજી શક્યો નથી.

શ્રેણિક—ત્યારે અનાથ શબ્દનો શો આશય છે અને તમે કેવી રીતે અનાથ થયા તે મને સંભળાવશો?

મુનિ—હે રાજન્! તું વિક્ષેપ દૂર કરી શાંતિપૂર્વક સાંભળીશ તો હું ખુશીની સાથે સંભળાવીશ.

શ્રેણિક—મને કોઇ જાતનો વિક્ષેપ નથી. હું તે વાત ધીરજથી સાંભળવાને તૈયાર છું, માટે આપ સંભળાવો.

મુનિ—હે રાજન્! મારૂં પોતાનું ચરિત્ર મારે પોતાને મુખે વર્ણવવામાં આત્મશ્લાઘા જેવું જણાશે, પણ અનાથતા અને સનાથતાનો ખરો અર્થ સમજાવવા માટે તે માર્ગ લીધા સિવાય છૂટકો નથી. હું મૂળ કોશાંબી નગરીનો રહીશ છું. મારા પિતાનું નામ ધનસંચય છે. તેઓ કોશાંબી નગરીમાં એક આબરૂદાર ગૃહસ્થ છે. રાજ્ય અને પ્રજા ઉભય વર્ગમાં મારા પિતાનું માનપાન ઘણું સારૂં છે. મારા પિતાના ખજાનામાં દોલત એટલી છે કે તેની

ગણત્રી થવી મુશ્કેલ છે, કિંબહુના તે ખજાનાની પાસે મોટા રાજ્યનો ખજાનો તુચ્છ છે. મારૂં પ્રથમનું નામ ગુણસુંદર હતું હું ન્હાની ઉમ્મરમાં ઘણી શ્રીમંતાઇભરેલી સારવાર નીચે ઉછર્યો, ભણ્યો અને એક ઉચ્ચ કુલની કન્યા સાથે પરણ્યો, ત્યાંસુધીનો વખત રમત ગમ્મત, ભોગવિલાસ, મોજમજામાં જ પસાર થયો. દુઃખ કે સંકટ એ શું ચીજ છે તે હું સમજતો નહોતો. મારા બીજા ભાઇઓ અને બ્હેનો હતાં, પણ તે સર્વેની મારી તરફ એટલી ચાહના જણાતી હતી કે મને કોઇ પણ બાબતમાં કોઇ નારાજ કરતું નહિ. યુવાવસ્થામાં મને એક યુવકની સાથે દોસ્તી થઇ દરરોજ હું અને મારો મિત્ર અમે બંને બે ઘડી સાથે બેસતા અને વિનોદની વાતો કરતા. મારો મિત્ર હમેશ મારી પાસે વૈરાગ્યની વાતો કરતો, અને કહેતો કે આ દુનિયાના સંબંધીઓ સ્વાર્થવૃત્તિવાળાં હોય છે, ત્યારે હું તેનું ખંડન કરતો અને મારો પોતાનો દાખલો આપી કહેતો કે મારાં માબાપ ભાઇઓ અને સ્ત્રી વગેરે મારા ઉપર એટલો પ્યાર રાખે છે તે મને દીઠે જ દેખતા છે. હું એક ઘડીભર મોડો દેખાઉં તો તેમને કંઇ ને કંઇ થઈ જાય. અમારા કુટુંબમાં સ્વાર્થી પ્રેમ નથી પણ ખરેખર અંતરનો પ્રેમ છે. મારો મિત્ર આ મારી વાત સાચી માનતો નહિ. તે એમ કહેતો કે જગત્‌માં પશુ પક્ષી અને મનુષ્યો સર્વે સ્વાર્થનાં જ સગાં છે. સ્વાર્થ સર્યા પછી કોઇ કોઈનું સગું નથી. એક વખત અમો એક તળાવ ઉપર ગયા હતા તે વખતે ત્યાં અનેક પક્ષીઓ ક્રીડા કરતાં હતાં. કમળ ઉપર ભમરા ગુંજારવ કરતા હતા. બીજી વાર ગયા તો ત્યાં કંઇ હતું નહિ તે ઉપરથી મારા મિત્રે મને કહ્યું કે જો આ સ્વાર્થબુદ્ધિ !

( ગઝલ )

હતું પાણી હતા પક્ષી, નથી પાણી નથી પક્ષી,
કેવી આ સ્વાર્થની બુદ્ધિ, નથી જરી પ્રેમની શુદ્ધિ ! ૧
ખીલ્યે ફૂલે હતા ભમરા, બિડાતાં તે નથી ભમરા,
કરે છે સૌ સુખે સોબત, દુઃખે કો ના ધરે મ્હોબત ! ૨

બગીચો અને મનુષ્યો, ઝાડ અને પક્ષીઓ વગેરે અનેક દાખલાઓ આપી તેણે મને સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ હું તેની વાત જરી પણ

લક્ષ્યમાં લેતો નહિ. મેં તો મારો બાંધેલો અભિપ્રાય જ ખરો માની લીધો હતો. મારો મિત્ર આટલું બધું મને શામાટે કહે છે તે હું ત્યારે સમજ્યો નહોતો. છેવટે મારો મિત્ર મારી સાથે માથાકુટ કરી થાક્યો, અને મારી પાસેથી રજા લીધી કે હું હમણાં બહાર જવાનો છું તેથી કેટલાક વખત સુધી તારી પાસે નહિ આવી શકું. હે રાજન્! મારો મિત્ર મારી પાસેથી ગયો કે તરત જ અચાનક મને અંગે અંગે વેદના ઉત્પન્ન થઇ. હાડની અંદર કોઇ એવી જાતની પીડા ઉપડી કે પાણી વિના માછલી તરફડે તેમ તરફડીયાં ખાવા મંડયો. ઘડીકમાં પલંગ ઉપર અને ઘડીકમાં જમીન ઉપર આળોટવા લાગ્યો, પણ ક્યાંય સુખ પડે નહિ. જાણે અંદરથી કોઈ સોયા ઘોંચતું હોય તેવી પીડા થવા લાગી. થોડી વારમાં મારા ઘરના અને કુટુંબના બધા માણસો એકઠા થયા. દરેક જણ મારી સારવાર કરવા લાગી ગયા. કોઇ વૈદ્યને તો કોઇ હકીમને, કોઇ જોશીને તો કોઇ ભુવાને તેડાવવા કે પુછાવવાની સલાહ આપવા લાગ્યા. એક પછી એક વૈદ્યો હકીમો વગેરે સર્વે આવી ચિકિત્સા કરી દવા આપતા ગયા, પણ કંઇ ફેર પડયો નહિ. જોશી ભુવા વગેરે સર્વે થાકી ચાલ્યા ગયા, પણ કોઇથી આરામ થયો નહિ. વખત ઘણો થયો. વેદના ભોગવીને હું તો કાયર થઇ ગયો કે આના કરતાં મોત આવે તો સારૂં. ઘરના માણસો પણ બધા કંટાળી ગયા. હું દિવસ અને રાત એવી રાડો પાડતો કે કોઇ જંપવા પામતું નહિ. આવી સ્થિતિમાં એક પરદેશી વૈદ્ય આવ્યો. તે દેખાવમાં જેવો સુંદર હતો તેવો જ ચાલાક પણ જણાતો હતો. મારા બાપે તે વૈદ્યને બોલાવ્યો અને કહ્યું, કે મારા દીકરાને આરામ કરી ઘો, હું તમને મોં માંગ્યા દામ આપીશ. વૈદ્યે કહ્યું દામની શું કામ વાત કરો છો? હું તો પરમાર્થે દવા કરૂં છું. મારી પાસે એવી અકસીર દવાઓ છે કે મેં જે દર્દીને હાથમાં લીધો છે તે કોઇ મારી પાસેથી આરામ પામ્યા વગર ગયો નથી. છતાં કોઇની પાસેથી મેં પૈસા લીધા નથી. ચાલો, તમારા દીકરાની તબીયત તપાસું. એમ કહી તે મારી પાસે આવી મારી નાડી હાથમાં લઇ બોલ્યો, હે શેઠ! આ છોકરાને રોગ કંઇ પણ નથી, પણ એને તો વળ-

ગાડ છે. એક દુષ્ટ વ્યંતર એને વળગ્યો છે. મારા બાપે કહ્યું કે હે વૈદ્યરાજ! તેનો ઉપાય પણ તમારી પાસે તો હશે જ. વૈદ્યે કહ્યું, હા છે તો ખરો, પણ તેના ઉપર વધારે ઉપાયો નથી. મારા બાપે કહ્યું વધારે ઉપાયોનું શું કામ છે? એક ઉપાય તો છે, એથી જ મટે તો બીજાની શી જરૂર છે? વૈદ્યે કહ્યું, એક ઉપાય છે તો અકસીર પણ...મારા બાપે કહ્યું વળી પણ તે શું? બોલતાં કેમ અચકાઓ છો? વૈદ્યે કહ્યું કે તે ઉપાય જરા આકરો છે. એ ઉપાયથી આ છોકરાના શરીરમાંથી વ્યંતરનો પ્રવેશ કહાડી શકીશ, પણ તે દર્દ લેવાને બીજો એક માણસ તૈયાર થવો જોઇએ. આ વ્યંતર એવો દુષ્ટ છે કે જીવ સાટે જીવ લે તેમ છે. એકને ઉગારૂં તો તેને બદલે બીજા એક જણે મરવાને તૈયાર થવું જોઇયે.

આ સાંભળી થોડી વાર તો બધા વિચારમાં પડી ગયા. કેટલાએક તો એમજ માનવા લાગ્યા કે આ વૈદ્ય ગપાષ્ટકી છે. એમ તે કંઇ બનતું હશે? પણ જોવા તો દો, એમ ધારી કહેવા લાગ્યા કે વૈદ્યરાજ! તમે ગુણસું-દરના શરીરમાંથી રોગ કહાડો પછી જેને કહેશો તે લેવાને તૈયાર છે. અમે બધા અહીં હાજર ઉભા છીએ. વૈદ્યે કહ્યું, પછી ફરી શકાશે નહિ, વિચા-રીને બોલજો. બધાએ કહ્યું કે હા અમે વિચારીને જ બોલીએ છીએ. આટલું ચોક્કસ કરીને વૈદ્યરાજે સર્વને ઓરડામાંથી બહાર કાઢ્યા. બારણાં બંધ કરી દીધાં. મારા શરીર ઉપર એક બારીક વસ્ત્ર ઓઢાડી વૈદ્ય કંઇ મંત્રજાપ કરવા લાગ્યા. થોડી વારમાં મને પરસેવો વળ્યો. વસ્ત્ર ભીંજાઇ ગયું. એક પ્યાલાની અંદર તે નિચોવી લઇ બીજી વાર ઓઢાડ્યું. એક બે અને અને ત્રણ વાર નિચોવ્યું, તેમાં પ્યાલો આખો પસીનાથી-દર્દથી ભરાઇ ગયો. મને તદ્દન શાંતિ થઇ ગઇ. વૈદ્યે કમાડ ઉઘાડી બધાને અંદર બોલાવ્યા. દર્દનો પ્યાલો હાથમાં લીધો અને કહ્યું કે જુઓ! આ છોકરાને તદ્દન શાંતિ થઇ ગઇ. તેનું સઘળું દર્દ આ પ્યાલામાં એકઠું થયું છે! કહો હવે આ પ્યાલો કોણ પીવા ઇચ્છે છે? મારા પિતાજી, માતાજી, ભાઇઓ, બ્હેનો, ભોજાઇઓ, બધાને જૂદાં જૂદાં બોલાવી વૈદ્યે કહ્યું, પણ હે રાજન્! તે પ્યાલાની અંદરનો પ્રવાહી પદાર્થ તેજાબની પેઠે ખદખદતો

હતો. વખતે વખતે ધુમાડો અને વખતે અગ્નિની જ્વાળા જેવી જ્વાળાઓ નીકળતી હતી તેથી તે પ્યાલો પીવો એટલો તો અઘરો હતો કે કોઇની હિમ્મત ચાલી નહિ ! બાપે તો કહ્યું કે હું ઘણો પી જઉ પણ દુકાનનો બધો વહીવટ મારા હાથમાં છે. પ્યાલો પીધા પછી વેદના થવાથી તેની કશી ખબર લઇ શકાય નહિ ! માએ કહ્યું કે ગુણસુંદરના બાપની તબીયત એવી આકરી છે કે મારા વિના તે બીજા કોઇથી જાળવી શકાય નહિ. ભાઇઓને તેમની સ્ત્રીઓ ના પાડવા લાગી. બ્હેનોને તેમના પતિ ના કહેવા લાગ્યા. સ્ત્રીએ નાના છોકરાનું બ્હાનું કહાડયું કે મારા વિના આ છોકરા રહી શકે નહિ. બીજાં સગાં વ્હાલાં તો કોઇ ઝાડાનું કોઇ પેસાબનું મિષ કરી પલાયન કરી ગયા ! છેવટે મારા દર્દનો પ્યાલો વૈદ્યે મારા ઉપર છાંટયો તેથી મને જેવી પીડા હતી તેવી પાછી શરૂ થઇ. વૈદ્ય ત્યાંથી ચાલ્યો ગયો. આ વખતે મને મારા મિત્રની વાત યાદ આવી. સંસારના સ્વાર્થી સંબંધનો મનમાં ખ્યાલ થયો. અત્યારસુધી કાચને હીરો, પિત્તળને સુવર્ણ માની મોહમાં મસ્ત થઇ મેં વૃથા કાળ ગુમાવ્યો તેનું ભાન થયું. તરત જ મેં વિચાર કર્યો કે હવે આ પીડા જો મને મટી જાય તો મારે શાની દુનીયાનો ત્યાગ કરી સંયમ માર્ગ સ્વીકારવો. આવો વિચાર કરી સૂતો. કંઇક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં મારા મિત્રે દેખાવ દીધો. તેણે કહ્યું, હે મિત્ર ! સમજ, સમજ. તું અને હું આપણે બંને દેવો હતા. ગયા દેવતાના ભવમાં તારૂં આયુષ્ય પૂર્ણ થવા આવ્યું ત્યારે તેં મને કહ્યું કે "તારૂં આયુષ્ય હજી બાકી છે માટે હું અહીંથી મરીને મનુષ્ય થઉં છું ત્યાં તું મને સમજાવવાને આવજે. ગમે તે પ્રકારે મને બોધ પમાડજે." તેના માટે મારી પાસેથી તેં વચન લીધું. મેં વચન આપ્યું કે હું સમજાવવાને આવીશ. શું આ બાબત બધી ભૂલી ગયો ? તે વખતનો તારો વૈરાગ્ય, તે વખતની તારી સમજણ, એ બધાં કયાં ઉડી ગયાં ? હે મિત્ર ! આજે હું (વચન આપનાર દેવ) તારી પાસે ત્રીજી વાર હાજર થયો છું. એક વાર મિત્ર તરીકે તારી સાથે સંબંધ બાંધ્યો, તને સંસારનું સ્વરૂપ સમજાવવાની કોશીશ કરી, પણ તું ન સમજ્યો. ત્યારે દુઃખકર પણ અનુભવ કરાવનાર આ બીજો માર્ગ લીધો. બીજી વાર વૈદ્ય

બનીને તારી પાસે આવ્યો તે પણ હું પોતે જ. મેં તને વચન આપ્યું હતું તેથી આજે ત્રીજી વાર સ્વપ્નાવસ્થામાં તારા સમાગમમાં આવ્યો છું. હવે સંસારના સ્વાર્થમય સંબંધની તને પિછાન થઇ? જો પિછાન થઇ હોય તો હવે આત્મસાધન કરવાને ટટ્ટાર થઇ જા. એક નિશ્ચય કર. તુરત તારી વેદના દૂર થઇ જશે. એટલામાં હું જાગી ગયો ત્યાં તો દેવ અદશ્ય થઇ ગયો. મેં પ્રથમથી નિશ્ચય તો કર્યો હતો પણ સ્વપ્નના અર્થનો વિચાર કરી વધારે ચોક્કસ નિર્ણય ઉપર આવ્યો કે હવે આ વેદના મટે કે તરત જ સંસારનો ત્યાગ કરવો. હે રાજન્! આ નિર્ણય કર્યા પછી તરત જ મારી વેદના કંઇ ઓછી થવા માંડી અને થોડી વારે તો મને શાંત નિદ્રા આવી ગઇ. બીજે દિવસે સ્હવારમા હું જાગ્યો ત્યારે મારો ઓરડો મારાં સંબંધીઓથી ચીકાર ભરાઇ ગયો હતો. હું જાગી ન જઉં તેટલા માટે સૌ મૌન ધરી મારા ઉઠવાની રાહ જોતાં હતાં. હું જાગ્યો કે દરેક જણ મને કેમ છે તે પૂછવા લાગ્યાં. મેં જ્યારે મને શાંતિ હોવાનો જવાબ આપ્યો ત્યારે સર્વ ખુશ થયા અને કહેવા લાગ્યા કે અમારી માન્યતા ફળીભૂત થઈ. કોઇ તો કહે મેં અમુક યક્ષની માન્યતા કરી હતી, કોઇ કહે અમુક માતાની માન્યતા કરી હતી, પણ મેં કહ્યું કે બીજા કોઇની માન્યતા ફળી નથી, માત્ર મારી જ માન્યતા ફળીભૂત થઇ છે. મારા માબાપે મને પૂછ્યું કે પુત્ર! તારી માન્યતા શું છે તે બોલ; પ્રથમ તારી માન્યતા પૂરી કરીએ. મેં કહ્યું "खंतो दंतो निरारंभो पवइए अणगारियं" અર્થાત્-મેં એવી માન્યતા કરી છે કે આ વેદના મટી જાય તો ક્ષમાનો પાઠ શીખી ઇંદ્રિયોનું દમન કરી આરંભ પરિગ્રહને છોડી અણગારપણું-સાધુધર્મ અંગીકાર કરૂં. આ વિચાર કરવાની સાથે મારી વેદના શાંત થઇ. માટે હવે હું મારૂં આત્મકાર્ય સાધીશ. કોઇએ પણ મારા કાર્ય વચ્ચે આડખીલ ન કરવી એટલી આપ સર્વેની કૃપા હું ચાહું છું. હે રાજન્! આ વિષય પરત્વે મારાં માબાપ અને સંબંધીઓની સાથે ઘણો સંવાદ ચાલ્યો, પણ આખરે સર્વેને સમજાવી મેં દીક્ષા અંગીકાર કરી ત્યારથી અનાથ મટીને હું સનાથ થયો છું. હવે મારા આત્માનું રક્ષણ કરૂં છું અને બીજા જીવોનું પણ રક્ષણ કરૂં છું માટે પોતાનો

અને બીજાનો નાથ થયો છું. આ ઉપરથી તું પોતે સનાથ છે કે અનાથ છે તેનો જાતે વિચાર કરી લે. તું મને અત્યારે ઋદ્ધિ ભોગવિલાસના સાધનો આપવાને કહે છે, તેના કરતાં પણુ વધારે મને મળ્યાં હતાં. સગાં, વ્હાલાં, મિત્રો પણુ તેટલાં જ હતા, છતાં મને કોઇ દુઃખથી બચાવી શક્યો નહિ માટે હું અનાથ હતો. કહે તારામાં દુઃખ કે મોતથી બચાવવાની શક્તિ છે? મોટામાં મોટો દુશ્મન મોત અથવા કર્મો છે તેનાથી બચાવવાની તારામાં શક્તિ નથી માટે મેં તને અનાથ કહ્યો હતો. હવે એ વચનો તને અસત્ય લાગતાં હોય તો પાછાં ખેંચી લઉં.

શ્રેણિક—હે મહારાજ! તમારાં વચનો સત્ય છે. મારી જ ભૂલ છે. હવે મને ખાત્રી થાય છે કે આ હિસાબે હું પોતે પણુ અનાથ છું. મે મારી મારી સંપત્તિને માટે વૃથા અભિમાન કર્યું. મોતરૂપી દુશ્મનની આગળ ગમે તેટલી સંપત્તિ કે ગમે તેવી સત્તા હોય પણુ તે તુચ્છ છે. તમે એક દૃઢ વૈરાગી અને ખરા ત્યાગી પુરૂષ છો. છતાં તમને ભોગની આમંત્રણા કરી એ મેં તમારો અપરાધ કર્યો, તેને માટે હું આપની ક્ષમા માંગુ છું અને આપનો ધર્મ સાંભળવાને ઇચ્છું છું.

ત્યારપછી મુનિએ ધર્મબોધ આપ્યો. તે સાંભળી શ્રેણિક રાજાએ ઘણી જ પ્રસન્નતાની સાથે પોતે તે ધર્મ સ્વીકાર્યો. મુનિની સ્તુતિ, બહુમાન, વંદના, નમસ્કાર કરી શ્રેણિક રાજા ત્યાંથી વિદાય થયા. મુનિ પણુ મહીમંડળમાં અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડી અંતરના દુશ્મનોને જીતી છેવટે નિર્ભય પદ પામ્યા. સનાથ થયા છતાં પણુ બીજા લોકોને સમજાવવા માટે “અનાથ” એવા નામથી જ તેઓ પોતાને ઓળખાવતા, અને તેમના ચરિત્રમાં અદ્યાપિપર્યંત ‘અનાથી’ એવું નામ પ્રસિદ્ધિ પામ્યું છે.

જેની પાસે આટલી સમૃદ્ધિ હતી અગર મોટું રાજ્ય હતું, તે ગુણસુંદર અને શ્રેણિક રાજા જેવા પણુ જ્યારે અનાથ હતા, ત્યારે સામાન્ય મનુષ્યોથી સનાથતાનો દાવો શી રીતે ધરી શકાય? (૧૫)

अन्तेऽरण्यमेवाश्रयः ।

**राज्यं प्राज्यं क्षितिरतिफला किङ्कराः कामचाराः ।**
**सारा हारा मदनसुभगा भोगभूम्यो रमण्यः ॥**
**एतत्सर्वं भवति शरणं यावदेव स्वपुण्यं ।**
**मृत्यौ तु स्यान्न किमपि विनाऽरण्यमेकं शरण्यम् ॥१६॥**

**છેવટે શ્મશાન સિવાય બીજો નિવાસ નથી.**

**અર્થ**—મ્હોટી સત્તાવાળું રાજ્ય, લાંબા વિસ્તારવાળી પૃથ્વી, ઉપરીની ઇચ્છાને તાબે રહી કામ કરનારા નોકરો, પ્હેરવાલાયક ઉંચામાં ઉંચા કિમ્મતી હારો, હાથણીની ગતિએ ચાલનારી મનને રમાડનારી સુંદર સુંદરીઓ, આ બધું ચાલુ જન્મમાં પણ ત્યાંસુધી જ ઉપયોગી છે કે જ્યાંસુધી પૂર્વનાં સંચિત શુભકર્મ–પુણ્યકર્મ પ્રબળ છે, અથવા જ્યાંસુધી મોતની સવારી આવી પ્હોંચી નથી. હે ભદ્ર ! પુણ્યનો અંત આવતાં કે મોતનો સપાટો લાગતાં એક અરણ્ય કે શ્મશાન ભૂમિ સિવાય બીજું કોઇ પણ આ શરીરને આશ્રય નહિ આપે. (૧૬)

**વિવેચન**—આ પરિવર્તન તો કેટલીએક વખત નજરે જોવાય છે, કે એક માણસને પુણ્યયોગે વારસા તરીકે કે વગર વારસે રાજ્યની પ્રાપ્તિ થાય છે; બીજી તરફ તેના હરીફો કે દુશ્મનોની તેનું રાજ્ય પડાવી લેવાની દુષ્ટ પ્રવૃત્તિ શરૂ થાય છે. આખરે દુશ્મનો ફાવે છે તો નવો રાજા માસ છ માસ કે બાર માસની અંદર રાજ્ય ગુમાવી બેસી ઉલટો કેદમાં સપડાય છે. અહા ! આ પરિવર્તન રાજ્ય ગુમાવી બેસનારને કેટલું દુઃખપ્રદ થાય છે ? આ વખતે તે એમ જ ઇચ્છશે કે થોડા વખતને માટે રાજ્યસંપત્તિની આ પ્રાપ્તિ થઇ તેના કરતાં ન થઇ હોત તો વધારે સારૂં હતું. વસ્તુના અભાવ કરતાં વસ્તુનો વિયોગ માણસના અંતઃકરણમાં ઉંડો ઘા મારતો જાય છે. એક માણસને અમુક વસ્તુ મૂળથી ન મળી હોય તેને તે વસ્તુનો

અભાવ હોય છે. તે અભાવ માણુસને એટલો ખટકતો નથી, પણ આવેલી વસ્તુનો પુનઃ વિયોગ થાય તે વધારે ખટકે છે. એવી જ રીતે એક માણુસને કોઇ જમીનનો કકડો ભાગમાં આવે છે કે પૈસા ખરચી વેચાતો લેવામાં આવે છે, પણ પાછળથી તેનો ખરો હક્કદાર બીજો કોઇ માણુસ નીકળે છે અગર કોઇ ખટપટીયા માણુસો ખટપટ જગાવી ખોટો લેખ અને ખોટા સાક્ષીઓ ઉભા કરી તે જમીન ઉપર દાવો કરી ઇન્સાફ આપનારના મનમાં જુદો જ અભિપ્રાય બંધાવી હુકમનામું કાઢાવી પૈસા ખરચનારની પાસેથી જમીનનો કકડો પડાવી લેવામાં આવે છે, પૈસા ખરચનાર પૈસા અને જમીન બંને ગુમાવવાની સાથે લોકોમાં ગાંડો ગણાય છે ત્યારે તે બિચારાને કેટલું દુઃખ થતું હશે? એક માણુસને એક વખત મન માન્યા સારા નોકરો મળે છે કે બીજા તેના હરીફોને ઇર્ષ્યા જાગૃત થાય છે તેથી તે નોકરોને બદસલાહ આપી નસાડી દે છે. એકને એકદા પૈસા કે આભૂષણોની પ્રાપ્તિ થાય છે; છ મહીના કે બાર મહીના થતાં પાછો વ્યાપારમાં ધક્કો લાગે છે કે કોઇ આસામી તુટે છે તેમાં પોતાની સર્વ દોલત દબાઇ જાય છે. એટલે મેળવેલાં આભૂષણો વેચવાનો વખત આવી પુગે છે. એક માણુસને મન ગમતી પ્રકૃતિને અનુકૂળ આફતમાં પણ આશ્વાસન આપનારી પતિવ્રતા સ્ત્રીનો પ્રેમ બંધાય છે, હૃદયની ગાંઠ જોડાય છે કે બીજી તરફ બેમાંથી એકને કાળનો સપાટો લાગે છે ત્યારે વિયોગ થાય છે. એક વરસે વ્યાપાર કે લોટરીમાં સારો ચાન્સ–લાભ મળે છે કે બીજે વરસે કાંતો શેઠ કે ભાગીદારનું મન બદલાઇ જાય છે અને કાંતો પોતે જ માંદો પડે છે, એટલે મળેલ લાભ જતો રહે છે! આજના વખતમાં પ્રથમ તો માણુસોનો ઉદય જ એવો છે કે જેમ ઇષ્ટ વસ્તુની અધિક ઇચ્છા કરે તેમ તેમ ઇષ્ટ વસ્તુ દૂર ભાગતી જાય. કદાચ સ્વલ્પ પુણ્યનો યોગ થતાં તે વસ્તુની પ્રાપ્તિ થઇ તો તે પુણ્ય પણ એટલાં બધાં નહીં કે જીંદગીપર્યંત ઇષ્ટ વસ્તુનો સંયોગ કાયમ રહે. કોઇના પુણ્યની અવધિ છ મહીનાની હોય તો છ મહીના સુધી અને બાર મહીનાની હોય તો બાર મહીના સુધી અગર કંઇક વધારે જોર હોય તો બે પાંચ વરસ સુધી ઇચ્છિત વસ્તુનો મેળાપ

રહે છે અને પુણ્યની અવધિ પૂરી થતાં તરત જ ગમે તે કારણ મળતાં સંયોગ વિયોગના રૂપમાં બદલાઇ જઇ હૃદયને જખમી બનાવતા જાય છે. મહાવીર પ્રભુએ ખરૂં જ કહ્યું છે કે “ संयोग मूलं जीवाणं पत्ता दुखपरंपरा ” અર્થાત્ નાશ પામનારી વસ્તુનો સંયોગ જ દુઃખરૂપ વૃક્ષનું મૂળ છે. સંયોગરૂપ મૂળની હયાતી થતાં દુઃખપરંપરારૂપ પાંદડાં સ્વત એવ ફુટી નિકળે છે. પુત્ર, પત્ની, મિત્ર, હાથી, ઘોડા, રથ, હવેલી, ધન-દોલત વગેરે ચીજોનો સંયોગ પૂર્વના પુણ્યનો છેડો ન આવ્યો હોય ત્યાં સુધી જ રમણીય રહે છે, પણ સાથે એ વાત પણ ચોક્કસ છે કે ગમે તેટલું પુણ્ય હશે તોપણ તેની અવધિ-હદ બંધાએલી છે. અવધિ પૂર્ણ થતાં એક દિવસ અવશ્ય પરિવર્ત્તન તો થવાનું જ. કદાચ વધારેમાં વધારે લાંબી સ્થિતિનાં પુણ્યો હશે તોપણ આયુષ્ય પૂર્ણ થતાં મોતનો સપાટો લાગતાં તો જરૂર પરિવર્તન થવાનું છે. તે વખતે પોતાની કરી લીધેલી દરેક વસ્તુ, ભલેને તે વસ્તુ વિના એક ક્ષણ પણ ચાલી શકતું ન હોય તોપણ તે વખતે પ્રિયમાં પ્રિય વસ્તુ પણ છોડવી પડશે. હે ભદ્ર ! તે વખતે બીજી વસ્તુઓની સાથે વ્હાલામાં વ્હાલું આ તારૂં શરીર પણ તને ત્યજવું પડશે. અગર શરીરથી તારે છૂટા થવું પડશે. હે ભદ્ર ! તેં તારા શરીરને ગમે તેવાં લાડ લડાવ્યાં હશે અને તેની પૂરેપૂરી સાર સંભાળ કરી હશે, તેલ ફૂલેલ અત્તર નાંખી સુશોભિત બનાવ્યું હશે અગર પકવાનો મેવા મસાલા ખાઇ ખૂબ પુષ્ટ કર્યું હશે પણ તેને તારો વિયોગ થયા પછી તારા સગાં વ્હાલાં પુત્રો કે પત્ની કોઇ પણ એક ક્ષણભર તારી બનાવેલી હવેલીમાં તને રહેવા નહિ આપે. વધારે નજીકનાં સંબંધીઓ વળી વધારે ઉતાવળ કરી તારા શરીરને ઘરથી બહાર કહાડશે ! તારા ખરીદેલા ઘોડા હાથી કે રથ હશે પણ તેમાંનું કશું તારા શરીરને સ્વારીમાં ઉપયોગી નહિ થાય. માત્ર આડકાટના લાકડાની બનાવેલી ઠાઠડી જ તારા શરીરના વાહન તરીકે વપરાશે !! તે પણ સ્મશાનની ભયંકર ભૂમિમાં પહોંચતાં સુધી જ. આખરે તારા બાગ બગીચાની રમણીય ભૂમિ પણ આ શરીરને શરણ નહિ આપે, કિન્તુ અરણ્ય-જંગલમાં આવેલી સ્મશાનભૂમિ જ આ શરીરને આશ્રય આપશે:

તારા સંબંધીઓ તો તે ભૂમિમાં પણ તારા શરીરને અખંડ રહેવા નહિ આપે કિન્તુ બાળીને ભસ્મ કરી નાંખશે, તે એટલે સુધી કે છેવટે તેની રાખનો પણ પત્તો નહિ લાગે! તારામાં કંઇ સ્વાર્થ હશે તો પાછળના સંબંધીઓ થોડા દિવસ યાદ કરશે પણ પછી તો નામ નિશાન પણ ભૂલી જવાશે. ખરૂં જ કહ્યું છે કે—

દિન ગણંતાં માસ ગયા, વરસે આંતરીયા,
સુરત ભૂલ્યા સજ્જનો, પછી નામે પણ વિસરીયા

આવી અનિત્ય બાજી સમજીને જે આત્મિક કાર્ય સાધશે તે સુખી થશે. ( ૧૬ )

किं शरण्यम् ।

संसारेऽस्मिन् जनिमृतिजरातापतप्ता मनुष्याः ।
सम्प्रेक्षन्ते शरणमनघं दुःखतो रक्षणार्थम् ॥
नो तद् द्रव्यं न च नरपतिर्नापि चक्री सुरेन्द्रो ।
किन्त्वेकोयं सकलसुखदो धर्मएवास्ति नान्यः ॥१७॥

## કોનું શરણું હોઇ શકે?

અર્થ—આ સંસારમાં નરક તિર્યંચ આદિ ગતિમાં ભવભ્રમણ કરતાં ત્રાસ પામેલા અને ખિન્ન થએલા જીવોને અવશ્યમેવ દુઃખથી બચવા અને સુખ પામવાની ઇચ્છા થાય છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે "જ્યારે ધન માલ મીલ્કત કુટુંબ પરિવાર એ બધાં અન્તે અળગાં થાય છે ત્યારે સખાની પેઠે સહાયક બની કોણ રક્ષણ કરે છે? કોઇ પણ રક્ષક અથવા શરણું આપનાર છે કે નહિ?" આ પ્રશ્નનો ઉત્તર સરલ અને સીધો છે, પણ પ્રથમ તેમાં શ્રદ્ધાની જરૂર છે. હે સખે! શ્રદ્ધા હોય તો શ્રદ્ધાપૂર્વક સાંભળ. મોત વખતે બીજા બધા જ્યારે દૂર રહેશે ત્યારે માત્ર એક ધર્મ જ કે જે સર્વ પદાર્થોને જાણનાર પુરૂષે દર્શાવેલ છે, કર્મના મર્મને ભેદનાર છે, અને

સમગ્ર સુખ સંપત્તિને આપનાર છે, તે ધર્મ જ મિત્રની માફક સહાયક થઈ રક્ષણ કરનાર છે. માટે તેનું જ શરણું સ્વીકાર. (૧૭)

**વિવેચન**—જ્યાંસુધી સૂક્ષ્મ અને અમૂર્ત રૂપ રસ ગંધ સ્પર્શ વગરની ચીજોને અપરોક્ષ જણાવનાર જ્ઞાન ન થાય ત્યાંસુધી કેવળ શ્રદ્ધાથી તેની હયાતી માનવાની જરૂર છે. જીવ-આત્મા એ ચર્મચક્ષુથી દેખી શકાય તેવી ચીજ નથી કારણકે તે અતિસૂક્ષ્મ છે, તોપણ તેનું અસ્તિત્વ સાબિત કરનાર અનેક દાર્શનિક અને ધાર્મિક પુસ્તકો છે, તેના ઉપર શ્રદ્ધા રાખી આત્માની હયાતી જ્યારે સ્વીકારવામાં આવે ત્યારે તેની સાથે એ પણ સ્વીકારવું પડશે કે આત્મા શરીરની સાથે નાશ પામી જનાર ચીજ નથી પણ તે શરીર ઉત્પન્ન થયા પહેલાં અને શરીરનો નાશ થયા પછી પણ કાયમ રહેનાર અખંડ અવિનાશી નિત્ય છે. જ્યારે એ નિત્ય છે ત્યારે શરીરની ઉત્પત્તિ થયા પહેલાં તે કોઈ સ્થળે હોવો જોઈએ અને શરીરનો નાશ થયા પછી કોઈ જગાએ જવો જોઈએ, એટલે કે આત્માને પૂર્વજન્મ અને પુનર્જન્મ છે. કોઈ સ્થળેથી આવીને તેણે આ શરીર સાથે સંબંધ જોડયો અને આખરે આ શરીરથી છૂટો પડી ગત્યંતરમાં બીજા શરીરની સાથે સંબંધ મેળવવાનો છે. જેમ એક માણસ જુનાં વસ્ત્રો બદલાવીને નવાં વસ્ત્રો ધારણ કરે છે તેમ આત્મા પણ જુનું શરીર છોડીને નવું શરીર ધારણ કરે છે. यदुक्तं गीतायां—

वासांसि जीर्णानि यथा विहाय । नवानि गृह्णाति नरोऽपराणि ॥
तथा शरीराणि विहाय जीर्णा-न्यन्यानि संयाति नवानि देही ॥

અ. ૨. શ્લો. ૨૨.

જ્યારે એ વાત સ્વીકારવામાં આવે કે જીવ ભવાંતરમાંથી આવે છે અને પુનઃ ભવાંતરમાં જાય છે, ત્યારે સવાલ એ ઉત્પન્ન થાય છે કે જીવ ભવાંતરમાંથી અહીં આવે ત્યારે કંઇ સાથે લઇ આવે છે કે કેમ? તેમ જ અહીંથી ભવાંતરમાં જતાં જીવની સાથે કંઇ જાય છે કે કેમ? આનો ઉત્તર એક જ પ્રકારે આપી શકાશે કે જે ચીજ ભવાંતરમાંથી અહીં લાવી શકાય છે, તે જ ચીજ અહીંથી ભવાંતરમાં જતાં લઇ જઇ શકાય. અહીંથી

ભવાંતરમાં ગયેલાઓની સ્થિતિ આપણે નજરે જોઇ શકતા નથી, પણ ભવાંતરમાંથી અહીં આવેલાની સ્થિતિ આપણે જોઇ શકીએ છીએ કે બાળક જન્મતી વખતે એક નગ્ન શરીર સિવાય બીજું કશું લાવતું નથી. નથી હોતાં તેની પાસે વસ્ત્ર આભૂષણો અને નથી હોતું હીરા માણેક મોતી સોનું રૂપું કે બીજું દ્રવ્ય. જોકે દેખીતી રીતે કંઇ પણ તેની પાસે જોવામાં આવતું નથી, પણ ખરી રીતે તેમ નથી. પુણ્ય પાપ કે શુભ અશુભ કર્મ તે સાથે લઇ આવેલ હોય છે, અને તદનુસારે જ અહીં સુખ દુઃખ, સંપત્તિ વિપત્તિ, સંયોગ વિયોગ, લાભાલાભ, વગેરે પામે છે. જેમ પરભવમાંથી આ જીવ પુણ્ય પાપ લઇ આવે છે અને તે તેને ફળ આપે છે, તેવી રીતે આ ભવનાં પુણ્ય પાપ પરભવમાં સુખ દુઃખ રૂપ ફળ આપવાને જીવની સાથે જાય છે; એટલે આ ભવનો અંત આવતી વખતે ધન, માલ, મીલ્કત, હાથી, ઘોડા, રથ, હવેલી, સગાં-સંબંધીઓ એ બધાં જ્યારે દૂર રહે છે, એમાંનું કોઇ પણ સહાયકારક કે સહચારી બનતું નથી, ત્યારે પણ આ જીંદગીમાં કરેલ ધર્માનુષ્ઠાનોથી મેળવેલી પુણ્ય-સંપત્તિ જીવની સાથે આવે છે અને પરભવમાં દુઃખમાં દિલાસો આપી એક સાચા મિત્ર તરીકે સહાય કરે છે. અહીં એક દૃષ્ટાંત લઇએ.

**દૃષ્ટાંત**—એક રાજાનો કારભારી દીર્ઘદર્શી અને બુદ્ધિશાળી હતો. એકદા તેણે વિચાર કર્યો કે " राजा मित्रं केन दृष्टं श्रुतं वा " હું રાજાની નોકરી કરૂં છું. આજે રાજાની દૃષ્ટિ મારા ઉપર સારી છે, કાલે ખરાબ થઇ જાય કેમકે રાજા કોઇના મિત્ર થયા નથી અને થશે નહિ. વખતે રાજાની ખફા નજર થતાં આપત્તિ આવી જાય તે વખત મિત્રો વિના બીજું કોણ સહાય કરે? માટે મારે થોડા મિત્રો કરવા જોઇએ. એમ વિચારી તેની પાસે આવનાર અને બેસનાર માણસોમાંથી એક માણસની સાથે તેણે મિત્રતા બાંધી તે એટલે સુધી કે ખાવું પીવું, હરવું ફરવું, રમત ગમ્મત, એ દરેકમાં મિત્રને સાથે રાખી તેની સાથે ગાઢ સંબંધ બાંધ્યો. એક કરતાં બે સારા એમ ધારી કારભારી સાહેબે વળી એક બીજા માણસની સાથે પણ મ્હોબત બાંધી, પણ તેની સાથે વાર પર્વ કે ખાસ પ્રસંગે મળવાનું રાખ્યું

હતું. પ્રથમ મિત્ર જેટલો સહવાસ બીજા મિત્રની સાથે નહોતો. તોપણ ખાસ પ્રસંગે બીજા મિત્રને કદી પણ ભૂલી જતા નહિ. કારભારીએ ત્રીજો પણ એક મિત્ર કર્યો હતો પણ તેની સાથે વધારે પરિચય રાખવામાં આવતો નહિ. માત્ર કોઇ વખતે રસ્તામાં દૃષ્ટિમેળાપ થતો અને કોઇ ખાસ પ્રસંગપર એક બીજાને ઘેર મેળાપ થતો હતો. આ ત્રણ મિત્રોને જુદા જુદા ઓળખવાને પહેલાનું નામ નિત્યમિત્ર, બીજાનું નામ પર્વમિત્ર અને ત્રીજાનું નામ જુહારમિત્ર અથવા દૃષ્ટિમિત્ર રાખવામાં આવ્યું હતું. કારભારીનો જેની સાથે જેટલો પરિચય હતો તે પ્રમાણે નામની ગોઠવણ થઇ હતી. એક વખત કારભારીએ પોતાના મિત્રોની પરીક્ષા કરવાનો વિચાર કર્યો. પોતાના ઉપર રાજ્ય તરફની કંઇ આફત આવી છે એવું ભાન કરાવવાને કારભારીએ એક પ્રપંચી કારસ્તાન ઉભું કર્યું. રાજાનો ન્હાની ઉમ્મરનો એક ને એક કુંવર હતો તેને પોતાને ત્યાં જમાડવા લઇ જવાને કારભારીએ રાજાને વિનતિ કરી. રાજાએ તે સ્વીકારી. કિમ્મતી વસ્ત્ર આભૂષણો પહેરાવી એકલા કુમારને કારભારીને ત્યાં મોકલવામાં આવ્યો. કારભારીએ ઘેર જઇ રાજકુમારને તેના જેવડી ઉમરના પોતાના પુત્રની સાથે ગમ્મતમાં લગાડી ઘરની અંદરના ગુપ્ત ભોંયરામાં સંતાડી રાખ્યો. પોતાના બીજા છોકરાની સાથે પોતાની સ્ત્રીને પિયર તરફ વિદાય કરી, અને ઘરની માલમીલ્કત આઘી પાછી કરી જેના પેટમાં વાત ટકી શકે નહિ એવા એક નોકરને બોલાવી તેની પાસે કારભારીએ વાત કરી કે મારાથી એક અઘટિત બનાવ બન્યો છે. રાજાની સંમતિ લઇ રાજકુમારને આપણે ઘેર તેડી લાવ્યા પણ તેનાં કિમતી ઘરેણાંની લાલચે મારી બુદ્ધિ બગડી તેથી મેં તેને મારી નાંખ્યો. લોભને વશે મેં ભવિષ્યની આપત્તિનો વિચાર ન કર્યો પણ હવે તેનો વિચાર થઇ પડયો છે કે રાજાને શું જવાબ આપવો ? રાજાએ કુમાર હાથોહાથ મને સોંપ્યો એટલે જોખમદારી મારા ઉપર રહી જેથી આડો અવળો જવાબ આપતાં પણ હું તો સપડાવાનો જ. આ બધી કડાકુટ કરવા કરતાં હું કયાંક સંતાઇ જઉં એ માર્ગ મને ઠીક લાગે છે માટે હું ક્યાંય સંતાઇ જઇશ. તું ખબરદાર રહી મારા ઘરની સંભાળ રાખજે અને રાજાનાં માણસો આવે તો આ

છુપો ભેદ પ્રગટ થવા ન દેતાં કંઇ પણ બ્હાનાં કહાડી ઉત્તર આપજે. એવી રીતે ચાકરને ભલામણ કરી કારભારી ઘેરથી બહાર નીકળી નિત્યમિત્રને ઘેર પહોંચ્યા. કારભારીને એકલા આવતા જોઇ નિત્યમિત્રને વિચાર થયો કે આજે એકલા કેમ? કેમ કોઇ નોકર ચાકર સાથે નથી? એટલું જ નહિ પણ કારભારીનો ચ્હેરો તદ્દન બદલાઇ ગયો છે, મુખપર ઉદાસીનતા છવાઇ ગઇ છે, માટે કંઇ પણ અવનવો બનાવ બનેલો જણાય છે. નિત્યમિત્ર આમ વિચાર કરે છે તેટલામાં તો કારભારી આવી પહોંચ્યા. નિત્યમિત્રને એક ખાનગી ઓરડામાં લઇ જઇ કારભારી કહેવા લાગ્યા, હે મિત્ર! આજે મારા ઉપર આફત આવી પડી છે. તેમાં દોષ બીજા કોઇનો નથી કિન્તુ મારો પોતાનો જ છે. મારાં નસીબ ફૂટયાં તેથી મને કુબુદ્ધિ સુઝી. રાજાના એકના એક કુમારનું ખુન મારે હાથે થઇ ગયું. કારભારી વાત આગળ ચલાવે છે તેટલામાં તો નિત્યમિત્ર બોલી ઉઠયો અરે કારભારી સાહેબ! આ શું બોલો છો? રાજકુમારનું ખૂન!! કારભારીએ કહ્યું: ભાઇ! ત્યારેજ કહું છું કે મારા કર્મ ફૂટયાં.

નિત્યમિત્ર—અરે સાહેબ! આ તો ગજબની વાત કહેવાય આવો મ્હોટો ગુન્હો હવે શી રીતે છાનો રહેશે?

કારભારી—હે મિત્ર! ગમે તે યુક્તિથી તું મને બચાવ. મારી મતિ મુંઝાઇ ગઇ છે. મને કોઇ દિશા સૂઝતી નથી માટે તારે આશરે આવ્યો છું. બીજી વાત પછી પણ એક વાર તારા ઘરમાં મને કયાંક સંતાડ કેમકે વખતે રાજાના માણસો આવી પહોંચશે તો મને પકડી જશે.

નિત્યમિત્ર—સાહેબ! તમે કહો છો તે ખરૂં છે પણ આમાં વિચારવા જેવું છે. તમે કહેવાઓ રાજાના ગુન્હેગાર, તે પણ નાનો સુનો ગુન્હો નહિ પણ મોટો ગુન્હો. ખબર પડી તેની ઘડીએ રાજાના માણસો છૂટશે. મારી શક્તિ નથી કે હું તેમનો તાપ જીરવી શકું.

કારભારી—હું સંતાઇ ગયો હોઇશ એટલે શું ખબર પડશે કે કારભારી અહીં છે? માટે હે મિત્ર! આ વખતે તું મને મદદ આપ.

નિત્યમિત્ર—હે મિત્ર! આ વખતે તમે મને મારવા આવ્યા છો કે કેમ? ખબર કેમ ન પડે? સૌ સમજે છે કે આ કારભારીનો નિત્યમિત્ર છે માટે એના ઘરમાં હશે. મારે પોલીસના હાથનો માર ખાઇને છેવટે ઘર બતાવવું પડે ત્યારે તમે પકડાઇ જાઓ અને મારે પણ મારા બૈરાં છોકરાંની સાથે કેદમાં સપડાવું પડે. માટે આ સમયે મારાથી કંઇ મદદ આપી શકાશે નહિ. મહેરબાની કરી અહિંથી જલ્દી વિદાય થાઓ અને બીજા કોઇનો આશ્રય લો.

કારભારી—અરે મિત્ર! મેં તને આટલી આટલી મદદ કરી તે બધી ફોકટ ગઇ? કંઇ શરમ પણ નથી આવતી?

નિત્યમિત્ર—શરમને વખતે શરમ રાખીશ, પણ આવે વખતે શરમ હોય? હમણાં શરમ રાખવા જતાં ભરમ ભાગી જાય અને મર્મ ખુલ્લો થઇ જાય. પોલીસના ગરમાગરમ પ્રહારથી ટાંટીયા નરમ પડી જાય માટે હવે અહીંથી પલાયન કરો.

કારભારીએ વિચાર્યું કે અહીં તલમાં તેલ નથી. આ તો મતલબીઓ મિત્ર; સુખનોજ સોબતી; ઠીક, ચાલ આગળ જઉં. એકની પરીક્ષા થઇ હવે બીજો મિત્ર કેવો નીકળે છે તે જોઇએ.

"હે મિત્ર! તારૂં ભલું થજો. તારાથી તાપ ન જીરવાય તો લે હું જાઉં છું." નિત્યમિત્ર કહે "ભલે પધારો. આફત ઉતરે તો પાછા વ્હેલા પધારજો." કારભારી ત્યાથી ચાલ્યા કે નિત્યમિત્રે ઘરનાં બારણાં બંધ કરી દીધાં. મનમાં સમજ્યો કે બલા નીકળી. પેટ ચોળીને કોણ પીડા ઉભી કરે? સારૂં થયું કે ટુંકામાં સમજીને ચાલી નિકળ્યો, નહિતો ધક્કા દઇને કહાડવો પડત. પણ અવસર ચેતી ગયો.

કારભારી નિત્યમિત્રને ઘેરથી નિકળી પરબારા પર્વમિત્રને ઘેર આવ્યા. ત્યાં પણ પોતાની વાત કારભારીએ જાહેર કરી મદદની માંગણી કરી.

પર્વમિત્ર—કારભારી સાહેબ! આ વખતે મારે મદદ કરવી જોઇએ. મિત્રની એ ફરજ છે કે વિપત્તિના વખતમાં ટેકો આપવો, પણ લાચાર છું કે મારી પાસે આપને સંતાડવાનાં તેવાં સાધનો નથી. હું એક સાધારણ

પંક્તિનો બાળબચ્ચાંવાળો માણસ છું. જાતે નિર્વાહ કરનારો છું. જો હું તમને રાખું તો રાજ્યનું દબાણ મારા ઉપર થાય અને કામ ધંધાથી અટકું, એટલું જ નહિ પણ છેવટે વાત છાની ન રહે તો તમને પકડી જાય તેની સાથે મને પણ શિક્ષા થાય તો મારાં બૈરાં છોકરાં સર્વે રખડી પડે માટે મહેરબાની કરી મારાં બાળબચ્ચાં ઉપર દયા રાખો તો ઠીક. બીજે ક્યાંય રક્ષણ થતું હોય ને તે કરો તો સારૂં.

કારભારી—પણ બીજે ક્યાં જવું તે મને સુઝતું નથી ! આ વખતે તું સહાય નહિ કરે તો બીજો કોણ કરે ?

પર્વમિત્ર—તે વાત ખરી પણ મારે મારી શક્તિનો વિચાર કરવો જોઇએ કે નહિ ? બીજા કોઇનો ગુન્હો હોય તો ઠીક પણ આ તો રાજ્યનો ગુન્હો. સાહેબ ! આ વખતે માફ કરો. મને બળતી લાયમાં હોમવાનું મોકુફ રાખો.

કારભારી—હે મિત્ર ! તારી હિમ્મત હોય તો જ મને રાખવાનું હું કહું છું, પણ બીક લાગતી હોય તો કંઇ નહિ. મારાં નસીબ મારી સાથે. પરાણે આપત્તિમાં હું કોઇને નહિ નાંખું. તમારી હિમ્મત નથી ચાલતી તો કંઇ નહિ, હું જઉં છું. તમારૂં શ્રેય થજો.

એટલું કહી કારભારી ત્યાંથી વિદાય થયા ત્યારે પર્વમિત્ર દિલગીર થતો થોડે સુધી મૂકવાને આવ્યો, અને બે આંસુ ખેરવતો કહેવા લાગ્યો કે હું હતભાગ્ય કે મારે ત્યાં તમારી મેળે તમે આશ્રય લેવા આવ્યા પણ હું સંયોગને વશે આશ્રય આપી શક્યો નહિ. એમ વિવેક દર્શાવતો પર્વમિત્ર પાછો વળ્યો અને કારભારી ત્રીજા જુહારમિત્રને ત્યાં ગયા. જુહારમિત્ર કારભારીને પોતાને ઘેર આવતા જોઇ સામો ગયો અને ઘણો આવકાર આપી કારભારીને ઘરની અંદર લઇ આવ્યો. ત્યારે કારભારીએ કહ્યું કે હું ઘણો દિલગીર છું કે આવા કટાકટીના વખતમાં હું તમારો પરોણો બન્યો છું. જુહારમિત્રે કહ્યું: ગમે તેવો વખત હોય પણ તમારા આવવાથી હું ઘણો ખુશ થયો છું. કારભારીએ કહ્યું કે મારા ઉપર રાજ્યની આફત આવી પડી છે. મારે હાથે આવું...કામ બની

ગયું છે હવે આશ્રય લેવાને હું તારી પાસે આવ્યો છું. જુહારમિત્રે કહ્યુ કે હે મિત્ર ! કોઇ જાતની હરકત નહિ આવે. જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાંસુધી હું તમારૂં રક્ષણ કરીશ. મારે ઘેર ચાલી ચલાવીને આજે આવ્યા તો તમે મારા પ્રાણ છો. તમારે બદલે હું મારા પ્રાણ અર્પણ કરીશ પણ તમને જરા લાગવા નહિ દઉં. ચાલો અંદર, એક ભોંયરામાં તમને સંતાડી મૂકું. એમ ત્રીજા મિત્રે એવી લાગણીથી કારભારીને આશ્વાસનની સાથે આશ્રય આપ્યો.

કારભારી તો ઠેકાણે પડયા પણ તેને ઘેર શું બન્યું તે તપાસીએ. હિંગની ગંધ છાની રહે તો ચાકરના પેટમાં વાત છાની રહે. કારભારીએ વાત કરી ત્યારથી ચાકરને આફરો ચડી આવ્યો. કારભારી ગયા કે તરત વ્હાલો થવાને રાજાની પાસે ચાકરે પેટ ફોડયું. કારભારીની તમામ હકીકત કહી સંભળાવી. રાજાએ ગુસ્સે થઇ એકદમ માણસોને હુકમ કર્યો કે હરામખોર કારભારીને પકડી લાવો. રાજાનાં માણસોએ કારભારીને ઘેર નિત્યમિત્રને અને પર્વમિત્રને ત્યાં તપાસ કરી. નિત્યમિત્રે કહ્યુંઃ મારે ત્યા આવ્યો હતો ખરો, પણ મેં તેને રાખ્યો નથી. રાજાના ગુન્હેગારને હું કેમ રાખું ? ખાત્રી ન હોય તો મારૂં ઘર તપાસો. છેવટે એટલું પણ કહ્યું કે પર્વમિત્રને ત્યાં ગયો હશે માટે ત્યાં તપાસ કરો. રાજાના માણસો પર્વમિત્રને ત્યાં ગયા. તેણે પોતાનું ઘર બતાવ્યું અને કહ્યું કે મારે ત્યાં નથી અને મને ખબર નથી કે તે ક્યાં ગયા. છેવટ જુહારમિત્રને ત્યાં તપાસ કરી. તેણે કહ્યું કે મારે ત્યાં નથી. રાજાના માણસોએ કહ્યુ કે નિકળશે તો તું ગુન્હેગાર ગણાઇશ, અને તારે શિક્ષા ભોગવવી પડશે. જુહારમિત્રે કહ્યું કે ખુશીની સાથે મારે ઘેરથી નીકળે તો હું શિક્ષા ભોગવવા તૈયાર છું. એમ હિમ્મતભર જવાબ આપીને શક દૂર કર્યો. પણ રાજાના માણસે તેની પાસેથી લખાવી લીધું કે મારા ઘરમાંથી નીકળે તો રાજા મારા ઘરબાર લુંટી ચાહે તેવી શિક્ષા કરે. ઘણી તપાસ કરતાં કારભારીનો પત્તો ન લાગ્યો ત્યારે રાજાએ ઢંઢેરો પિટાવ્યો કે કારભારીના ખબર આપે તેને અમુક ઇનામ આપવામાં આવશે.

કારભારીને પણ પરીક્ષા કરવાની હતી તે થઇ ગઇ. તેમ છોકરાઓને ભોંયરામાં રાખ્યા છે તે પણ મુંઝાતા હશે માટે હવે આ બાજી સંકેલી લેવી, એમ માની જુહારમિત્રને કારભારીએ કહ્યું કે તું બીકું ઝડપી રાજાની પાસે જઇને કહે કે કારભારીનો હું પત્તો આપું, પણ કારભારીને આપ ગુન્હેગાર ગણો છો તે ગુન્હો તેનો નથી. આપને કોઇએ ખોટી વાત ઠસાવી છે. કુમારસાહેબ તો સહીસલામત છે. આપની આજ્ઞા હોય તો કુમારસાહેબ અને કારભારીને આપની આગળ હાજર કરૂં.

જુહારમિત્રે તે જ પ્રમાણે કર્યું. રાજાની આજ્ઞા મેળવી કારભારી અને કુમારને ભોંયરામાંથી કહાડી રાજાની પાસે હાજર કર્યા. રાજાનો ગુસ્સો ઉતરી ગયો પણ આમ કરવાનું શું કારણ હતું તે પૂછ્યું. કારભારીએ ખુલાસો કર્યો, અને ત્યારથી કારભારીએ નિત્ય અને પર્વમિત્રનો સંગ છોડી જુહાર મિત્રની સાથે મહોબત રાખી.

આ વાતનો સાર એ છે કે કારભારી તે દરેક જીવ છે. નિત્યમિત્ર તે આ શરીર છે. તેની સાથે હમેશનો પરિચય અને રાત દિવસ તેની સંભાળ લેવામાં આવે છે. પર્વમિત્ર તે સગાંસંબંધીઓ તેની વારે તહેવારે સંભાળ લેવાય છે. જુહારમિત્ર તે ધર્મ અથવા ધર્મગુરૂ તેનો પરિચય કોઇ કોઇ વખતે થાય છે. જ્યારે કાળરૂપ રાજાનો કોપ થાય છે, ત્યારે પહેલવહેલાં આ શરીર જીવનો સંગ છોડે છે. જંગલમાં હોય તો જંગલમાં અને રસ્તામાં હોય તો રસ્તામાં તે સંગ છોડે છે. ગામભેગાં કે ઘરભેગાં કરવા જેટલી પણ તેને શરમ રહેતી નથી. પર્વમિત્ર સમાન સગાંવહાલાં પણ સાથ છોડી દે છે, પણ તે થોડે સુધી એટલે સ્મશાનસુધી પહોંચાડવા આવે છે. બે આંસુ ખેરવી દિલગીર થતાં તે પણ પાછાં વળે છે. પણ ત્રીજા જુહારમિત્ર સમાન ધર્મ જીવનો સંગ છોડી દેતો નથી, કિન્તુ સાથે આવીને વિપત્તિથી બચાવે છે. પરભવમાં દરેક જાતની સગવડ કરી આપે છે. માટે એક ધર્મનું જ શરણુ લેવું જોઇએ કે જેથી આખરને વખતે શાંતિ મળે અને પરભવમાં પણ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય. (૧૭)

# (૩) સંસાર ભાવના.

[ધર્મનું શરણ ન સ્વીકારનાર જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે માટે ત્રીજી ભાવનામાં સંસારનું સ્વરૂપ દર્શાવવામાં આવે છે.]

## शिखरिणी वृत्तम् ॥

तृतीया संसारभावना।

**अहो संसारेऽस्मिन् विरतिरहितो जीवनिवह-**
**श्चिरं सेहे दुःखं बहुविधमसौ जन्ममरणैः ॥**
**परावर्त्तानन्त्यं प्रतिगगनदेशं विहितवां-**
**स्तथाप्यन्तं नाप्नोद्भवजलनिधेः कर्मवशतः ॥१८॥**

### ત્રીજી સંસાર ભાવના.

અર્થ—અહો ! આ સંસારને વિષે પ્રાણીસમૂહ પાપથી નિવૃત્ત થયા વગર ઘણા વખતથી જન્મ જરા અને મરણનું દુઃખ નિરંતર સહન કર્યા કરે છે, તે એટલે સુધી કે ચૌદ રાજલોકના અસંખ્યાતા પ્રદેશ છે, તેમાંના દરેક પ્રદેશે અનંતાનંત વાર જન્મ મરણ કરી અનંતા પુદ્દગલ પરાવર્તન નિપજાવ્યા તોપણ હજીસુધી સંસાર સમુદ્રનો છેડો આવ્યો નહિ ! (૧૮)

વિવેચન—'सम्' ઉપસર્ગ અને 'सृ' ધાતુ ઉપરથી 'સંસાર' શબ્દ બન્યો છે. 'संसरणशीलः ससारः' સંસરવું—વહેવું—એક સ્થાનેથી બીજે સ્થાને જવું એ જેનો સ્વભાવ છે તે સંસાર. જવું, આવવું, ઉપજવું, મરવું, એ સ્વભાવ કર્મ સહિત જીવનો છે. ખરી રીતે તે સ્વભાવને જ સંસાર કહી શકાય. તે સ્વભાવ ચાર ગતિ ચોવીશ દંડક અથવા ચોરાસી લાખ જીવાયોનિમાં અવિર્ભાવ પામે છે તેથી ચાર ગતિ, ચોવીશ દંડક અને ચોરાસી લાખ યોનિ અથવા પરિભ્રમણ ક્ષેત્રરૂપ ચૌદ રાજલોક એ સંસાર

ગણાય છે. દરેક જીવને કર્મનો સંગ અનાદિ કાળથી લાગેલો છે અને પરિભ્રમણ પણ અનાદિ કાળથી થયા કરે છે. લોકના નીચેના છેડાથી ઉપરના છેડા સુધી, પૂર્વના છેડાથી પશ્ચિમના છેડા સુધી, અને દક્ષિણના છેડાથી ઉત્તરના છેડા સુધી રાઇનો દાણો મૂકીએ તેટલી પણ જગ્યા આ જીવે જન્મમરણના દુઃખ અનુભવ્યા વિનાની ખાલી રાખી નથી. દરેક જગ્યાએ, દરેક આકાશ પ્રદેશ ઉપર, એક વાર નહિ પણ અનંતી અનંતી વાર, આ જીવે જન્મમરણો કર્યા છે. કહ્યું છે કે—

तं किंचि नच्छि ठाणं लोए वालग्ग कोडि मित्तं पि ॥
जथ्थ न जीवा बहुसो सुहदुह परंपरं पत्ता ॥ १ ॥

અર્થ—વાળના અગ્ર ભાગનો એક કકડો મૂકીએ તેટલી પણ એવી જગ્યા કે એવું સ્થાન નથી કે જ્યાં અનેક વખત જીવોએ સુખદુઃખની પરંપરા અનુભવી ન હોય.

જેમ જન્મમરણ વિનાનું ક્ષેત્ર ખાલી રાખ્યું નથી તેમ જ કોઇ જાતિ કુળ ગોત્ર યોનિ કે નામ એવું રાખ્યું નથી કે જ્યાં આ જીવે અનંતી અનંતી વાર જન્મમરણો ન કર્યા હોય. શાસ્ત્ર કહે છે કે—

न सा जाई न सा जोणी । न तं ठाणं न तं कुलं ॥
न जाया न मुया जथ्थ । सव्वे जीवा अणंतसो ॥ १ ॥

લોકમાં અનંતાનંત જીવો છે તે દરેક જીવની સાથે એકેક જીવે મા-બાપ, ભાઇ–ભગિની, પુત્ર–પુત્રી, સ્ત્રી, સાસુ–સસરા, કાકા–કાકી, મામા–મામી, ફોઇ, માસીપણે અનંતી અનંતી વાર સગપણ બાંધ્યાં. એક તરફથી સગપણ બંધાતાં ગયાં, બીજી તરફથી ત્રુટતાં ગયાં. આવી રખડપટીમાં–પરિભ્રમણમાં આ જીવે અનંતાં કાલચક્રો, અનંતી ઉત્સર્પિણી અવસર્પિણીયો, અનંતા પુદ્ગલપરાવર્તનો પસાર કર્યા. ન્હાનામાં ન્હાના ૨૫૬ આવલિકા ( ૧૭ાા શ્વાસોશ્વાસ પ્રમાણ ) ના ભવો નિગોદમાં કર્યા અને મ્હોટામાં મ્હોટા તેત્રીશ સાગરના ભવો સાતમી નરકમાં કર્યા કે જ્યાં વધારેમાં વધારે દુઃખ છે. વધારે આયુષ્ય પામ્યો ત્યાં સ્થિતિમાં અનેક જાતની વિટંબનાઓનું દુઃખ ભોગવ્યું અને

જ્યાં ટુંકું આયુષ્ય પામ્યો ત્યાં જન્મમરણનાં દુ:ખો ભોગવ્યાં. નિગોદમાં બે ઘડી જેટલા વખતમાં ૬૫૫૩૬ વાર જન્મ અને તેટલી જ વાર મરણ થયાં. તેવી રીતે જન્મમરણ કરતાં અનંત કાલ કેવળ નિગોદમાં જ પસાર કર્યો. તેટલા વખત સુધી નિગોદનું ઘર છોડી બહાર જવા પામ્યો નહિ. નિગોદીયા જીવનું શરીર એટલું બારીક હોય છે કે સોયના અગ્ર ભાગ જેટલી જગ્યામાં તેવાં અસંખ્યાત શરીરો સમાઇ જાય; તથાપિ તેવું બારીક શરીર એક જીવની સ્વતંત્ર માલેકીનું હોઇ શકતું નથી, કિન્તુ તેટલા શરીરમાં અનંત ભાગીદારો વસે છે એટલે કે અનંત જીવો વચ્ચે એક શરીર મળે છે. તેમાં પણ ઇંદ્રિય માત્ર એક સ્પર્શ ઇંદ્રિય જ હોય છે. આવી સંકડાશમાં પારાવાર અકળામણ અને ગભરામણ સાથે અનંતકાળ સુધીની મહાકેદની સજા ભોગવી. ત્યાંની સજા પૂરી થઇ રહ્યા પછી પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને પ્રત્યેક વનસ્પતિમાં આ જીવ દાખલ થયો. આ પાંચ સ્થાવરમાંના દરેક કેદખાનામાં અનંત કાળની નહિ પણ અસંખ્યાત કાળ-અસંખ્યાતી ઉત્સર્પિણી અસંખ્યાતી અવસર્પિણી સુધીની સજા ભોગવવી પડે છે. અહીં એક શરીર રૂપ કોટડીમાં અનંતા જીવો પુરવામાં આવતા નથી, કિન્તુ એક કોટડીમાં એક જ જીવ પુરાય છે, એટલી શિક્ષા પહેલાં કરતાં ઓછી થઇ, પણ બીજી રીતે ત્યાં પણ ઘણું દુ:ખ ભોગવવું પડે છે. એક સ્પર્શ ઇંદ્રિય સિવાય બીજી કોઇ ઇંદ્રિય અહીં હોતી નથી, એટલે જોવાને આંખ, સાંભળવાને કાન, સુંઘવાને નાક અને બોલવાને જીભ ત્યાં હોતી નથી, તેથી મુંગા, બ્હેરા, અને આંધળા થઇ અસંખ્યાત કાળ સુધી એકેક થાવરની કેદ પણ પૂરી કરી; ત્યારે એક જીભ ઇંદ્રિયની શક્તિ વધારી બેઇંદ્રિયના કેદખાનામાં આ જીવ પુરાયો. અહીંના કેદખાનાની સજા સંખ્યાત કાળ-સંખ્યાતા હજાર વરસની હોય છે તેટલી સજા ભોગવી લે છે, ત્યારે વળી એક ઘ્રાણ ઇંદ્રિયની શક્તિ વધારવામાં આવી. બ્હેરાશ અને અંધાપાની સાથે બેઇંદ્રિય જેટલી સજા અહીં પણ ભોગવવી પડી. જ્યારે તે સજા પૂરી ભોગવી ત્યારે એક આંખ વધી અને તે ચો ઇંદ્રિયમાં દાખલ થયો. ત્યાં પણ બે ઇંદ્રિય જેટલી પૂરી સજા ભોગવી ત્યારે પંચેંદ્રિયમાં અસંજ્ઞીના કેદખાનામાં ગયો, જ્યાં

ઇંદ્રિયો પાંચે પામ્યો પણ મન વગરની ગાંડપણ જેવી સ્થિતિમાં અસંજ્ઞી, તિર્યંચ અને સમુર્છિમ મનુષ્યની સજા પૂરી ભોગવી ત્યારે સંજ્ઞી મન સહિતની સ્થિતિમાં સિંહ વાઘ વગેરે તિર્યંચમાં આવ્યો. પણ ત્યાં પૂર્વ કર્મની બહુલતા અને નવીન કાર્યોના સંચયથી બીજા વધારે ગુન્હાની ભારે સજા ભોગવવાને નરકમાં પડ્યો. ત્યાંના કેદખાનાની કેવી સ્થિતિ છે અને ત્યાં કેવું દુઃખ છે તેનું વર્ણન હવે પછીના કાવ્યમાં આવશે. ઉપર કહ્યું તે પ્રમાણે એકેક કેદખાનાની સજા એક વાર નહિ પણ અનંતી અનંતી વાર ભોગવી. સજા ભોગવતો ભોગવતો ઉપર આવ્યો અને પુનઃ ગુન્હા કર્યા એટલે તેની સજા ભોગવવાને ફરી ત્યાં જવું પડ્યું. આવા પરિક્રમણથી અનંતા પુદ્ગલપરાવર્તન સુધી એકેક જીવે જે દુઃખ ભોગવ્યું છે, તેનો સરવાળો તો શું પણ સરવાળાની કલ્પના કરવી એ દુર્ઘટ છે. એટલા માટે જ સંસાર એ સમુદ્ર અથવા કાંતાર–અટવી કહેવાય છે. સમુદ્રમાં પાણીનો થાગ નથી, સંસારમાં દુ:ખનો થાગ નથી. સમુદ્રમાં પાણી સ્થિર નથી કિન્તુ અનેક તરંગોથી ઉછળે છે તેમ સંસારમાં કયાંય સ્થિરતા નથી, જન્મમરણના તરંગોથી જીવો હમેશ ઉછળતી સ્થિતિમાં રહે છે. સાધન વગર વરસોનાં વરસ વીતી જાય તોપણ સમુદ્રનો છેડો લઇ શકાતો નથી, તેમ સદ્‌ગુરૂ અને સદ્ધર્મના સાધન વિના અનંતકાળ વીતી ગયો તોપણ હજુ સંસારનો છેડો આવી શકયો નહિ. મહાટવીમાં જેમ ભોમીયા વિના બીજાને ખરા માર્ગની ખબર પડતી નથી તેમ સંસારમાં મોહની ભુલવણીના એટલા બધા કુમાર્ગ છે કે ખરા સદ્‌ગુરૂ વગર બીજાને માર્ગની ગમ પડતી નથી. અગર કાંતાર–અટવી જેમ ભયંકર છે તેમ સંસાર પણ દુઃખથી ભરેલ ભયંકર છે. અટવીમાં અનેક ચોર લુંટારા રહે છે તેમ સંસારમાં કામ, ક્રોધ, લોભ, માન, મદ વગેરે અનેક લુંટારા આત્મસંપત્તિ લુંટવાનું કામ રાત દિવસ કર્યા કરે છે. (૧૮)

नरकादिदुःखम् ।

**अयं जीवः सेहे नरककुहरे क्षेत्रजनितां ।**
**व्यथां शैत्यादेर्याः परवशतया चैकसमये ॥**

**शतैर्जिह्वानां सा गणयितुमशक्येति जगदु-**
**र्व्यथा तादृक्तीव्रा कथमिव विसोढा चिरतरम् ॥१९॥**

### નરક આદિ ગતિનું દુઃખ.

**અર્થ**—જ્યારે આ જીવ નરકની ગતિમાં ગયો અને ત્યાં શીત ક્ષેત્ર વા ઉષ્ણ ક્ષેત્રથી ઉત્પન્ન થતી ટાઢ અને તાપની પીડા એકેક સમયમાં જેટલી વેદવામાં આવી, તેટલી પીડાની કદાચ કોઇ માણસ ગણત્રી કરવા બેસે તો તે એક જીભથી તો ગણી શકાય નહિ, પણ કોઇને એક લાખ જીભ દૈવયોગે મળે અને તે બધી જીભોથી તેનું વર્ણન કરવા બેસે તોપણ પાર પામી શકે નહિ. એટલી વેદના તો એક સમયમાં ભોગવી ત્યારે તેવી વેદના પલ્યોપમ અને સાગરોપમ સુધી આ જીવે કેવી રીતે વેઠી હશે ! ! એટલું છતાં પણ હજી દુઃખનો પાર આવ્યો નહિ. ( ૧૯ )

**વિવેચન**—નરકના ભયંકર કેદખાનામાં પ્રથમ પ્રવેશ કરવાની કોટડીને કુંભી કહે છે. તે કુંભી અંદર પહોળી અને મોઢે સાંકડી હોય છે. તેની અંદર કહોવાયેલા કલેવર જેવી દુર્ગંધ મૂકતા અશુચિમય પદાર્થો ભર્યા હોય છે. તીક્ષ્ણ ધારના વજ્રમય કાંટા અંદરની બાજુએ હોય છે. એક ગુન્હેગાર કેદી પ્રથમ તે કુંભીમાં ઉપજે છે અને થોડી વારમાં તેનું સ્થૂલ મોટું થઇ જાય છે એટલે સંકડાશ થવા માંડે છે. ચારે તરફ અણીવાળા કાંટા ખુંચવા માંડે છે. દુર્ગંધ પણ અસહ્ય લાગે છે. બહાર નીકળવાનો પ્રયત્ન કરે પણ મોઢું સાંકડું હોવાથી નીકળી શકાતું નથી, ત્યારે તે કેદી બૂમાબૂમ પાડવા માંડે છે. કેદીઓને શિક્ષા કરનાર અને નિયમમાં રાખનાર 'જેલર'ને પરમાધામી કહેવામાં આવે છે. આ પરમાધામીઓ એક હલકી જાતના દેવતા છે. નરકીઓને શિક્ષા કરવા અને બ્હીવડાવવા ધારે તેવું રૂપ બનાવવાની તેનામાં શક્તિ છે. નવીન કેદીની બૂમો સાંભળી પરમાધામીઓ હાથમાં તીક્ષ્ણ શસ્ત્રો લઇ ભયંકર અને ક્રૂર રૂપ ધારણ કરી નવીન કેદી પાસે આવે છે. જયારે અવાજ ઉપરથી પરમાધામીઓ આવવાની તે કલ્પના કરે છે ત્યારે

તે કેદીને એમ લાગે છે કે હવે ઠીક થશે. મને આ લોકો અહીંથી બહાર કહાડશે, પણ નજીક આવે છે ત્યારે તેમનું ભયંકર રૂપ અને તીક્ષ્ણ શસ્ત્રો જોઇ કંપવા લાગે છે. અરે ! આ રાક્ષસો આ ધારવાળાં શસ્ત્રોથી મારા શા હાલ કરશે ? એમ તે બિચારો ગભરાય છે તેટલામાં પરમાધામીઓ કોઇ તેના માથામાં મુદ્દર મારે છે, કોઇ ભાલાની અણી ભોંકે છે, કોઇ તીક્ષ્ણ છરીથી તેના શરીરના કકડા કરે છે, કોઇ તલવારથી તો કોઇ ચપ્પુથી તેના ખંડેખંડ કરી સાણસીથી બહાર કહાડે છે. કેદી બિચારો ઘણીએ ના પાડે છે કે હવે મને અહીં જ રહેવા ઘો, મારે બહાર નીકળવું નથી. પણ તેની ના ઉપર કોણ દયા કરે ? પરમાધામીઓ તેને પૂર્વના ગુન્હા સંભળાવે છે કે તેં તો જનાવરોનાં અને માણસોનાં ગળાં કરતાં દયા રાખી ન્હોતી. બકરાં અને ઘેટાં ઘણાએ બરાડા પાડતા પણ તેં તેઓના ઉપર છરી ચલાવતાં જરા વિચાર કર્યો નહોતો, તો હવે તારા ઉપર કોણ દયા રાખશે ? તું તારાં કર્મનાં ફળો ભોગવ. ત્યાંના કેદીના શરીરનો સ્વભાવ જ પારા જેવો હોય છે. પારાના જૂદા જૂદા કકડા કરવામાં આવે તોપણ તે પાછા એકરૂપ થઇ મળી જાય છે તેમ નારકીના શરીરના ઝીણા ઝીણા કકડા પણ અંતર્મુહૂર્તમાં પાછા મળી જાય છે, અને જેવું મૂળ શરીર હોય છે તેવું પાછું બની જાય છે. આ તો ત્યાંના દુઃખનું મંગલાચરણ થયું. આ કેદખાનામાં પ્રકાશ બિલકુલ હોતો નથી. રાત દિવસનો વિભાગ નથી પણ સદાએ રાત્રિ જેવું ગાઢ અંધારૂં છવાઇ રહ્યું છે. અહીંની સ્થિતિનું વિશેષ વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯ મા અધ્યયનમાં મૃગાપુત્ર નામના રાજકુમારે કર્યું છે. તેમાંથી થોડો ઉતારો લઇએ. મૃગાપુત્ર એ સુખ અને વૈભવમાં ઉછરેલો એક રાજકુમાર છે. એક વખત તેણે મધ્યાહ્ન સમયે ગોચરીયે જતા એક સાધુને પોતાના મ્હેલના ગોખમાંથી જોયા. તે ઉપરથી આલોચના-ઇહાપો કરતાં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પૂર્વના સંજ્ઞી પંચેંદ્રિયપણે જે ભવો કર્યા હતા તે જ્ઞાનથી જોવામાં આવ્યા. તે ભવોના સર્વ બનાવોનું સ્મરણ થયું ત્યારે તે કુમારને એકદમ દૃઢ વૈરાગ્ય ઉપજતાં દીક્ષા લેવાનો વિચાર થયો. માતાની અનુજ્ઞા-સંમતિ માંગી ત્યારે માતા રાગને લીધે સંયમની દુષ્કરતા બતાવે

છે. તેની સામે રદીયો આપવાને મૃગાપુત્ર પોતે અનુભવેલા નારકીના દુઃખનું વર્ણન આ પ્રમાણે કરે છેઃ—

जहा इहं अगणी उणहो । इत्तोणंतगुणो तहिं ॥
नरएसु वेयणा उणहा । असाया वेइया मए ॥

અર્થાત્—હે માતા ! તમે અહીંના તાપની અસહ્યતાનું વર્ણન કરો છો પણ એ તાપને હું હિસાબમાં ગણતો નથી, કારણકે નારકીના અવતારમાં મેં જે ત્યાંના ક્ષેત્રની ઉષ્ણતાનો અનુભવ કર્યો છે તે ઉષ્ણતા અહીંની અગ્નિની ઉષ્ણતા કરતાં અનંતગુણી વધારે છે. અર્થાત્ નરકના ઉષ્ણ પ્રદેશમાં રહેલા એક નારકીને કોઇ આ લોકમાં લાવી કુંભારના નિંભાડાની અગ્નિમાં સુવાડે તો તે નારકી એમજ સમજે કે મને ફૂલની શય્યામાં સુવાડયો. આવી ઉષ્ણ વેદના મેં ત્યાં સહન કરી છે.

जहा इहं इमं सीयं । इत्तोणंतगुणो तहिं ॥
नरएसु वेयणा सीया । असाया वेइया मए ॥

અર્થાત્—હે માતા ! નરકમાં જ્યાં ઉષ્ણ પ્રદેશ છે ત્યાં અનહદ ગરમી છે અને જ્યાં શીત પ્રદેશ છે ત્યાં અનહદ ઠંડી છે. તે ઠંડી પણ જેવી તેવી નહિ કિન્તુ અહીં જ્યારે હિમ પડે અને વધારેમાં વધારે ઠંડી હોય તેના કરતાં અનંતગુણી વધારે ઠંડી નારકના ઠંડા પ્રદેશમાં છે. ત્યાં પણ મેં ઘણા અવતારો કર્યા છે અને ઠંડીની અસહ્ય વેદના મેં ભોગવી છે. એ આ વખતે બરાબર મને સાંભરે છે.

कंदंतो कंदु कुंभिसु । उड्ढपाओ अहोसिरो ॥
हुयासणे जलंतंमि । पक्क पुव्वो अणंतसो ॥

અર્થાત્—હે માતા ! નરકને વિષે પરમાધામીઓ એક કુંડમાં અગ્નિ સળગાવી તેના ઉપર મને માથું નીચે અને ઉંચે પગે અધર લટકાવી અગ્નિમાં સેકતા. આવી રીતે પૂર્વે અનંતી વાર હું સેકાયો અને ભુંજાયો છું.

महा दवग्गि संकासे । मरुंमि वइरवालुए ॥
कलंबवालुयाएय । दड्ढपुव्वो अणंतसो ॥

रसंतो कंदु कुंभीसु । उद्धबंधो अबधवा ॥
करवत्त करवयाईहिं । छिन्नपुव्वो अणंतसो ॥

અર્થાત્—હે માતા! જે દૂરથી જોતાં મહાન્ દાવાનલ સમાન લાગે તેવી વજ્રવાલુકા અને કદંબવાલુકા નદીની ઉષ્ણ રેતીમાં દાટીને મને સેકવામાં આવ્યો, તેમજ ઉંધે માથે લટકાવી કરવત વગેરેથી મને ચીરવામાં આવ્યો. તે દુઃખ પણ અનંતી વાર મેં નરકમાં ભોગવ્યું.

अइतिक्ख कंटकाइन्ने । तुंगे सिंबलिं पायवे ॥
खेवियं पासबद्धेणं । कट्टो कट्टाहिं दुक्करं ॥
महाजंतेसु उच्छुवा । आरसंतो सुभेरवं ॥
पीलिओमि सकम्मेहिं । पावकम्मो अणंतसो ॥

અર્થાત્—હે માતા! પરમાધામીઓએ અતિતીક્ષ્ણ અણીયાળા કાંટાથી વ્યાપ્ત અને તલવારની ધાર જેવાં પાંદડાંવાળા શાલ્મલી નામા વૃક્ષની શાખા સાથે સખ્ત રીતે બાંધી મને હિંચકા ખવરાવ્યા અને પાંદડાં તથા કાંટાથી મારૂં શરીર વિંધી નાંખ્યું. વળી મ્હોટા યંત્રમાં કે જેમાં પીલાતાં ભયંકર શબ્દ થતો હતો તેમાં અનેક વાર મને શેરડીની પેઠે પીલવામાં આવ્યો. હે માતા! જગતમાંની તમામ ખાવાની ચીજો એકી સાથે એક નારકીને ખવરાવવામાં આવે અને જગતનું સર્વ પાણી પાવામાં આવે તોપણ તેની ભૂખ તરસ ભાંગે નહિ તેવી ભૂખ અને તરસ પલ્યોપમ અને સાગરોપમ સુધી નરકમાં મેં અનંતી વાર વેઠી. જ્યારે પરમાધામીઓની પાસે ખાવાને માંગતો ત્યારે મારા પોતાના શરીરના અવયવો કાપી તેને પકવી મને ખવરાવતા અને પાણીની યાચના કરતાં ધગધગતી ઉકાળેલ ધાતુ પીવરાવતા. તે પીવાની મનાઇ કરવા છતાં પરમાધામીઓ છાતીપર ચડી બેસી સરજોરીથી પાતા, તેની એવી તો પીડા થતી કે તે પીડાને લીધે આકાશમાં ૫૦૦ જોજન સુધી શરીર ઉંચે ઉછળતું. હે માતા! પરમાધામીઓ જૂદાં જૂદાં રૂપ લઇ મને દુઃખ દેતા હતા; કોઇ વાઘને રૂપે, કોઇ સર્પને રૂપે, કોઇ વીંછીને રૂપે, કોઇ કૂતરાને રૂપે, કોઇ વજ્ર જેવી કઠિન ચાંચવાળા ગીધ પક્ષીને રૂપે મારા શરીરને પીડા ઉપજાવતા. નરકના અવતારમાં એક

સમયમાં જેટલી પીડા ભોગવાય છે તેનું પણ પૂરેપૂરૂં વર્ણન થઇ શકે નહિ તો આખા ભવની તો શી વાત કરવી? આવા અનંત ભવો મેં નરકના કર્યા છે. તેની પીડા આગળ સંયમનું કષ્ટ કયા હિસાબમાં છે? માટે મને દીક્ષા લેવાની સંમતિ આપો. રાજકુમારે માબાપને સમજાવી દીક્ષા લઇ આત્મિક કાર્ય સાધ્યું.

રાજકુમારે વર્ણવેલી નરકની વેદના ઉપરથી કંઇક ગુન્હાનો પણ ખ્યાલ થઇ શકે છે. જેઓ મનુષ્ય કે તિર્યંચના ભવમાં ક્રૂરતાથી ઘણા પંચેંદ્રિય જીવોની હિંસા કરે છે, સર્પ, વિંછી, કુતરાં, ઘેટાં, બકરાં, પાડાં, હરણ, રોઝ, સસલાં વગેરે નિરપરાધી જીવોની કતલ કરે છે, મ્હોટી લડાઇઓ ઉઠાવે છે, ખોટા ધંધ મચાવે છે, પરસ્ત્રીગમન કરે છે, ચોરી અને ધાડ પાડે છે, મહાઆરંભ અને મહાપરિગ્રહનાં કાર્યો ઉઠાવે છે, સન્માર્ગમાં કાંટા વિખેરે છે, એવા પ્રકારના મ્હોટા ગુન્હાઓ કરે છે તેને નરકના મહા કેદખાનાની સખ્ત સજા નરકાવાસમાં ભોગવવી પડે છે. દરેક જીવે સંસારના પરિભ્રમણમાં આવા ગુન્હા ઘણી વાર કર્યા અને સજા પણ ઘણી વાર ભોગવી. તોપણ હજી તેવા ગુન્હા કરવા ઉદ્યત થતા કેટલાએક જણાય છે. તેમણે નરકયાતનાનું વર્ણન લક્ષમાં લેવું જોઇએ. (૧૯)

जन्मवैचित्र्यम् ।

कदाचिज्जीवोऽभून्नरपतिरथैवं सुरपति-
स्तथा चाण्डालोऽभन्नटशबरकैवर्त्ततनुजः ॥
कदाचिच्छ्रेष्ठोऽभूत्कि टिशुनकयोनौ समभव-
न्न संसारे प्राप क्वचिदुपरतिं शान्तिमथवा ॥२०॥

## જન્મની વિચિત્રતા.

અર્થ—કોઇ વખતે શુભ કર્મના બળથી આ જીવ રાજકુળમાં ઉત્પન્ન થઇ મ્હોટો રાજા થયો અથવા દેવતાઓનો અધિપતિ ઇંદ્ર થયો, ત્યારે તે જ જીવ

કાલાન્તરે શુભ કર્મ પૂરાં થઇ રહેતાં અશુભ કર્મના યોગથી નટ, કાળી, ધીવર કે ચાંડાલના કુલમાં ઉત્પન્ન થઇ નીચ ચાંડાલ થયો. એક ક્ષણે મ્હોટા શાહુકાર થયો ત્યારે બીજે ક્ષણે દરિદ્ર ભિખારી થયો. એક વખત મનુષ્ય યોનિમાં ઉત્પન્ન થયો, ત્યારે બીજે વખતે કુક્કર કે શ્વાન જેવી તીર્યંચ યોનિમાં પેદા થયો. આવી વિચિત્રતાની સાથે અનંત કાળથી આ સંસારમાં જીવ ભ્રમણ કરે છે તોપણ હજીસુધી નિરવચ્છિન્ન શાન્તિપૂર્વક ભવભ્રમણથી નિવૃત્તિ મળી શકી નહિ. (૨૦)

**વિવેચન**—સંસારના પરિભ્રમણ દરમ્યાન પૂર્વના ગુન્હાઓની સજા ભોગવવાને નીચ અવતારો કરતાં કરતાં જ્યારે અશુભ કર્મોના હ્રાસ-ઘટાડો થાય છે અને શુભ કર્મનું બળ વધે છે ત્યારે મનુષ્ય કે દેવતાનો અવતાર પ્રાપ્ત થાય છે. તેમાં પણ વધારે શુભ કર્મને યોગે કદાચ રાજા કે ઇન્દ્ર થાય છે પણ તેટલા ઉપરથી તેણે અભિમાન કરવા જેવું નથી, કારણકે તે અવતાર અને તે પદવી કાયમની નથી, તેમ જ તે અવતાર પહેલાં ચોરાસી લાખ યાનિમાં નીચમાં નીચ અવતાર કરનાર પણ તે જ જીવ છે. રાજ્યપદ કે ઇન્દ્રપદનું અભિમાન ધરનાર જીવ એક વખત ડુંગળી, લસણ કે બટાટાના એક અંશના એક શરીરમાં એક ભાગીદાર તરીકે ઉપજ્યો હતો ત્યારે તેની કિમ્મત એક પાઇની તો શું પણ પાઇના અનંતમા ભાગ જેટલી પણ ન હતી કારણકે અનંત જીવો વચ્ચે એક શરીર હોય છે અને અસંખ્યાતા શરીરો મળી એક ગોળો હોય છે, તેવા અસંખ્યાત ગોળા મળી એક લસણની કળી થાય છે. તેની કિંમત કદાચ એક પાઇની ગણીએ તો એક શરીરને ભાગે પાઇનો અસંખ્યાતમો ભાગ આવે છે અને એક જીવને ભાગે પાઇના અસંખ્યાતમા ભાગનો અનંતમો ભાગ આવે છે. આવી તુચ્છ કિમ્મતે એક વાર નહિ પણ અનંતી વાર વેચાયો, તે જ જીવ આજે રાજા કે ઇંદ્ર અન્યો તેથી શું તેની ભૂતકાળની છાપ ભુંસાઇ જવાની? કદાચ ભૂતકાળને ન સંભારીએ તોપણ ભવિષ્યકાળ તો આપણી તરફ કુચ કરતો આવે છે તેને કેમ ભૂલી શકીશું?? વર્તમાન કાળનો રાજા કે ઇંદ્ર શું ભવિષ્યકાળમાં રાજા કે ઇંદ્ર તરીકે કાયમ રહેવાનો છે? નહિ જ. જેવી રીતે નાટકનો

એક્ટર-પાત્ર એક વખતે રાજા બને છે, પુનઃ થોડી વારે તે જ એક્ટર વળી રંક બને છે. એક વખત શાહુકાર બને છે, બીજે વખતે ચોર બને છે. એક વખત સ્ત્રી બને છે, બીજી વખત પુરૂષ બને છે. તેવી જ રીતે વર્તમાનનો રાજા કે ઇંદ્રિ ભવિષ્યમાં ચાંડાલ, ભિલ, સર્પ, સિંહ, કુક્કર કે શ્વાન બને એ પણ અસંભવિત નથી. ઉત્તરાધ્યયન સૂત્રના ત્રીજા અધ્યયનમાં મહાવીર પ્રભુ કહે છે કે:—

एगया देवलोएसु नरएसु वि एगया ॥
एगया आसुरं कायं अहाकम्मेहिं गच्छइ ॥ ३ ॥
एगया खत्तियो होइ तओ चंडाल वुक्कसो ॥
तओ कीड पयंगो य तओ कुंथु पिपीलिया ॥ ४ ॥

અર્થ—આ જીવ એકદા દેવલોકમાં દેવપણે ઉપજે છે, અને તે જ જીવ ફરી નરકમાં પણ જાય છે. એક વખત અસુરકાયમાં પણ ઉપજે છે. જેવાં કર્મ કરે છે તે પ્રમાણે તેની ગતિ થાય છે. એક જન્મમાં ક્ષત્રિય બનેલો આ જીવ બીજા જન્મમાં ચાંડાલ, વર્ણસંકર કે તેના કરતાં પણ ઉતરતી જાતિમાં અવતાર લે છે, એટલું જ નહિ પણ કીટ, પતંગ, કુંથવા અને કીડીરૂપે પણ આ ને આ જીવ અવતરે છે.

વર્તમાનમાં પ્રાપ્ત થએલી ઉચ્ચ સ્થિતિનું અભિમાન કરવું તે ખરેખર મૂર્ખતા જ છે. " माने दैन्यभयं " માન-અભિમાનની સામે દીનતાનો ભય તૈયાર રહે છે. રાવણ જેવા બળવાન્ રાજાનો પણ ગર્વ છાજ્યો નહિ તો બીજાની શી વાત કરવી ? દરેક પદાર્થ પરિવર્તનશીલ છે. એક જીંદગીમાં એક માણસની કેટલી કેટલી અવસ્થાઓ બદલાતી જણાય છે ? બાલ્યાવસ્થા, કિશોરાવસ્થા, તરૂણઅવસ્થા, પ્રૌઢઅવસ્થા, વૃદ્ધઅવસ્થા, આ દરેક અવસ્થાનો રંગ જુદો જુદો નીકળે છે. કોઇમાં સુખ તો કોઇમાં દુઃખ, કોઇમાં સંપત્તિ તો કોઇમાં વિપત્તિ, કોઇમાં ચિંતા તો કોઇમાં ગભરામણ, કોઇમાં સન્માન તો કોઇમાં અપમાન પ્રતીત થાય છે ! જે એક અવસ્થામાં હજારો પર હુકમ ચલાવે છે તેને બીજી અવસ્થામાં હજારોના હુકમ ઉઠાવવાનો સમય આવી ચડે છે. એક જીંદગીમાં અવનવો આટલો ફેરફાર પ્રત્યક્ષ જણાય છે તો ભવાંતરમાં

મ્હોટો ફેરફાર થાય તેમાં કાંઇ નવાઇ જેવું નથી. જેમ દિવસ પછી રાત અને રાત પછી દિવસ આવતા જાય છે તેમ ચડતી અને પડતીનું ચક્ર પણ ચાલ્યા જ કરે છે. સૂર્યની પણ એક દિવસમાં ત્રણ અવસ્થા બદલાય છે. પ્રાત:કાળની જૂદી અવસ્થા, મધ્યાન્હની જૂદી અવસ્થા અને સાંજના વખતની અસ્તમય જૂદી અવસ્થા પ્રાપ્ત થાય છે. ચંદ્રની અવસ્થા પણ બદલાય છે. તે રાત્રે તેજસ્વી અને દિવસે ઝાંખો થતો દેખાય છે. ચકડોળની રમતમાં ચાર બેઠકો હોય છે. તેમાં બેસનારા ઉપરથી નીચે અને નીચેથી ઉપર જાય છે. નીચેથી ઉપર ગયેલો માણુસ ઉપરથી નીચે ગયેલ તરફ જોઇને મનમાં એમ ફૂલાય કે હું કેવો બધાની ટોંચ ઉપર ચડયો છું? બીજા સઘળા મારી નીચે છે. તેની આ અભિમાનવાળી માન્યતા તેને કેટલીવાર આશ્વાસન આપી શકે? તે પોતાની ઉંચી સ્થિતિ દર્શાવનાર શબ્દો મુખથી બોલવા જાય તેટલામાં તો તેની બેઠક પાછી નીચે આવતી રહી હોય છે. ત્યાં ગર્વ કે મગરૂબી રાખવી શું કામ આવે? જેવી સ્થિતિ ચકડોળની છે તેવી જ સ્થિતિ આ સંસારની છે. ચકડોળમાં ચાર બેઠક છે તેમ સંસારમાં ચાર ગતિ છે: નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવતા. ચકડોળની બેઠકોને એક વાર ગતિ આપ્યા પછી જેમ ઉપર નીચેની આવજા ઘણા વખત સુધી થયા કરે છે તેમ જીવને કર્મનો ધક્કો લાગવાથી ચાર ગતિમાં આવજા થયા કરે છે. ચકડોળની બેઠકને ઉપર ધક્કેલવામાં જોર કરવું પડે છે, નીચે તો તે પોતાની મેળે પણ ઉતરે છે, તેમ જીવને ઉંચી ગતિમાં જવું હોય તો ધર્મ, પુણ્ય, પરમાર્થ કરીને બળ મેળવવું જોઇએ પણ નીચે જવામાં વધારે બળની જરૂર પડતી નથી. નીચે જવાનો તો ઘણા વખતનો અભ્યાસ પડેલો છે. (૨૦)

संबन्धवैचित्र्यम् ।

**पिता यस्याऽभूस्त्वं तव स जनकोऽभीक्ष्णमभवत् ।**
**प्रिया या सा माता सपदि वनिता सैव दुहिता ॥**

**कृता चैवं भ्रान्त्वा जगति बहुसम्बन्धरचना ।**
**भवेप्येकत्रासन् द्विगुणनवबन्धाः किमपरे ॥२१॥**

## સગપણની વિચિત્રતા.

અર્થ—આ વખતે જેનો તું બાપ ગણાય છે, તે આ વખતનો ત્હારો પુત્ર પૂર્વ ભવમાં ઘણી વાર ત્હારો બાપ થયો હતો. જે હમણા ત્હારી સ્ત્રી ગણાય છે, તે એક વખત ત્હારી માતા હતી, અને હમણા જે ત્હારી પુત્રી છે તે પૂર્વ ભવે એક વખત ત્હારી વનિતા થઇ હતી. આવી રીતે ભવભ્રમણ કરતાં જે નવા નવા સંબંધો બાંધ્યા તે એક પછી એક સંભારવામાં આવે તો વિસ્મય થયા વગર રહે નહિ, તેવા વિચિત્ર વિચિત્ર સંબંધો કર્યા. અરે ! બીજા ભવની તો શું વાત કરવી ? એક ભવમાં પણ એક જીવે અઢાર અઢાર સંબંધો જોડયા તે કુબેરદત્ત અને કુબેરદત્તાની વાત જૈન શાસ્ત્રમાં ક્યાં અપ્રસિદ્ધ છે ? ( ૨૧ )

વિવેચન—અનંતકાળના પરિભ્રમણ દરમ્યાન આ જીવે એટલા બધા અવનવા સંબંધો કર્યા છે કે જેની ગણત્રી થઇ શકે નહિ. ભગવતી સૂત્રના બારમા શતકના સાતમા ઉદ્દેશામાં ગૌતમ સ્વામીને ભૂતકાળના સંબંધ પરત્વે આ પ્રમાણે પ્રશ્ન કર્યો છે.

अयण्णं भंते ! जीवे सव्वजीवाणं माइत्ताए पितित्ताए भाइत्ताए भगिणित्ताए भज्जाताए पुत्तताए धूयत्ताए सुण्हताए उववण्ण पुव्वे ? हंता गोयमा ! जाव अणंत खुत्तो. अयणं भंते जीवे सव्वजीवाणं अरित्ताए वेरियत्ताए घायगत्ताए वहगत्ताए पडिणीयत्ताए पच्चामितत्ताए उववण्णपुव्वे ? हंता गोयमा ! जाव अणंतखुत्तो इत्यादि.

અર્થ—હે ભગવન્ ! આ જીવ જગતના સર્વે જીવોની માતાપણે, પિતાપણે, ભાઇપણે, બેનપણે, ભાર્યાપણે, પુત્રપણે, પુત્રીપણે, અને પુત્રવધૂપણે ઉત્પન્ન થયો ? ભગવાન કહે છે કે હે ગૌતમ ! એકવાર નહિ પણ અનંતવાર ઉત્તમ સંબંધ રૂપે ઉપજી આવ્યો. (ગૌતમ સ્વામી પુનઃ પૂછે છે) હે

ભગવન્! આ જીવ સર્વ જીવની સાથે વેર બાંધી દુશ્મનાઇ કરી અગર સર્વ જીવોનો ઘાત કરનાર વધ કરનાર પ્રત્યનીક (કાર્યઘાતક) અને પ્રતિમિત્ર (દુશ્મનને સહાયકર્તા) તરીકે ઉપજી આવ્યો? ભગવાન્ કહે છે કે હે ગૌત્તમ! આ જીવ સર્વ જીવોનો અનંતવાર દુશ્મન કાર્યઘાતક પ્રતિકૂલવર્તી પણ થઇ આવ્યો છે, અથવા કોઇ ભવમાં મિત્ર અને કોઈ ભવમાં શત્રુ બની અનંત અનંતવાર એકેક જીવની સાથે એકેક જીવે સંબંધ જોડયો છે.

જુદા જુદા ભવોમાં તો વિચિત્ર સંબંધની ઘટના થાય પણ એક ભવમાં પણ સંબંધની વિચિત્ર ઘટના થાય છે તેને માટે કુબેરદત્ત અને કુબેરદત્તાનું દૃષ્ટાંત મશહુર છે.

**દૃષ્ટાંત**—મથુરા નગરીમાં કુબેરસેના નામની એક નાયકા રહેતી હતી. તે મૂળથી ગણિકાના ધંધામાં જોડાયેલી હતી. નવનવા શ્રીમંત યુવકોને પ્યારમાં ફસાવી તેમની પાસેથી ધન હરી લેવાના કાર્યમાં તે કુશળ હતી. એકદા કુબેરસેનાને ગર્ભ રહ્યો. તેને પાડવાને તેણે પુષ્કળ પ્રયત્ન કર્યો પણ તેમાં તે નિષ્ફળ ગઇ. ગર્ભ દિવસે દિવસે વૃદ્ધિ પામતો રહ્યો. છેવટે પૂર્ણ દિવસે કુબેરસેનાએ એક યુગલ-પુત્ર પુત્રીને જન્મ આપ્યો. કુબેરસેનાની મા કુટ્ટની હતી. તેણે જન્મેલા યુગલને મારી નાંખવાની કુબેરસેનાને સલાહ આપી પણ કુબેરસેનાના મનમાં કંઇક સંતતિ-વત્સલતાનો ભાવ ઉત્પન્ન થવાથી તે સલાહ માન્ય ન કરી પણ બીજો કોઇ માર્ગ લેવાનો તેણે નિશ્ચય કર્યો. દશ બાર દિવસ ગયા પછી કુબેરસેના જ્યારે સ્વસ્થ થઇ ત્યારે એક પેટી તૈયાર કરાવી તેની અંદર રૂ ભરી ઇજા ન આવે તેવી રીતે બન્ને બાળકોને અંદર સુવાડયાં અને સાથે બે નામાંકિત મુદ્રિકા મૂકી કે જેમાં એક ઉપર કુબેરદત્ત અને બીજી ઉપર કુબેરદત્તા નામ ગોઠવ્યું હતું. પેટીની અંદર પાણી ન જાય અને ઉપરથી થોડી હવા આવે તેવી ગોઠવણ કરી હતી. પેટીને સારી રીતે પેક કરી રાત્રે યમુના નદીમાં વહેતી મૂકી દીધી. સવારના પહોરમાં તે પેટી શૌરીપુર નગરની આસપાસ આવી પહોંચી હતી, તે દરમ્યાન શૌરીપુરના બે ગૃહસ્થો શરીર કારણે નદીને કાંઠે આવ્યા હતા. તેમણે દૂરથી આવતી પેટી જોઇ દ્રવ્યની લાલચે તે પેટી નદીમાં પડી ખેંચી

લીધી. બંને જણે ઠરાવ કર્યો કે આમાંથી જે નીકળે તે બે ભાગે આપણે વહેંચી લેવું. એકાંતમાં જઇને પેટી ખોલી તો જીવતાં બે બાળક નીકળ્યાં. તે પણ બંને ગૃહસ્થોને ઉપયોગનાં હતાં કારણકે એકને પુત્રની અને બીજાને પુત્રીની ખોટ હતી તેથી ખુશ થઇ બંને જણાએ બાળકો વહેંચી લીધાં. જેને પુત્ર ન હતો તેણે પુત્ર લીધો અને જેને પુત્રીની ખોટ હતી તેણે પુત્રી લીધી. નામાંકિત મુદ્રિકા પણ સાથે લીધી. મુદ્રિકા ઉપરના નામને અનુસારે જ તેમનાં કુબેરદત્ત અને કુબેરદત્તા એવાં નામ રાખવામાં આવ્યાં. જુદે જુદે ઘેર બંને બાળકો ઉછરવા લાગ્યાં. કંઇક મ્હોટી ઉમરનાં થયાં એટલે કલાચાર્યની પાસે વિદ્યાભ્યાસ કરાવવામાં આવ્યો. યોગ્ય ઉમરે બંનેના પાળકોએ બંનેના સગપણની શોધ કરવા માંડી, પણ દૈવયોગે બીજે કયાંય સગવડ ન મળતાં કુબેરદત્તનું કુબેરદત્તાની સાથે જ લગ્ન થયું. લગ્ન થયા પછી એકદા બંને જણ ચોપાટે રમતાં હતાં તેમાં એકબીજાની વીંટી તરફ નજર ગઇ. બને વીંટીઓ એક કારીગરીની બનાવેલી હોય તેવી લાગી એટલું જ નહિ પણ ઘાટમાં, વજનમાં, વસ્તુમાં તદ્દન સાદૃશ્ય લાગ્યું અને નામના અક્ષરો પણ સરખાજ લાગ્યા. આ ઉપરથી તેમને વ્હેમ પડયો કે આનું કારણ શું હશે? તરત જ માબાપની પાસે જઇ ખરી હકીકત વિષે ભાર દઇને પૂછ્યું ત્યારે માબાપે કહ્યું કે તમો બંને અમને નદીમાંથી મળ્યાં છો. અમે તમોને પુત્રવત્ પાળ્યા છે, તથા સરખેસરખી જોડ જાણીને તમારૂં પરસ્પર લગ્ન કર્યું છે. આ સાંભળી તે બંને જણે નિશ્ચય કર્યો કે આપણે એક પેટીમાંથી નિકળ્યા છીએ માટે નક્કી આપણે ભાઇબ્હેન છીએ. આપણા પાળકોએ આ બહુ જ અઘટિત કર્યું. અરેરે! આ અનુચિત કૃત્ય કરી આપણે મહાપાતકમાં પડયાં. હવે અહીંથી આપણે છૂટા પડી જવું જોઇએ. કુબેરદત્તાને આ બનાવથી ઘણો જ ખેદ થયો અને તેની સાથે સંસાર ઉપરથી મન ઉતરી ગયું. વૃત્તિ ઉદાસ થઇ ગઇ. વૈરાગ્યનો રંગ લાગ્યો. અસાર સંસારને છોડી કોઇ સાધ્વી પાસે કુબેરદત્તાએ દીક્ષા ધારણ કરી. કુબેરદત્તનું પણ મન ખિન્ન થયું તેથી પાળક પિતાની રજા લઇ વ્યાપારને નિમિત્તે પરદેશ નિકળી ગયો. કર્મસંયોગે તે મથુરા નગરીમાં જ આવ્યો. ત્યાં સારી રીતે વ્યાપાર ચાલવાથી નિવાસ કર્યો.

કેટલાએક વખત પછી સારાં વસ્ત્રો આભૂષણો પહેરી ફરવા નિકળ્યો. ફરતાં ફરતાં વેશ્યાપાડામાં નીકળી ગયો. કુબેરસેના ગણિકાની તેના ઉપર દૃષ્ટિ પડી. એક શ્રીમંત યુવક જાણી કુબેરસેનાએ તેને ફસાવવાનો પ્રયત્ન કર્યો. કુબેરસેનાના ઝેરી કટાક્ષ બાણથી કુબેરદત્ત ઘાયલ થયો. તે નથી જાણતો કે આ મારી જનની છે તેમ કુબેરસેના પણ નથી જાણતી કે આ મારો પુત્ર છે. અજાણપણે કુબેરદત્ત એક પાતકમાંથી છુટી આ બીજા પાતકમાં પડયો. અંધ બનેલો મનુષ્ય શું અકૃત્ય નથી કરતો ? ! એકને પૈસાનો લોભ અને બીજાની વિષયલંપટતા આ બે દુર્ગુણોનો સમાગમ જ ફલીભૂત થયો હોયની તેમ કુબેરસેનાને કુબેરદત્તના સમાગમથી પુનઃ એક પુત્રનો જન્મ થયો. બાળકના સુભાગ્યે કુબેરસેનાની એટલી સન્મતિ થઇ કે તેણે તે પુત્રને મારી નાંખ્યો નહિ તેમ નદીમાં વહેતો પણ કર્યો નહિ, કિન્તુ ઉછેરવા માંડયો.

કુબેરદત્તા સાધ્વીયે દીક્ષા લઇ શાસ્ત્રાભ્યાસ અને તપ કરવા માંડયું. ચડતા ભાવ અને ચડતી લેશ્યાથી કેટલાંએક કર્મના આવરણોને ઉડાડયાં તેથી તેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું. તે જ્ઞાનથી કુબેરસેના અને કુબેરદત્તનું અસમજંસ કૃત્ય જાણવામાં આવ્યું. પોતાની મા અને ભાઇનો આ અઘટિત પ્રસંગ જોઇ સાધ્વીને ઘણો ખેદ થયો. તે બંનેને પાપથી બચાવવા કંઇક પ્રયત્ન કરવાની ઇચ્છા થઇ. ગુરૂણીની સંમતિ લઇ કુબેરદત્તા સાધ્વીએ મથુરા તરફ વિહાર કર્યો. કેટલેક દિવસે મથુરા આવી પહોંચી બંનેને પ્રતિબોધ પમાડવા કુબેરસેનાના ઘરના એક ભાગમાં ઉતરવાનો નિશ્ચય કર્યો. ત્યાં રહેવા કુબેરસેનાની સંમતિ માગી ત્યારે કુબેરસેનાયે કહ્યું કે આ વેશ્યાનું ઘર છે, અહીં તમારૂં શું કામ છે ? સાધ્વીયે કહ્યું કે મારે બીજું કંઇ કામ નથી પણ અમુક કારણસર થોડો વખત અહીં રહેવાની ઇચ્છા છે. તમને કોઇ રીતે હરકત નહિ કરૂં. ઘરના એક એકાંત અલાયદા બાગમાં હું પડી રહીશ. કુબેરસેનાએ સંમતિ આપી, એટલે સાધ્વી ત્યાં ઉતર્યાં. કુબેરસેના કે કુબેરદત્ત ઘડીવાર બેસીને બોધ સાંભળે કે વાતચીત કરે તો તેમને સમજાવાય પણ તે તો આવતાં નથી અને બેસતાં નથી, જેથી તેમને સમજાવવાને બીજો કોઇ માર્ગ શોધવો એમ સાધ્વી વિચાર કરે છે, તેટલામાં કુ-

એરસેના પોતાના ન્હાના પુત્રને સાધ્વી ઉતર્યાં છે તે ઓરડામાં સુવાડી ગઇ અને સાધ્વીને ભલામણ કરી કે આ છોકરાની સંભાળ રાખશો. એટલું કહી તે અંદર ચાલી ગઇ. કુબેરદત્ત પણ તે વખતે ઘરની અંદર હતો. થોડી વાર થઇ એટલે છોકરો રડવા લાગ્યો ત્યારે સાધ્વીએ પોતાની મા અને ભાઇને સમજાવવાના હેતુથી છોકરાને છાનો રાખવા આ પ્રમાણે કહેવા માંડયું:-હે છોકરા ! તું શાંત થા. રો નહિ, બાપુ રો નહિ ! તારે ને મારે ઘણાં સગપણ છે. સાંભળ, સાંભળ ! એક રીતે તું મારો ભાઇ થાય છે કારણકે તારી માતા એ જ મારી માતા છે. ૧. તું મારો પુત્ર પણ થઇ શકે કારણકે મારો પતિ કુબેરદત્ત તેનો તું પુત્ર છે. ૨. હે બાળક ! તું મારો દેવર પણ થાય છે કારણકે મારા પતિ કુબેરદત્તનો તું ન્હાનો ભાઇ છે. ૩. મારા ભાઇ કુબેરદત્તનો તું દીકરો તેથી તું મારો ભત્રીજો પણ હોઈ શકે. ૪. કુબેરદત્ત મારી માનો પતિ થયો તેનો તું ન્હાનો ભાઇ માટે તું મારો કાકો થયો. ૫. કુબેરસેનાનો દીકરો કુબેરદત્ત તેનો તું દીકરો એટલે કુબેરદત્તાનો પોતરો અને કુબેરદત્તા મારી શોકય થાય માટે મારો પણ તું પોતરો થાય છે. ૬. હે બાળક ! આ ૭ સગપણ ખાસ તારી સાથે છે. હું તારી સગી તારી પાસે બેઠી છું તો તું શામાટે રડે છે ? બાળક રોતો ન રહ્યો ત્યારે સાધ્વીએ વળી વાત આગળ ચલાવી. એટલામાં કુબેરસેના અને કુબેરદત્ત આ અવનવી વાત સાંભળી ત્યાં આવી પહોંચ્યાં અને સાધ્વીને કહ્યું: અરે તને રહેવાને જગ્યા આપી એટલા માટે આવું અસમંજસ બોલે છે કે ? સાધ્વીએ કહ્યું, નહિ. હું અસમંજસ બોલતી નથી. હું જે કહું છું તે ખરૂં છે. સાંભળો, તમારી સાથે પણ મારે ૭ ૭ સગપણ છે. લ્યો પ્રથમ કુબેરદત્તની સાથે મારે જે સંબંધ છે તે હું વર્ણવી બતાવું. હે કુબેરદત્ત ! તારી ને મારી માતા એક જ છે માટે તું મારો ભાઇ થાય છે. ૧. મારી માતાનો તું પતિ તેથી તું મારો બાપ થાય. ૨. આ છોકરો મારો કાકો થાય તેનો તું બાપ માટે મારો દાદો પણ થઇ શકે. ૩ એક વખત તારી સાથે મારૂં લગ્ન થયું હતું માટે મારો પતિ પણ થાય. ૪. કુબેરસેના મારી શોકય તેનો તું પુત્ર માટે મારો પણ પુત્ર થાય. ૫. આ

છોકરો મારો દેવર તેનો તું બાપ માટે મારો સસરો થાય. ૬. હે કુબેરસેના! તારી સાથે પણ મારે છ સગપણ છે. પ્રથમ તો તું મને જન્મ આપનાર માટે મારી માતા છે. ૧ કુબેરદત્ત મારો પિતા થાય તેની તું માતા માટે મારી દાદી થાય છે. ૨. કુબેરદત્ત મારો ભાઇ તેની તું ભાર્યા માટે મારી ભોજાઇ થાય. ૩. મારી શોક્યના પુત્ર કુબેરદત્તની વહુ તેથી મારી વહુ થાય. ૪. મારા ભર્તાર કુબેરદત્તની તું માતા માટે મારી સાસુ થાય. ૫. અને મારા પતિની બીજી સ્ત્રી માટે મારી શોક્ય થાય છે. ૬.

આવી અસંબદ્ધ વાતો કરવા માટે કુબેરસેના ગુસ્સે થઇ સાધ્વીને ઠપકો આપવા જાય છે, તેટલામાં તો સાધ્વીએ કુબેરસેનાને કહ્યું કે હે માતા! તું શામાટે ગુસ્સે થાય છે? એક પેટીની અંદર બે બાળકોને મૂકી જમુના નદીમાં વહેતાં કરી દીધાં તે બધી વાત શું તું ભૂલી ગઇ? અરે કુબેરદત્ત! એક વીંટી જોઇ વ્હેમ પડતાં તપાસ કરવાથી પત્તો લાગ્યો કે આપણે ભાઇ બ્હેનનાં લગ્ન થયાં છે તે બધી હકીકત શું તું ભૂલી ગયો? સંભાર, સંભાર! જે પાપથી તેં દેશ છોડયો તેવા જ બીજા પાતકમાં તું પડયો છે. હે કુબેરસેના! જેની સાથે તું મોહમાં લપટાઇ છે, તે પુરૂષ બીજો કોઇ નથી, પણ તે તારો પુત્ર જ છે. એકદા જમુના નદીમાં વહેતાં કર્યાં હતાં તે જ બે બાળકોને જુદી જુદી સ્થિતિમાં તારી પાસે આવેલાં તું જૂએ છે. જે પાતકમાં તું અત્યારે પડી છે, તેવા જ પાતકમાં એક વખત તારી દીકરી કુબેરદત્તા પડી ગઈ હતી, પણ સુભાગ્યે તે ચેતી ગઇ વૈરાગ્ય પામી દીક્ષા લીધી—પાપથી મુક્ત થઇ તે જ કુબેરદત્તા હું છું. તમારૂં અસમંજસ કૃત્ય જ્ઞાનથી જોઇ મારૂં લોહી બળ્યું તેથી તમને ચેતવવાને હું આવી છું. આ સાંભળી કુબેરસેનાને પોતાનાં સર્વ અપકૃત્યો યાદ આવ્યાં, તેથી તે રડી પડી. સાથે કુબેરદત્ત પણ પોતાનાં પાપને માટે રડવા લાગ્યો. સાધ્વીએ તેઓને ઉપદેશ આપ્યો કે રોવાથી સુધરશે નહિ માટે પાપને ધોવા હવે ધર્મ કરો. સાધ્વીના પ્રતિબોધથી કુબેરદત્તે સંસાર છોડયો, દીક્ષા લીધી અને કુબેરસેનાએ ન્હાના પુત્રના બંધનથી સંસાર ન છોડયો પણ શ્રાવિકા ધર્મ સ્વીકાર્યો. સાધ્વી પોતાની ગુરૂણી પાસે ગયાં. છેવટ ત્રણેની સદ્ગતિ થઈ.

આ કથા ઉપરથી સંસારમાં સંબંધની કેવી વિચિત્ર ઘટના થાય છે, એક ભવમાં અઢાર અઢાર સંબંધો જોડાયા તો અનંત ભવોમાં અનંતા અનંતા સંબંધ થાય તેમાં શું આશ્ચર્ય છે? હવે એવો સંબંધ શોધીને યોજવો જોઇએ કે જે સંબંધનો કદી અંત આવે નહિ અને નવા નવા સંબંધો બાંધવા પડે નહિ. (૨૧)

अपारसंसारः।

**अरण्यान्या अन्तं द्विरदतुरगैर्यान्ति मनुजा।**
**लभन्ते नौकाद्यैः कतिपयदिनैः पारमुदधेः॥**
**भुवोप्यन्तं यान्ति विविधरथयानादिनिवहै-**
**र्न संसारस्यान्तं विपुलतरयत्नेपि विहिते॥२२॥**

### અપાર સંસાર.

**અર્થ**—મ્હોટામાં મ્હોટી અટવીઓ કે સહરા જેવાં મ્હોટાં રણોનો પાર મનુષ્યો ઘોડા ઉંટ વગેરે વાહનોથી પામી શકાય છે. પાસીફિક મહાસાગર કે સ્વયંભૂરમણ જેવા મ્હોટા સમુદ્રનો પાર પણ નાવા આદિનાં સાધનોથી પામી શકાય છે. પૃથ્વી કે જેનો પાર માણસ પામી શકે નહિ, તે પૃથ્વીનો પાર પણ દેવતાઓ દિવ્યગતિએ ચાલતાં કદાચ પામી શકે પણ આ સંસારરૂપી અટવી કે સંસારરૂપી સમુદ્ર એટલો તો વિસ્તૃત છે કે અનંત કાળથી તેનો પાર લેવાને અનેક પ્રયત્નો કર્યાં છતાં હજીસુધી તેનો પાર આવી શક્યો નહિ. (૨૨)

**વિવેચન**—ચાલતો કે મુસાફરી કરતો માણસ પંથ કાપીને લાંબે વખતે પણ અમુક સ્થાને પહોંચી ન શકે તેનું બેમાંથી એક કારણ હોવું જોઇએ. કાંતો રસ્તો લાંબો હોવો જોઇએ અને કાંતો જોઇએ તેવી ગતિ થએલી ન હોવી જોઇએ. તેમાં પહેલું કારણ તદ્દન ફળશૂન્ય નથી. દાખલા તરીકે પગની મુસાફરીએ કલકત્તે જવાને મુંબઇથી નીકળેલો માણસ સીધો

રસ્તો લઇને ચાલ્યો જાય તો રેલગાડી પહોંચે તેટલા ટુંકા સમયમાં ન પહોંચે તોપણ લાંબે વખતે ફક્ષફત્તે પહોંચી શકે. માર્ગ મળ્યો હોય તો પછી વખત અને હમેશ ચાલવાનું બળ એ બે ચીજની જ જરૂર પડે છે. તે હોય તો પહોંચી શકાય પણ જોઇએ તેની ગતિ ન હોવાનો જે બીજો પ્રકાર કહેવામાં આવ્યો તે પ્રકારે તો કદી પણ પહોંચી શકાય નહિ. ઘાણીના બળદીયાની માફક ગોળ ચક્રગતિ કે ઉલટી ગતિએ ચાલવા માંડયું હોય તો ટુંકો રસ્તો પણ લાંબે કાળે કાપી શકાય નહિ. ઘાણીનો બળદ સવારથી સાંજ સુધી ચાલ્યાં જ કરે છે. તે કદાચ એમ જાણતો હશે કે હું ઘણો પંથ કાપી ગયો હોઇશ પણ સાંજ પડતાં જયારે આંખોના પાટા છૂટે છે ત્યારે તે ને તે જમીન અને તે ને તે ઘાણી જુએ છે. આવી ગતિએ હજારો કે લાખો વરસ સુધી ચાલતાં થોડો પંથ પણ કપાતો નથી. સંસારમાં પરિભ્રમણ એ પણ એક મુસાફરી છે. દરેક જીવ મુસાફર છે. અનંત પુદ્ગલ પરાવર્તન કરવા જેટલો દરેકને વખત પણ મળ્યો છે, એટલે લાંબે વખતે પણ હજી રસ્તાનો છેડો આવ્યો નહિ. તેનું કારણ શું રસ્તાની લંબાઇ કે ચક્રગતિ? અલબત્ત, અહીં બંને કારણો છે એમ કહી શકાશે કેમકે સંસાર પરિભ્રમણનો રસ્તો કાંઇ ટુકો નથી. લોકના એક છેડાથી બીજો છેડો અસંખ્યાત જોજન કોડાકોડીને અંતરે છે. यदुक्तं

के महालएणं भंते लोए पण्णत्ते? गोयमा महइ महालए लोए पण्णत्ते पुरच्छिमेणं असंखेज्जाओ जोयण कोडाकोडीओ, दाहिणेणं असंखेज्जाओ एवं चेव, एवं पच्चच्छिमेणवि, एवं उत्तरेण वि, एवं उड्ढंवि, अहे असंखेज्जाओ जोयण कोडाकोडीओ आयामविखंभेणं ॥ ભગ. શ. ૧૨. ઉ. ૭.

અર્થ—ગૌતમ પૂછે છે હે ભગવન્! આ લોક કેટલો મ્હોટો છે? ભગવાન્ કહે છે–હે ગૌતમ! આ લોક ઘણો જ મ્હોટો છે. અહીંથી પૂર્વ દિશામાં અસંખ્યાત કોડાકોડી જોજન પહોળો છે. દક્ષિણ પશ્ચિમ અને ઉત્તર દિશામાં પણ તેટલો જ પહોળો છે. અહીંથી ઉંચે પણ અસંખ્યાત કોડાકોડી જોજન લાંબો છે અને નીચે પણ તેટલો લાંબો છે. અસંખ્યાત કોડાકોડી જોજનની લંબાઇ અને પહોળાઇમાં આ લોક વિસ્તૃત છે.

એક તો રસ્તો આટલો બધો લાંબો તેમાં વળી રોકાવાનાં સ્ટેશનો ઘણાં, ત્યાં પણ રોકાણ ઘડી બે ઘડીની નહિ પણ અસંખ્યાત અને અનંત-કાળની એકેક સ્ટેશને થઇ, જેથી આપણી મુસાફરીને લાંબો વખત લાગે એ સંભવિત છે. તોપણ એક મુસાફરીમાં જેટલો વખત લાગવો જોઇએ તેના કરતાં ઘણો વખત આપણી પાસેથી ગયો છે તેથી એમ નિશ્ચય થાય છે કે આપણી મુસાફરી રસ્તાસરની થઇ નથી કિન્તુ ઘાણીના બળદની માફક ચક્રગતિએ થઇ છે. રસ્તા ઉપર આવવાને ચાર ગતિમાંની માત્ર એક જ ગતિ અને ચોવીશ દંડકમાંનો ફક્ત એક જ દંડક છે. તે મનુષ્યની ગતિ અને મનુષ્યનો દંડક. આપણી મુસાફરી દરમ્યાન શું મનુષ્યની ગતિ કે મનુષ્યનો દંડક પ્રાપ્ત ન થયો ? ના, પ્રાપ્ત તો થયો પણ ત્યારે આંખે પાટા બાંધી દીધા. અગર બીજા કાર્યમાં રોકાઇ જઇ રસ્તો પડતો મૂક્યો.

**દૃષ્ટાંત**—જેમ એક અંધ મનુષ્ય કોઇ શહેરમાં નીકળી ગયો. આખો દિવસ રખડયો પણ તેને કયાં રહેવાનું સ્થાન મળ્યું નહિ તેથી તેને તે શહેર છોડી બીજે જવું હતું. પણ આંખે દેખતો નહોતો એટલે નીકળવાનો દરવાજો શોધવાની તેને મ્હોટી મુશ્કેલી હતી. માણસોને પૂછતો પણ કોઇ તેને દાદ આપતું નહિ. છેવટે કોઇ એક માણસે તેને રસ્તો બતાવ્યો કે આમ ચાલ્યો જા, ચાલતાં ચાલતાં એક ગઢ–કોટ આવશે તેની ભીંતને પકડી જોડાજોડ ચાલ્યો જજે એટલે દરવાજો આવી જશે. અંધ મનુષ્ય ભટકતો ભટકતો ગઢની રાંગે પહોંચ્યો. પછી ભિંતને પકડી પકડી ચાલવા માંડયો પણ જ્યારે બહાર નીકળવાનો દરવાજો આવ્યો ત્યારે તેનો હાથ માથું ખજવાળવામાં રોકાયો, એટલામાં દરવાજો નીકળી ગયો. તે શહેરને દરવાજો માત્ર એક જ હતો તેથી ચક્ર ને ચક્ર તે ફરવા લાગ્યો. કેટલેક વખતે બીજી વાર તે દરવાજો આવ્યો ત્યારે નજીકમાં એક હવેલીમાં નાચ થતો હતો, વાધ વાગતાં હતાં અને મધુર સ્વરથી કોઇ ગણિકાનું ગાન ચાલતું હતું, તે સાંભળવામાં પેલા આંધળાની ચિત્તવૃત્તિ રોકાઇ તેથી ફરી દરવાજો હાથમાંથી ગયો. એમ કોઈ વખતે કોઇનો કજીયો સાંભળવામાં કોઇ વખતે કોઇની સાથે ગપાટા મારવામાં તેના હાથમાંથી દરવાજો નીકળી

જતો અને તેથી તે ચક્રગતિએ ફર્યા કરતો હતો પણ બહાર નીકળી શકયો નહિ. તેવી જ દશા આ જીવની પણ થઇ. પરિભ્રમણ કરતાં સંસારમાંથી છૂટવાને જ્યારે મનુષ્ય ભવરૂપ દરવાજો નજીકમાં આવ્યો ત્યારે ખાનખાન, ગાનતાન, નાચ કુદ, અને ગામ ગપાટામાં વખત પસાર કરી માર્ગે ચડવાનો પ્રયત્ન કર્યો નહિ તેથી પુનઃ પારવર્તનમાં પડવાનું થયું અને તેથી સંસારની મુસાફરી ઘણી લાંબી થઇ પડી છે. કેવળ ચાલવાથી જ આ મુસાફરીનો અંત આવી શકતો નથી, પણ માર્ગે ચડી સીધી રીતે ચાલવાથી જ અંત આવી શકે. કાંઇક યોગ્યતાનાં પગથીયાં ઉપર આવેલા મનુષ્યોએ હવે તે માર્ગ શોધવો જોઇએ કે જેથી લાંબા વખતની મુસાફરીને અંતે તેટલા જ લાંબા વખતનો પૂર્ણ વિશ્રામ મળી શકે. ( ૨૨ )

संसारसुखपरिवर्त्तनम् ।

गृहे यस्मिन् गानं पणवलयतानं प्रतिदिनं ।
कदाचित्तत्र स्याद्युवसुतमृतौ रोदनमहो ॥
क्षणं दिव्यं भोज्यं मिलति च पुनस्तुच्छमपि नो ।
न दृष्टं संसारे क्वचिदपि सुखं दुःखरहितम् ॥२३॥

**સંસારસુખનું પરિવર્ત્તન.**

અર્થ—જે ઘરમાં એક દિવસ ગવૈયાનું ગાન થાય છે, સારંગી સતાર મૃદંગ વાગી રહ્યાં છે અને રાતદિવસ ઓચ્છવ મોચ્છવ વર્તાઇ રહે છે, તે જ ઘરે બીજે દિવસે જુવાન દીકરાનું મૃત્યુ થતાં છાતીફાટ રૂદન થઇ રહે છે. જે ઘરમાં એક વખત દુધપાક સીરાપુરીનાં ઉમદા ભોજન જમાય છે તે ઘરમાં બીજી વખતે જાર અને મકાઇના રોટલા કે ઘેંસ પણ મળતી નથી. એક ક્ષણમાં સાહુકાર બનેલો માણસ બીજી ક્ષણે રંક બની જાય છે. માટે સાંસારિક સંપત્તિ કદાચ મળી હોય તોપણ શું તેનાથી સુખ અને તે પણ ચિરસ્થાયી સુખ મળી શકે છે? નહિ જ. આ સંસારમાં કયાંય પણ દુઃખ-

રહિત સુખ જોવામાં આવતું નથી. કોઇને કંઇ દુઃખ અને કોઇને કંઇ દુઃખ, એમ જ્યાં ત્યાં દુઃખ દુઃખ અને દુઃખ જ જોવામાં આવે છે. ( ૨૩ )

**વિવેચન**—સંસારના પરિભ્રમણ દરમ્યાન દરેક જીવે ઘણે ભાગે દુઃખનો જ અનુભવ કર્યો છે. તેથી દરેકને દુઃખ ઉપર તિરસ્કાર છુટે અને સુખની આકાંક્ષા થાય એ સ્વાભાવિક છે. એક કીટથી માંડી કુંજર પર્યંત કે ચાંડાલથી માંડી રાજા પર્યંત દરેક પ્રાણી સુખને ચાહે છે. પણ સુખ એ શું ચીજ છે અને તે સંસારના કયા સ્થાનમાં છે ? આ પ્રશ્ન બહુ અગત્યનો છે. એક કવિએ પોતાના અંતરાત્માને નીચેના શબ્દોમાં આ પ્રશ્ન પૂછયો છેઃ—

ક્યાં છે મઝા ક્યાં છે મઝા ? કહે તુ મુસાફર ખલ્કના,
દુનીયા મહીં ક્યાં છે મઝા, માની લઉં શેમાં મઝા ? ૧
છે કયાંહી ખાણ ખુશાલીની, આ ખલ્કને કોઇ ખૂણે ?
બતાવી દે જો હોય તો, ખોદી લઉં ત્યાંથી મઝા. ૨

આ કાવ્યમાં સુખના સ્થાનનો પ્રશ્ન કર્યો છે. પણ સુખ એ શું વસ્તુ છે તે સમજાય તો સ્થાનનો નિવેડો જલ્દી થઇ જાય માટે સુખના સ્વરૂપનો વિચાર પ્રથમ થવો જોઇએ. દિવ્યદષ્ટિ અથવા પરમાર્થદષ્ટિએ જોનારા મહાત્માઓ સાંસારિક સુખને મૃગજળની ઉપમા આપે છે. મરૂ દેશની રેતાળ ભૂમિમાં રેતીના મેદાનમાં તૃષાતુર હરણોને પાણી જોવામાં આવે છે. અર્થાત્ રેતી ઉપર સૂર્યનાં કિરણો પડતાં દૂરથી જોનારને પાણીના સરોવર જેવું લાગે છે તે જોઇને હરણીયાં દોડીને ત્યાં જાય છે તો ત્યાં રેતી સિવાય બીજું કશું મળતું નથી. નિરાશ થઇ બીજી દિશા તરફ જુએ છે ત્યાં વળી દૂર એક બીજું સરોવર દેખાય છે. ત્યાં જાય છે તો ત્યાં પણ રેતી ને રેતી. આમ ચારે દિશામાં ભટકે છે. પ્રથમ થોડી આશા બંધાય છે ત્યારે જરી આશ્વાસન મળે છે પણ પાસે જાય છે એટલે આશા નિરાશામાં બદલાઇ જાય છે કારણકે મૃગજળ એ કંઇ વસ્તુ નથી—માત્ર ભ્રમણા જ છે. તેવી જ રીતે અસ્થિર અને વિનશ્વર પદાર્થમાં સુખ માનનારાઓને પ્રાથમિક દૃષ્ટિએ તે વસ્તુ કંઇક ચળકતી અને મોહ ઉપજાવતી જણાય છે, પણ થોડા વખત પછી તે ઉપરનો ચળકાટ ઉડી જાય છે, અગર પોતે જ નાશ પામે છે એટલે

સુખ સંશોધકોની આશા નિરાશામાં બદલાઇ જાય છે અને માનેલું સુખ દુઃખરૂપ બની જાય છે. દાખલા તરીકે એક માણસને સંતતિ ન હોય ત્યારે તે મેળવવા સારૂ આમતેમ ફાંફાં મારે છે. જોશી ભુવા બાવા જોગી જંગમ જે કોઇ મળે તેની પછવાડે લાલચમાં ને લાલચમાં ભટકયા કરે છે. તે એમ સમજે છે કે "પૈસા માલ મત્તા ગામ ગરાસ આદિ કોઇ પણ વસ્તુમાં સુખ નથી. સુખ માત્ર એક પુત્રની પ્રાપ્તિ થાય તેમાં જ છે." આખરે પુત્રની પ્રાપ્તિ થવાની આશા બંધાય છે ત્યારે તેના હર્ષનો પાર રહેતો નથી. જ્યારે પુત્રનો જન્મ થાય છે ત્યારે પણ હર્ષમાં ઉમેરો થાય છે પણ જ્યારે તે પુત્રને કંઇ બીમારી લાગુ પડે છે ત્યારે એટલી ચિંતા થઇ પડે છે કે પ્રથમનું સુખ તેમાં કયાંયે દબાઇ જાય છે. પણ હજી નીચેના પડમાં બીમારી મટવાની આશાના સુખની કંઇક છાયા પડેલી હોય છે પણ દૈવયોગે તે બિમારીમાં જન્મેલો પુત્ર પરલોકવાસી થાય છે તો પુત્રની આશા બંધાયા પછી આજસુધી જેટલું સુખ મળ્યું હતું તે સુખ તો વિલુપ્ત થઇ જાય છે એટલું જ નહિ પણ વસ્તુસંયોગના સુખના પ્રમાણ કરતાં વિયોગજનિત દુઃખનું પ્રમાણ ઘણુંએ વધી જાય છે. તે દુઃખનો ઘા છેવટ સુધી પણ રૂઝાતો નથી. પુત્રની ચાહના કરનાર પોતે જ એમ બોલે છે કે 'આના કરતાં પુત્ર ન થયો હોત વધારે સારૂં હતું.' કહો ત્યારે હવે આ માણસના વચ્ચેના થોડા વખતના સુખાભાસને સુખ શી રીતે કહી શકાય? તેણે જે બીજને સુખનું બીજ માન્યું હતું તેમાંથી જ્યારે અંકુર નીકળ્યો ત્યારે તે ચોખ્ખી રીતે દુઃખનો અંકુર જણાયો તો પછી એમ કેમ ન કહી શકાય કે તેણે જે સુખના બીજકો માન્યા હતા તે ખરી રીતે દુઃખના બીજકોજ હતા? દુઃખના બીજકોને સુખના બીજક માની લીધા એ મૃગજળની પેઠે તેની ભ્રમણા હતી. આ ઉપરથી એટલું જણાય છે કે ખરૂં સુખ એ તો કોઇ ઓર જ ચીજ છે. તે સુખ જનપ્રવાહ માને છે તે વસ્તુમાં નથી પણ કોઇ જુદી જ વસ્તુમાં છે. તેનું વર્ણન પ્રસંગ આવ્યે થશે. આ કાવ્યમાં લોકો જેમાં સુખ માની રહ્યા છે તે સુખનું સ્વરૂપ કેવું છે તેનું નિદર્શન કરવામાં આવ્યું છે. તેમાં સુખ અને દુઃખનું સામાનાધિકરણ્ય ( એક અધિકરણ ) દર્શાવવામાં

આવ્યું છે. જે ઠેકાણે એક દિવસે ચોરી બંધાયેલી હતી, મંગળ ગીત ગવાતાં હતાં, જુદાં જુદાં વાજીંત્રોનો નિર્ઘોષ થઇ રહ્યો હતો, ઉત્સવનો ઠાઠ જોવાને નર નારીનાં વૃંદોની અવર જવર થઇ રહી હતી, સૌ કોઇના મુખ ઉપર પ્રસન્નતા છવાઇ રહી હતી, તે જ ઠેકાણે બીજે દિવસે જેના નામનાં ગીત ગવાતાં હતાં તેના જ નામની પોક નાંખીને રૂદન થતું સંભળાય છે! ચોરીને ઠેકાણે તેની જ ઠાઠડી બંધાય છે. ગીત ગાનારી સ્ત્રીઓ છાજીઆં લેતી છાતીફાટ રૂદન કરે છે અને ઉત્સવમાં ભાગ લેનારા ડાઘુના ટોળા રૂપે વરરાજાને શ્મશાનભૂમિમાં ચિતાને સમર્પણ કરે છે. પરણનારનો કયાં રહ્યો પરણવાનો કોડ અને પરણાવનારનો કયાં ગયો ઉત્સવનો આનંદ ?! મોતના હુમલામાં ઉત્સવ આનંદ ઉત્સાહ અને કોડ એ બધા ઉડી જાય છે–બળીને ભસ્મીભૂત થઇ જાય છે. આવા ક્ષણિક સુખને સુખરૂપ કેમ કહી શકાય ?

કાવ્યના ઉત્તરાર્દ્ધમાં બીજો પ્રસંગ કહેવાતા વૈભવિક સુખનો દર્શાવ્યો છે. અહીં વૈભવ મેળવવામાં સાચવવામાં અને બીજાઓના વૈભવની સરખામણી કરતાં પોતાની મનાએલી ન્યૂનતામાં જે દુઃખ રહ્યું છે, તેને એક બાજુએ મૂકી માત્ર લોકોએ માની લીધેલા સુખનો જ વિચાર કરવામાં આવ્યો છે. તેવા સુખને પણ સુખનું રૂપ આપી શકાય કે કેમ તેના ઉપર લક્ષ્ય રાખવામાં આવ્યું છે, અર્થાત્ વૈભવિક સુખ પણ એક વાર માણસને ભોગાસક્ત બનાવી શરીરને રોગગ્રસ્ત બનાવે છે. 'भोगे रोगभयं' ભોગની સાથે રોગનો નિકટ સંબંધ છે તેથી એક તરફ રોગ અને બીજી તરફ દરેક કામ બીજાની પાસે કરાવવાની સગવડ મળતાં જાત મહેનતનો અભાવ થાય છે. આલસ્ય અને સુસ્તીનો નિવાસ થાય છે. એટલું કરીને પણ વૈભવિક સુખ કાયમ રહેતું હોય તો તો ઠીક પણ તેમ તો છે નહિ. એક ક્ષણની પણ તેની સ્થિરતા વિશ્વસનીય નથી. અસ્થિર હોવાથી જ્યારે તે સુખ યા ભોગનાં સાધનો ચાલ્યાં જાય છે ત્યારે ભોગી અને શોખી માણસના એવા બેહાલ થાય છે કે તેના દુઃખનો અનુભવ માત્ર તે જ કરી શકે છે. બીજાઓ તેની હાંસી કરે છે અને તેના હૃદયમાં દુઃખના ભડકા ઉઠે છે. એટલા માટે જ કહ્યું છે કે–

सव्वं विलंवियं गीयं सव्वं नट्टं विडंविर्यं ।
सव्वे आभरणा भारा सव्वे कामा दुहावहा ॥ १ ॥
ઉ. અ. ૧૩ ગા. ૧૬.

અર્થ—સર્વ ગીત વિલાપરૂપ બને છે. સર્વ નાટય વિટંબના કરનાર થાય છે. સર્વ આભરણો ભારરૂપ થાય છે અને સર્વ પ્રકારના કામભોગ દુઃખ ઉપજાવનાર નિવડે છે. એટલા માટે કાવ્યના ચોથા ચરણમાં કહ્યું કે, "न दृष्टं संसारे" અર્થાત્-સંસારમાં કોઇ પણ સ્થળે દુઃખ વગરનું સુખ જોવામાં આવતું નથી. (૨૩)

किं संसारे सुखं नास्ति ?

**तनोर्दुःखं भुङ्क्ते विविधगदजं कश्चन जन–**
**स्तदन्यः पुत्रस्त्रीविरहजनितं मानसमिदम् ॥**
**परो दारिद्र्योत्थं विषसमविपत्तिं च सहते ।**
**न संसारे कश्चित्सकलसुखभोक्तास्ति मनुजः ॥२४॥**

**શું સંસારમાં સુખ નથી ?**

અર્થ—કોઇ માણસને અનેક જાતના રોગોનો ઉદ્‌ભવ થવાથી શારીરિક દુઃખ ભોગવવું પડે છે, તો કોઇને સ્ત્રી પુત્ર ભાઇ ભગિની વગેરે સંબંધીઓની પ્રતિકૂલતાથી કે તેમના વિયોગથી માનસિક દુઃખ ભોગવવું પડે છે. કોઇને વ્યાપારમાં નુકસાની થતાં દરિદ્રતાનું દુઃખ સાલે છે તો કોઇને રાજદ્વારી મામલામાં આવી પડતી ઝેર જેવી વિપત્તિ સહન કરવી પડે છે. ખરી રીતે જોઇએ તો આ સંસારમાં કોઇ પણ માણસ એવો જોવામાં આવતો નથી કે જેને બધી જાતનાં સુખોનો જ ઉપભોગ મળતો હોય અને દુઃખનો લેશ પણ હોય નહિ, કિન્તુ જ્યાં જુઓ ત્યાં દુઃખ દુઃખ ને દુઃખ જ છે. (૨૪)

**વિવેચન**—દરેક પ્રાણી સુખને ઇચ્છે છે, દુઃખને કોઇ ઇચ્છતું નથી. પણ કુદરતની કૃતિ વિલક્ષણ છે. માણસની ઇચ્છા એક હોય છે અને થાય છે બીજું. ખરી રીતે સુખદુઃખનો આધાર કર્મની શુભ અશુભ પ્રકૃતિઓ

ઉપર રહે છે. શુભ અશુભ પ્રકૃતિઓ એવી રીતે સાથે સાથે ગોઠવાયલી છે કે વખતે બંનેનો સાથે સાથે ઉદય થાય છે અને વખતે એક પછી બીજી ઉદયમાં આવે છે. શુભ પ્રકૃતિના ઉદયથી એક જાતનું સુખ મળ્યું, તે કંઇક ભોગવ્યું કે ન ભોગવ્યું તેટલામાં તો અશુભનો ઉદય થયો અને દુઃખાંકુર પ્રગટયો. પૂર્વના ભવમાં કોઇને શરીરમાં દુઃખ આપવાથી અસાતા વેદનીય કર્મ બંધાયું હતું, તેનો ઉદય થતાં શરીરમાં રોગો પ્રકટે છે. શરીરનો કોઇ પણ રોમ રોગની સત્તા વિનાનો તો નથી જ. એકેક રોમરાયે પોણાબે રોગ હોવાનું શાસ્ત્રકાર કહે છે. તેને થોડુંક નિમિત્ત મળતાં બહાર દેખાવ દે છે. એક અથવા એકથી વધારે રોગોનું શરીર ઉપર દબાણ થતાં શરીરમાં પીડા ઉત્પન્ન થાય છે. શરીરનાં અવયવો અથવા આખું શરીર ખેંચાવા માંડે છે, કળતર થાય છે, હાડ તૂટે છે, તાવ આવે છે, શૂળ થાય છે, છાતી ફાટે છે, બેચેની વધે છે, અને જીંદગી ઉપર પણ કંટાળો આવે છે. રોગનું મૂળ ઉંડાણમાં હોય છે તો જીંદગીના છેડા પર્યન્ત રક્તપિત્ત કોઢ દમ વગેરે કેટલીક જાતના રોગોનો સ્થાયિભાવ થાય છે અને તેથી તેનું જીવન ઝેર સમાન થઇ પડે છે. સંપત્તિ વૈભવ સામ્રાજ્ય કે સત્તા ગમે તેટલાં હોય પણ એક શરીરનું સુખ ન હોય તો તે બધાં નિરર્થક છે. "પહેલું સુખ તે જાતે નર્યા" એ કહેવત પણ ઉપરના અર્થને ટેકો આપે છે. કદાચ પુણ્યયોગે શરીરનું સુખ મળ્યું તો સંતતિનું દુઃખ હોય એટલે પુત્ર કે પુત્રી કંઇ થાય જ નહિ. કદાચ થયા તો મૂરખ જુગારી સ્વચ્છંદી અવિનીત દુઃખદાયક થયા. માબાપની વૃદ્ધાવસ્થામાં શાંતિને બદલે અશાંતિ ઉપજાવનાર થાય તો તે પણ દુઃખ. કદાચ વિનીત અને સુશીલ પુત્રની પ્રાપ્તિ થઇ, પણ પુત્રનું આયુષ્ય અલ્પ હોય તો તે ભરજુવાનીમાં વૃદ્ધ માબાપને છોડી પરલોકવાસી થાય અને પુત્રવિયોગનું અસહ્ય દુઃખ તેમને શિર આવી પડે છે. એટલેથી જ દુઃખની સીમા આવતી નથી. અધુરામાં પુરૂં વળી ઘરની ધણીઆણી કદાચ પરલોક તરફ પ્રયાણ કરે તો દુઃખમાં અધિક ઉમેરો થાય છે. ભર્તૃહરિએ ખરૂં જ કહ્યું છે કે "कुले क्षयभयं" મ્હોટા કુટુંબમાં કોઇ ને કોઇનું મરણ નિપજે છે ત્યારે સઘળા કુટુંબીઓના મનમાં વિયોગના દુઃખનો

આઘાત થાય છે. જ્યાં સ્નેહ અધિક ત્યાં દુઃખ પણ અધિક થાય છે. એવા ઘણા દાખલા જોવા સાંભળવામાં આવ્યા હશે કે પ્રેમી જન પછી તે સ્ત્રી હોય, પુત્ર હોય, કે મિત્ર હોય, તેના મરણથી સ્નેહી માણસ ગાંડા બની જાય છે. જીંદગી પર્યન્ત તેમની તેવી ને તેવી વિકળ અવસ્થા રહે છે. કોઇને વળી સ્ત્રી કે પુત્રનું દુઃખ ન હોય તો આજીવિકાનું–દરિદ્રતાનું દુઃખ સાલે છે. સંસારી જીવોને નિર્ધનતાનું દુઃખ પણ કાંઇ જેવું તેવું નથી. 'વસુ વિના નર પશુ' એ કથન વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં જરી પણ સત્યથી વેગળું દિસતું નથી. એક કવિએ પોતાની કૃતિમાં પૈસાનો ખરો ચિતાર આપ્યો છે.

( કવિત )

પૈસા બિન માત તો પુતકું કપૂત કહે, પૈસા બિન બાપ કહે બેટા દુઃખદાઇ હે;
પૈસા બિન સાઈબંધ સંબંધી અજાન રેત, પૈસા બિન ભાઇ કહે કિસકા તુ ભાઇ હે;
પૈસા બિન જોરૂ સંગ છોડકર જાય ચલી, પૈસા બિન સાસુ કહે કિસકા જમાઇ હે;
પૈસે બિન પડોશી કહત હે ગમાર હૈ તુ, આજ કે જમાને મેં પૈસેકી બડાઇ હે. ૧

એક વખત દરિદ્રી માણસની સરખામણી શબ–મડદા સાથે કરવામાં આવી ત્યારે દરિદ્રીએ કહ્યું કે "ભાઇ ! મડદા–મૃતક દેહ કરતાં પણ મારી અધમ સ્થિતિ છે કારણકે મડદાને ઉંચકનાર ચાર પાંચ જણ મળી જાય છે અને તેને મસાણ ભેગું કરે છે પણ મારો હાથ પકડવાને એક પણ માણસ ઉભો રહેતો નથી. એક દરિદ્રીએ વ્યાજસ્તુતિથી દરિદ્રતાનું ખરૂં સ્વરૂપ બતાવ્યું છે. તે કહે છે કે—

भो दारिद्र्य ! नमस्तुभ्यं । सिद्धोहं तव दर्शनात् ॥
अहं सर्वांस्तु पश्यामि । मां कोपिं न पश्यति ॥ १ ॥

અર્થાત્—દરિદ્રી માણસ કહે છે કે હે દારિદ્ર્ય ! તને હું નમસ્કાર કરૂં છું, કારણકે જ્યારથી મને તારાં દર્શન થયાં છે, ત્યારથી મારી દશા એક સિદ્ધ પુરૂષની દશા જેવી થઇ ગઇ છે. સિદ્ધ પુરૂષ અંજનગુટિકાના યોગથી જ્યારે ગામમાં આવે છે ત્યારે તે બધાને જોઇ શકે પણ તેને કોઇ જોઇ ન શકે તેવી જ રીતે હું પણ જ્યારે મારા ઓળખીતા માણસોના ટોળામાંથી પસાર થઉં, ત્યારે બધાને ઓળખી શકું કે આ માણસ મારો કાકો છે, આ મારો ભાઇ છે, આ મારો માસો છે, આ મારો ફુઓ છે, વગેરે, પણ

તેમાંનો કોઇ પણ માણસ તે વખતે મને ઓળખી શકતો નથી. મારી સામે કોઇ પણ નજર કરતો નથી, તેથી હું તો એક સિદ્ધ પુરૂષ જેવો બની જઉં છું. હે દારિદ્રય! આ તારો જ પ્રભાવ છે. અર્થાત્—દરિદ્રી માણસનો કોઇ સગો થતો નથી. તેને ક્યાંય પણ સત્કાર મળતો નથી. તેનામાં વિદ્વત્તા હોય, કળા હોય, ગુણો હોય પણ દરિદ્રતામાં તે બધાં દબાઈ જાય છે. તેથી દરિદ્ર અવસ્થા પણ મહાદુઃખદાયક છે કદાચ કોઇને દરિદ્રતાનું દુઃખ હોતું નથી તો રાજ્ય તરફની કાંઇ વિપત્તિ આવી પડતી દેખાય છે, કાંતો કોઇ દુશ્મન ઉભો થાય છે અને તેના તરફથી સંકટ આવી પડે છે. આવી રીતે એક ને એક દુઃખ ક્યાંથીએ આવી પડે છે. દલપતરામે ખરૂં જ કહ્યું છે કે—

(ઝુલણા)

તંતુ કાચા તણો તાણો સંસાર છે,
સાધીયે સાત ત્યાં તેર ત્રુટે;
શરીર આરોગ્ય તો યોગ્ય સ્ત્રી હોય નહિ,
યોગ્ય સ્ત્રી હોય ખોરાક ખુટે.
હોય ખોરાક ન હોય સંતાન ઉર,
હોય સંતાન રિપુ લાજ લુંટે;
કોઇ જો શત્રુ નહિ હોય દલપત કહે,
સમીપ સંબંધીનું શરીર છુટે.

એટલા માટેજ કહ્યું છે કે "न संसारे कश्चित् सकलसुखभोक्ता" એક ઘર, કુટુંબ, ગામ કે દેશ નહિ પણ આખી દુનીયામાં ફરી તપાસી જોશો તોપણ સમગ્ર પ્રકારે સુખ ભોગવનારો માણસ મળવો મુસ્કેલ થઈ પડશે. કોઇને બહારનું તો કોઇને અંદરનું દુઃખ હશે, કોઇને મનનું તો કોઇને તનનું, કોઇને પુત્રનું તો કોઇને પુત્રીનું, કોઇને માબાપનું તો કોઇને સ્ત્રીનું, કોઇને આજીવિકાનુ તો કોઇને બુદ્ધિની મન્દતાનું, કોઇને સ્થૂળ તો કોઇને સૂક્ષ્મ, પણ દુઃખના ઘા વિનાનું કોઇ અંતઃકરણ જોવામાં નહિ આવે. (૨૪)

संसारेऽशान्तिसाम्राज्यम् ।

**क्वचिद्राज्ञां युद्धं प्रचलति जनोच्छेदजनकं ।**
**क्वचित् क्रूरा मारी बहुजनविनाशं विदधती ॥**

**क्वचिद् दुर्भिक्षेन क्षुधितपशुमर्त्यादिमरणं ।**
**विपद्वह्निज्वालाज्वलितजगति क्वाऽस्ति शमनम् ॥२५॥**

### અશાન્તિનું સામ્રાજ્ય.

**અર્થ**—અહો ! આ સંસારમાં કોઇ ઠેકાણે તો હજારો અને લાખો માણુસોના જાનની પાયમાલી કરનાર મ્હોટાં મ્હોટાં યુદ્ધ ચાલે છે તો કોઇ ઠેકાણે ગામ અને દેશનો વિનાશ કરનારી મહા મરકી ત્રાસ પ્રવર્તાવી રહી છે. કોઇ સ્થળે દુકાળના ભુખમરાથી હજારો જાનવરોના પ્રાણ પરલોક તરફ પ્રયાણ કરી રહ્યા છે, ત્યારે કોઇ સ્થળે તરૂણ–જુવાન પુરૂષોનાં મરણ નિપજવાથી હાહાકાર મચી રહ્યો છે. ખરેખર આ જગત્માં ચારે બાજુ વિપત્તિરૂપ વહ્નિ–અગ્નિની જ્વાળા પસરી રહી છે. ત્યાં શાન્તિ અને સમાધિ લેશમાત્ર પણ ક્યાંથી દેખાય ? સર્વત્ર અશાન્તિનું જ સામ્રાજ્ય ચાલી રહ્યું છે (૨૫)

**વિવેચન**—ભગવતી સૂત્રના બીજા શતકના પહેલા ઉદ્દેશામાં **ખંધક** સંન્યાસી **મહાવીર** સ્વામીએ કરેલા પ્રશ્નોના ખુલાસાથી પ્રસન્ન થઇ **મહાવીર** સ્વામીની પાસે દીક્ષા લેવાને તૈયાર થાય છે ત્યારે તે આ પ્રમાણે બોલે છે. “ आलित्तेणं भंते लोए, पलित्तेणं भंते लोए, आलित्तपलित्तेणं भंते लोए, जराए मरणेण य ” હે ભગવન્ ! લોક–જગત્ જરા મરણ આધિ વ્યાધિ ઉપાધિથી લિપ્ત થઇ બળી જળી રહ્યું છે. ખંધક સંન્યાસીનાં ઉપલાં વચનો અક્ષરે અક્ષર સત્ય છે. જગત્માં શાન્તિનાં કારણો થોડાં છે અને અશાન્તિનાં કારણો અનેક છે. દૈવી સંપત્તિ થોડી અને આસુરી સંપત્તિ વધારે છે. ગુણી જન પરિમિત અને અવગુણી–દૂષિત જન અપરિમિત છે. સંતોષી થોડા અને અસંતોષી ઘણા છે. સુલેહ કરનારા સ્વલ્પ અને ક્લેશ કરનારા અધિક જણાય છે. એક માણુસના હૃદયને સંતોષવા ખાતર હજારો–લાખો જાનમાલની ખુવારી થાય છે. **કોણિક**ની રાણી **પદ્માવતી**ના મનમાં **કોણિક**ના ન્હાના ભાઇ **હલ્લ** અને **વિહલ્લ**ને વારસામાં મળેલ હાર અને હાથી મેળવવાનો

લોભ જાગ્યો, કોણિકના સ્નેહનું તેમાં સિંચન થયું. વિષયજન્ય સ્નેહપાત્ર પદ્માવતીને ખુશ કરવા ન્હાના અને આશ્રિત ભાઇઓની બાપની આપેલી સંપત્તિ ઉપર કોણિકની કુનજર થઇ, ન્યાયનો આશ્રય લેવા નિર્દોષ બે ભાઇઓને સ્વભૂમિ છોડી પરભૂમિમાં ચેડા રાજાના રાજ્યમાં નાસવું પડ્યું; એટલેથી જ પદ્માવતીના મનની તૃપ્તિ ન થતાં હાર હાથીને કારણે નાના અને દોહિત્રા—ચેડા અને કોણિકની લડાઇ થઇ. એકના પક્ષમાં અઢાર અને બીજાના પક્ષમાં દશ રાજાઓનું લશ્કર સહાય કરવા આવ્યું. લાખો માણસો લોહીલુહાણ થઇ મરણ શરણ થવા લાગ્યા. માટી અને લોહીના મિશ્રણથી બનેલા કાદવમાં જ છેડો ન આવ્યો કિન્તુ લોહીની રેલમ છેલ થઇ નદી ચાલી. માણસો માણસોની લડાઇથી પૂર્ણાહુતિ ન થતાં ચમરેંદ્ર અને શક્રેંદ્ર જેવા મ્હોટા ઇંદ્રોએ કોણિકનો પક્ષ લઇ લડાઇમાં ભાગ લીધો. રથશિલા અને મહાકંટક નામના બે સંગ્રામમાં બે દિવસમાં જ એક કરોડ એંસી લાખ માણસોના જાનોનું બલિદાન અપાયું. આ શું થોડી ભયંકરતા ? ! એક સ્ત્રીના હૃદયનો લોભ તૃપ્ત કરવા કરોડો માણસોનું બલિદાન ? ! આ ભયંકરતા—દુષ્ટતા એક જમાનાની નહિ પણ અનેક જમાનાની છે.

**દૃષ્ટાંત**—વિપાક સૂત્રમાંના **સિંહસેન** રાજાનું દૃષ્ટાંત પણ તે જ હકીકત પુરી પાડે છે. એક **શ્યામા** નામની રાણીના ઉપર મોહ—સ્નેહને લીધે **સિંહસેન** રાજાએ બીજી ૪૯૯ રાણીઓ તેનાં માબાપ અને સંબંધીઓને છળ કપટથી લાખાગૃહમાં પૂરી એકી સાથે અચાનક અગ્નિ સળગાવી હજારો નિર્દોષ મનુષ્યોના પ્રાણ લીધા. એકના રાગમાં અંધ બની હજારોની સાથે વૈરભાવ બાંધી, લાકડાને બદલે માણસોની હોળી સળગાવી, એ પણ કંઇ ઓછી ભયંકરતા ન કહેવાય.

આવા અનેક દાખલા શોધવા ભૂતકાળમાં ભમવાની કંઇ જરૂર નથી. વર્તમાન કાળ તરફ જ નજર કરીએ તોપણ તેનું તે જ દેખાય છે. હાલમાં ચાલતી યુરોપી રાજ્યોની ભયંકર લડાઇ કે જેમાં લાખો જાનોની આહુતિ અપાઇ રહી છે, હજારો કુટુંબો નિરાધાર થઇ રહે છે, આખા દેશના દેશ ઉજાડ વેરાન થઇ જાય છે તે પણ શું થોડું ત્રાસદાયક છે ? આવી અ-

નેક લડાઇઓ કાળે પોતાના ગર્ભમાં શમાવી રાખેલ છે. તે દ્વારા જગતમાં અશાંતિનો પ્રચાર થાય છે. આપણી અશાંતિની હદ કેવળ લડાઇથી જ બંધાતી નથી. લડાઇની અશાંતિ લડાઇમાં જોડાયેલ લશ્કરીઓ અને જે દેશમાં લડાઇ ચાલતી હોય તે દેશને તેથી સીધી રીતે ખમવું પડે છે, પણ તે સિવાય બીજાઓને તેથી સીધી રીતે અશાંતિ ભોગવવી પડતી નથી. કદાચ આ કથન ખરૂં માની લઇએ તોપણ શું થયું ? લડાઇની પેઠે પ્લેગ મરકી જેવા ખુનખાર દરદો કયાં થોડાં છે ? આ દરદો માણસની પસંદગી ઉપર આધાર રાખતાં નથી. એક યોધો લશ્કરમાં જોડાય ત્યારે જ તેને ખમવું પડે છે, પણ લશ્કરમાં જોડાવું કે નહિ, એ કેટલેક અંશે કેટલાએક દેશોમાં તેની મરજી ઉપર રહેલું છે. પણ પ્લેગ–મરકીનો હુમલો અચાનક કોઇ પણ સ્ત્રી કે પુરૂષ, બાળક કે વૃદ્ધ, અપરાધી કે નિરપરાધી ઉપર થાય છે. એકના છાંટા ઉડી બીજા ઉપર પડે છે અને બીજો સપડાય છે. ઘરનાં ઘર અને દુકાનોની દુકાનો તથા કુટુંબોનાં કુટુંબોની પાયમાલી થતી જોવામાં આવે છે. જે ઘરમાં કે કુટુંબમાં પંદર પંદર વીશ વીશ માણસો હતાં, તે કુટુંબમાં એક પણ માણસ ન મળે. આ સઘળી પ્લેગની પાયમાલી ગમે તેવા કઠણ હૃદયને પણ ધ્રૂજાવે તેવી શું નથી ? તેમાં બાપ દીકરાની સંભાળ લેતો નથી, દીકરો બાપની સારવાર કરતો નથી. સ્ત્રી પતિને છોડી પોતાના બચવાનો માર્ગ શોધે છે તો પતિ સ્ત્રીને મૂકી પલાયન કરે છે. આવી નિષ્ઠુરતા અને સ્વાર્થવૃત્તિને જન્મ આપનાર બીજું કોઇ નહિ પણ પાપી પ્લેગનો જ તે પ્રભાવ છે. અરે પ્લેગને પણ ભૂલાવે તેવી એક ભયંકર ચીજને આપણે કેમ ભૂલી જઇએ છીએ ? તે ચીજ દુકાળ છે. પ્લેગ તો હજીએ ઉંદર મારફત માણસોને સૂચના આપે છે, અને તેથી ચેતી જઇ જો માણસો તે ભૂમિને છોડી બીજે નિવાસ કરે તો પ્લેગના પંજામાંથી બચવા પામે છે, પણ દુષ્કાળની પીડા તો ત્યાં પણ નડે છે. ભૂતકાળના દુકાળોનું તો માત્ર વર્ણન સાંભળીએ છીએ. પણ સંવત ૧૯૫૬ ની સાલનો દુકાળ તો વાંચકોમાંના ઘણાખરાએ જોયો હશે. આહાહા ! તે ભયંકર કાળને યાદ કરીએ છીએ ત્યારે રૂંવા ખડા થાય છે. જનાવરોની ખુવારીની તો હદ જ નહોતી. ચોમાસું બેસતાં જે

ઘરમાં પચીસ પચીસ પચાસ પચાસ જાનવરો હતાં, વૈશાખ અને જેઠ માસ આવતાં તેમાંના એક બે પણ ભાગ્યે જ રહેવા પામ્યાં હતાં. ઘાસની તંગીને લીધે સારા ગૃહસ્થોના ઘરનાં જનાવરો પણ ભુખે મરતાં જોવામાં આવ્યાં હતાં, તો ગરીબોની તો વાત જ શી કરવી? જનાવરોના ભોગથી દુકાળ રૂપ દૈત્યને જાણે તૃપ્તિ ન થઇ હોયની તેમ જનાવરો પછી માણસોનો વારો નીકળ્યો. જંગલમાં ઠેકાણે ઠેકાણે માણસોના માથાની ખોપરીઓ રઝળતી હતી. મુડદાને ઉપાડનાર પણ મળતા નહિ, તેથી ખાડાઓ મુડદાંઓની ભરતીથી પુરાતા જોવામાં આવતા હતા. અન્નને માટે માબાપો પોતાના છોકરાઓને વેચતાં હતાં, અગર એકાંતમાં મૂકી ચાલ્યાં જતાં હતાં. આવી ભયંકર સ્થિતિ એક વરસના દુકાળને લીધે થવા પામી હતી તો જ્યારે બબે ચાર ચાર અને બાર બાર દુકાળ સાથે પડ્યા હશે ત્યારે માણસોની સ્થિતિ કેવી થઇ હશે, તેની કલ્પના તુલનાબુદ્ધિથી થઇ શકે તેમ છે, અને તે કલ્પના પથ્થર જેવા હૃદયને પણ પિગળાવવા પુરતી છે. સાંભળવા પ્રમાણે બાર દુકાળીમાં લાખો સોનામ્હોરો આપતાં પણ શેર અનાજ મળવું મુશ્કેલ થઇ પડતું. સાધુ જનોને ભિક્ષા પણ દુષ્કર થઇ પડી હતી. જ્યાં અન્નના સાંસા ત્યાં જ્ઞાન ધ્યાન કે ધર્મ કર્મ પણ ક્યાંથી સૂઝે?

આ બધું ધ્યાનમાં રાખીને કાવ્યના ચોથા પદમાં કહેવામાં આવ્યું છે કે "त्रिपद्दहनिज्वालाज्वलितजगति" અગ્નિની જ્વાળા જેમ ચારે તરફથી નીકળે છે, તેમ આ જગતમાં વિપત્તિની જ્વાળા એક તરફથી નહિ પણ ચારે તરફથી નીકળવા માંડે છે. એક તરફ યુદ્ધ તો બીજી તરફ મરકી, ત્રીજી તરફ દુકાળ તો ચોથી તરફ કોલેરા કે મોંઘવારી, આવી અનેક વિપત્તિઓથી આ સંસાર બળી જળી રહ્યો છે. તેમાં શાન્તિ ક્યાંથી મેળવી શકાય? બળતા ઘરમાંથી સારભૂત વસ્તુ લઇ જઇ એકાંતમાં મૂકે તો જેમ ભવિષ્યમાં સુખ મળે, તેમ બળતા સંસારમાંથી પોતાના આત્માને ઓળખી–આત્મજ્ઞાન પ્રાપ્ત કરી ઉપાધિઓથી દૂર રહે તો જ માત્ર આ વિપત્તિથી બચી શકાય, અને શાંતિ મેળવી શકાય. (૨૫)

# (४) एकत्व भावना.

मालिनीवृत्तम् ।

चतुर्थ्येकत्वभावना ।

मम गृहवनमाला वाजिशाला ममेयं ।
गजवृषभगणा मे भृत्यसार्था ममेमे ॥
वदति सति ममेति मृत्युमापद्यसे चे-
न्नहि तव किमपि स्याद्धर्ममेकं विनान्यत् ॥२६॥

## ચોથી એકત્વ ભાવના.

અર્થ—હે ભદ્ર! કોઇ માણુસ ત્હને મળે છે ત્યારે તેની પાસે જે તું આમ બોલ્યા કરે છે કે "આ હવેલી મારી પોતાની છે. આ બગીચો તો ખાસ મારા માટે જ બનાવેલો છે. આ શાળા મ્હારા ઘોડાને બાંધવાની છે. આ હાથીઓ મ્હારે ચડવાના છે. આ બળદો ખાસ મ્હારા ઉપયોગના જ છે. આ આટલા બધા નોકરો મ્હારા છે." આમ દરેક વસ્તુની સાથે મમ પદ લગાડીને મ્હારૂં મ્હારૂં કહ્યા કરે છે, પણ હે ભાઈ! જ્યારે મૃત્યુના માર્ગમાં ત્હારે પ્રયાણુ કરવું પડશે, ત્યારે કહે કે બગીચામાંથી કઇ વસ્તુ ત્હારી સાથે આવશે? તું ખાત્રીથી માન કે તે વખતે તું એકીલો જ પ્રવાસી થવાનો છે; કંઇ પણુ ત્હારી સાથે આવવાનું નથી અને ત્હારૂં થવાનું નથી. (૨૬)

વિવેચન—બાળક જ્યારે જન્મે છે, ત્યારે માત્ર પોતાના દેહને જ પોતાનો કરી માને છે. દેહને કાંઇ પીડા થાય છે કે ભૂખ લાગે છે ત્યારે રડે છે. દેહ સિવાય બીજી વસ્તુઓમાં તેને મમત્વ ન હોવાથી, તે વસ્તુઓ રહે વા નષ્ટ થાય તોપણુ તેથી બાળકને દુઃખ લાગતું નથી. કિંબહુના આ વખતે તેને જન્મ આપનાર માતા કદાચ મરી જાય તોપણુ તેથી બાળકને

દુઃખ લાગતું નથી, કારણકે હજી માતામાં તેને મમત્વ બંધાયું નથી. જ્યારે તે કંઇક સમજવા માંડે છે અને માતાને ઓળખતાં શીખે છે, ત્યારે તેનું મમત્વ વિસ્તાર પામ્યું. હવે તે બાળક પોતાના દેહની માફક પોતાની માતાને પણ પોતાની કરી માને છે. માતામાં મમત્વ બંધાયું, એટલે માતાનો સહવાસ સુખકર અને તેનો વિયોગ દુઃખકર જણાવા માંડે છે. મા સિવાય બીજું કોઇ તે બાળકને લે છે કે તરત તે રડવા માંડે છે. જેમ જેમ કુટુંબનાં બીજાં માણસોને ઓળખતો જાય છે તેમ તેમ તેનું મમત્વ વિસ્તાર પામતું જાય છે. અત્યારસુધી બાળકના રમાડનાર ઉછેરનાર અને પાળનાર સંબંધીઓના દર્શન સ્પર્શ કે સહવાસની તેને આકાંક્ષા નહોતી, પણ તેમાં મમત્વ બંધાયા પછી જો તેમનો સહવાસ દર્શન કે સ્પર્શ થતો નથી તો તેથી બાળકને દુઃખ લાગે છે. ચેતનવાળી વસ્તુઓ પછી જડ વસ્તુઓમાં તેને મમત્વગ્રહ થાય છે. પોતાનાં રમકડાં ઢીંગલા ઢીંગલીઓને મારા કરીને માનવા માંડે છે. સુવાનું પારણું અને ફરવાની ગાડલી વગેરેમાં મમત્વ બંધાય છે, ત્યારે તે વસ્તુઓને બીજું કોઇ બાળક લે તો તરત તેને દુઃખ લાગે છે. તે વસ્તુઓ ઉપર જાણે તેનો પોતાનો એકલાનો જ હક્ક હોય તેમ તે માને છે. પોતાની માની લીધેલી વસ્તુઓનો ઉપયોગ પોતાને એકલાને જ મળે તેમ તે ચાહે છે. બીજો કોઇ તેમાં ભાગદાર થાય છે તો તે તેને ગમતું નથી. તેની વસ્તુઓને ઉપાડવા કોઇ સ્પર્શ સરખો પણ કરે છે તો તે તરત બૂમ પાડે છે અને રડવા બેસે છે. જ્યારે નિશાળે જવાની શરૂઆત થાય છે, ત્યારે સ્લેટ પેન ચોપડીઓમાં મમત્વ વિસ્તરે છે. ભણ્યા પછી લગ્ન થાય છે અને વ્યાપારમાં પડે છે ત્યારે સ્ત્રી અને ધનમાં મમત્વ થાય છે. ક્રમે ક્રમે જ્યારે પુત્ર પુત્રીઓ થાય છે ત્યારે તેમાં અને સગાંવ્હાલાંમાં મમત્વભાવ બંધાય છે. ઉમરલાયક થતાં કે માબાપ ગુજરી જતાં જ્યારે ઘરનો ભાર તેના ઉપર પડે છે ત્યારે વારસામાં મળેલી સઘળી ચીજોમાં ગાઢ મમત્વ દૃઢ થાય છે. હવે તેની મમતા તૃષ્ણાના રૂપમાં ફેરવાય છે. મળેલી વસ્તુઓમાં મમતા થઇ ચૂકી છે, પણ જે પોતાના કબ્જાની નથી, જેના ઉપર પોતાનો હક્ક નથી, તેવી વસ્તુઓને પણ પોતાની કરી

લેવા પ્રયત્ન કરે છે અર્થાત્ હવે માત્ર મમતા જ નહિ પણ તેની સાથે તૃષ્ણાનો પ્રાદુર્ભાવ થાય છે. મમતા અને તૃષ્ણાના સંયુક્ત બળથી લોભ અને અનીતિનો જન્મ થાય છે, કેમકે તેની પોતાની માની લીધેલી વસ્તુઓ ભોગવવાનો તેનો પોતાનો એકલાનો જ હક્ક છે એમ માની લેવાની તેની નાનપણની ટેવ છે, તેથી તે વસ્તુ બીજાઓને ન ભોગવવા દેવાનો લોભ થાય છે અને તૃષ્ણાને પૂરી કરવા ગમે તેવાં અનીતિનાં પગલાં ભરવા માંડે છે. જેમ જેમ વખત પસાર થાય છે તેમ તેમ મમતાનું મૂળ ઉંડું ઉતરતું જાય છે, અને બીજી તરફ મમતાનો વિસ્તાર વધતો જાય છે. ખરી રીતે કહીએ તો તેના દુઃખનો વિસ્તાર વૃદ્ધિંગત થતો આવે છે. ચોમાસાના વરસાદથી ઉગેલા છોડવાઓ પ્રથમ વિસ્તાર પામી પાછળ કરમાવા—સુકાવા માંડે છે, અને છેવટે વિશીર્ણ થઇ જાય છે, પણ મમતારૂપ વેલડી તો જેમ જેમ વૃદ્ધાવસ્થા થતી આવે છે, અને મોત તરફ પ્રયાણ થતું જાય છે, તેમ તેમ સુકાવાને બદલે પાંગરતી આવે છે. બાલ્યાવસ્થામાં હજી એટલું સારૂં હતું કે જેમ મમતાનું ક્ષેત્ર વધતું જતું હતું, તેમ તે તે વસ્તુઓની પ્રાપ્તિ થતી જતી હતી. વારસામાં નવી નવી વસ્તુઓનો સંચય થતો જતો હતો. વૃદ્ધાવસ્થામાં તો તેથી વિપરીત બને છે. સંચિત કરેલી સંપત્તિ કે માલમત્તામાંથી ભાગ પડાવનાર અનેક વ્યક્તિઓનો ઉદ્ભવ થઇ ચૂક્યો છે. પુત્ર પુત્રી સગાં વ્હાલાં સર્વે તેની મમતાની ચીજમાંથી ભાગ પડાવવા ઇચ્છે છે, ત્યારે મમતાવાન્ માણસને તેમાં ભાગ દેતાં કે અર્પણ કરતાં વસમું લાગે છે. આથી અંદર અંદર કસાકસી ચાલે છે, કલેશ જાગે છે, કાવત્રાં ઉભાં થાય છે, ખુની હુમલા થવા માંડે છે અને કરોળીયાની ગુંથેલી જાળમાં જેમ કરોળીયો ફસાય છે, તેમ મમતાની ગુંથેલી જાળમાં મમત્વી માણસને ફસાવું પડે છે. વૃદ્ધાવસ્થાની દુર્બળતામાં તેની માની લીધેલી વસ્તુઓ વેરાન છેરાન થઇ જાય છે, અને મમતા તાજી ને તાજી કાયમ રહે છે તેથી તે મમતાને બીજો બહારનો ખોરાક ન મળવાથી છેવટે અંદરખાને મનને જ ડંખ્યા કરે છે. જે ડાળ પર બેસે છે, તેને જ કાપે છે. જે મનમાં નિવાસ કરે છે, તેના જ લોહીને ચૂસે છે, હૃદયને બાળે છે, અને અશાંતિ ઉત્પન્ન કરે છે. કદાચ પુણ્યનો યોગ હોય, અને તેની માની

લીધેલી વસ્તુઓ લુંટી લેવા કે તેમાંથી ભાગ પડાવવામાં સામી બાજુનાં માણસો ન ફાવે, તોપણ જ્યારે મૃત્યુનો અનિવાર્ય હુમલો થશે ત્યારે તો નિરૂપાયે તે વસ્તુઓને છોડયા વિના છુટકો જ નથી. આ વખતે પણ જો મમતાનું મૂળ હૃદયમાંથી ઉખડી ગયું નહિ હોય તો મરનારને મોતની પીડા કરતાં પણ મમતાની પીડા વધારે ખમવી પડશે, અને પરિણામે હાથમાં કંઇ પણ નહિ આવે. હસતાંએ પરોણો અને રોતાંએ પરોણો એ કહેવતની માફક મોતરૂપી લુંટારાના દબાણથી એક એક વસ્તુનો કબજો મૂકવો તો પડશે, પણ મૂકતી વખતે તેની આંખમાંથી અશ્રુધારા છૂટે છે. હાય! હાય! આ મારી હવેલી, મારી વાડી, મારી ગાડી, મારી લાડી, મારી માળા, મારા હાર, મારા હાથી, મારા સાથી, અરેરે! આ સઘળું મારે મૂકવું પડે છે. આમ હાયવોય કરતાં બૂમો પાડતાં માથું પછાડતાં તેના વ્હાલા પ્રાણ દેહને છેલ્લી સલામ કરે છે અને હાથ ભોંયે પડે છે. મનની આશા મનમાં રહી જાય છે અને સંચિત કરેલી સંપત્તિ બીજાને સ્વાધીન થાય છે. તેની સંપત્તિ અને સઘળા સાથીઓ આ લોકમાં રહે છે અને માત્ર મરનાર આત્મા એકલો જ પરલોકનો પ્રવાસી બને છે. આવા ભયંકર સમયમાં સઘળાઓ તેનો સાથ મૂકી દે છે, ત્યારે માત્ર એક ધર્મ, અધર્મ, પુણ્ય, પાપ તેની સાથે જાય છે. ગ્રંથકાર સમજાવે છે કે હે ભાઇ! જે મમતા મોત વખતે સર્પની માફક ત્હારા હૃદયને ડંખશે, રડાપીટ કરાવશે, મહાદુઃખદાયક થશે, તે મમતાને થોડે થોડે કમી કરતો જા. જુવાનીમાં નહિ તો ઘડપણમાં તો તે મમતાને તદ્દન દૂર કર, નહિતો હાથનાં કર્યાં હૈયે વાગશે, ત્હારી પોતાની જ મમતા ત્હને દુર્ગતિમાં ખેંચી જશે, માટે મમતાને દૂર કરી તેને સ્થાને સમતાનું સ્થાપન કર. માત્ર એક અક્ષર જ બદલાવવાનો છે. 'મ'ને સ્થાને 'સ' કરવાનો છે. (૨૬).

अन्ते नि:सहायता ।

तव किल विलपन्ती तिष्ठति स्त्री गृहाग्रे ।
प्रचलति विशिखान्तं स्नेहयुक्तापि माता ॥

स्वजनसमुदयस्ते याति नूनं वनान्तं ।
तनुरपि दहनान्तं निःसहायस्ततस्त्वम् ॥२७॥

स्वार्थमयः स्त्रीसंबन्धः ।

द्विरदगमनशीला प्रेमलीला किलेयं ।
तव हृदयविरामा केलिकामातिवामा ॥
इह जनुषि सदाप्यास्वार्थसिद्धेः सखी ते ।
मृतिमुपगतवन्तं साश्रयेन्नो क्षणं त्वाम् ॥२८॥

### અન્તે નિઃસહાયતા.

અર્થ—જે સ્ત્રીને તું પોતાની માની પ્રેમ રાખે છે તે ત્હારી સ્ત્રી મૃત્યુ વખતે વિલાપ કરતી કરતી ઘરને ખૂણે બેસી રહેશે. ત્હારા ઉપર સ્નેહ રાખનારી ત્હારી માતા પણ ઘરથી બહાર નીકળી શેરી સુધી ત્હને પહોંચાડવા આવશે પણ ત્યાંથી પાછી વળી જશે. ત્હારાં કુટુંબીઓ અને સગાંવહાલાં કદાચ આગળ આવશે તો શ્મશાનભૂમિપર્યંત આવશે પણ ત્યારપછીનો સાથ નહિ કરે. અરે! બીજાની તો શી વાત કરવી પણ જે આ ત્હારૂં શરીર છે, જેનો સંબંધ અતિ નિકટનો છે, બીજી બધી વસ્તુઓ કરતાં જેનો સહવાસ ત્હારી સાથે વધારે વખતનો છે, તે શરીર પણ શું ત્હારૂં થવાનું છે? નહિ જ. તે પણ શ્મશાનભૂમિમાં બળીને ખાખ થઇ જનારૂં છે. ત્હારે તો એ બધાથી વિખુટા પડીને નિઃસહાયપણે એકાકી જ જવાનું છે. (૨૭).

### સ્ત્રીનો સંબંધ સ્વાર્થમય છે.

હે ભદ્ર! ત્હારી સ્ત્રી જે ત્હને પગે લાગે છે, તું કટુ વચન કહે તોપણ તે સાંભળીને સહન કરે છે અને પ્રેમભાવ દર્શાવે છે, ત્હારા મનને અનુસરીને વર્તી હૃદયને પ્રમોદ ઉપજાવે છે, અનુકૂળ ચેષ્ટા અને હાવભાવથી ત્હારી મનોકામના પૂરી કરે છે, તે બધું શાને લીધે? તે તું જાણે છે? શું

અંતરના પ્યારને લીધે? ના. ના. સ્વાર્થમય પ્રેમને લીધે તે બધું દેખાય છે. જયાંસુધી તું તેને મ્હોંમાંગી વસ્તુ, વસ્ત્રો, આભૂષણો લાવી આપે છે, ત્યાંસુધીનો તે પ્યાર છે. જ્યારે ત્હારા તરફનો તેનો સ્વાર્થ સધાઇ રહ્યો એટલે સમજ કે પ્રેમનો પણ અંત આવી રહ્યો. ચાલુ જન્મમાં પણ જ્યારે સ્વાર્થસુધીનું જ સગપણ દેખાય છે, ત્યારે તે સ્ત્રી પરભવ જતાં એક ક્ષણ પણ આશ્રય આપશે એવી આશા રાખવી તદન મિથ્યા છે. (૨૮)

**વિવેચન**—આગળના કાવ્યમાં જે મમતાનું સ્વરૂપ બતાવ્યું, તે મમતાનાં પાત્રોનો સંબંધ કયા પ્રકારનો છે, તે આ બે કાવ્યમાં દર્શાવવામાં આવ્યો છે. એક જીવનો બીજા જીવોની સાથે જે સંબંધ બંધાય છે તે બે પ્રકારનો છે. એક જન્મસંબંધ, બીજો ઐચ્છિક સંબંધ. જે કુળમાં જન્મ ધારણ કર્યો તે કુળના માણસોની સાથે મા બાપ ભાઇ બ્હેન વગેરે સંબંધ પહેલા પ્રકારનો છે, ત્યારે સ્ત્રી અને તેનાં સંબંધીઓની સાથેનો સંબંધ બીજા પ્રકારનો છે. મિત્રતા-દોસ્તી પણ આ પ્રકારમાં સમાય છે. જીવ એકલો હોવા છતાં અનેકતાની પ્રતીતિ થાય છે. તે એમ માનીને આશ્વાસન લે છે કે કાંઇ ફિકર નહિ, હું એક નથી પણ આ બધા સંબંધીઓ મ્હારા છે. મ્હારૂં મ્હોટું કુટુંબ છે. આવી માન્યતા ઉપર કહેલા સંબંધને લીધે છે. આ સંબધમાં જીવને એક જાતની મધુરતાનો આસ્વાદ થાય છે. એ સંબંધથી એક પ્રકારની મગરૂબી આ જીવ માની લે છે. આ સંબંધની મધુરતા રમણીયતા સ્થાયિતા કેટલે અંશે છે તેનો વિચાર આ કાવ્યમાં કરવામાં આવ્યો છે. ગ્રન્થકાર જણાવે છે કે મા, બાપ, ભાઇ, બ્હેન, સ્ત્રી, પુત્ર, પુત્રી, વગેરે અંદરનાં સંબધીઓ અને મામા, માસા, ફુઆ, વેવાઈ, જમાઇ, વગેરે બહારના સંબંધીઓનો સંબંધ કેટલેક ઠેકાણે અલબત્ત રમણીય ભાસે છે, પણ ઉપલક દૃષ્ટિએ ઉંડા ઉતરીને વિચાર કરીએ છીએ તો આ રમણીયતા વાસ્તવિક જણાતી નથી. માતા પિતા પુત્રનું પાલન કરે છે. પુત્રની સગવડ માટે કેટલીક મુશ્કેલીઓ પોતાને શિર વ્હોરી લે છે. પૈસા ખર્ચીને ભણવા વગેરેનાં સાધનો પૂરાં પાડે છે. લગ્ન સંબંધે થતો ખર્ચનો બોજો પણ ઉપાડી લે છે. એ બધું ખરૂં, પણ આમ

કરવામાં માબાપને પ્રેરણા કરનાર શું માબાપની સ્વાભાવિક ઇચ્છા છે, કે પુત્ર પિતાનો સંબંધ છે, કે અન્ય કંઇ છે? દેખીતી રીતે તો એમ જણાય છે કે કુદરતી પ્રેરણાથી જ માબાપ પુત્રનું પાલન કરે છે, અને પુત્ર પ્રત્યેનો તેમનો પ્રેમ પણ કુદરતી જ છે, પણ ખરી રીતે જોતાં કુદરતી પ્રેમ અને કુદરતી સંબંધના પડદાની પાછળ ગુપ્ત રીતે સંતાઇ રહેલો સ્વાર્થ છે. માબાપ એમ સમજે છે કે આ પુત્ર મ્હોટો થશે ત્યારે અમારૂં પાલન કરશે, અમને કમાઇને ખવરાવશે, અમારી પાછળ ખરચ ખુંટણ કરશે, અમારૂં નામ કાયમ કરશે, આવી આવી અનેક જાતની આશાઓ સફળ કરવાના સાધન તરીકે પુત્ર છે, એમ માની લીધું છે, અને આ માન્યતા છે ત્યાંસુધી જ તે સંબંધમાં મીઠાશ રહે છે, પણ જ્યારથી તેઓને એમ સમજવામાં આવી જાય કે "આ પુત્ર કપુત થશે, અમારૂં પાલન નહિ કરશે, અવળાં લક્ષણોવાળો હોવાથી અમારૂં નામ બદનામ કરશે" ત્યારથી માબાપનો પુત્ર પ્રત્યેનો પ્રેમ શું કાયમ રહેશે? કુદરતી સંબંધમાં મીઠાશ રહેશે? નહિ જ. એક ક્ષણ પણ નહિ રહે. સ્વાર્થની માન્યતા ત્રુટી કે ખેલ ખલાસ થયો. કુદરતી પ્રેમનો પડદો તે જ ક્ષણે ઉડી જશે. તેવી જ રીતે પુત્રને પણ અમુક સ્વાર્થ રહેશે ત્યાંસુધી રમણીય પ્રેમ દેખાશે. બસ આ જ રીતિ સઘળાં સંબંધીઓને એકસરખી રીતે લાગુ પડી શકશે, કેમકે પુત્ર અને માબાપના સંબંધ કરતાં બીજો કોઇ અધિક સંબંધ નથી, તે પણ કેટલીક રીતે સ્વાર્થિક સંબંધ તરીકે સિદ્ધ થાય છે, ત્યારે તેના કરતાં ઉતરતાં બીજાં સંબંધીઓના પ્રેમની તો શી વાત કરવી? વ્યવહારમાં બનતા સ્વાર્થી પ્રેમના અનેક દાખલાઓ જોવા સાંભળવામાં આવે છે, અને તે દરેકને લગભગ જાણવામાં હશે તેથી અત્રે દાખલા ટાંકવાની જરૂર જણાતી નથી. માત્ર એક દાખલો અત્રે બસ થશે.

દૃષ્ટાંત—કુંદનપુર શહેરમાં એક લક્ષાધિપતિ શાહુકારને એક પુત્ર અને એક પુત્રી એમ બે ફરજંદ હતાં. પુત્રનું નામ ફકીરચંદ અને પુત્રીનું નામ ચંદા હતું. શેઠની સારી જાહોજલાલી હોવાથી પુત્ર અને પુત્રીને યોગ્ય વયમાં સારે ઠેકાણે પરણાવ્યાં. કેટલાક વખત પછી

શેઠ પરલોકવાસી થયા અને ઘરનો કારભાર ફકીરચંદના હાથમાં આવ્યો. પુન્યની અજબ લીલા છે. માણસની દશા હમેશ સરખી રહેતી નથી. એક દિન રાજા ને બીજે દિન રંક એવા દાખલા પણ દુર્લભ નથી. સૂર્યની એક દિવસમાં ત્રણ અવસ્થા બદલાય છે તો માણસની બદલાય તેમાં શી નવાઇ? પિતા ગુજરી ગયા પછી દિવસે દિવસે વ્યાપારમાં ધક્કો લાગવા માંડયો, આસામી ખાદ પડી, જેના હાથમાં તેના મ્હોંમાં એવી રીતે પૈસાનો ઘસારો થતાં ફકીરચંદભાઇની ફિકર વધતી ગઇ. એક દિવસ એવો આવી પુગ્યો કે ફકીરચંદભાઇ ખરેખર એક ફકીર જેવા જ બની ગયા. સંપત્તિ સર્વ ચાલી ગઇ. ઘરબાર સ્થાવર મીલ્કત સઘળી ઘરાણે મુકાઇ ગઇ. તે ઉપરાંત કરજ થઇ ગયું. થોડા વખત સુધી સગાંઓ તરફથી સહાય મળી પણ તે કયાં સુધી ચાલે? ગરીબાઇના વખતમાં સગાં પણ થોડાં જ રહે છે. આખરે ફકીરચંદના ઘરમાં વસ્ત્ર અને અન્ન એ બંને ચીજની તંગી પડવા માંડી. લુગડાંને હજી પણ થાગડ થીગડ થાય, પણ પેટને થીગડું કામ આવતું નથી. ભૂખ અને દુઃખથી કંટાળી જઈ સ્ત્રીને પિયેરમાં રવાના કરી ફકીરચંદે પરદેશ તરફ પ્રયાણ કર્યું. જેને ઘોડા કે ગાડી વિના ચાલતું નહિ, તેને આજે લાંબી મુસાફરી પણ પગે કાપવાનો વખત આવ્યો. હા દૈવ! તારી ગતિ અજબ તરેહની છે. ખરેખર વખતની બલિહારી છે. માણસ તેનું નામ કે જેને જેવો વખત આવે તેને અનુકૂળ થઇ જાય. ફકીરચંદના શરીર ઉપર હજારોની કિમ્મતનાં ઝરીયાન વસ્ત્રો અને લાખોની કિમ્મતના હારો અને માળાઓ રહેતાં હતાં, પણ આજે તો ફાટયાં તૂટયાં એક બે ચિંથરા જેવાં લુગડાં સિવાય કશું નથી. ફકીરચંદના મનમાં વિચાર થયો કે રસ્તામાં બ્હેનનું ગામ આવે છે તેની સ્થિતિ પણ ઘણી સારી છે. થોડા ફેરમાં છે પણ પરદેશ જવાનું છે તો બ્હેનને મળતો જઉં. વખતે ત્યાં પણ આશરો મળી જાય. એમ ધારીને બ્હેનના ગામનો રસ્તો લીધો. રસ્તામાં આવી ગરીબ સ્થિતિમાં ફાટયે તૂટયે લુગડે પૈસાવાળી બ્હેનને ઘેર જવું તેને શરમભરેલું લાગ્યું. આવી સ્થિતિમાં મને આદર મળશે કે કેમ તે વિષે તર્ક વિતર્ક થવા લાગ્યા. ત્યારે શું ન જવું? આંહિથી રસ્તો બ-

દેખાડવો ? ના ના તેમ તો ન કરવું. આંહિસુધી આવીને બ્હેનને મળ્યા વગર એમ ને એમ તો ન જવું. કંઇ નહિ. જેવી સ્થિતિ તે પ્રમાણે વર્તવું. એમાં શરમ શાની ? એમ અનેક સંકલ્પ વિકલ્પ કરી બ્હેનને ઘેર ભાઇ પહોંચ્યો. આ વખતે ફકીરચંદના શરીર ઉપર એક જીર્ણ ધોતીયું, ત્રણ ચાર ઠેકાણે થિગડાવાળું અંગરખું અને માથે એક ચિંથરા જેવી પાઘડી બાંધેલી હતી. પગમાં પગરખાં હતાં નહિ, તેથી પગ ગુંઠણ સુધી ધૂળ–રજથી ખરડાયલા હતા. ખભે એક કોથળો હતો, તેમાં થોડો ઘણો સામાન હતો. લક્ષ્મી ગઇ તેની સાથે તેજ જતું રહ્યું હતું. વળી રસ્તાની મુસાફરીમાં મોઢું પણ રજથી ખરડાયેલું હતું, તેથી તેનો દેખાવ બહુ ગરીબાઇભરેલો લાગતો હતો. ફકીરચંદની બ્હેન ચંદાને આ દેખાવ બહુ શરમાવનારો લાગ્યો. ઘણે વરસે ભાઇના મેળાપથી ઘણી ખુશાલી થવી જોઇએ, તેને બદલે બ્હેનના મનમાં તિરસ્કાર છૂટવા લાગ્યો. અરે પિટચો ભુખ્ખારસ જેવો ભિખારી થઇને આંહિ ક્યાં આવ્યો ? મ્હારી બ્હેનપણીઓ આને મ્હારા ભાઇ તરીકે ઓળખશે તો મારી કેટલી હલકાઇ થશે અને મને કેટલું શરમાવા જેવું થશે ? આ ભિખારી આંહિથી તરત રવાના થઇ જાય તો ઠીક. જો એને ખાવા પીવાનું સારૂં સારૂં મળશે અને આદર સત્કાર મળશે, તો તે અહિં જ પડયો રહેશે, મ્હારૂં ઘર છોડશે નહિ, માટે એનું અપમાન કરવું કે જેથી જલ્દી પલાયન કરી જાય. આવા ઉદ્દગારો બ્હેનના મોઢામાંથી નીકળ્યા. ફકીરચંદ ઘરમાં આવ્યો તો ખરો પણ કોઇએ તેને 'આવો બેસો' એટલું પણ કહ્યું નહિ. સગી બ્હેન તરફથી સત્કાર ન થયા ત્યાં બીજા તરફના સત્કારની શી આશા રખાય ? ભાઇ વગર બોલાવ્યો એક ખાટલા ઉપર બેસી રહ્યો. ઘરના માણસો બધા જમી ગયા ત્યાંસુધી પણ કોઇએ તેને જમવાનું કહ્યું નહિ. ગમે તેવો સહનશીલતાવાળો માણસ હોય, તોપણ આવા અનાદરથી મનને ખેદ તો થાય જ. ફકીરચંદ ખેદ સાથે વિચાર કરતો હતો કે આના કરતાં આંહિ ન આવ્યો હોત તો સારૂં. અરે મેં તો આંહિ બ્હેનની સ્થિતિ સારી છે તેથી કંઇક આશ્રય મળશે એમ ધાર્યું હતું તે આશા તો દૂર રહી પણ આશ્વાસન સરખું પણ ન મળ્યું. હા દૈવ ! હા

નસીબ ! કોઇનો દોષ નથી, મારી દશાનો જ દોષ છે. નહિતો બાપની આટલી મીલ્કત શું કામ ચાલી જાય ? અરેરે ! આવા જીવતર કરતાં મોત શું ખરાબ ? હે હંસ ! હે પ્રાણ ! આ દુઃખી અને દુર્ભાગી શરીરમાં પડ્યા રહેવું તમને કેમ ગમે છે ? આમ અફસોસ કરતાં ફકીરચંદભાઇને કોઇએ બોલાવ્યો કે ચાલો જમી લ્યો. ભાઇ જમવા ગયો પણ ત્યાંયે અપમાન. સારા સારા ભોજનની આશા રાખી હતી પણ તે કયાં તેના ભાગ્યમાં હતું ? તેના નસીબમાં તો ખાટી છાશ અને રોટલો એ બે જ વાનાં હતાં, અને તે પણ નોકર ચાકરની પંક્તિમાં. પૈસાવાળી બ્હેનના ઘરમાં ઘણે વરસે આવેલા ભાઇની આવી સરભરા કાંઇ થોડી દુઃખદાયક ન ગણાય, પણ શું ઉપાય ? બિચારા ગરીબ ફકીરચંદનું શું બળ ? આંહિ કોણ તેનો સગો ? બ્હેન તો પોતે પૈસાવાળો થઇ ઠાઠ માઠ કરી આવ્યો હોત તો સગી થાત. વાચક ! સંસારના સંબંધીઓના સંબંધ કેવા પ્રકારના છે, તેનું બરાબર આંહિ નિરીક્ષણ કરજે. ભાઇ જમતો હતો ત્યારે બ્હેન તો કયારનીએ જમીને અંદરના ઓરડામાં પલંગ ઉપર પોઢી ગઇ હતી. વધારે જોઇએ તો માંગી લેજો એમ કહેનાર પણ ત્યાં કોઇ નહોતો તો આગ્રહ કરનારની કયાં રાહ જોવી ?! ગુસ્સો અને ખેદને દુર્બળતાના પડ નીચે દબાવી ફકીરચંદ હાથ ધોઇ એક બાજુએ પડેલા ખાટલા ઉપર થાક ઉતારવાને સુતો. ખેદ અને દિલગીરીના વિચારોમાં કંઇક ઉંઘ આવી. કલાક બે કલાક પછી જાગ્યો. ત્યારે સામેના ઓરડામાં ચંદા અને તેની બ્હેનપણીઓની મિજલસ જામી છે. હાસ્ય વિનોદની વાતો ચાલી રહી છે. તેમાં એક સખીએ પૂછ્યું કે આ સામા ખાટલા ઉપર બેઠેલો પ્રાહુણો કોણ છે ? ચંદાને જવાબ આપ્યા વિના છુટકો નહોતો. ખરૂં બોલતાં શરમ આવતી હતી, તેથી કહ્યું કે એ મારા પીયર તરફનો માણસ છે. બીજી સખીએ કહ્યું કે શું એ તમારો સગો છે ? ચંદા બોલી ના. ના. સગો બગો કાંઇ નહિ પણ આગળ મારા બાપના ઘરમાં ચુલાફુંકણ ( રસોઇઓ ) હતો, એટલે મારા બાપના ઘરનો નોકર છે. આ શબ્દો ફકીરચંદે કાનોકાન સાંભળ્યા. હવે તેને એક ઘડી પણ આંહિ રહેવું મુસ્કેલીભર્યું લાગ્યું. તે તરત ત્યાંથી ઉઠ્યો. પોતાનો કોથળો ખભે નાંખી તે ચાલતો થયો, પણ

કોઇએ તેને પૂછ્યું નહિ કે અત્યારે ક્યાં જશો ? ફકીરચંદને વધારે અફસોસ તો એ થતો હતો કે જે બ્હેનને હું ઘણી હોંશથી મળવા આવ્યો તે બ્હેને મને બોલાવ્યો નહિ, ખેમ કુશળના સમાચાર પૂછ્યા નહિ, મારી હાલત વિષેની કશી વાતચીત કરી નહિ, અને મારા સામું પણ જોયું નહિ. હશે, હવે અફસોસ કર્યે શા કામનો ? ગરીબનો બેલી પરમેશ્વર છે માટે તેનાપર આધાર રાખી દૈવ દોરી જાય ત્યાં જવું એવા નિશ્ચયથી તેણે પોતાની મુસાફરી આગળ લંબાવી. કોઇ દેશાવરમાં નીકળી ગયો, ત્યાં પુણ્યનો સિતારો ઉગ્યો. દિવસે દિવસે દ્રવ્યમાં વધારો થતો ગયો. પાંચ દશ વરસ ત્યાં ગાળ્યા તેટલામાં સારી રીતે લક્ષ્મીનો સંચય થયો. સ્વદેશ તરફ તે પાછો ફર્યો. જે રસ્તામાં બ્હેનનું ગામ આવે છે તે જ રસ્તો આવી ચડયો. આ વખતે ફકીરચંદ શેઠ એકલા નહિ, પણ રસાલા સાથે હતા. બે ચાર નોકરો એક બે સિપાઇઓ ગાડી ઘોડા સાથે ઠાઠમાઠ હતો. બ્હેનનું ગામ આવ્યું ત્યારે ગામમાં ન ગયા પણ તળાવની પાળે ઉતર્યા. પનીયારી બાઇઓએ શેઠનું નામ ઠામ પુછી ચંદાબાઇને ખબર પહોંચાડયા. ભાઇના ઠાઠમાઠ અને શ્રીમંતાઇના ખબર સાંભળી ચંદા ભાઇને મળવા અને તેડવા જવાની ઉતાવળ કરવા લાગી. સારાં લુગડાં પહેરી બે ચાર સખીઓ અને નોકર ચાકરોને લઇ ચંદા તળાવની પાળે આવી. ભાઇને મળી, ઓવારણાં લીધાં અને કહ્યું: ભાઇ ! આ બહુ સારૂં કર્યું ! આંહી મારૂં ઘર છે તેની તમને ખબર નહિ હોય કે આંહિ તળાવની પાળે ઉતારો કર્યો ? શું અમારી લાજ ગુમાવવી છે અને મશ્કરી કરાવવી છે ? ભાઇ ! તમને આટલો પણ વિચાર થયો નહિ. તમે પૈસાવાળા છો તો અમારે ઘરે પણ જાર બાજરીના રોટલા મળી રહેશે, માટે હવે છાનામાના ચાલો ઘેર. ભાઇએ કહ્યું બ્હેન ! હું એકલો નથી પણ આટલા બધા માણસો મારી સાથે છે. આટલો બધો સરસામાન છે તે બધું કયાં હેરવવું ફેરવવું ? માટે હમણાં માફ કર. વળી બીજી વખત હું આવી જઇશ.

ચંદા—વાહરે ભાઇ વાહ ! બ્હેન ઉપર દયા તો બહુ રાખો છો. પણ ભાઇ ફિકર નહિ. પરમેશ્વરની મ્હેર છે. તમારા પ્રતાપે રોટલો પાણીયે

સુખી છઇએ. તમારા આવવાથી કાંઇ ઘટી જાય તેમ નથી. માટે હવે આગ્રહ કરાવો નહિ. ના પાડશો તો મારા ગળાના સમ છે. તમને જમાડયા વિના અન્ન ખાવું હરામ છે.

ફકીરચંદ શેઠ મનમાં વિચારવા લાગ્યો તે પણ દિવસ હતો અને આજનો પણ દિવસ છે. કાંઈ નહિ. બ્હેન આટલો આગ્રહ કરે છે તો ચાલો. સરસામાન અને નોકર ચાકર સાથે શેઠ ચંદાને ઘેર આવ્યા. આજે ચંદાના હર્ષનો પાર નથી. ભાઇની સરભરામાં બે ચાર માણસોને ખાસ કામે લગાડી દીધા. બે ચાર દાસીઓ રસોઇના કામમાં વળગી ગઇ. એક તરફ ગરમ પાણી થાય છે. બીજી તરફ મર્દન કરનારા શેઠને શતપાક સહસ્ત્રપાક આદિ તેલથી મર્દન કરે છે. સ્નાન કરાવે છે. જમવાનો સમય થતાં રૂપાના પાટલા અને રૂપાના બાજોઠ ઉપર સોનાની થાળીઓ અને સોનાના વાડકા ગોઠવાઇ ગયા. શેઠ જમવા બેઠા. બ્હેન મોતીનો ભર્યો પંખો હાથમાં લઇ ભાઇના ઉપર પવન નાંખે છે. નવ નવી રસોઇ પીરસાય છે. આ બધું જોઇ ફકીરચંદ શેઠ તો વિચારમાં મગ્ન થઇ ગયા કે આટલું બધું માન કોને મળે છે? હું તો એ ને એ છું. માત્ર સારાં લુગડાં અને દાગીના પહેરેલાં છે એ વિશેષ છે. ત્યારે આ માન મને નથી મળતું પણ દાગીનાને મળે છે. બ્હેન જાણતી હશે કે ભાઇ પહેલી વાત ભૂલી ગયો હશે, પણ એ ભૂલાય તેવું કયાં છે? પિરસાયેલ ભોજનમાંથી કોળાયો લીધા પહેલાં શેઠ હાથમાંથી કાનમાંથી અને ડોકમાંથી ઘરેણાં ઉતારી ઉતારી થાળીમાં મૂકવા લાગ્યા અને કહેવા લાગ્યા કે અરે હાર! અરે માળા! અરે કડા વેઢ! તમે આ જમો. આ બધું તમારે માટે છે. મને પણ તમારે પ્રતાપે મળે છે. ચંદા ભાઇને કહે છે કે ભાઇ આ રીતિ તે કયાંની? આમ ચાળા કેમ કરો છો? ભાઇએ કહ્યું: બ્હેન! આ ચાળા નથી પણ ખરેખર છે. આટલું બધું માનપાન આ વસ્તુઓને મળે છે—મને નથી મળતું. હું તો એનો એ જ છું. સાંભળ—

દામે આદર દીજીએ, દામે કીજે કામ;
પહેલે ફેરે આપીયું, ચૂલાફુંકણ નામ.

બ્હેન! હું તો એ જ ચૂલાફુંકણ—રસોઇઓ ભિખારી છું. દશ વરસ

પહેલાંનું અપમાન હું વિસરી ગયો નથી. પણ તેમાં કાંઇ તારો દોષ નહોતો, મારાં કર્મોનો જ વાંક. આથી ચંદા ભોંઠી પડી ગઇ, અને અવિચારીપણા માટે ક્ષમા માંગી. ભાઇયે ક્ષમા આપવાની સાથે સારી રકમ બ્હેનને બક્ષીસમાં આપી. બ્હેને ઘણા આગ્રહથી બે દિવસ ભાઇને રોકી વિદાય કર્યો. દરેક ઠેકાણે પ્રાયઃ આવી જ સ્વાર્થની બાજી હોય છે. સ્વાર્થ હોય તો ભાઇને બ્હેન અને બ્હેનને ભાઇ, સ્ત્રીને પતિ અને પતિને સ્ત્રી, માબાપને પુત્ર અને પુત્રને માબાપ, પણ સ્વાર્થ ન હોય તો કોણ બ્હેન અને કોણ ભાઇ, કોણ પતિ અને કોણ સ્ત્રી, કોણ માબાપ અને કોણ પુત્ર, કોણ શેઠ ને કોણ નોકર! સઘળો સંસાર સ્વાર્થવૃત્તિમાં સપડાયલો છે. તો પછી કોણે કોની ચાહ ધરવી? વખત પડયે કોઇ કામ નહિ આવે. કોઇ પણ નિયમને અપવાદ તો હોય છે જ, તેથી વગર સ્વાર્થે કામ કરે એવા માણસો નથી જ એમ તો કહી શકાય નહિ. પણ હોય તો તે બહુ જ વિરલા, સોમાં એક કે હજારમાં પાંચ. કોઇ પણ વિષયનું સમર્થન કરવામાં તેની ગણત્રી થાય નહિ. તેથી જ જેની બહુલતા છે તે ઉપર લક્ષ્ય આપીને કહેવામાં આવ્યું છે કે સ્ત્રી પુત્ર વગેરે સ્વાર્થપર્યન્ત સગાં છે. "तुष्यतु दुर्जनः" એ ન્યાયે કદાચ ઘડીભર માની લઇએ કે આપણાં સગાંવ્હાલાં સંકટને વખતે આપણને સ્હાય કરે છે. પણ ગ્રંથકાર એમ પૂછે છે કે ભલે તેઓ હમણાં તમને સ્હાય કરે પણ જ્યારે મોત આવશે તે વખતે કયો સગો બચાવી શકશે, કે પરલોક પ્રયાણમાં સાથી બનશે? ત્યારે તો સઘળા ત્હારાથી છૂટા પડી જશે. સ્ત્રી તો ઘરના ખૂણામાં ભરાઇને રોશે, માતા શેરી સુધી આવશે, સંબંધીઓ સ્મશાન સુધી આવશે અને બીજાની તો શી વાત કરવી પણ જે આ ત્હારો વ્હાલામાં વ્હાલો દેહ તે પણ સ્મશાનમાં જ રહેશે—ત્હારી સાથે આવવાનો નથી. તું જેમ આવ્યો એકલો તેમ જવું પણ એકલાને જ પડશે. (૨૭-૨૮).

मित्राणामसहायता ।

**विपुलविभवसारं रम्यहारोपहार-**
**मसकृदपि च दत्त्वा तोषिता ये सखायः ॥**

**अतिपरिचयवन्तस्तेप्यदूरं वसन्तो ।**
**भयदमरणकाले किं भवेयुः सहायाः ॥२९॥**

### મિત્રોની અસહાયતા.

અર્થ—જે મિત્રોને સારમાં સાર પુષ્કળ વૈભવ આપીને કે સારા સારા હાર અને માળાઓની બક્ષીસ કરીને વારંવાર ખુશ કર્યા છે, જેમની સાથે લાંબા વખતનો પરિચય છે, અને ગાઢ સંબંધ છે તે મિત્રો અંતકાળની માંદગીને વખતે નજીકમાં નજીક બેઠા હશે તોપણ શું તેઓ હારૂં દુઃખ પોતાના ઉપર વ્હોરી લઇ હને સહાય આપી શકશે કે પરભવે જતાં હારો સાથ કરશે ? નહિ જ. જીવનનો અંત આવતાં મિત્રોની મિત્રતાનો પણ અંત આવી જશે. ખાત્રીથી માની લે કે આખર તું એકીલો છે. (૨૯)

**વિવેચન**—ઉપરના કાવ્યમાં મૈત્રીના સંબંધની વિચારણા કરી આખર તેની સહાયતાનો પણ અભાવ બતાવ્યો છે. સાધારણ રીતે મિત્રો ત્રણ પ્રકારના છે, કનિષ્ઠ મધ્યમ અને ઉત્તમ. જે મિત્રો પોતાના મિત્રની પાસેથી કંઇક સ્વાર્થ સાધવાનું હોય ત્યાંસુધી પ્રેમભાવ દર્શાવે, દેવાની નહિ પણ મિત્રની પાસેથી કંઇ ને કંઇ લેવાની જ સદા આશા રાખે, ઉપરથી મીઠું મીઠું બોલી અંદરથી સ્વાર્થ સાધવાનાં કાવત્રાં ચાલુ રાખતા હોય, ગુણને બદલે અવગુણ કરે, એવા પ્રકારના મિત્રોને અધમ-કનિષ્ઠ મિત્રો કહી શકાય.

**દૃષ્ટાંત**—વામદેવ અને રૂપસેનની મિત્રતા આવા જ પ્રકારની હતી. વામદેવ બ્રાહ્મણપુત્ર અને રૂપસેન વણિકપુત્ર હતો. બંનેનાં ઘર પાસે પાસે પાસે હોવાથી ન્હાની ઉમરથી તેઓની મિત્રતા બંધાઇ હતી. બંને જણ સાથે સાથે એક સ્કૂલમાં ભણતા, તેથી બંનેનો સહવાસ સારી રીતે રહેતો. નિશાળથી છૂટયા પછી પણ બંને જણ એક ઠેકાણે ભેગા મળી બેસતા. તે બંને મિત્રોના કુટુંબની આર્થિક સ્થિતિ નબળી હતી. મ્હોટા થયા પછી બંને પોતપોતાની જ્ઞાતિમાંથી સાધારણ કુટુંબની કન્યા સાથે પરણ્યા ખરા પણ કુટુંબનો નિર્વાહ ચાલે તેટલી કમાણી ત્યાં નહોતી, તેથી વામદેવે રૂપસેનને કહ્યું કે આપણે કયાંક પરદેશમાં નિકળી જઇએ. પરદેશ સિવાય પૈસો

પેદા નહિ થાય. રૂપસેનને પણ પૈસાની જરૂરી હતી, તેથી મિત્રના મતમાં મળતો થયો. પોતપોતાનાં માવિત્રની સંમતિ લઇ બંને જણ પરદેશ ખાતે નિકળ્યા. મુંબઇ કે કલકત્તા જેવા મ્હોટા શહેરમાં આવી પહોંચ્યા. વ્યાપારમાં મુડી રોકવી જોઇએ, તે તો આની પાસે હતી નહિ, તેથી નોકરીની શોધ કરી બંને જણ જુદે જુદે ઠેકાણે નોકરીએ રહી ગયા. રૂપસેન વણિકપુત્ર હોવાથી તેનામાં વ્યાપારકળાના સ્વાભાવિક સંસ્કારો હતા, અને પ્રકૃતિ પણ સારી હતી, તેથી દિનપ્રતિદિને શેઠની પ્રીતિ તેનાપર વધતી ગઇ અને પ્રતિવર્ષે પગારમાં પણ વધારો થતો ગયો. સાચી દાનત, હુશીયારી અને સ્થિરતા એ ત્રણ ગુણો હોય તો તેના ઉપર શેઠની પસંદગી થાય એ કાંઇ નવાઇ નથી. બે ત્રણ વરસ પછી દુકાનમાં તેનો ભાગ રાખવામાં આવ્યો અને રૂપસેન શેઠનો વિશ્વાસુ ભાગીદાર બન્યો. દુકાનમાં વાર્ષિક આવક સારી હતી અને ધંધો બિનજોખમી હતો, તેથી રૂપસેન પાસે પૈસાનો જમાવ થવા લાગ્યો. બીજા હાથ ઉપર વામદેવ વ્યાપારના સંસ્કાર વગરનો અકુશલ લાલચુ અને અસ્થિર મનનો હતો. તેમજ દાનત જોઇએ તેવી પાક નહોતી તેથી કોઇ પણ ઠેકાણે ટકતો નહિ. મહીને બે મહીને તેને શેઠ બદલાવવો પડતો. બીજું ઠેકાણું શોધી દેવાનું અને ત્યાં વામદેવને ગોઠવવાનું કામ પણ રૂપસેનને કરવું પડતું. વખતે જામીનગિરી આપવી પડતી, તો ત્યાં પણ રૂપસેન જામીન પડતો, કારણકે રૂપસેનનો વ્યાપારી વર્ગમાં સારો વિશ્વાસ બેઠેલો હતો, એટલું જ નહિ પણ વખતે નોકરી વિના બેસી રહેવું પડતું ત્યારે પણ ખર્ચી માટે જોઇતા પૈસા રૂપસેન પૂરા પાડતો અને દેશમાં મોકલવા માટે પણ વારંવાર રૂપસેન વામદેવને સહાય કરતો, એમ ધારીને કે અમે બે સાથે આવ્યા છીએ અને મિત્રને મદદ કરવી એ મારો ધર્મ છે. રૂપસેન જ્યારે આવી ભલમનસાઇથી વર્તતો, ત્યારે વામદેવ ઉપરથી તો મિઠાશ રાખતો પણ અંદરખાને રૂપસેનની ચ્હડતી સ્થિતિની ઈર્ષાને લીધે તેનું ખરાબ થાય એમ ઇચ્છતો હતો. હું રઝળું છુ અને રૂપસેન કમાય છે, એ ઠીક નહિ. તે પણ મારી માફક રઝળે તો ઠીક, આવી આંતરિક ઇચ્છા વામદેવના મનમાં હમેશ રહેતી. જ્યાંસુધી પુણ્યનો સિતારો ચળકતો હોય ત્યાંસુધી ગમે તેટલા દુશ્મન હોય

અને ખરાબ ચિંતવતા હોય, તોપણ શું થયું ? જેમ જેમ વામદેવ ઇર્ષ્યા કરતો તેમ તેમ રૂપસેનને તો લાભ જ મળતો ગયો; અને તે વામદેવને પણ મદદ આપતો રહ્યો. વામદેવની કપટકળાથી આજસુધી પણ રૂપસેનને તેની આંતરિક અસૂયા જાણવામાં આવી નહોતી. ભલો માણસ બધાને ભલા જ જુએ છે અને બુરો માણસ બધાને બુરા જ જુએ છે, એ એક સામાન્ય નિયમ છે. વામદેવને આટલા વખત રૂપસેને મદદ કરી ઉપકાર કર્યા છતાં તે રૂપસેનની કંઇ ને કંઇ ખામી જ જોયા કરતો. એક દિવસ રૂપસેને વામદેવને બોલાવી કહ્યું, મિત્ર ! દેશમાંથી તેડાવવાના ઘણા સંદેશા આવે છે, અને આપણને દેશ છોડચે પણ ઘણો વખત થયો માટે હવે સ્વદેશ તરફ જઇએ. વામદેવે કહ્યું કે ભાઇ ! ત્હારે દેશમાં જવું હર્ષભરેલું છે કારણકે ત્હને સારી રીતે પ્રાપ્તિ થઇ છે, પણ હું શું ધારી દેશમાં આવું ? આટલા વરસ પરદેશ કહાડયાં પણ હજી ખીસું ખાલી જ રહ્યું છે. ત્યાં જતાં માબાપ અને ગામના માણસો પૂછે ત્યારે જવાબ શું આપવો ? દરિદ્રતા લઇને શું દેશમાં આવું ? તું ખુશીથી જા. હું તો હમણાં નહિ આવું. રૂપસેને કહ્યું મિત્ર શોચ કર નહિ. મને પ્રાપ્તિ થઇ છે, તેમાંથી હું તને પણ આપીશ. એમ માનીશ કે મને પાંચ હજાર ઓછા મળ્યા હતા. આપણે ભેગા આવ્યા હતા તેમ ભેગા જ જઇશું. ત્યારે વામદેવે કબુલ કર્યું. અમુક દિવસે બંને મિત્રો દેશ તરફ જવાને નીકળ્યા. દેશમાં લઇ જવાને કેટલોક સામાન લીધો છે. રેલ્વેનું સાધન ન હોવાથી તેમને પગરસ્તે ગાડાથી મુસાફરી કરવાની હતી. રસ્તામાં ચાલતાં વામદેવના કુટિલ સ્વભાવ પ્રમાણે રૂપસેનનું સર્વ ધન પડાવી લેવાની દુષ્ટ વૃત્તિ થઇ. રૂપસેનના જીવતાં તો મળે નહિ માટે આ જંગલમાં જ ક્યાંક તેનું કાટલું કહાડી નાંખવું. તે ક્યાં અને કેવી રીતે તેનો પણ ઘાટ ઘડવા લાગ્યો. દરમ્યાન જંગલમાં બે રસ્તા નીકળતા જોવામાં આવ્યા. વામદેવે સામાનનાં ગાડાં એક માર્ગે રવાના કરાવી આ બીજે માર્ગે નજીક પડશે એમ યુક્તિથી સમજાવી પોતે રૂપસેનની સાથે તે માર્ગે ચાલવા માંડયું. સાથેના માણસોને આડા અવળા રવાના કરી જંગલમાં એકાંતની જગ્યા શોધી. વિસામાને મિષે ત્યાં ઉતારો

કરાવ્યો. થોડા વખત પછી રૂપસેનની આંખ ઘેરાવા લાગી, એટલે વામદેવને પોતે સુઇ જવાનું કહ્યું. વામદેવને એટલું જ જોઇતું હતું. રૂપસેન સુતો અને ઉંઘ આવી ગઇ, એટલે વામદેવે ગુપ્ત રાખેલી ગુપ્તી બહાર કહાડી. આસપાસ નજર ફેરવી આવતા જતા માણસની તપાસ કરી તો કોઇ પણ માણસ નજરે ન પડયું એટલે પોતાનો મનોરથ સિદ્ધ થયો માની રૂપસેનની છાતી ઉપર ચ્હડી બેઠો. રૂપસેન જાગ્યો અને ગાભરો બની જુએ છે તો પોતાની છાતી ઉપર ચ્હડી બેઠેલા વામદેવને જોયો અને કહ્યું–અરે વામદેવ! આ તને શું સુઝયું? શામાટે છાતી ઉપર ચ્હડી બેઠો?

વામદેવ—બસ, રૂપસેન! હવે હું ત્હારો મિત્ર નથી. ઇષ્ટનું સ્મરણ કરી લે. આ ત્હારો છેલ્લો સમય છે.

રૂપસેન—પણ શામાટે? મેં તારૂં શું બગાડયું છે? ત્હને વારંવાર મદદ કરી, પૈસા આપ્યા, નોકરીએ રખાવ્યો, તેનો આ બદલો?

વામદેવ—હા, તેનો જ બદલો. હવે બધાં કૃત્યો યાદ કરવા જેટલો અને સાંભળવા જેટલો સમય નથી. હું ફરીથી ત્હને કહું છું કે ઇષ્ટનું સ્મરણ કરી લે.

રૂપસેન—અરે કોઇ રીતે તું મ્હને નહિ છોડે? તારે ધન જોઇતું હોય તો તે લઇ લે, પણ મને માર નહિ.

વામદેવ—હવે કરગરવાથી કાંઇ વળવાનું નથી. હું કોઇ પણ રીતે ત્હને છોડવાનો નથી. ત્હારાં માબાપને કંઇ કહેવું હોય તો સમાચાર આપ.

રૂપસેન—ઠીક ભાઇ. જેમ તારી મરજી હોય તેમ કર, મારે હવે સમાચાર શું આપવા હતા? પણ મારાં માવિત્રો કદાચ બહુ કળકળાટ કરે તો તેમને આ ચાર અક્ષરો સંભળાવજે 'વા. રૂ. ઘો. લ.'

રૂપસેને વિચાર કર્યો કે ખરા સમાચાર તો આ આપવાનો નથી. મારી દોલત પચાવવાને ઉલટા સુલટા સમાચાર આપશે. તેથી આ મર્મભરેલા શબ્દોમાં જ સંદેશો મોકલવો વાજબી છે. વા. રૂ. ઘો. લ. એ ચાર અક્ષરો બોલી રહ્યો એટલામાં તો વામદેવે તેના ગળામાં ગુપ્તી પહેરાવી દીધી. વામદેવ બ્રાહ્મણ હોવા છતાં ધનના લોભે દુષ્ટ રાક્ષસરૂપ બની હજારો વ-

ખતે ઉપકાર કરનાર ઉપકારીના પ્રાણુ લીધા. રૂપસેનના શબને એક ખાડામાં ધકેલી દઇ, ત્યાંથી ચાલતો થયો. સામાનનાં ગાડાંને મળ્યો. ગાડાવાળાને અને માણુસોને રૂપસેનના આગળ જવાની વાત સમજાવી મુસાફરી આગળ લંબાવી. રસ્તામાં જુના માણુસોને રજા આપી પાછા વાળી નવાં ગાડાં અને નવા માણુસો મેળવ્યા કે જેથી આ દોલત બીજા કોઇની છે એમ કોઇને શક રહે નહિ. રૂપસેનની સર્વ મીલ્કત પોતાની કરી લેવાથી અને પચાવી પાડવાથી ખુશ થતો વામદેવ પોતાને ઘેર પહોચ્યો. માબાપ અને સગાંવ્હાલાંઓને મળ્યો. તેની આટલી બધી કમાણીથી તેના સગાંવ્હાલાં તેને ઘણા માનની દૃષ્ટિથી જોવા લાગ્યાં. વામદેવ પણુ તેમની આગળ પોતાની હુશીયારીની અને વ્યાપારની બનાવી બનાવી વાતો કરવા લાગ્યો અને પોતાની બહાદુરી જણાવવા લાગ્યો. રૂપસેનનાં માવિત્રો વામદેવના આવવાના ખબર સાંભળી પોતાના પુત્રના સમાચાર લેવાને વામદેવની પાસે આવ્યાં. વામદેવે પ્રણામ કરીને કહ્યું "વડીલશ્રી! આપ રૂપસેનના સમાચાર પૂછવા આવ્યા પણ તે સમાચાર આપતાં મારા મનમાં ઘણો ખેદ થાય છે. મારો મિત્ર રૂપસેન અને હું સાથે પરદેશ ગયા, ધંધે વળગ્યા, પણુ રૂપસેન ક્યાંય ફાવ્યો નહિ. કોઇ ઠેકાણે ટક્યો નહિ. મેં તેને ઘણી વાર મદદ કરી. છેવટ હું આંહિ આવવાને તૈયાર થયો તે પહેલાં તેને મારી સાથે આવવાને ઘણું કહ્યું. મારી મુડીમાંથી તેને આપવાને કહ્યું, પણુ મારૂં કહ્યું માન્યું નહિ. છેવટ મેં પૂછ્યું કે તારે સમાચાર કંઇ આપવા છે? ત્યારે કહે કે હું કમાયો નથી તેથી શું સમાચાર આપું? બહુ બહુ કહ્યું ત્યારે માત્ર એટલું જ કહ્યું કે વા. રૂ. ધો. લ. એ ચાર અક્ષરો મારાં માવિત્રને સંભળાવજે. આટલું કહી તે ક્યાંય જતો રહ્યો તેનો કંઇ પત્તો લાગ્યો નહિ. ત્યારે હું આંહિ આવ્યો."

આ ખેદકારક સમાચારથી રૂપસેનના કુટુંબમાં અશાંતિ ફેલાઇ. આટલા વરસ પરદેશમાં ગાળ્યા છતાં કંઇ કમાણી થઇ નહિ એ એક નિરાશા, તેની સાથે વળી કંઇ સમાચાર ન મોકલતાં તે ક્યાંય ચાલ્યો ગયો તેનો પત્તો નહિ, એથી સર્વને અતિ દિલગીરી થવા લાગી. છેવટ વા-રૂ-ધો-લ એ મર્મભરેલા અક્ષરોનો શો અર્થ થતો હશે તે જાણુવાની ઉત્કંઠા થઇ. કંઇ

પણ સમાચાર ન મોકલતાં માત્ર ચાર જ અક્ષરોનો સંદેશો કંઇ પણ ભેદ-ભરેલો હોવો જોઇએ, અને તે ઉપરથી વામદેવની વાત ઉપર પણ કંઇક શક ઉત્પન્ન થયો. રૂપસેન આવો હુશીયાર છતાં તદ્દન નિષ્ફળ થાય એ વાત શંકા-ભરેલી લાગી. વ્યાપારમાં ફત્તેહમંદ થવાના આગળના સમાચારે તે શંકામાં વધારો કર્યો. છેવટે રાજસભામાં જઇ રૂપસેનના પિતાએ ચાર અક્ષરોનો મર્મભરેલો અર્થ સમજાવવાની દરખાસ્ત મૂકી. રાજાએ પંડિતો બોલાવી તેનો અર્થ જણાવવાની તાકીદ કરી. પંડિતો વિચારમાં પડી ગયા. "વા-રૂ-ઘો-લ" એવો કોઇ એક શબ્દ નથી, તેમ તે કોઇ સમસ્ત શબ્દ હોય તેમ પણ જણાતું નથી. આખરે એક વિદ્વાન કે જેને સાક્ષાત્ સરસ્વતી સાંનિધ્ય હતી તેના જાણવામાં તે અર્થ આવ્યો, અને તેણે રાજસભામાં તે શબ્દનો આ પ્રમાણે અર્થ કરી બતાવ્યોઃ—

अनुष्टुप्।

वामदेवेन मित्रेण । रूपसेनो वनान्तरे ॥
घोरनिद्राप्रसंगेन । लक्षलोभान्निपातितः ॥ १ ॥

અર્થ—'વા' એટલે વામદેવ, 'રૂ' એટલે રૂપસેન, 'ઘો' એટલે ઘોર નિદ્રા અને 'લ' એટલે લાખ રૂપીઆનો લોભ. અર્થાત્—વામદેવ નામના મિત્રે વનની અંદર ઘોર નિદ્રામાં પડેલ રૂપસેન નામના શખસને નિદ્રાના પ્રસંગનો લાભ લઇ લાખ રૂપીઆના લોભે મારી નાંખ્યો.

ગુપ્ત ભેદ જાહેર થયો. રાજાએ રૂપસેન સંબંધી હકીકત તેના પિતાને પૂછી તો તે વાત સઘળી મળતી આવી. નિશ્ચય થયો કે વામદેવે રૂપસેનની કમાણી પચાવવા ખાતર જંગલના એકાંત પ્રદેશમાં રૂપસેનનું ખૂન કર્યું છે. એ જ વખતે વામદેવને બોલાવવામાં આવ્યો. પૂછ્યું તો નાકબૂલ થયો. ધમકી આપી પણ માન્યું નહિ. સખ્ત રીતે માર મારવામાં આવ્યો, ત્યારે સઘળું કબુલ કર્યું. રાજાએ તેને દેહાન્તશિક્ષા કરી રૂપસેનની કમાએલી મિલ્કત તેના બાપને દેવરાવી.

વામદેવ રૂપસેનનો મિત્ર હતો પણ તે સ્વાર્થી, ગુણ પછવાડે અવગુણ કરનારો, મિત્રદ્રોહી હતો તેથી તે અધમ મિત્રની ગણનામાં આવી શકે. ગુણ

ન કરે તેમ અવગુણ પણ ન કરે, મિત્રના તરફથી કંઇક લાભ મળતો રહે અને મિત્રની સારી સ્થિતિ રહે ત્યાંસુધી મિત્રતા રાખે, પણ મિત્રની નબળી સ્થિતિ થતાં તેને સહાય કરવાને બદલે તેની મિત્રતા છોડી દે તેવા મિત્રો મધ્યમ કોટિના ગણી શકાય. જેઓ મિત્રની તવંગરીમાં તેમજ ગરીબાઇમાં પણ સરખો પ્રેમ રાખી મિત્રતા નિભાવે, કામ પડચે મિત્રને મદદ પણ આપે, એટલું જ નહિ પણ મિત્રનું દુઃખ પોતા ઉપર વ્હોરી લે તેવા મિત્રો ઉત્તમ કોટિના કહી શકાય. પહેલા અને બીજા પ્રકારના અધમ અને મધ્યમ મિત્રો જગત્માં જોઇએ તેટલા છે, પણ ઉત્તમ મિત્ર તો કોઇક સ્થળે વિરલ જ હોય છે. આ કાવ્યમાં એમ દર્શાવવામાં આવ્યું છે કે અધમ અને મધ્યમ મિત્રો તો વચ્ચે જ છેહ આપે છે પણ ઉત્તમ મિત્રો કે જે દુઃખના વખતમાં પણ મહોબત રાખી પ્રેમ નિભાવે છે, તેઓ પણ મૃત્યુના સંકટમાંથી મિત્રને બચાવી શકતા નથી. મોત વખતે તેઓ પણ દૂર બેસી રહે છે, સહાય આપવાને સમર્થ થતા નથી, અર્થાત્ અંતે એકાએકી પ્રયાણ કરવું પડશે. (૨૯)."

द्रव्यमपि न सहगामि ।

**बहुजनमुपसेव्योपार्जितं द्रव्यजातं ।**
**रचितमतिविशालं मन्दिरं सुन्दरं वा ॥**
**मृतिपथमवतीर्णे वेदनानष्टभाने ।**
**क्षणमपि नहि किञ्चित्त्वत्पथं चानुगच्छेत् ॥३०॥**

### દ્રવ્ય પણ સહચારી નથી.

અર્થ—ઘણા માણસોની ગુલામગીરી વેઠી જાનનું જોખમ વ્હોરી પુષ્કળ દ્રવ્ય મેળવ્યું; અતિવિશાળ ભપકાદાર હવેલીઓ બનાવી; હે ભાઇ! આ બધું પણ શું ત્હને સહાય આપી સહગામી બનશે? નહિ જ. જ્યારે અંતકાળની વેદનાથી ભાન જતું રહેશે અને પરલોક તરફ પ્રયાણ કરવું

પડશે, ત્યારે ધન સંપત્ અને હવેલીઓ એક ક્ષણ પણ ત્હારો સાથ નહિ કરે. મૃત્યુના માર્ગમાં આ બધાંને છોડી ત્હારે એકલા જવું પડશે. (૩૦)

**વિવેચન**—પૈસો મેળવનાર અને સંગ્રહ કરનાર શું એમ સમજતો નહિ હોય કે આ પૈસો મ્હારી સાથે તો આંવવાનો નથી? તેમજ મારી ધારણા પ્રમાણે રહેવાનું નથી? જો સમજતા હોય તેઓ ધર્મ અધર્મનો વિચાર કર્યા વિના અનીતિને માર્ગે ચાલી અસત્ય પ્રપંચ કરી પોતાની જાતને પણ મુશ્કેલીમાં નાંખી શામાટે મિથ્યા કષ્ટ વ્હોરી લે? ખરી રીતે કહીયે તો કદાચ સહજ સમજણ થતી હશે, પણ લોભના પડદા નીચે તે સમજણ દબાઇ રહે છે. લોભ કે તૃષ્ણાનો સ્વભાવ જ એવો છે કે તેના કેફમાં માણસના મનમાંથી સત્યાસત્યનો વિવેક જતો રહે છે. ટુંકામાં લોભથી વિચારશક્તિ ગુમ થઇ જાય છે. કર્ત્તવ્યાકર્ત્તવ્યનું ભાન ભૂલી જાય છે. આવશ્યક નિર્યુક્તિમાં કહેલી મુમ્મણ શેઠની કથા આ વિષયને વધારે પ્રકાશિત બનાવી શકે.

**દૃષ્ટાંત**—મહાવીર સ્વામીના સેવક શ્રેણિક રાજાના સમયમાં રાજગૃહી નગરીમાં એક મુમ્મણ શેઠ રહેતો. કોઇ પણ રીતે ધનનો સંચય કરવો એ તેનું જીવનસૂત્ર હતું. જાણે તેને ગલસુતીમાં જ લોભવૃત્તિનું પાન કરાવવામાં આવ્યું હોયની તેમ દરેક કાર્યમાં તેની લોભવૃત્તિ પ્રગટ થતી હતી. 'ચમડી તૂટે પણ દમડી ન છૂટે' એ કહેવત અક્ષરે અક્ષર તેને લાગુ પડતી હતી. એક ઘડી પણ પોતે નવરો બેસતો નહિ, અને ઘરના માણસોને બેસવા દેતો નહિ. કામ–કામ અને કામ. બસ કામ એ જ તેનો ખોરાક હતો. જે દિવસે સાંજ પડયે કંઇ ને કંઇ પણ ભંડારમાં પડતું તે દિવસ તે લેખાનો માનતો અને રાતે કંઇક નિદ્રા લેતો; પણ જે દિવસ કમાણી વગર ખાલી જાય તે દિવસે તેને તાવ ચડી આવતો અને આખી રાત બેચેનીમાં પસાર થતી હતી. હલકામાં હલકું ધાન્ય તેના ઘરનો ખોરાક હતો. ઘી ગોળ ખાંડ કે સાકરની તો વાત જ શી કરવી? એ બધી વસ્તુઓનું દર્શન પણ તેના ઘરના માણસોને ભાગ્યે જ થતું. પગમાં પગરખાં પહેરવાની તો તેણે બાધા લીધી હતી અને નવાં લુગડાં પહેરવાના તો સમ ખાધા હતા. કોઇના પ્હેરેલાં ફાટેલાં તૂટેલાં જુનાં વસ્ત્રોને થાગડથીગડ કરી તે પહેરતો. એક

દમડી પણ દાનમાં પોતે તો ખરચતો નહિ પણ બીજો કોઈ દાન દેતો અને ખરચ કરતો માણુસ તેના જોવામાં આવતો તો તે દિવસ તેનો બેચેનીમ જતો હતો. એક દિવસ તે દુકાનેથી ઘેર આવ્યો ત્યારે તેનું મ્હોં પડી ગયું હતું, ચ્હેરો બદલી ગયો હતો, ઉંડા ઉંડા નિસાસા નાંખતો હતો, આ જોઇને તેની કંજુસ સ્ત્રીયે પૂછ્યું-

સુમની પૂછે સુમકોં, કહાસેં બદન મલીન,
કહા ગાંઠસે ગિર પડો, કહા કિસીકું દીન. ॥ ૧ ॥

તે સમજતી હતી કે જ્યારે એક દમડી ખોવાઇ ગઇ હોય કે દેવાઇ ગઇ હોય ત્યારે મારા ધણીની આવી દશા થાય છે. એમ ધારીને તેણે પૂછ્યું તેના જવાબમાં મુમ્મણે કહ્યું કે

નહિ ગાંઠસે ગિર પડો, નહિ કિસીકું દીન,
દેતાં દીઠો ઓરકો, વહાંસે બદન મલીન. ॥ ૨ ॥

અરે અક્કલહીન સ્ત્રી! તું હજી મને ઓળખતી નથી? મારી દીધેલી ગાંઠ છૂટે ખરી કે? જેમ બ્હારની ગાંઠ ન છૂટે તેમ અંદરની ગાંઠ પણ શું છૂટવાની હતી અને એમ હું કોઇને દમડી ચખાવું તેવો છું? આ તો રસ્તામાં ચાલતાં એક ગૃહસ્થ ભિખારીઓને અનાજ કપડાં વગેરે દેતો મારા જોવામાં આવ્યો, ત્યારથી મારા પેટમાં દુઃખવા આવ્યું છે. બેચેની થઇ પડી છે. બસ આજે મારે કંઇ પણ ખાવું નથી. ચાલો આજે નિદ્રા પણ આવવાની નથી તેથી ક્યાંક કામ કરવા નિકળી જઇએ. આવા દિવસો મુમ્મણ શેઠની જીંદગીમાં ઘણી વખત પસાર થતા હતા. બનતાં સુધી તો તે તેવો રસ્તો જ લેતો નહિ કે જ્યાં કોઇ યાચક અને દાતાર તેની નજરે પડે. આવી લોભવૃત્તિથી તેણે ઘણા દ્રવ્યનો સંગ્રહ કર્યો. એકદા સમયે વરસાદની ઋતુ ચાલે છે. ચારે તરફ વરસાદની ઝડી જામેલી છે. નદીઓમાં જબરાં પૂર આવ્યાં છે. આકાશ વાદળથી એટલું ઘેરાયલું છે કે બે ચાર દિવસથી સૂર્યનું બિલકુલ દર્શન થતું નથી. વરસાદને લીધે બરાબર કામ ન થઈ શકવાથી મુમ્મણ શેઠના દિવસો ભરચિંતામાં પસાર થાય છે. બેઠાં બેઠાં ખાવું તેને બિલકુલ પસંદ નહોતું. જ્યારે કામ ન હોય ત્યારે પોતે ઉ

પવાસ કરવો અને ઘરના માણુસોને ઉપવાસ કરાવવા એ તેના ઘરનો કાયદો હતો, કેમકે તે એમ માનતો કે એક તો કામ થાય નહિ તેથી કમાણી નહિ અને વળી બીજી તરફ ખાઇએ તેનું ખરચ થાય ત્યારે તીજોરીમાં ખાડો પડે કે નહિ ? ત્રણ ચાર દિવસ તો તેણે લાંઘણમાં પસાર કર્યા. ચોથા દિવસની રાત્રે બાર વાગે બેચેની બહુ વધી જવાથી ઘર બ્હાર નીકળ્યો. ક્યાં જવું, શું કામ કરવું, ક્યાં લાભ મળી શકશે, એમ તે વિચાર કરતો હતો, એટલામાં તેને એક રસ્તો સુઝી આવ્યો. અરે ! નદીનું પૂર ચડ્યું છે તેમાં કેટલાંએક લાકડાં તણાઇ આવતાં હશે, માટે ચાલની ત્યાં જઉં. જો બે ચાર લાકડાં હાથમાં આવશે તો બે ચાર રૂપીયા સહેજ મળી જશે. ચાલો ઠીક રસ્તો મળી આવ્યો. સુમ્મણ શેઠ નદીને કાંઠે પહોંચ્યો. ચારે તરફ અંધારૂં ઘોર જામ્યું છે. ઝમ ઝમ વરસાદ પડે છે. ગર્જના સાથે વખતે વખતે વિજળી ઝબુકે છે. દિવો સાથે લાવતાં તો તેલ બળે તેટલું ખરચ થઇ જાય, તો તે પાલવે નહિ, તેથી રસ્તો જોવામાં અને તણાતા લાકડાનો માર્ગ શોધવામાં તે વિજળીના પ્રકાશનો ઉપયોગ કરતો. કાળા શ્યામવર્ણા શરીર ઉપર એક કૌપીન-લંગોટી ધારણ કરીને નદીમાં પડતો અને તણાતા લાકડાને પકડી કાંઠા ઉપર જમા કરતો તે પુરૂષ શ્રેણિક રાજાની રાણી ચેલણાના જોવામાં આવ્યો, કારણકે નદીના કાંઠાની નજીક રાજાનો મ્હેલ હતો અને ઉંઘ ઉડી જવાથી રાજા તથા રાણી ગોખમાંથી નદીના પ્રવાહને જોતાં હતાં. ત્યાં વિજળીનો ચમકારો થતાં ટટ્ટીયારા જેવો સુમ્મણ શેઠ નજરે ચડયો. રાણીના હૃદયમાં આ દેખાવથી ખરેખર દયાની લાગણી થઇ આવી અહાહા ! આ માણુસ કેટલો બધો દુઃખી હશે ? જ્યારે આને ખાવાનું નહિ મળતું હોય ત્યારે આવા ભયંકર સમયમાં તણાવાની પણ બ્હીક રાખ્યા વિના ચ્હડતા નદીના પૂરમાં પડે છે અને લાકડાં ખેંચે છે. બિચારાના શરીર ઉપર પ્હેરવાનાં લુગડાં પણ નથી. આના ઘરમાં એનાં બૈરી છોકરાં હશે તો તે પણ કેટલાં બધાં દુઃખી ! હે સ્વામિન્ ! શું આપને આ માણુસના ઉપર દયા આવતી નથી ? પૈસાની સખાવત તો આવા દુઃખી માણુસોનાં દુઃખ દૂર કરવામાં કરવી જોઇએ કુદરતનો કેવો અવળો ન્યાય છે કે પૃથ્વી ઉપરનું પાણી ભેગું કરી નદીઓ તે

પાણી સમુદ્રને આપે છે, પણ મરૂભૂમિમાં તે પાણી કોઇ પહોંચાડતું નથી. સમુદ્રને ક્યાં પાણીની ભૂખ છે? નથી જોઇતું તેને મળે છે, અને જોઇએ છે તેને મળતું નથી. હે સ્વામિન્! હવે વિલંબ ન કરો, આ દુઃખી માણસને સહાય કરો. રાણીના આગ્રહથી રાજાએ માણસ મોકલી મુમ્મણને પોતાની પાસે તેડાવ્યો અને અરધી રાત્રે આવું જોખમભરેલું કામ કરવાનું કારણ તેને પૂછ્યું, ત્યારે મુમ્મણે જણાવ્યું કે મ્હારે એક બળદની જોડ જોઇએ છીએ. એક બળદ છે પણ બીજાનો તોટો છે, તેથી તે ખામી પૂરવાને આ મ્હેનત કરૂં છું. રાજાએ કહ્યું અરે બુઢ્ઢા! બળદ મેળવવા જતાં તું તણાઇ જઇશ તો પછી ક્યાંથી મળી શકશે? માટે આ માણસ સાથે જા. મારી બળદશાળામાંથી તને પસંદ પડે તેવો એક બળદ લઇ લેજે. તે બળદશાળામાં ગયો, બળદ જોયા, પણ કોઇ બળદ ત્હેને પસંદ પડચો નહિ. તેણે કહ્યું કે આમાંથી કોઇ મને કામ લાગે તેમ નથી. માણસની સાથે પુનઃ તે રાજાની પાસે આવ્યો. માણસે રાજાને હકીકત કહી ત્યારે રાજાએ મુમ્મણને પૂછ્યું કે ત્હારે કેવો બદળ જોઇએ? મુમ્મણે કહ્યું કે મ્હારે ઘરે છે તેવો. સરખે સરખી જોડી કરવી છે. મ્હારો બળદ જોવો હોય તો કૃપા કરી આપ મ્હારે ઘેર પધારો. આથી રાજાને આશ્ચર્ય થયું કે આને ઘેર તે બળદ કેવો હશે? ચાલો, જોવું તો ખરૂં. બીજે દિવસે રાણી અને અભયકુમાર સાથે શ્રેણિક રાજા મુમ્મણને ઘેર આવી બળદ જુએ છે તો રાજાના વિસ્મયનો પાર રહ્યો નહિ. જંગમ બળદ નહિ પણ આ તો સ્થાવર બળદ. હાડ માંસનો નહિ પણ હીરા માણેક અને મોતીનો બળદ. એકેક નંગની લાખોની કિમ્મત, તેવાં અનેક નંગોથી આ બળદની રચના કરવામાં આવી છે. આમાં તો મારૂં આખું રાજ્ય પણ તણાઈ જાય. આવી જાતનો એક બળદ આખો તૈયાર થઇ ગયો છે. બીજો પણ લગભગ પૂરો થવાની તૈયારીમાં છે. માત્ર એક શિંગડાં અધુરાં છે. મુમ્મણ કહે છે, હે રાજન્! આ અધુરાં શિંગડાં પુરાં કરવાને અરધી રાત્રે મારે મ્હેનત કરવી પડે છે.

રાણી ચેલણા તો આ બધું જોઇ સાંભળીને સ્તબ્ધ બની ગઇ. આ તે માણસ કે જનાવર? આટલું બધું દ્રવ્ય મળ્યું છે તે તો આના હિસાબ-

માં નથી. હજી વધારે મેળવવા મજુર કરતાં પણ હલકી સ્થિતિમાં આટલું આટલું કષ્ટ ભોગવે છે, એટલું જ નહિ પણ જ્યારે તેની રીતભાત અને ચાલચલગત વિષે કંઈક સાંભળવામાં આવ્યું ત્યારે રાજા અને રાણીને તેના ઉપર દયા આવવાને બદલે તેની મૂર્ખતા માટે હસવું છૂટયું. આટલી બધી મૂર્ખતા ! ! શું આ બળદ ગાડીમાં જોડાઇ તેને પરલોક પહોંચાડવા જશે ? નહિ જ. ત્યારે શામાટે દુઃખી થાય છે ? રાજાએ તેને ઘણું સમજાવ્યું છતાં તે લોભી ન સમજ્યો. રાજા રાણી પોતાને સ્થાને ગયાં. મુમ્મણ શેઠ આખી જીંદગી આવા લોભમાં જ પસાર કરી આખરે ભુંડે હાલે મરણ પામી અનંતાનુબંધી લોભને યોગે નરક ગતિમાં ચાલ્યો ગયો.

રત્નોના બે બળદ પૂરા કર્યા પણ તેને શું કામ આવ્યા ? નરકમાં જતાં એક પણ બળદ તેને અટકાવી શક્યો નહિ. 'બાંધી મૂઠી આયો પેં પસાર હાથ જાયગો' એ પ્રમાણે જ બન્યું. માટે જ કાવ્યના ઉત્તરાર્ધમાં જણાવવામાં આવ્યું છે કે मृतिपथमवत्तीर्णे वेदनानष्टभाने । क्षणमपि नहि किञ्चित्त्वत्पथं चानुगच्छेत् ॥ હે માનવ ! જ્યારે અંતકાળેની વેદનાથી ભાન જતું રહેશે અને મૃત્યુને માર્ગે પળવું પડશે ત્યારે તારૂં ધન વગેરે કશું એક ક્ષણને માટે પણ તારો સંગાથ કરશે નહિ. અર્થાત્ તારે એકલાને જ જવું પડશે. (૩૦)

मृत्युसमये विततकरः ।

**समजनि जनिकाले मानवो वस्त्रवित्ता–**
**ऽशनजनबलहीनो बद्धमुष्टिस्तथापि ॥**
**वदति तव महत्त्वं पुण्यशालित्वमेत–**
**न्मृतिसमयकरोयं रिक्तभावं व्यनक्ति ॥३१॥**

મૃત્યુ વખતનો ખુલ્લો હાથ.

અર્થ—હે ભદ્ર ! જ્યારે ત્હારો જન્મ થયો, ત્યારે પહેરવાનાં વસ્ત્રો, ખર્ચવાને પૈસા, ખાવાને અન્ન, સેવા કરનાર નોકર ચાકરો અને શરીરનું બળ,

એમાંનું કશું પણ તું ત્હારી સાથે લાવ્યો નહોતો. માત્ર નગ્ન શરીરે જ જન્મ થયો હતો, તોપણ તે વખતે ત્હારી મુઠી બીડેલી હતી; અને તે બાંધેલી મુઠી ત્હારી મહત્તા અને ભાવિ સુખ આપનાર પુણ્યના અસ્તિત્વનું સૂચન કરતી હતી. એટલો પણ ભર્યો ભરમ હતો; પણ મૃત્યુવખતે તો હાથ ખુલ્લો રહે છે. તે એમ સૂચવે છે કે 'આંહિનું મેળવેલુ' આંહિ પડયું રહ્યું અને ખાલી હાથે જવાનું બને છે. મ્હેનત કરી મેળવ્યું ખરૂં, પણ હાથમાં કાંઇ રહ્યું નહિ.' (૩૧)

**વિવેચન**—નફા કે નુકસાની પરત્વે વ્યાપારીઓના ત્રણ વર્ગ પડે છે. એક વર્ગ દિવાળી ઉપર પાંચ દશ વીશ પચીસ હજાર રૂપીયાનો દર વરસે વધારો કરે છે. બીજો વર્ગ વધારો ન કરતાં મૂળગી મુડી કાયમ રાખે છે. ત્રીજો વર્ગ મૂળગી મુડી ગુમાવી નુકસાની કહાડે છે. માણસના પણ એવી રીતે ત્રણ વર્ગ પડે છે. મનુષ્યજીવનરૂપ મુડી સર્વને સરખી મળી છે. તેમાંથી સજ્જન પુરૂષો સત્કાર્ય કરી, સુવ્રત આચરી, પરમાર્થનું જીવન ગાળી આખરે મનુષ્યજીવનમાંથી દિવ્ય જીવન પ્રાપ્ત કરે છે. મનુષ્યજીવનનો ખરો વ્યાપાર કરી ઉચ્ચ ગતિરૂપ પુષ્કળ નફો મેળવે છે, તેને પહેલા વર્ગના મનુષ્યો કહી શકાય. સામાન્ય ગૃહસ્થો વ્યવહારકુશળ બની, નીતિના નિયમોનું પાલન કરી, ગૃહસ્થ ધર્મને સારી રીતે દીપાવી મૂળ મુડી કાયમ રાખે છે; એટલે કદાચ ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરી નફો ન મેળવી શકે, તોપણ નીચે પડી નુકસાની તો નથી મેળવતા. મનુષ્ય મરી મનુષ્યત્વ પ્રાપ્ત કરે, તેને મધ્યમ વર્ગમાં ગણી શકાય. ત્રીજા વર્ગના અધમ મનુષ્યો મનુષ્યજીવનરૂપ અમૂલ્ય રત્ન પામીને પણ તેનો દુરૂપયોગ કરે છે. હિંસા ખુન ચોરી જારી જૂઠ પ્રપંચ વિશ્વાસઘાત લુંટફાટ કરી અધમાધમ આચરણ આચરી આખરે દુર્ગતિમાં ચાલ્યા જાય છે, મનુષ્યજીવનરૂપ રત્ન ગુમાવી નાંખે છે, તે નુકસાની મેળવનારા ત્રીજા વર્ગમાં અધમાધમ મનુષ્યની ગણનામાં આવી શકે. આ દુનીયામાં પહેલા અને બીજા વર્ગના મનુષ્યો વિરલ જ જોવામાં આવે છે. સેંકડે પાંચ ટકા હોય તો ઘણા. ૯૫ ટકા જેટલા મનુષ્યો તો ત્રીજા વર્ગના જ જોવામાં આવે છે. આ કાવ્ય ત્રીજા વર્ગના મનુષ્યોને ઉદ્દેશીને જ કહેવામાં

આવ્યું છે. તેઓની જન્મસ્થિતિ અને મૃત્યુસ્થિતિ વચ્ચે ધ્યાન ખેંચવા યોગ્ય તફાવત જે જોવામાં આવે છે તે આ કાવ્યમાં દર્શાવ્યો છે. અન્ન, ધન, નોકર, ચાકર, વસ્ત્ર, આભૂષણ, ઘરબાર, દોલત, દમામ જન્મ્યો ત્યારે લાવ્યો નહોતો અને મરે છે ત્યારે લઇ જતો નથી. નગ્ન આવ્યો અને નગ્ન જાય છે. અલબત્ત, શરીરની ન્હાનાઇ મ્હોટાઇમાં તફાવત છે જન્મ્યો ત્યારે શરીર ન્હાનું અને મરે છે ત્યારે શરીર મ્હોટું; પણ તે વિનાશાભિમુખ છે, એટલે થોડા વખત પછી તે બળીને ખાખ થવાનું છે, સાથે જવાનું નથી. જન્મતી વખતનું શરીર ન્હાનું પણ વિકાશાભિમુખ એટલે દિનપ્રતિદિન વૃદ્ધિંગત થવાનું છે. આ તફાવત પણ મૃત્યુ કરતાં જન્મક્ષણની વિશિષ્ટતા બતાવે છે; પણ ખાસ વિશિષ્ટતા બતાવનાર તો હાથની સ્થિતિ છે. જન્મ વખતે હાથની મુઠી વાળેલી હોય છે અને મૃત્યુ વખતે હાથ ખુલ્લા રહે છે. આ તફાવત—કુદરતી સંકેત કંઇ પણ ગુપ્ત બીનાનું સૂચન કરે છે. તે એ કે બાંધેલી મુઠી હાથમાં કંઇ પણ કિમતી વસ્તુ હોવાનુ સૂચવે છે, કારણકે હાથમાં કંઇ પણ વસ્તુ એક સ્થાનેથી બીજે સ્થાને લઇ જવાની હોય છે ત્યારે તે ખુ હાથે લઇ જવાની નથી, પણ મુઠી વાળીને લઈ જવાય છે. જન્મતાં બાળકની વાળેલી મુઠી એમ જણાવે છે કે તે મનુષ્ય જીંદગીનો કિમતી સમય—પચાસ, સાઠ, સીત્તેર, એંસી કે નેવુ વરસનો વખત લઇ આવ્યો છે. સત્કાર્ય કરવા અને પુણ્યાનુષ્ઠાન આચરવા પુષ્કળ ટાઇમ તેના હાથમાં છે. એટલા વખતમાં તે આ લોકમાં અને પરલોકમાં સુખ આપે તેવી પુષ્કળ પુણ્યની કમાણી કરી શકશે. વળી આ ભવમાં ભોગવવાયોગ્ય પુણ્ય—શુભ કર્મ પણ સાથે લઇ આવ્યો છે; એ સઘળું બાંધી મુઠી સૂચવે છે. મૃત્યુવખતે હાથની સ્થિતિ જુદા પ્રકારની રહે છે. મુઠી વાળવાને બદલે હાથ ખુલ્લા રહે છે. તે એમ સૂચવે છે કે સારાં કૃત્યો કરવાને હાથમાં આટલો બધો વખત મળ્યો હતો, પણ વર્તન તેથી ઉલટું રાખ્યું, સુકૃત્યને બદલે દુષ્કૃત્યનો સંચય કર્યો, પુણ્યને બદલે પાપ અને લાભને બદલે નુકસાની મેળવી સમય ગુમાવી નાખ્યો. મનુષ્યજીવનનો અંત આવ્યો. હવે મનુષ્ય-જીવનનો એક સમય પણ હાથમાં રહ્યો નથી, એટલે હાથ ખાલી છે. આંહિ

જે મેળવ્યું હતું તે પણ સાથે આવ્યું નહિ અને પરલોકમાં સાથે આવી શકે તેવું પુણ્ય મેળવવા માટે પણ હવે સમય હાથમાં રહ્યો નથી; એમ ખુલ્લો થએલો ખાલી હાથ સૂચવે છે. આ બીનાનો ખરો ખ્યાલ સુલતાન મહમ્મદ ગિજનીને પોતાની જીંદગીને છેડે આવ્યો હતો.

**દૃષ્ટાંત**—ઇસ્વી સન ૯૯૭ માં સબક્તગીનનો પુત્ર મહમ્મદ ગિજની શહેરમાં તેના બાપની ગાદીએ બેઠો. તેના રાજ્યની હદ પંજાબ પ્રાંત સુધી હતી. મહમ્મદે પશ્ચિમ અને ઉત્તર તરફ રાજ્યની હદ વધારી. ત્યારપછી તેની નજર હિંદુસ્તાન તરફ ઢળી. ન્હાની મોટી ૧૭ સ્વારી હિન્દુસ્થાન ઉપર તેણે કરી તેમાં બાર સ્વારી મ્હોટી અને પાંચ ન્હાની હતી.

૧ પહેલી સ્વારી ઇ. સ. ૧૦૦૧ માં પંજાબના રાજા જયપાલ ઉપર કરી. મહમ્મદે જયપાલને હરાવી તેની પાસેથી ખંડણી ભરવાનું કબુલ કરાવ્યું

૨ બીજી સ્વારી ઇ. સ. ૧૦૦૪ માં પંજાબના ભાટી રાજા વિજય-રાય ઉપર કરી. વિજયરાયનો પણ પરાભવ કરી તેના રાજ્યમાંથી ખૂબ લુંટ મેળવી.

૩ ત્રીજી સ્વારી ઇ. સ. ૧૦૦૫ માં પંજાબના રાજા અનંગપાલ ઉપર કરી, તેનો પરાભવ કર્યો.

૪ ચોથી સ્વારી ઇ. સ. ૧૦૦૬ માં કરી. આ વખતે રજપુત રાજાઓ એકત્ર મળી તેની સ્હામે થયા. રજપુતાણીઓએ પોતાનું જવાહીર વેચીને પણ આ ધર્મયુદ્ધમાં મદદ કરી, પણ આખરે અનંગપાલના હાથીને તીર વાગતાં તે ભાગ્યો, તેની સાથે રજપુતોની હિમ્મતનો પરાજય થતાં મહમ્મ-દને વિજય મળ્યો. આ વખતે હિમાલય પાસે આવેલા નગરકોટનું પ્રસિદ્ધ દેવળ તેણે લુંટ્યું.

૫–૬ પાંચમી અને છઠી સ્વારી ઇ. સ. ૧૦૧૦ માં અને ૧૦૧૧ માં કરી. તેમાં થાણેશ્વરનું દેવળ તોડ્યું તેમાંની મૂર્તિને ફોડી.

૭–૮ સાતમી અને આઠમી સ્વારી ઇ. સ. ૧૦૧૩–૧૪ માં કાશ્મીર પ્રાંત ઉપર કરી.

૯ નવમી સ્વારી ઇ. સ. ૧૦૧૭ માં કરી. આ વખતે કનોજના રાજા કુંવરરાયને શરણે કરી, મથુરા આવ્યો. ત્યાંનાં ભવ્ય મંદિરો તોડી તેમાંની સંપત્તિ લુંટી ગિજની લઇ ગયો.

૧૦-૧૧ દશમી અને અગીઆરમી સ્વારી ઇ. સ. ૧૦૨૧-૨૩ માં પુનઃ પંજાબના અનંગપાલ ઉપર કરી તેનું રાજ્ય લઇ પોતાના રાજ્યની સાથે કાયમનું જોડી દીધું.

૧૨ બારમી સ્વારી ઇ. સ. ૧૦૨૪ માં સોરઠમાં પ્રભાસ પાટણના સોમનાથ તીર્થ ઉપર કરી. મંદિરનું રક્ષણ કરવાને હિન્દુ રાજાઓ સ્હામે થયા પણ ફાવ્યા નહિ. મહમ્મદે મદિર તોડયું અપાર સોનું-રૂપું હીરા માણેક વગેરે ઝવેરાતનાં ગાડાં ભર્યાં. સોમનાથના લિંગને કાયમ રહેવા દેવા માટે હિંદુ રાજાઓએ ઘણું કહ્યું, સોનાની લાલચ આપી, પણ તે કબૂલ ન કરતાં લિંગ તોડયું. તેની નીચેથા પણ પુષ્કળ હીરા માણેક વગેરે ઝવેરાત નીકળ્યું, કારણકે તે ઘણા વખતનું જુનું મંદિર હતું અને તેમાં ઘણી સંપત્તિ એકઠી કરવામાં આવી હતી. આ લુંટ લઇ ગુજરાતમાંથી જતાં અણહિલપુર પાટણની ભૂમિ ફળદ્રુપ હોવાથી મહમ્મદને પસંદ પડી. ત્યાં રહેવાનું મન કર્યું પણ લોકો સાથે ગોઠતું ન આવવાથી એક વરસ રહી સ્વદેશ તરફ રવાના થયો. અજમેરને રસ્તે રજપૂત રાજાઓ ભેગા થયા છે, એમ બાતમી મળવાથી કચ્છ, સિંધ અને મૂલતાનને રસ્તે ગિજની જવા નિકળ્યો. રસ્તામાં તેના લશ્કરને ઘણી મુસ્કેલી નડી. લશ્કરના મ્હોટા ભાગનો ત્યાં નાશ થયો. પોતે મુસીબતે ગિજની પહોંચ્યો. ત્યારપછી તે હિન્દુસ્થાનમાં આવ્યો નહિ. તેણે મુસલમાન રાજાઓમાં સુલતાનનું પદ મેળવ્યું. તેની તૃષ્ણા અથાગ હતી. બાર મ્હોટી સ્વારીઓ ઉપર ગણાવી તે અને પાંચ બીજી ન્હાની સ્વારીઓ મળી ૧૭ સ્વારીઓ કરી લુંટ મેળવી પુષ્કળ દ્રવ્યનો સંગ્રહ કર્યો. આખરે ઇ. સ. ૧૦૩૦ માં તે બીમાર પડયો. આ બિમારીમાંથી સાજા થવાની જ્યારે તેને આશા ન રહી, ત્યારે તેણે વજીરને બોલાવી હુકમ કર્યો કે મ્હારી સઘળી દોલત ખજાનામાંથી બહાર કહાડી એક મેદાનમાં ગોઠવો. મ્હારે તેનું અંતિમ દર્શન કરવું છે. વજીરે હુકમ પ્રમાણે હીરા, માણેક,

મોતી, માણેક, લીલમ, પાના, પોખરાજ, સોનું, રૂપું, વગેરે સઘળું દ્રવ્ય, હાથી, ઘોડા, રથ, પાયદળ લશ્કર, સઘળું વ્યવસ્થાપૂર્વક ગોઠવાવ્યું. એક તરફ ઝવેરાતના ઢગલા, બીજી તરફ સોના રૂપાના ઢગલા, ત્રીજી તરફ હાથી-ઘોડા, ચોથી તરફ પાયદળ લશ્કર, નોકર ચાકરો ગોઠવાયા. મહમ્મદનો પલંગ પણ ત્યાં લાવવામાં આવ્યો. સઘળી ચીજોની વચ્ચે પલંગ ઉપર પડયા પડયા તેણે ચારે તરફ પોતાની દોલત ઉપર દૃષ્ટિપાત કર્યો. અપાર દોલત જોઇ તેના મનમાં વિચાર આવ્યો કે આટલી બધી દોલત એકઠી કરી, પણ મારે માટે તેનો શો ઉપયોગ ?

સુલતાન—હે વજીર ! કદાચ આ બિમારીમાંથી હું ઉઠું નહિ, તો પછી આ દોલત મારે શા કામમાં આવવાની ?

વજીર—કંઇ પણ નહિ.

સુલતાન—( ઉંડો નિસાસો નાખીને ) શું બિલકુલ કામ નહિ આવે ?

વજીર—આગળ ઘણા બાદશાહો થઇ ગયા છે, પણ આખર તેઓ એકિલા જ ચાલ્યા ગયા છે. કોઇની સાથે જમીન કે દોલત ગઇ નથી.

સુલતાન—પણ રસ્તામાં સ્વારી કરવાને એકાદ હાથી ઘોડો કે રથ તો સાથે આવશે કે નહિ ? કામકાજ કરવાને બે ચાર નોકરો અને ત્યાં ઘર-બાર બનાવવાને થોડી ઘણી દોલત તો આવશે કે નહિ ?

વજીર—નહિ, એક દમડી પણ સાથે આવવાની નથી.

સુલતાન—ત્યારે લડાઇઓ કરી, નિર્દોષ માણસોના પ્રાણ લઇ ધર્મ-મંદિરોની દોલત લુટી જે બદી કરી તે જ મારા નસીબમાં રહી ?

વજીર—જી હા–તે સિવાય બીજું કશું પણ નહિ.

સુલતાન—અફસોસ–સફસોસ ! ઇન્સાન છતાં શયતાન જેવાં કામો કરી, જુલ્મ અને ત્રાસ પ્રવર્તાવી આટલી દોલત ભેગી કરી, પણ તેમાંથી મને કંઇ કામ આવવાની નથી ! ત્યારે હું ખરેખર મૂર્ખ, કે વગર પ્રયોજને બદીનાં કામો કરી નામ બદનામ કર્યું. હે વજીર ! જ્યારે મારા પ્રાણ નીકળી જાય, અને મને દફનાવવાને જનાઝામાં સુવાડી લઇ જાઓ તે વખતે મ્હારા બન્ને હાથો જનાઝાની બહાર રાખજો; અને લોકોને ચેત-

વશો કે મહમ્મદે આટલી દોલત મેળવી પણ અંતે સમયને વ્યર્થ ગુમાવી ખુલ્લે હાથે જાય છે.

વજીરે સુલતાનના પ્રાણ નીકળી ગયા પછી તેના કહ્યા પ્રમાણે કર્યું, અને લોકોને સુકૃત્ય કરવાની ચેતવણી આપી. (૩૧)

दृष्ट्वाप्येकाकिनो गच्छतः किं ममत्वम् ?

प्रतिदिवसमनेकान्प्राणिनो निःसहाया-
न्मरणपथगतांस्तान्प्रेक्षते मानवोऽयम् ॥
स्वगतिमपि तथा तां बुध्यते भाविनीं वा ।
तदपि नहि ममत्वं दुःखमूलं जहाति ॥३२॥

महतां राज्ञामप्येकाकितया गमनम् ।

दिशिदिशि ततकीर्त्तिर्भोजभूपः सुनीती ।
रिपुकुलबलदारी विक्रमो दुःखहारी ॥
अकबरनरपालो दुर्नयारातिकालो ।
मरणमुपययुस्ते मृत्युना निःसहायाः ॥३३॥

**એકીલા જતાં જોઇને પણ કેમ મમત્વ કરે છે ?**

અર્થ—હાલની ગણત્રી પ્રમાણે આ પૃથ્વી ઉપર એક મિનિટે તેત્રીશ માણસોનું મરણ પ્રમાણ સરેરાસ આવે છે, તેમાં ગરીબો મરે છે અને તવંગરો પણ મરે છે, પણ કોઇની સાથે કંઇ પણ જતું જોવામાં આવતું નથી. દરેક માણસ એકાએકી જ પરલોક તરફ પ્રયાણ કરતો જોવામાં આવે છે, અને જોનાર માણસ "પોતાની પણ તેવી જ ગતિ થવાની છે" એમ સમજે છે છતાં પણ માણસ દુઃખદાયક મમતાને છોડતો નથી. પોતાનું કંઇ થવાનું નથી છતાં મ્હારૂં મ્હારૂં કરી રહે છે એ એક આશ્ચર્યની વાત છે. (૩૨).

### મ્હોટા રાજાઓ પણ એકાએકી જ ગયા.

જેની કીર્તિ દેશોદેશમાં ચારે દિશાએ પ્રસરી રહી હતી અને જેની નીતિરીતિ ઘણી જ ઉત્તમ હતી એવો દાનેશ્વરી રાજા ભોજ તેમ જ દુશ્મનોના દળને હંફાવનાર અને પ્રજાના દુઃખને દૂર કરનાર મહાપ્રતાપી રાજા વિક્રમ, અને અન્યાયરૂપી દુશ્મનને કાળ સમાન દિલ્લીના તખ્તને શોભાવનાર બાદશાહ અકબર, એ બધા જ્યારે મોતને અધીન થયા, ત્યારે ઢળબળ ખજાનો અને અંતઃપુર એ સર્વેને છોડી એકાએકીપણે જ રવાના થયા છે પણ કોઇને સાથે લઇ જઇ શકયા નથી, તો પછી બીજાની શી વાત કરવી? માટે ખાત્રીપૂર્વક ધ્યાન રાખજે કે આ જીવ એકીલો આવ્યો અને એકીલો જ જવાનો છે. (૩૩)

**વિવેચન**—આ બન્ને કાવ્યમાં મૃત્યુસમયની સ્થિતિનો ચિતાર આપ્યો છે. મોહ અને માયામાં મુગ્ધ થએલા એમ સમજે છે કે "બીજા ભલે મરે, પણ આપણે કયાં મરવું છે?" કદાચ મરવાનું સમજતા હોય તોપણ મેળવેલી સંપત્તિ મૃત્યુસમયે પણ સાથે આવવાની હોયની તેમ માની પાપનાં કાર્યો કરે છે. આશ્ચર્ય પામવા જેવું તો એ છે કે જ્યારે મોહનીનો પડદો કંઇક દૂર થાય છે અને વિચારશક્તિ જાગૃત થાય છે, ત્યારે તે લોકો બીજાને મરતાં જોઇ અને પૈસા ટકા મૂકી એકાએકીપણે જતા જોઇ એમ પણ વિચાર કરે છે કે "આપણી પણ આવી જ સ્થિતિ થવાની છે. ઘરબાર માલમત્તા સ્ત્રી પુત્ર સઘળાંને છોડી એકાએકી જવાનું છે" તોપણ મમતા મુકાતી નથી. મોહ અને માયાની વાસનાને લીધે મમતાનું મૂળ એટલું ઉંડું ઉતરી ગયું છે કે વિચારશક્તિ સત્સંગ શાસ્ત્રશ્રવણ સદ્બોધ એમાંનો કોઇ ઉપાય કામે લાગી શકતો નથી. જેમ અસાધ્ય દર્દ ઉપર વૈદ્ય કે દવાની કશી અસર થતી નથી, તેમ મોહમુગ્ધ મનુષ્યની મમતા ઉપર પણ કશી અસર થતી નથી. વિચારશીલ માણસોએ સમજવું જોઇએ કે આ મમતાનું પરિણામ દુઃખ સિવાય બીજું કશું નથી. હા, મમતા રાખવાથી જો તે વસ્તુઓ પોતાની થતી હોય કે સાથે આવતી હોય તો તો મમતા રાખી કામની; પણ તેમ તો થતું નથી.

ઉલટું વધારે મમતાવાળાને વધારે દુઃખ થતું જોવામાં આવે છે. મમતાવાળો માણસ મરણપથારીએ પડે છે ત્યારે એક તરફ તેના શરીરમાં રોગોની પીડા થતી હોય છે; બીજી તરફ રોગો કરતાં પણ વધારે તેના ધનમાલની માનસિક પીડા તેને થાય છે. આંખમાંથી આંસુઓ વહ્યા જાય છે. બોલવાની શક્તિ હોતી નથી તો મનમાં મુંઝાયા કરે છે. હાય હાય! હવે આ મારી મિલકતને કોણ સંભાળશે? દેશાવરોમાં ચાલતી દુકાનોનો વહીવટ કોણ કરશે? માણસો ઉપર દેખરેખ કોણ રાખશે? વગેરે અનેક તર્કવિતર્કો થવા માંડે છે. પોતાને હવે આ બધું છોડવું પડશે, એ વિચાર જ્યારે તેના મનમાં આવે છે ત્યારે વિજળીનો ધક્કો વાગતાં જેવો આઘાત થાય તેવો આઘાત તેના મનમાં થાય છે. આર્ત્તધ્યાનમાં દુર્ગતિના આયુષ્યનો બંધ પાડે છે. તેનો આ ભવ તો નિષ્ફળ ગયો પણ આવતા ભવને પણ તે બગાડે છે. પોતે કાલાવાલા કરતો દુઃખી થાય છે અને બીજાં સંબંધીઓને પણ વધારે શોચ કરાવે છે. તેના આવા કાલાવાલાથી મોતને દયા આવતી નથી તેમ તેની સંપત્તિના ડોળ દમામથી કે રૂશવતથી મોત લલચાતું નથી. જો તેમ થતું હોત તો મ્હોટા રાજા–મહારાજાઓ મરત જ નહિ. જેઓ બેહદ મમતા રાખે છે તેને પૂછી જુઓ કે રાજા ભોજ, રાજા વિક્રમ અને અકબરશાહ ક્યાં ગયા? આ ત્રણે રાજાઓ અસાધારણ બળવાળા હતા. ભોજ રાજાનો ખજાનો દ્રવ્યથી ભરેલો હતો. કોઇ વિદ્વાન્ તેની પાસે આવતો તેને સારી બક્ષીસ આપી તેની દરિદ્રતા દૂર કરતો. એમ કહેવાય છે કે નવો શ્લોક લાવનારને સવા લાખ સોના મ્હોરનું ઇનામ આપતો હતો. વિદ્યાના ઉપર તેને ઘણો શોખ હતો. કાલિદાસ પ્રમુખ પાંચસો પંડિત તેની રાજસભામાં રહેતા હતા; સંસ્કૃત ભાષાનો તેણે ઘણો સારો અભ્યાસ કર્યો હતો. તેનું બનાવેલું ભોજ વ્યાકરણ અદ્યાપિ વિદ્યમાન છે. તેણે વિદ્વાનોને પૂછેલા પ્રશ્નોત્તરોના અનેક શ્લોકો સુભાષિત સંગ્રહમાં સંગ્રહાયલા મોજુદ છે. જેવો તે વિદ્વાન્ હતો, તેવો જ નીતિમાન્ હતો. ધારાનગરીના થઇ ગએલા સર્વ રાજાઓ કરતાં તેની કારકીર્દી ઘણી વધારે હતી. તેવો પ્રતાપી વિદ્વદ્વર્ગે માનનીય ભોજ રાજા ક્યાં ગયો?

ચાલતા સંવત્‌ની સાથે જેનું નામ જોડવામાં આવ્યું છે, તેમ જ શિથિયન અને શક લોકોનો હન્તા ( હણનાર ) એવું જેને ઉપનામ મળ્યું છે; એટલે તે લોકો માળવા ઉપર ચ્હડાઇ લાવ્યા હતા, તેની સ્હામે થઇ તેમનો પરાજય કર્યો અને ત્યારપછી તેમની ચ્હડાઇ સદાને માટે બંધ થઇ ગઇ; જેની રાજ્યસભામાં મહાકવિ કાલિદાસ, અમરકોષનો કર્તા અમરસિંહ, જ્યોતિર્વિદ્યાનિપુણ ક્ષપણક, વૈદ્ય ધન્વંતરિ, પ્રાકૃત વ્યાકરણ કર્તા વરરૂચિ, પ્રસિદ્ધ જ્યોતિષી વરાહહમિર, શિલ્પકાર ઘટકર્પર, ભૂમિતિનિપુણ શંકુ અને મંત્રશાસ્ત્રવેત્તા વેતાલભટ્ટ, આ નવ રત્નો રહેતા હતા, એવો પ્રતાપી રાજા વિક્રમ પણ ક્યાં ચાલ્યો ગયો ?

મોગલ વંશનો ઉત્તમ બાદશાહ અકબર કે જેણે કેટલાએક રજપુત રાજાઓને પોતાના સંબંધી બનાવી તેમની સહાય મેળવી દિલ્લીના રાજ્યની હદનો ઘણો વિસ્તાર કર્યો; બિહાર, બંગાળ, ઓઢિયા, કાશ્મીર, સિંધ, માળવા, ગુજરાત, ખાનદેશ, કાબુલ, કંદહાર એ બધા પ્રાંતોને પોતાના રાજ્ય સાથે જોડયા; જેણે પોતાના રાજ્યમાં ગૌવધ ન થવાનો કાયદો બાંધ્યો; તે અકબર બાદશાહ પણ ક્યાં ચાલ્યો ગયો ? આવા તો અનેક રાજા મહારાજા સાર્વભૌમ મંડલેશ્વર ચક્રવર્તીઓ ચાલ્યા ગયા કે જેનું નામ નિશાન પણ રહેવા પામ્યું નથી. તે સઘળા એકલા આવ્યા અને એકલા ગયા. કોઇની સાથે આ પૃથ્વીની સંપત્તિ ગઇ નથી.

પૃથ્વી કહે મેં નિત્ય નવી, કેની ન પુરી આશ,
કંઇક રાણા રમ ગયે, કંઇક ગયે નિરાશ. ॥ ૧ ॥

આવા ઐતિહાસિક દાખલાઓ સાંભળી અને વર્તમાનનો અનુભવ મેળવી, “ જીવ એકલો આવ્યો અને એકલો જવાનો છે ” એ સિદ્ધાંતને મનમાં બરાબર ઠસાવી મમતાને દૂર કરી એકત્વ ભાવના ભાવવી. આ ભાવનાથી મરણસમયના દુઃખમાં ઘણો ઘટાડો થઇ જશે, મોતને વખતે ધીરજ મળશે, શાંતિ રહેશે, હાય વોય નહિ થતાં સદ્ગતિની પ્રાપ્તિ થશે. (૩૨–૩૩)

# (५) अन्यत्व भावना.

[ જન્મ અને મરણની સ્થિતિમાં એકાએકીપણું એકત્વ ભાવનામાં બતાવી વચ્ચેની સ્થિતિમાં પોતાના માની લીધેલા પદાર્થો વસ્તુતઃ જુદા છે તે હવે અન્ય-ત્વ ભાવનામાં બતાવે છે. ]

## वसन्ततिलकावृत्तम् ।

पञ्चम्यन्यत्वभावना ।

कोऽहं जगत्यथ कदाप्रभृति स्थितिर्मे ।
माता पिता च तनुजा मम के इमे स्युः ॥
संयोग एभिरभवन्मम किं निमित्त-
स्तत्त्वं विचिन्तय च पञ्चमभावनायाम् ॥३४॥

अल्पकालिको गवादीनां सम्बन्धः ।

गावो हया गजगणा महिषा भुजिष्या ।
वेश्मानि वैभवचया वनवाटिकाश्च ॥
एभिस्तवाऽस्ति कियता समयेन योग-
स्तत्त्वं विचिन्तय च पञ्चमभावनायाम् ॥३५॥

**પાંચમી અન્યત્વ ભાવના.**

અર્થ—હું કોણ છું? ક્યારથી આ જગતમાં મ્હારી સ્થિતિ છે? મ્હારાં માતાપિતા સ્ત્રી પુત્ર વગેરે બધાં કોણ છે? એઓની સાથે મ્હારો સંબંધ શા નિમિત્તથી થયો? તે સઘળો વિચાર પાંચમી ભાવનામાં તું કર. (૩૪)

## થોડા વખતનો સંબંધ.

જેને પોતાના કરી માને છે, એવી ગાયો ભેંસો હાથી ઘોડા નોકર ચાકર ઘરબાર હાટ હવેલી બાગ બગીચા અને વૈભવ, એ બધાની સાથે કેટલા વખતથી મ્હારો સંબંધ થયો છે અને તે સંબંધ કેટલો વખત રહેવાનો છે, તેનો તું પાંચમી અન્યત્વ ભાવનામાં વિચાર કર. (૩૫)

[વિવેચન—મિશ્રિત થએલાં દૂધ અને પાણીને હંસ જેમ જુદાં પાડે છે, તેવી રીતે અનાદિ કાળથી મિશ્રિત થએલ આત્મ અને અનાત્મ વસ્તુને વિવેકબુદ્ધિથી જુદા પાડવા અથવા પૃથક્કરણ કરી જુદા માનવા–જુદાપણાનું ચિંતવન કરવું તે અન્યત્વ ભાવના. આ ભાવનામાં 'હું' અને અન્ય સંબંધીઓનો સંબંધ કેવા પ્રકારનો છે, તે વિચારવાનું છે. પ્રથમ "હું કોણ છું" એનો વિચાર કરવો જોઇએ. દરેક પ્રતીતિમાં હું આવે છે. હું ખાઉં છું, હું પિઉં છું, હું બેસું છું, હું ધનવાન્ છું, હું બુદ્ધિમાન્ છું, હું દાન દઉં છું, હું કરૂં છું, આ વાક્યોમાં આવતા 'હું' શબ્દનો વાચ્યાર્થ શો છે? હું એટલે શરીર, હું એટલે હાથ પગ, હું એટલે ઇન્દ્રિયો, હું એટલે મન કે હું એટલે બુદ્ધિ? શરીર હાથ પગ કે બાહ્ય અવયવો હું શબ્દના વાચ્ય બની શકતા નથી, કેમકે તેમ કરવાથી, હું જાણું છું, હું વિચારૂં છું, એ વાક્યની સંગતિ થઇ શકે નહિ. જાણવું કે વિચારવું એ ધર્મ શરીર કે હાથ પગનો હોઇ શકે નહિ, તેમ જ ઇન્દ્રિયો મન અને બુદ્ધિને પણ હું શબ્દ લાગુ પડી શકે નહિ; હું ખાઉં છું, હું દોડું છું, એ વાક્યોમાં અનુપપત્તિ આવે. ખાવું, દોડવું, એ ધર્મ ઇન્દ્રિયો મન કે બુદ્ધિનો સંભવી શકે નહિ. ત્યારે હું શબ્દનો વાચ્યાર્થ શરીર ઇન્દ્રિયો મન અને બુદ્ધિથી પર હોવો જોઇએ. જેની સાથે ખાવું, પીવું, હાલવું, ચાલવું, જાણવું, વિચારવું, બેસવું, ઉઠવું, વગેરે દરેક ક્રિયાનો સંબંધ સંગત થઇ શકે, એવો અવિચ્છિન્ન એક પદાર્થ હું શબ્દનો વાચ્ય હોવો જોઇએ. તેવો પદાર્થ જીવ–આત્મા છે. દેહસંબદ્ધ જીવમાં દરેક ક્રિયાનો સમાવેશ થઇ શકે છે. ખાનાર, ઉઠનાર, બેસનાર, ચાલનાર, જાણનાર, વિચારનાર, તે જ છે. હાથ, પગ, શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, એ સઘળાં તેનાં સાધનો છે. એ સઘળાનો

અધિષ્ઠાતા નિયામક જીવ—આત્મા છે. તે બીજા નશ્વર પદાર્થોની પેઠે નાશ પામતો નથી, પણ ચિરંસ્થાયી છે, શાશ્વત છે. મા, બાપ, ભાઇ, બ્હેન, સ્ત્રી, પુત્ર, પુત્રી, સગાં વ્હાલાંઓનો સંબંધ સાક્ષાત્ આત્માની સાથે નથી, પણ શરીરની સાથે છે, યા શરીરદ્વારા આત્મા સાથે છે. તે સંબંધ શાથી થયો છે, તેનો પણ વિચાર કરવો જોઇએ. જો તે સંબંધ વાસ્તવિક હોય તો તે સંબંધ તૂટવાથી દહેશત રહે નહિ, પણ તેમ તો છે નહિ. આત્માનો શરીર સાથેનો સંબંધ પણ વાસ્તવિક નથી, તે પણ કર્મને નિમિત્તે થયો છે. નામ-કર્મની ઉદારિક શરીર ઉદારિક અંગોપાંગ વગેરે પ્રકૃતિઓના ઉદયથી શરીર સાથે સંબંધ થયો છે. તે પ્રકૃતિઓ ક્ષણે ક્ષણે ભોગવાતાં બળતા દીવાના તેલની માફક પુરી ભોગવાઇ રહેશે, ત્યારે દીવો હોલાવાની પેઠે તે સંબંધનો અંત આવી જશે. જ્યારે શારીર સંબંધ પણ બીજા ઉપર આધાર રાખનાર છે, ત્યારે માબાપ સગાં વ્હાલાંઓનો સંબંધ કે જે શરીર પછી છે, તેની તો વાત જ શી કરવી? માબાપ કરતાં પણ પાછળથી જેમનો સંબંધ થયો છે, એવી સ્ત્રી, પુત્ર, પુત્રી, નોકર, ચાકર, ઘરબાર, બાગ બગીચા, ઘોડા, હાથી, ગાયો, ભેંસો, વગેરે પોતાની માની લીધેલી વસ્તુઓનો સંબંધ તો આગલા સંબંધ કરતા પણ ઉતરતા પ્રકારનો છે, થોડા કાળનો છે. તે ચીજો આત્માની સાથે સાક્ષાત્ સંબંધ ધરાવનારી નથી. શરીરની સાથે પણ સાક્ષાત્ સીધો સંબંધ ધરાવનારી નથી. માત્ર મનની માન્યતાને લીધે માની લીધેલો તે સંબંધ છે. શરીરની સ્થિતિ સુધી તેમનો સંબંધ કાયમ રહે એ પણ ચોક્કસ નથી. પુણ્યનું પરિવર્તન થતાં કે તેમનું આયુષ્ય પૂર્ણ થતાં મમતા રાખનારના શરીરના અસ્તિત્વમાં પણ તે વસ્તુઓનો સંબંધ તૂટી જાય છે, વિયોગ થાય છે. તો પછી શું ધારીને તેવી અસ્થિર વસ્તુઓમાં અહંભાવ કે મમભાવ બાંધવો? આ મમત્વથી તાદાત્મ્ય—ભાવથી સુખ કરતાં દુઃખ અધિક થાય છે. ખરી રીતે દુઃખનું મૂળ નશ્વર વસ્તુઓમાં થએલ તાદાત્મ્યભાવ જ છે. જ્યાંસુધી તે વસ્તુની સાથેનો સંબંધ દૃષ્ટિભૂત થયો ન હોય ત્યાંસુધી તે વસ્તુના સંયોગ વિયોગમાં કંઇ પણ સુખ દુઃખ થતું નથી. પોતાના પડોશીના ઘરમાં ચોરી થાય આગ લાગે કે કોઇ સુ-

વકનું મરણ થાય ત્યારે દુઃખ થતું નથી, અને પોતાના ઘરમાં જો તેમ થાય તો પારાવાર દુઃખ થાય છે. આનું કારણ શું? પડોશીનું ઘર જુદું છે, તેના ઘરની ચીજો મારાથી જુદી છે, તેની સાથે મારે કોઇ સંબંધ નથી, એવી રીતનો અન્યત્વ ભાવ છે તો દુઃખ થતું નથી; અને પોતાના ઘરની ચીજોમાં તાદાત્મ્ય ભાવ છે તો તેનો વિયોગ અસહ્ય દુઃખ ઉત્પન્ન કરે છે. જેમ વધારે પરિચય, જેમ વધારે અશક્તિ તેમ વધારે દુઃખ. 'આ વસ્તુ મારી છે' એટલું ભાન થવાની સાથે કેવું દુઃખ થાય છે તે નીચેની કથા ઉપરથી સમજાશે.

**દૃષ્ટાંત**—એક ગામડામાં પ્રેમચંદ નામે એક ગૃહસ્થ રહેતો હતો. પુણ્યની ઉલટી ગતિથી દિવસે દિવસે તેની આર્થિક સ્થિતિ ઘસાતી જતી હતી. ક્ષયનો અસાધ્ય રોગ જાણે લાગુ પડચો હોયની તેમ થોડા વરસમાં તેની હાલત દયાજનક થઈ પડી, ધંધો પડી ભાંગ્યો અને માથે કરજ થઇ ગયું, ત્યારે પ્રેમચંદે પરદેશ જવાનો વિચાર કર્યો. સારી રીતે પૈસો જમા ન થાય ત્યાંસુધી પરદેશથી પાછા ફરવું નહિ, એવો નિશ્ચય તેણે પોતાના મનમાં કર્યો. આ વખતે સંતતિમાં માત્ર બે ત્રણ મહીનાનો એક છોકરો હતો. પોતાની સ્ત્રીને માટે સાધારણ બંદોબસ્ત કરી પ્રેમચંદ દરીયામાર્ગની મુસાફરીએ દૂર દેશાવરમાં નીકળી ગયો. એક મ્હોટા વેપારીની પેઢીમાં નોકરીએ રહ્યો. પુણ્યદશા જાગવાથી પ્રેમચંદના કામમાં શેઠને વિશ્વાસ બેસવા માંડચો. સાચી દાનત, ખંતથી કામ કરવાની પદ્ધતિ અને હુશીયારીથી પ્રેમચંદનું માન વધવા લાગ્યું અને પગારમાં પણ વધારો થયો. કેટલાક વખત પછી પોતાની જાત ઉપર પણ વ્યાપાર કરવા લાગ્યો. તેમાં સારો દાવ લાગી જવાથી ઘણી સારી કમાણી કરી. 'પૈસે પૈસો વધે' એ કહેવત પ્રમાણે થોડા વરસમાં તેની પાસે સારી સરખી રકમ જમા થઇ. વખતે વખતે પ્રેમચંદને દેશમાંથી તેડાવવાના સંદેશા આવતા. પ્રેમચંદ તેનો એવો જવાબ વાળતો કે હમણાં પેદાશ સારી છે તે છોડીને એક ઘડી પણ નીકળાય તેમ નથી, તમે ગમે તેમ ચલાવી લેજો. પૈસા જોઇએ તેટલી હુંડી ઉપાડી લેજો, છોકરાને ભણાવજો, અને સારે ઠેકાણે તેનું સગપણ કરજો. આવી રીતે પંદરથી સોળ વરસ પરદેશમાં ગાળ્યા; આ-

ખરે દીકરાના વિવાહ માટે ઉપરા ઉપરી કાગળો આવવા માંડયા, ત્યારે પ્રેમચંદે દેશમાં જવાનું કર્યું. કાગળમાં લખી વાળ્યું કે અમુક દિવસે અમુક બંદરે ઉતરીશ અને ત્યાંનો ચાલ્યો અમુક દિવસે ઘેર પહોંચીશ. આ કાગળ વાંચી પિતાની સ્હામે બંદર સુધી જવાનો પુત્રનો વિચાર થયો. માની રજા લઇ પુત્ર લખેલી તારીખે બંદર કાંઠે જઇ પહોંચ્યો એક ધર્મશાળામાં ઉતારો કર્યો. પ્રેમચંદને ધાર્યા કરતાં એક બે દિવસ રસ્તામાં વધારે લાગી ગયા. તે દરમ્યાન આ છોકરાને પેટમાં શૂળ આવવા માંડયું. શૂળની ઘણી પીડા થવા લાગી. કોઇ ઓળખીતો માણુસ પણ ન્હોતો કે જે તેની સારવાર કરે. તેની પથારી એક ઓરડામાં મૂકવામાં આવી. જ્યારે બહુ પીડા થઇ અને રાડો પાડવા લાગ્યો ત્યારે મુસાફરો પૈકી દયાળુ માણસોએ દવા વગેરેનો બંદોબસ્ત કર્યો. પરદેશથી આવવાના મુસાફરો પણ આવી પહોંચ્યા. પ્રેમચંદ શેઠે પણ બે ચાર નોકરોની સાથે પોતાનો સરસામાન લઇ ધર્મશાળાના ઉપરના માળમાં એક દિવાનખાનું ઉઘડાવી ત્યાં ઉતારો કર્યો. રસોઇની તૈયારી થવા લાગી, તે દરમ્યાન પોતે કંઇ વાજીંત્ર લઇ વગાડવા મંડયો. ગાનતાનમાં ગુલતાન થયો છે. પૈસા કમાઇ ઘેર જવાનું છે તેથી ખુશાલી વ્યાપી રહી છે. બીમાર પડેલા છોકરાની દુઃખી બુમો સંભળાતી હતી, પણ પ્રેમચંદ શેઠને તેની કશી દરકાર ન્હોતી. મુસાફરોમાં કોઇ પીડાતો હશે, તેમાં આપણે શું ? એટલું જ નહિ, પણ બે ચાર દયાળુ ગૃહસ્થો વૈદ્ય–ડૉકટરની વ્યવસ્થા કરવાને ખરડો કરી સારા ગૃહસ્થોની પાસે પૈસા ભરાવવા લાગ્યા. તેઓ પ્રેમચંદ શેઠની પાસે આવ્યા પણ રંગરાગમાં મગ્ન થએલા શેઠે તેમને કંઇ જવાબ ન આપ્યો. તે લોકોએ વધારે કહ્યું ત્યારે સાફ ના પાડી કે "અમારો વિચાર નથી, અમારો વિચાર થશે તો અમે પોતે સારવાર કરીશું. તમારી પેઠે ભીખ નહિ માગીએ." દયાળુ ગૃહસ્થોએ સારવાર કરી, ડૉકટરની ગોઠવણ પણ કરી, દવા ખવરાવી, પણ છુટીની બુટી નથી. આયુષ્ય હોય તો ઉપાય ચાલે. છોકરાની બિમારી વધતાં બુમો પાડતાં પાડતાં તેના પ્રાણ પરલોકવાસી થયા. પોલીસને ખબર પહોંચાડયા. પોલીસે તપાસ કરી તો તેના અંગરખાના ખીસામાંથી એક કાગળ નીકળ્યો. તે કાગળ પ્રેમચંદ

શેઠનો લખેલો હતો. સિપાહીઓએ તપાસ કરી કે પ્રેમચંદ નામનો કોઇ માણસ આમાં છે? પોતાનું નામ સાંભળી પ્રેમચંદ શેઠે ગોખમાં બેઠા બેઠા કહ્યું કે કેમ? કોણ મ્હને બોલાવે છે? સિપાઇઓએ કહ્યું કે જો તમારૂં નામ પ્રેમચંદ હોય તો નીચે આવો, જુઓ આ કાગળ તમારો જ લખેલો છે કે? પ્રેમચંદ નીચે આવ્યો ને જેવો કાગળ જોયો કે તેના હોશકોશ ઉડી ગયા. તે સમજી ગયો કે આ કાગળ મરનાર છોકરાની પાસેથી મળેલ છે; તેથી તે છોકરો મારો પુત્ર જ હશે; મને તેડવા આવેલ હોવો જોઇએ. આગળ જઇને તપાસ કરી તો ખાત્રી થઇ કે તે મ્હારો પોતાનો જ પુત્ર છે! એકનો એક પુત્ર પોતાના મ્હોં આગળ પણ ઓળખાયા વિના અકસ્માત્ મરી જવાથી પ્રેમચંદના મનમાં અસહ્ય વજ્રાઘાત થયો. બેહોશ થઇ મૂર્છા ખાઇને ઢળી પડયો. એક તરફ પુત્રનું શબ અને બીજી તરફ મૂર્છિત થએલો તેનો બાપ લાંબો થઇને પડયો! તે દેખાવ કઠિન હૃદયને પણ પિગળાવે તેવો દયાજનક થઇ પડયો. કેટલીક વાર પછી પ્રેમચંદને શુદ્ધિ આવી, ત્યારે તે ઘણા જ આર્ત સ્વરથી રડવા લાગ્યો. “અરેરે હું કેવો હીનભાગી? બે મહીનાના પુત્રને મૂકી પૈસાને માટે પરદેશ ગયો. આજે ૧૫ વરસે પુત્રને પરણાવવા અતિ ઉમેદથી પાછો ફર્યો, ત્યારે મૃત અવસ્થામાં પુત્રને જોઉં છું. અરે! વધારે અફસોસ કરવા જેવું તો એ છે કે મ્હારા મ્હોં આગળ મ્હારો પુત્ર પીડાતો હતો, ત્યારે મેં તેની સરભરા પણ કરી નહિ, તેને જોવા પણ ગયો નહિ, સરભરા કરનાર પરમાર્થી માણસો દવા-દાકટરના ખર્ચ માટે ખરડો લઇ આવ્યા, તેમાં એક આનો પણ ભરાવ્યો નહિ; હા પુત્ર! હવે હું ઘેર જઇ ત્હારી માને શું સંદેશો આપીશ? અરે, આના કરતાં મ્હને મોત લઇ ગયું હોત તો સારૂં.” આવી રીતે પોકે પોકે રૂદન કરતો શબને ઠેકાણે પાડી પોતાને ઘેર ગયો. તેની સ્ત્રીએ પુત્રમરણના સમાચાર જેવા સાંભળ્યા કે તેની સાથે જ દુઃખના આઘાતથી હૃદય બંધ થઇ જતાં તે પણ મરણ પામી. સ્ત્રી અને પુત્રના મરણથી ઉદાસીન થઇ પ્રેમચંદે સંસારનો ત્યાગ કરી, દીક્ષા ધારણ કરી, આત્મશ્રેય સાધ્યું.

પ્રેમચંદને જ્યાંસુધી ‘આ મારો પુત્ર છે’ એવું ભાન ન્હોતું ત્યાંસુધી

દુઃખ ન્હોતું, ચિંતા ન્હોતી, પુત્રના મરણથી પણ તેને શોક કે દિલગીરી થઇ ન્હોતી; પણ જે ઘડીએ 'આ મારો પુત્ર' એવું ભાન થયું કે તરત જ દુઃખ અને સંતાપે તેના હૃદયને ઘેરી લીધું. આ ઉપરથી શીખવાનું એ છે કે 'દુઃખનું મૂળ મમતા જ છે.' અન્યત્વ-ભાવના ભાવી દુઃખને દૂર કરવું, એ સમજણનું ફળ છે. ( ૩૪–૩૫. )

देहात्मनोः सम्बन्धः ।

**एतच्च पुद्गलमयं क्षणिकं शरीर–**
**मात्मा च शारदशशाङ्कसदृक्षरूपः ॥**
**बन्धस्तयोर्भवति कर्मविपाकजन्यो ।**
**देहात्मधीर्जडधियामविवेकजन्या ॥३६॥**

### દેહ અને આત્માનો સંબંધ.

અર્થ—આ શરીર કે જે નજરે દેખાય છે તે જીવ–આત્મારૂપ નથી કિન્તુ પુદ્ગલ–જડસ્વરૂપ છે અને એક ક્ષણમાં નાશ પામવાના સ્વભાવવાળું છે; ત્યારે આત્મા જડ નહિ પણ ચૈતન્ય સ્વરૂપ છે, શરદ્કાળના ચંદ્રમા જેવો નિર્મળ પ્રકાશિત છે અને નિત્ય–અખંડ–અવિનાશી છે. આત્મા અને શરીરનો જે સંબંધ થયો છે, તે કર્મની વર્ગણાના યોગથી થયેલ છે, પણ વાસ્તવિક નથી; આમ આત્મા અને શરીર અલગ હોવા છતાં જે શરીરને જ આત્મા માની લે છે, તે ભ્રાન્તિ છે, અને તેવી ભ્રાન્તિ અવિવેકને લીધે જડવાદીઓને થાય છે. (૩૬)

વિવેચન—આ કાવ્યમાં આત્મા અને શરીરની ભિન્નતા દર્શાવી છે. ચાર્વાક દર્શનના અનુયાયી નાસ્તિકો એમ માને છે કે શરીરથી આત્મા જુદો નથી. પૃથ્વી, પાણી, તેજ અને વાયુના સંયોગથી એક પ્રકારની ચૈતન્યશક્તિ શરીરની સાથે ઉત્પન્ન થાય છે. શરીરને વિનાશે તે શક્તિનો પણ વિનાશ થાય છે, કારણકે શક્તિનું અધિષ્ઠાન આ શરીર જ છે. શરીરની ઉત્પત્તિ

પહેલાં અને શરીરના વિનાશ પછી રહેનાર ચૈતન્ય જેવી કાંઇ વસ્તુ જ નથી. નાસ્તિકો એક પ્રત્યક્ષ પ્રમાણને જ માનતા હોવાથી અનુમાનગમ્ય ચૈતન્યના પુનર્જન્મ કે પૂર્વજન્મને તેઓ સ્વીકારતા જ નથી, તેમ જ જેઓ આત્મા અને તેના પૂર્વજન્મ તથા પુનર્જન્મને સ્વીકારવા છતાં મોહને વિષે દેહમાં તાદાત્મ્ય બુદ્ધિ રાખી દેહને સુખે સુખ અને દેહને દુઃખે દુઃખ માનનારા છે. તે બન્નેને ઉદ્દેશી આ કાવ્યની રચના થઇ છે. ઉપર જણાવેલા બન્ને વર્ગો જડ-પુદ્ગલમાં જ આનંદ માનનારા છે. રાત દિવસ જડ પદાર્થો મેળવવા પ્રયાસ કર્યા કરે છે. વિચારો પણ જડના જ કર્યા કરે છે, તેથી તેમની બુદ્ધિ જડ જેવી બની જાય છે. તેઓ મનુષ્યત્વમાં પણ જડમાં જ જુએ છે. આત્મત્વ પણ જડ દેહમાંજ માને છે. અર્થાત્–તેમને દેહ–શરીરમાં જ આત્મબુદ્ધિ થાય છે. એ જ તેમની ભ્રાન્તિ છે, એ જ તેમની જડતા છે, એ જ અવિવેક છે. વિવેકબુદ્ધિનો લોપ થવાથી તેમને ભ્રાન્તિ યા વિપર્યાસ થાય છે. નાસ્તિકો દેશાવરથી આવતા કાગળોની હકીકત પ્રત્યક્ષ ન હોવા છતાં માને છે અને તે ઉપર લાખો કરોડોનો વ્યાપાર કરે છે. પોતાના દાદા પરદાદાને નજરે ન જોયા છતાં એક વખત તેઓ હતા એમ કબૂલ કરે છે; અને શાસ્ત્રના આપ્ત પુરૂષનાં વચનો તેઓ માનતા નથી, એ જ તેમનો અવિવેક છે. એક તરફ તેઓ કહે છે, અનુમાન અને શબ્દ પ્રમાણ નથી, બીજી તરફ કાગળની હકીકત અને પૂર્વજોનું અસ્તિત્વ પ્રમાણસિદ્ધ કબુલ કરે છે, એ જ તેમની ભ્રાન્તિ. અનુમાન સિવાય એક પગલું પણ તેમનાથી ભરાય તેમ નથી. જયારે અનુમાન અનિચ્છાએ પણ તેમનાથી મનાઇ જવાય છે, ત્યારે તે જ અનુમાનથી આ જગતના પ્રાણીઓના સુખ દુઃખની વિચિત્રતાએ પુણ્ય પાપ અને તે ભોગવવા સ્વર્ગ નરક પણ તેઓએ માનવું જોઇએ. એક રોગી બીજો નીરોગી, એક ધનવાન્ બીજો નિર્ધન, એક રાજા બીજો રંક, એક બુદ્ધિમાન્ બીજો નિર્બુદ્ધિ, એક સમૃદ્ધિવાન્ બીજો દરિદ્ર, એક ઇચ્છિત વસ્તુ મેળવનાર બીજો ઇચ્છા વિરૂદ્ધ પામનાર, આ બધો ભેદ શાથી? ભૂતોનો સંયોગ બધાનો સરખો છે. એક જ માબાપના વીર્યથી ઉત્પન્ન થએલા એક જ વેળાએ જન્મેલા બે ભાઇઓમાં ઉપર પ્રમાણે ભેદ જોવામાં આવે છે, પ્રત્યક્ષ દેખાય છે, તે

શાથી? કહેવું જ જોઇએ કે પુણ્ય પાપના યોગથી, શુભ અશુભ કર્મના વિપાકથી; કર્મ દેહાશ્રિત સંભવે નહિ, કિન્તુ આત્માશ્રિત છે. બાળકને જન્મવાની સાથે સુખ, દુઃખ, રોગ, આરોગ્ય, જોવામાં આવે છે. આ દેહથી તો કર્મ કર્યાં નથી, તો તે કર્મ ક્યાંથી આવ્યાં? માનવું જ પડશે કે તે કર્મ પૂર્વ જન્મનાં છે અને આત્મા સાથે આવ્યાં છે. આમ યુક્તિથી અનુમાનથી આત્માની પૃથક્ સિદ્ધિ હોવા છતાં 'આત્મા શરીરથી જુદો નથી' એમ કહેવું અજ્ઞાન–અવિવેકભર્યું છે. એવા નાસ્તિકો અને દેહાધ્યાસીઓને ગ્રંથકાર કહે છે કે આ–(દેખાય છે તે) શરીર અને તેની અંદર વ્યાપી રહેલો આત્મા એ બંને જુદા છે. બેનો સ્વભાવ જુદો જુદો છે. શરીર જડ પરમાણુઓનું બનેલું પુદ્ગલરૂપ છે. ક્ષણમાં હાનિ, ક્ષણમાં વૃદ્ધિ અને ક્ષણમાં વિનાશ પામનાર હોવાથી ક્ષણિક–નશ્વર છે. રોગથી, જરાથી અને શસ્ત્રાદિકથી છેદન ભેદન પામનાર વિકૃતિ સ્વભાવવાળું છે; ત્યારે આત્મામાં તે ધર્મ નથી. ગીતામાં કહ્યું છે કેઃ—

नैनं छिन्दन्लि शस्त्राणि । नैनं दहति पावकः ॥
न चैनं क्लेदयन्त्यापो । न शोषयति मारुतः ॥ १ ॥
अच्छेद्योयमदाह्योय–मक्लेद्योऽशोष्य एव च ॥
नित्यः सर्वगतः स्थाणु–रचलोयं सनातनः ॥ २ ॥

અર્થાત્—આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી, વાયરો શોષવી શકતો નથી. આત્મા અછેદ્ય–છેદી ન શકાય તેવો, અદાહ્ય–બળી ન શકે તેવો, અક્લેદ્ય–ભીંજાઇ ન શકે તેવો, અને અશોષ્ય–શોષાય નહિ તેવો છે. તે નિત્ય–સર્વદા સ્થાયી, સર્વત્ર ઉપયોગ યોજનાર, સ્થિર, અચલ અને સનાતન છે. શસ્ત્ર, અગ્નિ, પાણી, વાયુ, વિદ્યુત, વંટાળ વગેરેના અકસ્માતો શરીરને નડે છે, શરીરને ઇજા પહોંચાડે છે, પણ આત્મા ઉપર તેની અસર થઇ શકતી નથી. ચંદ્રમા કરતાં પણ તેનું સ્વરૂપ વધારે નિર્મળ છે. કર્મના સંગથી અને વિપાકથી જ માત્ર તેને દેહ સાથે જોડાવું પડે છે, બંધનમાં આવવું પડે છે. કર્મની ઉપાધિથી દૂર થાય તો શરીરનો સંબંધ પણ છૂટી જાય છે. આમ

બન્ને પદાર્થ ભિન્ન હોવા છતાં એક-અભિન્ન માનવામાં આવે છે, અને તે અજ્ઞાનથી જ દુઃખની પરંપરા ચાલે છે. દેહને જરી પણ ધક્કો લાગતાં હાયવોય કરી નાંખે છે. રાડો પાડી ધમચકડી મચાવે છે, આર્તધ્યાન ધ્યાવે છે, માથું પછાડે છે. આટલું બધું દુઃખ દેહાધ્યાસથી જ થાય છે; પણ જરી વિચાર કરે કે "હું જુદો છું અને દેહ જુદો છે. દેહના દંડ દેહને ભોગવવા પડે તેમાં મારે શું? કર્મો કેવી સહેલાઇથી બંધાય છે અને કેટલી મુશ્કેલીએ ભોગવાય છે, તેનો ખ્યાલ કરી કર્મનો તમાસો જોઇ આનંદ પામું નહિ? દેહની દુબ્ધામાં મારે શું કામ ઝપલાવું જોઇએ?" અન્યત્વ ભાવના મનમાં ખડી થાય તો દુઃખનો સંકલ્પ માત્ર પણ વિલય પામી જાય. (૩૬)

शरीरह्रासेप्यात्मनोऽह्रासः ।

रोगादिपीडितमतीवकृशं विलोक्य ।
किं मूढ रोदिषि विहाय विचारकृत्यम् ॥
नाशे तनोस्तव न नश्यति कश्चिदंशो ।
ज्योतिर्मयं स्थिरमजं हि तव स्वरूपम् ॥३७॥

बहिरात्मभावस्य त्यागः ।

मृत्युर्न जन्म न जरा न च रोगभोगौ ।
ह्रासो न वृद्धिरपि नैव तवास्ति किञ्चित् ॥
एतान्नु कर्मभयपुद्गलजान् विकारा-
न्मत्वा निजान् भजसि किं बहिरात्मभावम् ॥३८॥

कथमात्मनि जन्ममृत्युव्यपदेशः ।

जन्योस्ति नो न जनकोऽस्ति भवान्कदाचित् ।
सच्चित्सुखात्मकतया त्वमसि प्रसिद्धः ॥

रागाद्यनेकमलल्वधशरीरसङ्गी ।
जातो मृतोऽयमिति च व्यपदेशमेसि ॥३९॥

### શરીરની દુર્બળતામાં આત્માની દુર્બળતા નથી.

અર્થ—હે મુગ્ધ ! જ્યારે શરીરમાં કાંઇ રોગાદિક થાય છે, અથવા તપ કે પરમાર્થનું કામ કરતાં શરીરને થોડી તકલીફ પડે છે, ત્યારે ત્હારા મનમાં ગ્લાનિ થવાની સાથે જે તું વ્યર્થ રોવા માંડી જાય છે, એ ત્હારી કેટલી બધી વિચારશૂન્યતા છે ? શું શરીરને ઘસારો લાગતાં ત્હારા આત્માનો કોઇ અંશ ઘસાઇ જાય છે ? નહિ જ; કેમકે આત્મસ્વરૂપ જ્યોતિર્મય અને પરિપૂર્ણ નિશ્ચલ છે. (૩૭)

### બહિરાત્મભાવનો ત્યાગ.

જન્મ, જરા, મરણ, રોગ, ભોગ, હાનિ અને વૃદ્ધિ એ બધા ધર્મો શરીરના જ છે. એમાંનો એકકે ધર્મ આત્માનો નથી. એ બધા ધર્મો કર્મ પુદ્ગલના વિકાર રૂપ છે પુદ્ગલના વિકારો પુદ્ગલરૂપ શરીરને જ લાગુ પડી શકે પણ પુદ્ગલથી અતિરિક્ત જે આત્મા તેને લાગુ પડી શકે નહિ. માટે હે આત્મન્! પુદ્ગલના વિકારોને તું પોતાના માની શામાટે બહિરાત્મભાવ ભજે છે, અને બીજાની હાનિ વૃદ્ધિથી શામાટે દુઃખી થાય છે ? (૩૮)

### આત્મામાં જન્મ-મૃત્યુનો વ્યવહાર કેમ થાય છે ?

હે આત્મન્! તું કોઇથી ઉત્પન્ન થયો નથી તેમ કોઇને ઉત્પન્ન કરનાર પણ નથી. ત્હારી ઉત્પત્તિ નથી અને વિનાશ પણ નથી. તું તો નિત્ય-સત્-ચિત્ અને આનંદ રૂપે સર્વત્ર પ્રસિદ્ધ છે. ત્યારે આ જીવ અમુક ગતિમાં ઉત્પન્ન થયો, આ જીવ મરી ગયો, એવો વ્યવહાર કેમ થાય છે ? એમ શંકા થાય તો તેનો ઉત્તર એ છે કે રાગદ્વેષરૂપ બીજકથી ઉત્પન્ન થતા કર્મ અંકુરથી પ્રાપ્ત થએલ શરીરનો સંગ જે આત્માને લાગેલો છે તેથી જન્મ-મૃત્યુનો વ્યવહાર આત્મામાં થાય છે. ખરી રીતે તો તે ધર્મ શરીરના જ છે પણ સંગને લીધે એકના ધર્મો બીજામાં ઉપચરિત થાય છે. (૩૯)

**વિવેચન**—ઉપરનાં ત્રણ કાવ્યોમાં બહિરાત્મભાવમાંથી અંતરાત્મભાવમાં આવવાને અંતરાત્મભાવની પિછાન કરાવી છે. બહિર્ અંતર્ અને પરમભેદથી આત્માના ત્રણ પ્રકાર છે. બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા. જ્ઞાનાર્ણવમાં તેના લક્ષણો આ પ્રમાણે બતાવ્યાં છે:—

आत्मबुद्धिः शरीरादौ । यस्य स्यादात्मविभ्रमात् ॥
वहिरात्मा स विज्ञेयो । मोहनिद्रास्तचेतनः ॥ १ ॥

અર્થ—જે માણસને શરીર, કુટુંબીઓ, ઘરબાર, નોકર-ચાકર, ઘોડા, બળદ, ગાયો, ભેંસો વગેરે ચીજોમાં ભ્રમથી આત્મબુદ્ધિ-તાદાત્મ્ય ભાન થાય, મોહની નિદ્રામાં ચૈતન્યનો વિલય થઇ જાય, અનાત્મ વસ્તુઓને જ આત્મરૂપ માની મારૂં મારૂં કરી રહે, તે બહિરાત્મા જાણવો.

वहिर्भावानतिक्रम्य । यस्यात्मन्यात्मनिश्चयः ॥
सोऽन्तरात्मा मतस्तज्ज्ञै-र्विभ्रमध्वान्तभास्करैः ॥ २ ॥

અર્થ—જેણે બાહ્ય પદાર્થોમાંથી આત્મભાવ-મારાપણું ખેંચી લઇ આત્મામાં જ આત્મભાવનો નિશ્ચય કર્યો છે, તેને જ્ઞાની પુરૂષો અંતરાત્મા કહે છે.

निर्लेपो निष्कलः शुद्धो । निष्पन्नोत्यन्तनिर्वृतः ॥
निर्विकल्पश्च शुद्धात्मा । परमात्मेति वर्णितः ॥ ३ ॥

અર્થ—જેને કર્મનો લેપ નથી, શરીરનું બંધન નથી, જે રાગાદિ વિકારથી રહિત છે, જેણે સકલ કાર્યની નિષ્પત્તિ-સિદ્ધિ મેળવી છે, જેણે અવિનાશી અનંત સુખ મેળવ્યું છે, જેને વિકલ્પ નથી, એવા શુદ્ધ આત્માને પરમાત્મા કહે છે.

બહિરાત્મભાવવાળા માણસો ક્ષણમાં સુખી ક્ષણમાં દુઃખી, ક્ષણમાં ખુશી ક્ષણમાં નાખુશી થાય છે. ક્ષણમાં રાજા તો ક્ષણમાં રાંકનો રાંક બને છે. જરી કાંટો લાગી જાય, માથું દુઃખે કે પાંચ પૈસાની નુકસાની થાય તો મારફાડ કરી નાખે છે, હાયવોય કરી ચારે તરફ રોદણાં રૂવે છે. કોઇ જીવ બચાવવાને પાંચ પગલાં ચાલવું હોય, કંઇ વ્રત નિયમ એકાસણું ચોવિહાર ઉપવાસ કરવાં હોય તો કહેશે કે તેમાં મારૂં શરીર ઘસાઇ જાય. મારા શ-

રીરને તકલીફ પડે તેવું કામ મારાથી ન બની શકે. આ દશાવાળા બહિઃ સુખને જ સુખ માને છે. ખરૂં સુખ કયાં છે તે તો જાણતા જ નથી. તેમને ઉદ્દેશી આ કાવ્યો રચવામાં આવ્યાં છે. બહિરાત્મભાવવાળો મોહથી મુગ્ધ બનેલો હોવાથી તેને મૂઢ કહીને સંબોધન કર્યું છે. હે મૂઢ! તું શામાટે રૂદન વિલાપ કરે છે? ત્હારૂં શરીર જાડું હોય કે પાતળું હોય, કાળું હોય કે ગોરૂં હોય, બળવાન્ હોય કે દુર્બળ હોય, જુવાનીનું હોય કે ઘડપણનું હોય, તેથી ત્હારે રડવાનું કંઇ કારણ નથી. બીજાની પાસે સંપત્તિ વધારે હોય અને ત્હારી પાસે થોડી હોય, બીજા શાહુકાર શ્રીમંત હોય અને તું ગરીબ હોય, તેથી પણ ત્હારે ખેદ કરવાનું કારણ નથી. આ બધી બહારની સંપત્તિ પુણ્યને આશ્રી ન્યૂનાધિક મળે છે થોડો વખત રહે છે, પાછી અદશ્ય થાય છે; તે ઉપર સુખનો આધાર રાખવાનો નથી; કારણકે તે વૃક્ષની છાયા માફક અસ્થિર છે; છાયા સ્થિર દેખાય છે પણ ખરી રીતે એક ક્ષણ પણ તે સ્થિર રહેતી નથી, તેમ માયા–સંપત્તિ કદાચ સ્થિર દેખાતી હોય તોપણ તે ખરી રીતે સ્થિર નથી, પણ અસ્થિર છે. જેનો પાયો અસ્થિર હોય તેના ઉપર સુખનું ચણતર ચણીએ તો તે સ્થિર કયાંથી થાય? જે વસ્તુ સ્વભાવે અસ્થિર છે, તેને સ્થિર માનીએ કે સ્થિર બનાવવાનો પ્રયત્ન કરીએ તો તેનું પરિણામ દુઃખમાં જ આવે. પથ્થરમાંથી કોઇ દિવસે પાણી નિકળવાનું છે? અગ્નિના ભક્ષણથી કોઇની ક્ષુધા શાંત થઇ છે? રેતીને પીલી કોઇએ તેમાંથી તેલ કહાડયું છે? પાણીનું મથન કરવાથી કોઇને માખણ મળ્યું છે? સઘળા પ્રશ્નોનો ઉત્તર નકારમાં જ આપવો પડશે. તેવી રીતે અસ્થિર માયા–સંપત્તિમાંથી કોઇને સુખ મળ્યું નથી અને મળવાનું પણ નથી. મૃગતૃષ્ણાથી–પાણીના ઝાંઝવાથી મૃગની તૃષા ટળતી નથી પણ ઉલટી વધે છે, તેમ બહિરાત્મભાવથી સુખને બદલે ઉલટી દુઃખની વૃદ્ધિ થાય છે; માટે તું ત્હને પોતાને ઓળખ. જેનો નાશ થાય છે, તે તું નથી. જેની હાનિ વૃદ્ધિ થાય છે, તે તું નથી. જેનો ઉદય અને અસ્ત થાય છે, તે તું નથી. જેને રોગ અને ગ્લાનિ થાય છે, તે તું નથી. જેને ખાવાનું મળે છે તો વધે છે, અને ન મળવાથી શોષાઇ

જાય છે, તે તું નથી. જે શસ્ત્રથી વિંધાય છે, કપાય છે, છેદાય છે, ભેદાય છે, જોડાય છે, અને વિખરાય છે, તે તું નથી. જેને ચોરો ચોરે છે, અગ્નિ બાળે છે, પાણી પલાળે છે, ધૂળનાં તોફાનો દાટી દે છે, તે તું નથી. જેના માટે લડાઇઓ મારામારી થાય છે, તે તું નથી. તું કોણ છે અને ત્હારૂં સ્વરૂપ કેવું છે તે આ ત્રણ કાવ્યમાં દર્શાવ્યુ છે. અર્થાત્–તું જડ નથી પણ જ્યોતિ રૂપ ચૈતન્ય સ્વરૂપ તું છે. સૂર્ય કરતાં પણ ત્હારો પ્રકાશ અધિક છે. સૂર્યના પ્રકાશનો થોડા કલાક ઉદય અને થોડા કલાક અસ્ત રહે છે પણ ત્હારા પ્રકાશનો ઉદય થયા પછી તેનો કદાપિ અસ્ત થતો નથી. વૃક્ષની છાયા માફક અસ્થિર નહિ પણ તું સ્થિર છે. જન્મવું મરવું શરીરને છે, ત્હને નથી. તું શરીરને અતિરિક્ત હોવાથી ત્હારે જન્મવું પણ નથી અને મરવું પણ નથી. પુત્રના જન્મથી હરખાવાનું અને તેના મૃત્યુથી દિલગીર થવાનું પણ કંઇ કારણ નથી.

**દૃષ્ટાંત**—એક શ્રીમંત ગૃહસ્થનો એકનો એક પુત્ર બિમાર પડયો, ત્યારે તેનાં માબાપ રડવા લાગ્યાં; હાય હાય હવે કેમ થશે? છોકરાનું નામ ચીમન હતું. તેઓ કહેવા લાગ્યા કે જો ચીમનને આરામ થાય તો અમારે ખાવું પીવું છે, નહિતો આજથી ખાવા પીવાનું બંધ છે. જેમ જેમ તેઓ રૂદન કરવા લાગ્યાં તેમ તેમ ચીમનને પણ રોગની વૃદ્ધિ થતી ગઇ. તેઓએ ચીમનના જીવવાની આશા લગભગ મૂકી; અને રડતાં રડતાં બોલ્યાં કે બસ હવે અમારે જીવવું નથી. ઘણાં માણસો તેમને સમજાવવા લાગ્યાં કે આમ અધીરાં ન બનો. વખતે હજી આરામ પણ થાય, નહિતો દુનીયામાં જન્મવું અને મરવું લાગી રહ્યું છે. પણ શેઠના મનમાં ધીરજ રહેતી નથી. એવામાં એક મહાત્મા ત્યાં નિકળી આવ્યા. શેઠને તે ઓળખતા હતા તેથી શેઠને કહ્યું કેમ આજે આટલા બધા અધીરા બની ગયા છો? શેઠ કહે કે અરે મહારાજ! મારા ભાગ્ય ફુટયાં, મારો દિવસ પરવાર્યો, મારા ઉપર દુઃખનું વાદળ તૂટી પડયું.

મહાત્મા—પણ છે શું? આટલી બધી ગભરામણનું શું કારણ છે? શું કાંઇ તમને નુકસાન લાગ્યું છે?

શેઠ—અરે મહારાજ! આથી વધારે શું નુકસાન? મ્હારો એકનો એક દીકરો ચીમન મોતને બિછાને સૂતો છે.

મહાત્મા—હેં શું કહો છો?

શેઠ—મહારાજ! આ જોતા નથી? સામા ખાટલા ઉપર તે સૂતો છે. જોતા નથી, તેની અંતની માંદગી?

મહાત્મા—પણ ત્હારો ચીમન કયાં?

શેઠ—આ સામે સૂતો છે તે.

મહાત્મા—હું બરાબર સમજી શકતો નથી. આજે મારૂં માથું ફરી ગયું છે. તું હાથેથી તેને બતાવ.

શેઠ—(હાથ લાંબો કરી ચીમનના હાથને પકડી જણાવ્યું કે) જુઓ આ ચીમન!

મહાત્મા—એ તો ચીમનનો હાથ છે, ચીમન નથી. ચીમન કયાં છે?

શેઠ—(પગને સ્પર્શી કહે કે) આ ચીમન!

મહાત્મા—એ તો ચીમનનો પગ છે, આ તો છાતી છે, આ માથું છે, આ મુખ છે, આ પેટ છે, આ ભુજા છે, આ સ્કંધ છે, આ આંખો છે, આ કાન છે, આ નાક છે, આમાં ચીમન કોણ? હાથ, પગ, પેટ, છાતી, મોઢું, આંખ, નાક, કાન વગેરે બધાં ચીમનના શરીરનાં અવયવો છે. આમાં કયાંય પણ 'ચીમન' એવું નામ લખ્યું નથી.

શેઠ—મહારાજ! એને જ અમે ચીમન કહી બોલાવીએ છીએ.

મહાત્મા—જો એમ હોય તો પ્રાણ નીકળી ગયા પછી પણ આ શરીર અહીં પડયું રહેવાનું છે તેને સાચવી રાખજે. ચીમન ચાલ્યો જશે, મરી જશે, એવી દહેશત રાખી શું કામ શોક કરે છે?

શેઠ—મહારાજ! જીવ નીકળી ગયા પછી તો મુડદું-શબ રહે તેને શું કરીએ?

મહાત્મા—ત્યારે શું શરીર અને શરીરનાં અવયવોને તું ચીમન માનતો નથી? ચીમન તેથી કોઇ જુદો છે.

શેઠ—હા. શરીરની અંદર રહેલો આત્મા–ચૈતન્ય એ જ મ્હારો ચીમન છે.

મહાત્મા—ત્યારે તારે શોક કરવાની જરૂર નથી. શરીરમાં રહેલો આત્મા જ જો તારો ચીમન હોય તો તેને મોત નડવાનું નથી, અર્થાત્ તે મરવાનો નથી. તે અજર છે, અમર છે, શાશ્વત છે. કદાચ તે આ શરીરને છોડશે, તો જુનાં વસ્ત્રો બદલાવી નવાં વસ્ત્રો પહેરવાની પેઠે બીજું નવું શરીર ધારણ કરશે. હે શેઠ ! જો તું પુત્ર ઉપર પ્રેમ રાખતો હોય તો તું એટલું જ ઇચ્છ કે ચીમન–આત્માને આંહિ કે બીજે સ્થળે શાંતિ–સમાધિ મળે.

મહાત્માના કથનથી શેઠને સમજ પડી. તેથી બહિર્ભાવને છોડી આત્મભાવમાં આવી મોહના પડદાને દૂર કરી શેઠે ચિત્ત શાંત કર્યું અને ચીમનને પણ શાંતિ મળી.

હે ભદ્ર ! આ દૃષ્ટાંત ઉપરથી સમજ કે જન્મ–મરણ શરીરને છે, ત્હને આત્માને નથી. જરા, રોગ, હાનિ, વૃદ્ધિ એ બધા શરીરના ધર્મો છે, દેહના દંડ છે; બહિરાત્મભાવથી તે ધર્મોને તું પોતાના માને છે એટલે જ ત્હને દુઃખ થાય છે, શોક–સંતાપ થાય છે. સત્ ચિત્ અને આનંદરૂપે ત્હારી પ્રસિદ્ધિ છે, એ જ ત્હારૂં સ્વરૂપ છે, તો પછી આનંદને છોડી દુઃખ વેઠવું એ શું ત્હને લાજીમ છે ? રાજા હોવા છતાં રાંક બનવું, શ્રીમંત હોવા છતાં દરિદ્રી થવું, સુખી હોવા છતાં દુઃખી થવું, બળવાન્, વીર્યવાન્ હોવા છતાં દુર્બળ, નિર્વીર્ય થવું, એ કેટલું લજ્જાસ્પદ છે ? શિયાળના ટોળામાં સિંહ વસ્યો એટલે શું તેનું સિંહત્વ જતું રહ્યું ? અનંતપ્રકાશી, ચૈતન્ય સ્વરૂપી, આનંદમય હોવા છતાં જડ શરીરને સંગે રહ્યો તેથી શું ચૈતન્ય નષ્ટ થઇ ગયું ? નાહ જ. માત્ર તે ભૂલાઇ ગયું છે, મનાઇ ગયું છે, તે જ અજ્ઞાન છે. ભૂલ સુધારી જ્ઞાન પ્રાપ્ત કરવું એ જ ત્હારૂં કર્તવ્ય છે. બહિરાત્મભાવને સર્વથા મૂકી અંતરાત્મભાવમાં સ્થિતિ કરી પરમાત્મભાવે પહોંચવું, એ ત્હારા કર્ત્તવ્યની શ્રેણી છે. તે માર્ગ ગજસુકુમાલે કેવી રીતે સાધ્યો તેનો પરિચય કરવો હોય તો સાંભળ.

**દૃષ્ટાંત**—ગજસુકુમાલ કૃષ્ણ મહારાજનો ન્હાનો ભાઇ થતો હતો. તેની માતા દેવકીજીના સાત પુત્રો બીજે ઉછરેલા હોવાથી એક પુત્રનું પોતાને

હાથે લાલન પાલન કરવાની મનમાં બહુ હોંશ હતી. કૃષ્ણ મહારાજે હરિણગમેષી દેવતાનું આરાધન કરી પોતાને એક ન્હાનો ભાઇ હોવાની માંગણી કરી. દેવતાએ કહ્યું 'તથાસ્તુ.' અનુક્રમે ગજસુકુમાલનો જન્મ થયો. માતાનો તેના ઉપર બહુ પ્રેમ હતો. ઘણા જ લાડ કોડમાં બીજના ચંદ્રની માફક ગજસુકુમાલ ઉછરવા લાગ્યો. ભણી ગણી યૌવન અવસ્થાને પામ્યો, તે દરમ્યાન બાવીસમા તીર્થંકર નેમનાથ પ્રભુ દ્વારિકા નગરીની બહાર સહસ્રાંબ નામે ઉદ્યાનમાં સમવસર્યા. કૃષ્ણ મહારાજ ગજસુકુમાલને સાથે લઇ પ્રભુના દર્શન કરવા જાય છે, ત્યાં રસ્તામાં સોમિલ બ્રાહ્મણનું ઘર આવ્યું. ત ઘરની અગાસીમાં ઘણા જ સૌંદર્યવાળી સોમા નામની સોમિલ બ્રાહ્મણની કુંવારી કન્યા પોતાની સખીઓ સાથે સોનાના તારે ખેંચેલા દડાથી રમતી હતી. કૃષ્ણ મહારાજની તેના ઉપર નજર પડતાં જ તેની સાથે ગજસુકુમાલનું લગ્ન કરવાનો વિચાર કર્યો. સોમિલને બોલાવી સોમાના લગ્ન સંબંધી વાતચીત કરી સોમાને કુંવારા અંતઃપુરમાં મોકલાવી દીધી. ત્યારપછી બન્ને ભાઇ સહસ્રાંબ વનમાં પહોંચ્યા. પ્રભુની દેશના સાંભળીને ગજસુકુમાલને વૈરાગ્ય ઉત્પન્ન થયો. ઘરે આવી માતાની પાસે પ્રભુના દર્શન કરવાની અને દેશના સાંભળવાની વાત કરી, તે સાંભળી માતા ખુશી થયાં; પણ જ્યારે સંસાર છોડવાની અને દીક્ષા લેવાની વાત કરી, ત્યારે દેવકીજીને એકદમ મૂર્છા આવી ગઇ. ઉપચાર કરતાં શુદ્ધિ આવી ત્યારે માતાએ પુત્રને સંસારમાં રાખવા ઘણો પ્રયત્ન કર્યો. કૃષ્ણ મહારાજને બોલાવી તેની મારફત રોકાવા ઘણી કોશીશ કરી પણ ગજસુકુમાલનો રંગ ઉતર્યો નહિ. ઘણા કાલાવાલાથી એક દિવસનું રાજ્ય સ્વીકારી બીજે દિવસે મ્હોટી ધામધુમથી નેમનાથ પ્રભુ પાસે દીક્ષા લીધી. તે વખતે રોતાં રોતાં માતાએ કહ્યું હે દીકરા ! તેં મ્હને તો રોવરાવી છે, પણ હવે એવી કરણી કરજે કે જેથી બીજી માતાને રોવરાવવી ન પડે. અર્થાત્—સંયમ પાળી જન્મ જરા મૃત્યુના બંધનનો અંત કરજે.

ગજસુકુમાલે દીક્ષા લીધા પછી તુરત જ નેમનાથ પ્રભુને પૂછયું કે થોડા વખતમાં સિદ્ધિ મેળવવાનો કોઇ પણ માર્ગ છે? પ્રભુએ કહ્યું, હા

શરીર અને આત્માની ભિન્નતાનો દ્રઢતર સતત અભ્યાસ અને તેની કસોટી તરીકે બારમી ભિખ્ખુની પડિમા. શ્મશાન ભૂમિમાં કાઉસગ્ગ કરી ભેદ જ્ઞાનમાં નિરંતર સ્થિરતા પ્રાપ્ત કરવાથી તરત સિદ્ધિ મેળવી શકાય છે. ગમે તેવો ઉપસર્ગ આવે તો તેનાથી પાછા હઠવું ન જોઇએ. ગજસુકુમાલે કહ્યું; હે પ્રભુ ! તે માર્ગ લેવાની મારી ઇચ્છા છે. આપની આજ્ઞા હોય તો હું શ્મશાનમાં જઇ અચલપણે ધ્યાન ધરૂં. નેમનાથ પ્રભુએ યોગ્યતા જાણી હા પાડી. ગજસુકુમાલે એકાએકી શ્મશાનમાં જઇ કાઉસગ્ગ કર્યો. સંધ્યા સમયે સોમિલ જંગલમાંથી અગ્નિહોમ માટે સમિધ્‌નાં લાકડાં લઈ તે રસ્તે પાછો ફર્યો, ત્યારે ગજસુકુમાલ ઉપર તેની દૃષ્ટિ પડી. જોતાં વેંત તેને ક્રોધ પ્રગટ્યોઃ અરે ! જેની સાથે સોમાનાં લગ્ન થવાનાં હતાં, તે ગજસુકુમાલ તો સાધુડો થઇ આંહિ ઉભો છે. અરે દુષ્ટ ! ત્હારે જો મુંડાવું જ હતું તો શામાટે મ્હારી દિકરીને કુંવારા અંતઃપુરમાં મોકલાવી રંડાપો અપાવ્યો ? સોમિલ જાતે બ્રાહ્મણ હતો પણ પ્રકૃતિએ ચંડાળ જેવો હતો. તેની સાથે પૂર્વનો વૈરભાવ ઉલસ્યો, તેથી ગજસુકુમાલને સખ્ત શિક્ષા આપવાનો વિચાર કરી લાકડાંને નીચે મૂક્યાં. તળાવની લીલી માટી લાવી ગજસુકુમાલને માથે ફરતી પાળ બાંધી, બળતી ચ્હેમાંથી ખેરના બળતા અંગારાની ઠીબડી ભરી ગજસુકુમાલને માથે ઠરાવી. ચરચર કરતી માથાની ચામડી બળવા લાગી. ચામડી પછી માંસ અને માંસ પછી મગજ સળગવા માંડ્યું. એક મચ્છરના ડંખથી પણ માણસની ધીરજ રહેતી નથી તો પછી માથાનો કોમળ ભાગ અગ્નિથી બળે, તેની પીડામાં શું પૂછવાનું હોય ? પણ ગજસુકુમાલે જરી પણ માથું કે શરીરનો કોઇ પણ ભાગ હલાવ્યો નહિ. સોમિલ ઉપર પણ દ્વેષ આણ્યો નહિ. સર્વ જીવને પોતા સમાન ગણતા હોવાથી સોમિલને શત્રુ સમાન નહિ પણ મિત્ર સમાન ગણે છે. કોઇના સસરા પાંચ પચીસ રૂપીયાની પાઘડી બંધાવે છે, ત્યારે મારો સસરો મ્હને મોક્ષની પાઘડી બંધાવે છે, આવો ભાવ ગજસુકુમાલ મુનિના શુભ ધ્યાનમાં સ્ફુરતો હતો. કેટલી બધી સમતા ? મેરૂના જેવી નિશ્ચલતા, સમુદ્રના જેવી ગંભીરતા, મ્હોટામાં મ્હોટા યોધામાં પણ ન હોય તેવી શૂરતા, ધીરતા, ગજસુકુમાલ

મુનિમાં પ્રતીત થતી હતી. તે સઘળો પ્રભાવ ભેદજ્ઞાનનો હતો. આ વખતે ગજસુકુમાલનો આત્મા જાણે શરીરથી બહાર નીકળી કર્મોને હંફાવવા મેદાનમાં પડ્યો હોય અને શરીર સાથે કંઇ પણ સંબંધ ન હોયની તેમ દુઃખ વેદ્યા વિના આત્મભાવમાં લીન થએલો છે. અંતરાત્મભાવમાંથી પરમાત્મભાવમાં જવાની તૈયારીમાં છે. ક્ષપક શ્રેણીએ ચહડતા શુકલ ધ્યાનના પાયાને એકદમ ફરસતાં સકલ કર્મનો અંત કરી અંતગડ* કેવલી થઇ ગજસુકુમાલ મુનિ મોક્ષે પહોંચ્યા.

ગજસુકુમાલ બહારની વસ્તુઓમાંથી આત્મભાવને દૂર કરી શરીરમાંથી પણ આત્મભાવને સંકેલી અંતરાત્મામાં લીન થયા તો બળતા શરીરની અસહ્ય વેદનાની પણ આત્મા ઉપર અસર ન થઇ; તેવી રીતે અંતરાત્મભાવમાં સ્થિર રહેવાથી પરમાત્મભાવંની પ્રાપ્તિ થાય. (૩૭–૩૮–૩૯)

पक्षिपादपसंयोगकल्पः कुटुम्बिसंयोगः ।

भार्या स्नुषा च पितरौ स्वसृपुत्रपौत्रा ।
एते न सन्ति तव केऽपि न च त्वमेषाम् ॥
संयोग एष खगवृक्षवदल्पकाल—
एवं हि सर्वजगतोपि वियोगयोगौ ॥४०॥

न मे कश्चिन्नाहं कस्य ।

एकैकजन्मनि पुनर्बहुभिः परीतः ।
प्रान्ते तथापि सहकारिविनाकृतस्त्वम् ॥
तस्माद्विभावय सदा ममतामपास्य ।
किञ्चिन्न मेऽहमपि नास्मि परस्य चेति ॥४१॥

*કેવળજ્ઞાન પ્રાપ્ત થવાની સાથે જ આયુષ્ય પૂર્ણ કરી મોક્ષમાં જાય તે અંતગડ કેવલી કહેવાય.

## પક્ષી અને વૃક્ષના સંયોગ જેવો કુટુમ્બીઓનો સંયોગ.

**અર્થ**—હે ભદ્ર ! એક ઘરની અંદર મા બાપ ભાઇ સ્ત્રી પુત્ર પૌત્ર અને પુત્રવધૂ એ બધાંની સાથે તું રહે છે અને પરસ્પર સંબંધ જોડેલ છે; પણ ખરી રીતે તે બધાં તારાથી જુદાં છે, અને તું બધાંથી જુદો છે. તેમની સાથેનો સંબંધ કેવળ ઝાડ અને પક્ષીના સંબંધ જેવો છે, અર્થાત્ સાંજની વેળાએ જુદાં જુદાં પક્ષીઓ જુદી જુદી દિશામાંથી આવીને ઝાડ ઉપર બેસે છે, રાત્રિએ ત્યાં રહે છે અને સવાર પડતાં બધાં જુદાં પડી જાય છે, તેવી જ રીતે એક ઘરની અંદર જુદી જુદી ગતિમાંથી આવેલાં કુટુમ્બિઓ ભેગાં થયાં છે. પણ આયુષ રૂપી રાત્રિ પૂરી થતાં તે સઘળાં જુદાં પડવાનાં. જગત્‌ના સર્વ સંયોગો આવી જ રીતે વિયોગ સહચારી છે. (૪૦)

## મ્હારૂં કોઇ નથી અને હું કોઇનો નથી.

ભૂતકાળમાં દરેક જન્મમાં ઘણા જીવોની સાથે સંબંધ બાધ્યો. જ્ઞાનદૃષ્ટિએ જોતાં આ દુનિયામાં એવો કોઇ જીવ નથી કે જેની સાથે મા બાપ પુત્ર સ્ત્રી તરીકેનો સંબંધ જોડયો ન હોય. આટલા બધા સંબંધો જોડયા છતાં પણ આ વખતે કોઇ પૂર્વનો સંબંધી સહચારી થતો નથી. તો પછી આ વખતના સંબંધીઓ પાછળના વખતમાં સહચારી થશે તેની શી ખાત્રી છે ? કાંઇ જ નહિ. તો પછી શામાટે મમતા રાખે છે. છોડી દે મમતાને, અને મનમાં નિશ્ચય કર કે મ્હારો કોઇ છે નહિ, અને હું પણ કોઇનો છું નહિ. (૪૧)

**વિવેચન**—સુયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે—

> न सा जाइ न सा जोणी, न तं कुलं न तं ठाणं ।
> न जाया न मुया जच्छ, सव्वे जीवा अणंतसो ॥

અર્થાત—એકેંદ્રિય બેઇંદ્રિય તેઇંદ્રિય ચઉરિંદ્રિય અને પંચેંદ્રિય, એ પાંચ જાતિઓમાં એવી કોઇ જાતિ નથી કે જેમાં એકેક જીવ અનંતી વાર ઉત્પન્ન થઇ મરણ પામ્યો ન હોય. યોનિ—જીવોનાં ઉત્પત્તિસ્થાન એકંદર ચોરાસી લાખ છે. તેમાંની એક યોનિ પણ એવી નથી કે જ્યાં અનંતી

વાર ઉપજવાનું ન બન્યું હોય. એકંદરે એક કરોડ સાડી સત્તાણુ લાખ કુલ કોટિ છે, તેમાંનું કોઈ પણ કુલ જન્મ-મરણ વિનાનું રહ્યું નથી, તેમ જ આ લોકમાં એવું કોઇ સ્થાન નથી, કોઇ આકાશ પ્રદેશ નથી કે જ્યાં દરેક જીવે અનંતી વાર જન્મ અને મરણ કર્યાં ન હોય. જ્યાં જ્યાં આ જીવ જન્મ પામ્યો, ત્યાં ત્યાં અનેક સંબંધીઓની સાથે સંબંધો બાંધ્યા. કોઇ સ્થાને મા બાપ ભાઇ ભગિની પુત્ર પુત્રી સ્ત્રી સાસુ સસરા એવાં અનેક સગપણો બાંધ્યાં. શાસ્ત્રકાર કહે છે કે દુનીયામાંના સઘળા જીવો સાથે દરેક જીવે અનંતાનંત સંબંધો બાધ્યા છે. કોઈ પણ જીવ એવો નથી રહ્યો કે જેની સાથે કોઇ ને કાંઇ સંબંધ બાધ્યો ન હોય. આ બધા સંબંધો જો કાયમના હોય તો એકેક જીવને સંબંધીઓની એટલી સહાય મળે કે તેને કોઇ જાતની તંગી ભોગવવી જ પડે નહિ, પણ તે સંબંધ કાયમનો બંધાતો નથી, કિન્તુ ક્ષણિક સંબંધ છે. આનંદઘનજી ઋષભદેવની સ્તુતિ કરતાં કહે છે કે,

પ્રીત સગાઈ તે જગમાં સહુ કહી રે
પ્રીત સગાઇ ન કોય
પ્રીત સગાઇ તે નિરૂપાધિક કહી રે
સોપાધિક ધન ખોય—ઋષભ જીનેશ્વર પ્રીતમ માહરો રે. ॥ ૧ ॥

અર્થાત—જગતમાં સર્વ જીવોની સાથે પ્રીતિ સગપણ બાંધ્યું પણ અંતે કોઇ સગું થયું નહિ. કાયમની પ્રીતિ ક્યાંય પણ જોવામાં આવી નહિ. તેનું કારણ એટલું જ કે જગતજનોની સાથે જે કંઇ સંબંધ બાંધવામાં આવે છે તે કંઇ ને કંઇ સ્વાર્થ માટે. મા બાપ અને પુત્રનો સંબંધ જન્મથી કુદરતી બંધાય છે એ ખરૂં, પણ માબાપના મનમાં એક જાતની આશા રહી છે કે આ છોકરો મ્હોટો થશે એટલે અમારૂં ઘડપણ પાળશે અને અમારૂં નામ રાખશે. આવી આશાની ઉપાધિથી માબાપનો છોકરા ઉપર પ્રેમ રહે છે. કોઇ પણ કારણથી જો તે આશા ઉડી જાય તો પ્રેમ પણ ઉડી જાય. એવી જ રીતે દુનીયાના સંબધીઓના સંબંધમાં-પ્રેમમાં કંઇ ને કંઇ ઉપાધિ-સ્વાર્થ રહે છે, તેથી તે પ્રેમ ઉપાધિના અસ્તિત્વ સુધી ટકે છે, પછી લુપ્ત થાય છે. ખરો પ્રેમ તે નિરૂપાધક-નિઃસ્વાર્થી પ્રેમ છે.

તેવો પ્રેમ માત્ર સ્વસ્વરૂપની સાથે જ બંધાય છે અને તે જ ખરો પ્રેમ છે; પણ તે પ્રેમનો પ્રવાહ ગુપ્ત છે, અંતર્માંથી પ્રગટે છે, બહારથી તેની આવક નથી. બહારનાં સંબંધીઓનો પ્રેમ ઉપર કહ્યું તેમ સોપાધિક અને સ્વલ્પકાળ સ્થાયી છે. તે બિનાનું સ્પષ્ટીકરણ કરતાં "संयोग एष खगवृक्षवत्" એ વાક્યથી ઝાડ ઉપર પક્ષીઓના સમાગમનું દૃષ્ટાંત આપ્યું છે. સાંજે જુદી જુદી દિશાએથી પક્ષીઓ આવી ઝાડ ઉપર બેસે છે. રાત્રિ પસાર કરી સવાર થતાં સૌ જુદાં પડી જાય છે. દિવસે પોતપોતાનો ખોરાક મેળવવામાં મશગુલ બની જઇ રાત્રિએ સંબંધીઓના સમાગમનું ભાન ભુલી જાય છે. તેવી જ રીતે એક કુળરૂપ વૃક્ષને આશ્રયે જુદી જુદી યોનિમાંથી આવેલા જીવોનો સમાગમ થાય છે. જીવનરૂપ શાખાને આશરે તેમની સ્થિતિ થાય છે. આયુષ્યરૂપ રાત્રિ પુરી થતાં સૌ જુદાં પડી જાય છે. મરણનો પડદો પડતાં સર્વ સંબંધીઓનો સંબંધ છુપાઇ જાય છે. બીજા જન્મમાં પૂર્વનાં સગાંઓ પૈકી કોઇ કોઇને ઓળખતું નથી. તેથી કદાચ પૂર્વનાં સગાંઓ દુશ્મન થાય છે અને પૂર્વનાં દુશ્મન આ ભવનાં સગાં બને છે. જન્મપરંપરામાં આવી અનેક વિચિત્ર ઘટનાઓ બન્યા કરે છે. મહેશ્વરદત્તે પોતાના આપના શ્રાદ્ધમાં ભવાંતરમાં ગયેલ બાપને જ મારી નાંખ્યો, તેનું દૃષ્ટાંત આ પ્રસંગે ભૂલવા જેવું નથી.

**દૃષ્ટાંત**—વિજયપુરમાં મહેશ્વરદત્ત નામનો એક ક્ષત્રિય રહેતો હતો. તેનાં માબાપ વૃદ્ધાવસ્થાને લીધે કામકાજથી ફારગત થયાં હતાં, તોપણ તેમને ઘરની લોલુપતા ઘણી હતી. તે ઘરના કોઇ પણ માણસનું ધર્મ તરફ બિલકુલ લક્ષ્ય નહોતું. તેના કુટુંબમાં માંસાહારનું પણ પ્રવર્ત્તન હતું. મહેશ્વરદત્ત રાત દિવસ ધંધામાં મચ્યો રહેતો ત્યારે તેનાં વૃદ્ધ માબાપો આશા તૃષ્ણા અને પાપિષ્ઠ વૃત્તિઓને વશ થઈ કુવાસના અને અશુભ કર્મોનો સંગ્રહ કરતાં હતાં. એકદા મહેશ્વરદત્તનો પિતા રોગગ્રસ્ત થયો. ઉપચાર કરતાં પણ આરામ થયો નહિ. અવસાનસમય આવેલો જાણી મહેશ્વરદત્ત પિતાની પાસે બેસી કહેવા લાગ્યો કે, હે પિતાજી! તમે કોઇ પણ જાતની ચિંતા મનમાં રાખશો નહિ. આપણી જાતિના રિવાજ પ્રમાણે જે કંઇ કરવું ઘટશે તે સઘળું હું કરીશ.

તે ઉપરાંત તમારા મનમાં કંઇ ઇચ્છા હોય તો કહો તે પ્રમાણે હું કરૂં. પિતા બોલ્યો, હે દીકરા ! મને કંઇ પણ જોઇતું નથી. મારી ભલામણ એટલી જ છે કે તું વધારે પડતું ખરચ કરીશ નહિ. આપણાં જાનવરો-ગાયો ભેંસો વગેરેને બરાબર સાચવજે. વળી આપણા કુળનો એ રિવાજ છે કે બાપની વરસીનો દિવસ આવે ત્યારે એક પાડો મારી બાપનું શ્રાદ્ધ કરવું. મને ખાત્રી છે કે તું પણ તે પ્રમાણે વર્તીશ. મહેશ્વરદત્તે કહ્યું, હે પિતાજી ! તમે નિશ્ચિંત રહો. તે સઘળું હું જાણું છું અને તે પ્રમાણે કરીશ. આખરે વૃદ્ધ પિતા મરણ પામ્યો. ઘર જાનવરો અને પાડાની જ વિચારણામાં મરણ પામવાથી વાસનાનુસાર તે તેના જ ઘરની ભેંસને પેટે પાડાપણે અવતર્યો. કેટલાક વખત પછી મહેશ્વરદત્તની માતા પણ ઘડપણની માંદગીમાં મરણ પામી. મરણ વખતે તેની પણ ઘરમાં વાસના રહેવાથી અને અશુભ કર્મના જોગથી એના ઘરની શેરીમાંની એક કુતરીને પેટે અવતરી. એક થયો પાડો અને બીજી થઇ કુતરી. માબાપના મરણ પછી મહેશ્વરદત્ત અને તેની સ્ત્રી ગાંગિલા સિવાય તેના ઘરમાં કોઇ ત્રીજું જણ રહ્યું નહિ. ગાંગિલાનું રૂપ મનોહર હતું, તેમ જ તે ધર્મહીન અને વિષયલંપટ હતી. સાસુ સસરાની હયાતી સુધી તેની બાહ્ય પવિત્રતા જળવાઇ રહી હતી, પણ પાછળથી મહેશ્વરદત્ત ધંધાને માટે બહાર જતો ત્યારે એકાંતનો પ્રસંગ મળવાથી કોઇ પરપુરૂષના પ્રેમમાં પડી ગઇ. એક તરફ મહેશ્વરદત્ત પરિશ્રમથી પૈસા પેદા કરતો, બીજી તરફ તેની સ્ત્રી જારના પ્યારમાં મોજશોખ ઉડાવતી અને પૈસાનું પાણી કરતી. કેટલાએક સમય પછી તેમના પાપનો ઘડો ભરાયો. મહેશ્વરદત્ત ઓચિંતો બહારથી ઘેર આવ્યો. જુએ છે તો અંદરથી બારણાં બંધ દીઠાં. વહેમ પડવાથી બારીમાં ડોકીયું કરીને જોયું તો અંદર બીજો પુરૂષ નજરે પડયો. કમાડની સાંકળ ખખડાવી તેથી અંદરનાં બંને જણ ભયભીત થયાં. અંદર છુપાવાની જગ્યા ન હોવાથી ગભરામણમાં ઓર વધારો થયો. પતિ સિવાય બીજો કોઇ હશે તેને બહારથી જ પાછો વાળીશ એવા આશયથી ગાંગિલાએ કોઇ તરડમાંથી બારીકાઇથી જોયું તેટલામાં તો અવાજ સંભળાયો કે કમાડ ઉઘાડ. આ અવાજથી તેના હોશકોશ ઉડી ગયા. અરે આ તો ઘરધણી એટલે

ઉઘાડયા વિના છુટકો નથી, અને યારને બચાવવાનો બીજો કોઇ રસ્તો નથી, હવે શું થશે? ખરેખર, હવે અમારો પાપનો ઘડો ફુટયો, તોપણ કંઇ બચાવ તો કરૂં એમ ધારી તેણે કહ્યું કે કંઇ શરીરના કારણથી કમાડ બંધ કર્યાં છે તે થોડા વખત પછી ઉઘાડીશ; ત્યાંસુધી કંઇ કામ હોય તો કરી આવો. મહેશ્વરદત્તે કહ્યું, રાંડ ઉઘાડે છે કે નહિ? નહિતો કમાડ તોડીને અંદર આવું છું. અંદર કોણ તારો બાપ ભરાયો છે? જલ્દી ઉઘાડ. ગાંગિલાનાં કૃત્ય ઉઘાડાં પડયાં. કમાડ ઉઘડયાં અને ગાંગિલાનો યાર પકડાયો. ઝનુન ઉપર ચડેલ મહેશ્વરદત્તે તેનાપર ખૂબ હાથ અજમાવ્યો અને મેથીપાક ચખાડયો. કોઇ સખ્ત ઘા મર્મસ્થાનમાં લાગવાથી તેના પ્રાણ ઉડી ગયા, પણ મરતી વખતે તેણે પોતાનો દોષ દીઠો કે "મેં જ્યારે આવો દુરાચાર સેવ્યો ત્યારે તેની શિક્ષા મને મળી. મારા કર્મનું કે મારી દુષ્ટતાનું જ આ પરિણામ છે." આવી વૃત્તિથી તે મરીને સ્ત્રીમાં વાસના રહેવાથી તે સ્ત્રીની કુખે જ પોતાના વીર્યમાં ઉત્પન્ન થયો. મહેશ્વરદત્તે યારને મારી નાંખ્યો પણ સ્ત્રીને વિશેષ ઠપકો ન આપ્યો; તેમ તેના દોષનો પ્રકાશ પણ ન કર્યો, કેમકે તે સમજતો હતો કે ઘરનું છિદ્ર પ્રકાશવાથી ઘરની આબરૂ કમ થાય, માટે નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે—

आयुर्वित्तं गृहच्छिद्रं । मंत्रभेषजमैथुनं ॥
दानं मानं चापमानं । नवकार्याणि गोपयेत् ॥ १ ॥

અર્થ—આયુષ્ય, પૈસો, ઘરનું છિદ્ર, મંત્ર, દવા, કામક્રીડા, દીધેલું દાન, કોઇ ઠેકાણે સન્માન થયું હોય તે, અને અપમાન થયું હોય તે, આ નવ કાર્યો ડાહ્યા માણસે ગુપ્ત રાખવાં પણ પ્રકાશમાં લાવવા નહિ.

વળી મહેશ્વરદત્તે વિચાર્યું કે જાર મરી જવાથી હવે તે ઠેકાણે આવી જશે, તેથી મારૂં ઘર જેવું છે તેવું જળવાઇ રહેશે. સ્ત્રીને પણ દિવસે દિવસે જારનો પ્યાર ભુંસાતો ગયો અને પતિના ઉપર પ્રેમ જાગૃત થયો. પોતાની ખરાબ ચાલચલગત પતિએ જાણ્યા છતાં પણ કાંઇ ઠપકો ન આપ્યો તેથી પતિની ભલમનસાઇ તેની સ્મૃતિમાં તરવા લાગી. થોડા વખતતાં બંનેના મન એકરસ થઇ ગયાં, એટલું જ નહિ પણ પુત્રની આશા જણાયાથી સંતતિ ઇચ્છનાર મહેશ્વરદત્તનું મન સ્ત્રી તરફ વધારે પ્રેમાળ રહેવા લાગ્યું. અનુક્રમે પુત્રનો

પ્રસવ થયો. બાળક કંઇક મ્હોટું થયું એટલે પતિ પત્ની બંને તેને ઘણા પ્રેમથી રમાડવા લાગ્યાં. દરમ્યાન શ્રાદ્ધના દિવસો આવ્યા, તે વખતે મહેશ્વરદત્તને બાપનું શ્રાદ્ધ કરવાનું હતું. પેલો પાડો પણ મ્હોટો થવા આવ્યો છે તેથી બીજા પાડાની તપાસ ન કરતાં ઘરના પાડાને શ્રાદ્ધમાં મારવાનો નિશ્ચય મહેશ્વરદત્તે કર્યો. શ્રાદ્ધમાં સગાં વ્હાલાંઓને નોતર્યાં. પોતાની જાતે પાડાને મારી તેનું માંસ પકવી પોતાની જાતે સગાં વ્હાલાંને જમાડવા લાગ્યો. જે બાપનું શ્રાદ્ધ કરવું છે તે જ બાપના જીવને (પાડાને) તલવારથી મારી નાંખ્યો. અરે, એટલું જ નહિ પણ જે માતા કુતરીપણે અવતરી છે, સ્નેહ અને વાસનાને લીધે ઘરની આસપાસ જ રહે છે, તે કુતરી કંઇ ખાવાની લાલચે અંદર આવી, તેથી તેને બહાર કહાડવા મહેશ્વરદત્તે (પુત્રે) એક લાકડીનો સખ્ત ઘા માર્યો, તેથી તેની કેડ ભાંગી ગઇ. કુતરી બહાર આવી ત્યાં પાડાનાં હાડકાં વગેરે પડયાં હતાં તે ચાટવા લાગી. મહેશ્વરદત્તને છોકરાના ઉપર ઘણો મોહ હોવાથી ઘડીએ ઘડીએ તેને ખોળામાં લે છે, રમાડે છે, બચ્ચીઓ ભરે છે અને મનમાં ખુશ થાય છે. આ વખતે એક જ્ઞાની મુનિ ગૌચરીએ નીકળ્યા હતા તે મહેશ્વરદત્તના ઘર પાસે થઇ નીકળ્યા. જ્ઞાનને યોગે આ સઘળો બનાવ જોયો. આ વિચિત્ર ઘટનાથી વિસ્મય પામી મસ્તક ધુણાવ્યું. મહેશ્વરદત્તની તે તરફ નજર ગઇ અને મુનિને મસ્તક ધુણાવતા જોયા. બહાર આવી કારણ પૂછ્યું. મુનિએ કહ્યું, ભાઇ ! આ બધી મોહની લીલા છે. તેમાં અજ્ઞાનને લીધે કેવા કેવા અઘટિત બનાવો બને છે તેનો એક નમુનો આજે મારા જોવામાં આવ્યો. મહેશ્વરદત્તે પૂછ્યું, મહારાજ ! એવું શું અઘટિત આંહિ બન્યું છે કે જેથી આપને મસ્તક ધુણાવવું પડયું ? મુનિએ કહ્યું કે ભાઇ ! આ કહેવા જેવી વાત નથી. માત્ર સમજવાની જ છે. પણ ત્હારી જો ખાસ સાંભળવાની ઇચ્છા હોય તો મને કહેવામાં બાધ નથી. મહેશ્વરદત્તે સાંભળવાની ઉત્કંઠા બતાવી ત્યારે મુનિએ કહ્યું, હે ભદ્ર ! આજે તું ત્હારા બાપનું શ્રાદ્ધ કરે છે પણ તને ખબર નથી કે તેં જે પાડાનો વધ કર્યો તે કોણ હતો ? મહેશ્વરદત્તે પૂછ્યું, મહારાજ ! તે કોણ ? મુનિએ કહ્યું, ભદ્ર ! એ જ ત્હારો બાપ. ત્હારા બાપનો જીવ જ પાડારૂપે અવતર્યો હતો કે જેને તેં તલવારથી કાપી નાંખ્યો. આ સાંભળી

મહેશ્વરદત્તે પૂછ્યું, મહારાજ ! શું આ ખરેખર છે ? મુનિએ કહ્યું, અમે અસત્ય બોલતા નથી. જ્ઞાનથી જોવામાં આવ્યું તેવી રીતે કહ્યું. પણ વાત હજી લાંબી છે. માત્ર આટલું જ અઘટિત નથી કર્યું, પણ પેલી કુતરી કે જેને લાકડીનો સખ્ત ઘા તેં માર્યો છે તે ત્હારી જનની–માતા છે. ત્હારી માતા જ માયા અને લોભને વશે મરીને કુતરી થઇ છે. તેની તે લાકડીથી આજે તેં ભારે સેવા બજાવી છે. મહેશ્વરદત્તના ચહેરા ઉપર આ શબ્દો સાંભળવાની સાથે શરમના શેરડા છુટે છે અને મનમાં પશ્ચાત્તાપ સાથે ખેદ થાય છે. એટલામાં તો વળી મુનિએ કહ્યું, ભાઇ ! તારી અસમંજસતાની અવધિ આટલેથી જ નથી, પણ જેને તું રમાડે છે, જેને જોઇને તું ખુશી થાય છે તે તો ત્હારી સ્ત્રીનો જારપુરૂષ છે. ત્હારા હાથે જ જેનું મોત નિપજ્યું હતું, તે જ તારો દુશ્મન ત્હારા પુત્રરૂપે ઉત્પન્ન થયો છે. હે ભદ્ર ! આ વાત જો ત્હને માનવામાં ન આવતી હોય તો, જો આ કુતરી કે જેને આ વાત સાંભળતાં ઇહાપોહ થયો અને તેથી જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યું છે, તે ત્હારી ખાત્રી કરશે. એટલું કહી મુનિ ત્યાંથી રવાના થયા અને પોતાને સ્થાને ગયા. પછવાડે કુતરીએ તેના પૂર્વના પુત્રને ઘરની અંદરનું નિધાન બતાવ્યું. તેથી મહેશ્વરદત્તને સઘળી વાત સાચી માનવામાં આવી, એટલે એકદમ મુનિની પાસે ગયો અને અત્યંત ઉપકાર માનવા લાગ્યો. હે મહારાજ ! અજ્ઞાનવશે આવું અકૃત્ય મારે હાથે થયું તેનો છુટકારો કેવી રીતે થાય ? પાતક કેમ દૂર થાય ? આપ પતિતપાવન છો માટે મારો ઉદ્ધાર કરો. ગુરૂએ અવસર જાણી બોધ આપ્યો. મિથ્યાત્વ માર્ગ છોડાવ્યો. મહેશ્વરદત્તે પોતાની સ્ત્રીને આ બનાવની સઘળી હકીકત સમજાવી, તેથી ઉત્પન્ન થયેલ વૈરાગ્યવૃત્તિ નિવેદિત કરી, ભોંયનું નિધાન અને ઘરબાર સ્ત્રીને ભળાવી, રાજીખુશીથી તેની સંમતિ લઇ ગુરૂની પાસે જઇ દીક્ષા અંગીકાર કરી. મહેશ્વરદત્ત મુનિ સંયમ પાળી ધર્મની આરાધના કરી સદ્‌ગતિને પામ્યા.

મહેશ્વરદત્તની પેઠે આ દુનીયામાં એવા કંઇક બનાવો બનતા હશે. મહેશ્વરદત્તને જ્ઞાની ગુરૂનો જોગ મળ્યો તો તેનો નિસ્તાર થયો. બાકી ઘણા અજ્ઞ જીવો આવાં કૃત્યોથી ભવભ્રમણ કરે છે અને અનંત સંબંધો બાંધે

છે, પણ ભવાંતરમાં તેમાંનો કોઇ સંબંધી કામ આવતો નથી. એટલા માટે જ સગાં વહાલાં કુટુંબીઓ વગેરેનો સંબંધ પક્ષીઓના મેળા જેવો જણાવ્યો છે. મનુષ્યોનું જીવન એ પક્ષીઓની રાત્રિ છે અને મૃત્યુ એ પક્ષીઓનું પ્રભાત છે. પ્રભાત થતાં સઘળાં પક્ષીઓ જુદાં પડી જાય છે અને સૌ સૌને માર્ગે ચાલ્યાં જાય છે, તેમ મૃત્યુ થતાં સર્વે પોતપોતાને માર્ગે પ્રયાણ કરે છે. પક્ષીઓ તો વળી ભેગાં પણ થાય અને એક બીજાને ઓળખી પણ કાઢે, પણ મનુષ્યો તો જુદાં પડ્યા પછી ભવાંતરમાં કોઇ કોઇને ઓળખતા નથી, અને સંભારતા પણ નથી, તેથી એકત્વભાવનાથી એકતાનું ખરૂં સ્વરૂપ ચિંતવી જંજાળને તોડી નિરૂપાધિક સુખ અને નિરૂપાધિક પ્રેમ મેળવવા કોશીશ કરવી. (૪૦-૪૧)



# (६) अशुचि भावना.

[ આગલી ભાવનામાં બાહ્ય પદાર્થોને ભિન્ન માની તે ઉપરથી મમત્વ ઉતારવા કહેલું છે. મમતાની વસ્તુઓમાં પ્રથમ શરીર છે, તેની સ્થિતિ કેવી છે તે આ ભાવનામાં બતાવવામાં આવશે. ]

मत्तमयूरवृत्तम् ।

षष्ठी अशुचिभावना ।

दृष्ट्वा बाह्यं रूपमनित्यं क्षणकान्तं ।
हे मित्र त्वं मुह्यसि किं फल्गुशरीरे ॥
नान्तर्दृश्यं रोगसहस्राश्रितमेत-
द्देहं निन्द्यं रम्यमिमं ज्ञः कथयेत्कः ॥४२॥

शरीरे मोहकं वस्तु किमस्ति ?

चर्मच्छन्नं स्नायुनिबद्धास्थिपरीतं ।
क्रव्यव्याप्तं शोणितपूर्णं मलभाण्डम् ॥
मेदोमज्जामायुवसाढ्यं कफकीर्णं ।
को वा प्राज्ञो देहमिमं वेत्ति पवित्रम् ॥४३॥

शरीराऽवयवा अप्यपवित्राः ।

चक्षुर्युग्मं दूषिकयाक्तं श्रुतियुग्मं ।
कीटव्याप्तं सन्ततलालाकुलमास्यम् ॥

नासाऽजस्रं श्लेष्ममलाढ्यांतरदेशा ।
गात्रे तत्त्वं नोच्चतरं किञ्चन दृष्टम् ॥४४॥

जिह्वाजठरे किं स्वरूपे ।

बीभत्सोऽयं कीटकुलागारपिचण्डो ।
विष्ठावासः पुक्कसकुण्डाऽप्रियगन्धः ॥
लालापात्रं मांसविकारो रसनेयं ।
दृष्टो नांशः कोपि च काये रमणीयः ॥४५॥

शरीरस्य भयङ्कररोगाः ।

कण्डूकच्छूस्फोटकफार्शोव्रणरोगैः ।
कुष्ठैः शोफैर्मस्तकशूलैर्भयशोकैः ॥
कासश्वासच्छर्दिविरेकज्वरशूलै-
र्व्याप्तो देहो रम्यतरः स्यात्कथमेषः ॥४६॥

शरीरस्याऽपवित्रता ।

यत्सङ्गात्स्याद्भोज्यमुपात्तं रमणीयं ।
दुर्गन्धाढ्यं कृमिकुलबहुलं क्षणमात्रात् ॥
मूल्यं वस्त्रं स्वच्छमपि स्यान्मलदुष्टं ।
सोऽयं देहः सुन्दर इत्थं कथयेत्कः ॥४७॥

छठी અશુચિ ભાવના.

અર્થ—હે ભદ્ર! આ શરીરનું બાહ્ય રૂપ કે જે એક ક્ષણે મનોહર અને બીજી ક્ષણે અમનોહર થઇ જાય છે, તે અનિત્ય રૂપને જોઇ આ

નિઃસાર શરીરમાં શું મોહ પામે છે? આ શરીર અંદરખાને રોગથી ભરેલું છે, અને હજારો વ્યાધિઓનું સ્થાન છે. આ શરીરને સંગે જ અનેક કષ્ટો ખમવાં પડે છે. આ શરીર માત્ર દેખાવમાં જ સુંદર લાગે છે. ચામડી ઉતારીને અંદર જોઇએ તો હાડ માંસ અને રૂધિર સિવાય બીજું કંઇ દેખાશે નહિ. માટે નિન્દ્ય અને તુચ્છ વસ્તુથી ભરેલા આ શરીરને કયો માણસ રમણીય કહેશે? (૪૨)

## આ શરીરમાં મોહ ઉપજાવે તેવી કઈ ચીજ છે?

આ શરીરને અંતર દૃષ્ટિથી જોઇએ છીએ તો શું દેખાય છે? ઉપર ઉપર તો ચામડીનું વેષ્ટન-આચ્છાદન છે. સૌથી હેઠે ન્હાનાં મ્હોટાં હાડકાં એક બીજાની સાથે જોડાઇ ગોઠવાએલાં છે. ચામડીની નીચે માંસના લોચા છે અને તેના ઉપર ઝીણી જાડી અનેક નસો પથરાએલી છે. તેમાં થઇને આખા શરીરમાં લોહીનો પ્રવાહ ફર્યા કરે છે. ચરબી મજ્જા (હાડકાંનો માવો) પિત્ત કફ મૂત્ર અને વિષ્ટાથી શરીર વ્યાપ્ત થએલું છે. એવા ગંદા-અરમણીય શરીરને કયો ડાહ્યો માણસ પવિત્ર કહે? કોઇ નહિ. (૪૩)

## શરીરનાં અવયવો પણ મલીન છે.

ચાલો આપણે શરીરના કેટલાએક ઉપયોગી ભાગો જોઇએ કે તે કેટલા પવિત્ર છે? આંખોમાં પીયા ભરાય છે. સાંભળવાની શક્તિ ધરાવનાર બે કાનમાંથી હમેશ મેલ નિકળે છે. મોઢામાંથી લાળ અને થુંક નિકળ્યા કરે છે. નાકમાંથી શ્લેષ્મ અને લીંટ વહે છે. ત્યારે પવિત્રતા ક્યાં રહી? જે ભાગ ઉપયોગી અને પવિત્ર ગણાય છે, તે પણ અપવિત્ર પદાર્થોથી રૂંધાએલા છે. આખા શરીરમાં કોઇ પણ પવિત્ર તત્ત્વ-વસ્તુ જોવામાં આવતી નથી. (૪૪)

## જીભ અને હોજરીની રચના.

જે હોજરી અન્નને પચાવે છે અને શરીરનો એક અગત્યનો અવયવ છે, તેની પણ રચના અને સ્વરૂપ જોઇએ તો બીભત્સ-ભયંકર લાગે છે. કરમીયાં શરમીયાં વગેરે અનેક જાતના કીડાઓ તેમાં ઉત્પન્ન થાય છે. તેની પાસે જ વિષ્ઠા અને મૂત્રને રહેવાનાં સ્થાન છે કે જેની ગંધ ચમા-

રના કુંડ જેવી અપ્રિય છે. જેનાથી બોલાય છે અને સ્વાદ લેવાય છે તે જીભ પણ શેની બનેલી છે? શું સોના રૂપાની કે કસ્તૂરી કપૂરની છે? ના, ના. તે પણ એક માંસનું પિંડ છે. અંદર અરમણીય છે. અહો! શરીરના બધા ભાગોને તપાસી જોઇએ છીએ તો કોઇ પણ ભાગ રૂચિર-રમણીય દેખવામાં આવતો નથી. (૪૫)

## શરીરના ભયંકર રોગો.

અરેરે! કોઇ કોઇ શરીર દાદરથી એટલાં બધાં વ્યાપ્ત થઇ ગએલાં હોય છે કે આંગળી મૂકીએ તેટલી જગ્યા પણ ખાલી દેખાતી નથી, ત્યારે કોઇ શરીર ખરજવાથી ઘેરાઇ ગએલું હોય છે અને મ્હોટા મ્હોટા વ્રણ પડી ગએલા છે. કોઈ સ્ફોટકથી છવાઇ ગએલું હોય છે, તો કોઇ હરસની વ્યાધિથી પીડાતું હોય છે. કોઇ શરીર કોઢથી સફેદ વા લાલ બની ગયું છે, તો કોઇ સોજાથી સ્થૂલ અને ભયંકર જેવું દેખાય છે. કોઇને ખાંસી, કોઇને માથાનો દુખાવો, કોઇને દમ, કોઇને ઉલટી તો કોઇને અતિસાર, કોઇને તાવ તો કોઇને શૂળ તો કોઇને મૂત્રકૃચ્છ રોગથી ઉત્કટ વેદના થતી જોવામાં આવે છે. અરે! જેનું વર્ણન કરતાં ત્રાસ ઉત્પન્ન થાય, જેના કરતાં મોતનું દુઃખ પણ ઓછું મનાય છે, તેવી ત્રાસજનક વેદના ઉપજાવનાર અનેક રોગોથી વ્યાપ્ત આ શરીર રમણીય-મોહક શી રીતે હોઇ શકે? (૪૬)

## શરીરની અપવિત્રતા.

જેના સંગથી સુંદર સુગંધી અને સ્વાદિષ્ટ ભોજન પણ દુર્ગંધવાળું નીરસ બની જાય છે, અને એક ક્ષણ માત્રમાં તે બગડી જાય છે, એટલું જ નહિ પણ તેમાં ઝીણાં ઝીણાં કૃમિ-કરમીયાં વગેરે કીડા ઉત્પન્ન થાય છે, જેના સ્પર્શથી સ્વચ્છ અને કિંમતી જરીયાન રેશમી વસ્ત્રો પણ તુચ્છ અને મલીન બની જાય છે, "તે આ શરીર સુન્દર છે" એમ કોણ કહે? (૪૭)

વિવેચન—ઉપરનાં ૭ કાવ્યો શરીરની આંતરિક સ્થિતિનું ભાન કરાવે છે. જેઓ ચામડીનો ઉપરનો રંગ કે ચહેરાની ખૂબસુરતી જોઇ કોઇની સ્ત્રી તરફ આશક બને છે, તેના સૌંદર્યનાં વખાણ કરે છે, તેઓની જોવાની દૃષ્ટિ ભૂલભરેલી છે. સ્થૂળ દૃષ્ટિ અથવા ઉપલક દૃષ્ટિથી વસ્તુનું ખરૂં સ્વરૂપ

તેઓના જાણવામાં આવતું નથી. તેઓ એક પતંગીઆ કરતાં પણ મ્હોટી ભૂલ કરે છે. પતંગીઉં દીવાની જ્યોતમાં મુગ્ધ બની દીવાના તેજ અને સૌંદર્યમાં આકર્ષાઇ તેની ઉષ્ણુતા અને બાળી નાંખવાના સ્વભાવને ઓળખી શકતું નથી તેથી તે બિચારૂં પોતાના પ્યારા પ્રાણને ગુમાવી બેસે છે. તેવી જ રીતે માત્ર બાહ્ય સ્વરૂપને જોનારા તેમાં જ મુગ્ધ બની જનારા માણસો વિષયના આવેશમાં તણાઇ જઇ શરીરની આંતરિક સ્થિતિનો ખ્યાલ ન કરતાં પતંગીઆની માફક પરસ્ત્રીના સૌંદર્યરૂપ દીવામાં ઝંપલાવી દઇ અમૂલ્ય જીવન ગુમાવી બેસે છે. તેઓને શરીરની આંતરિક સ્થિતિનો અશુચિ ભાવના દ્વારા ખ્યાલ કરાવવાને આ કાવ્યો યોજવામાં આવ્યાં છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે શરીરની અંદરનો ભાગ તો અરમણીય છે, પણ બહારનું સૌંદર્ય પણ લાલસાવાળા ભોગી માણસોને જેટલું સારૂં લાગે છે, તેટલું સારૂં નથી, તેમ જ તે સૌંદર્ય સ્થિર અને ચિરસ્થાયી નથી. ભર્તૃહરિએ કહ્યું છે કે "रूपे जराया भयं" "काये कृतान्ताद्भयं" રૂપ–સૌંદર્યને જરા અવસ્થાનો ભય છે અને શરીરને મોતનો ભય છે. ખરી રીતે જોતાં રૂપને–સૌંદર્યને બગાડનાર માત્ર એક જરા અવસ્થા જ નથી પણ બીજાં અનેક કારણો છે. એક તો સંધ્યાના રંગની પેઠે તેનો સ્વભાવ જ અસ્થિર છે. અનેક જાતના રોગોથી પણ તે એક ક્ષણમાં બદલાઇ જાય છે માટે જ કહ્યું કે "क्षणकान्तं" અર્થાત્ એક ક્ષણે કાન્ત–મનોહર અને બીજી ક્ષણે અકાન્ત–અમનોહર; આવા અસ્થિર વિકારી અને ક્ષણિક સૌંદર્યમાં લલચાઇ જવું કે મુગ્ધ બની જવું તે ડહાપણભરેલું નથી. મલ્લિકુમરીના સૌંદર્ય ઉપર મોહિત થએલ છ રાજાઓને મલ્લિકુમરીએ બોધનો જે ફટકો માર્યો છે તે આ સ્થળે ભૂલી જવા જેવો નથી.

દૃષ્ટાંત—મલ્લિકુમરીના પિતા કુંભરાજા વિદેહ દેશના અધિપતિ હતા. તેની રાજધાની મિથિલા નગરી હતી. મલ્લિકુમરીની માતાનું નામ પ્રભાવતી હતું. મલ્લિકુમરીનો આત્મા એક સાધારણ આત્મા નહોતો પણ તીર્થંકર નામ કર્મની સમૃદ્ધિવાળો હતો. ચાલુ જન્મમાં તીર્થંકર થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવા છતાં સ્ત્રીવેશે અવતાર લેવો એ એક નહિ બનવાજોગ આશ્ચર્યરૂપ બનાવ

હતો અને તે પૂર્વ ભવમાં ( મહાબળના ભવમાં ) મિત્ર સાધુઓ સાથે કરેલા કપટનું પરિણામ હતું. એક સ્ત્રીવેદ સિવાય બાકીના ગુણો કે જે તીર્થંકરમાં હોવા જોઇએ તેવા સઘળા ગુણો મલ્લિકુમરીમાં હતા. મતિ શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન સાથે જ જન્મ થયો હતો. શરીરસૌંદર્યનું તો જેટલું વર્ણન કરીએ તેટલું થોડું અર્થાત્ તેનું રૂપ અનુપમ હતું. યુવાવસ્થામાં મલ્લિકુમરીના રૂપની ચારે તરફ ઘણી તારીફ થવા લાગી તેથી ઘણા રાજાઓ અને રાજકુમારો મલ્લિકુમરીને પરણવાની ચાહના કરવા લાગ્યા. તેમાં છ રાજાઓએ તો ખાસ દૂત મોકલી મલ્લિકુમરીની માંગણી કરી. તે છમાં પ્રથમ કૌશલદેશ સાકેતપુર નગરનો પ્રતિબુધ રાજા, બીજો અંગદેશ ચંપાનગરીનો ચંદ્રછાય રાજા, ત્રીજો કુણાલા દેશ સાવર્થીનગરીનો રૂપી રાજા, ચોથો કાશીદેશ વણારસી નગરીનો શંખ રાજા, પાંચમો કુરૂદેશ હથિણાપુર નગરનો અદીનશત્રુ રાજા અને છઠો પંચાલદેશ કંપિલપુરનો જીતશત્રુ રાજા હતો. છએ રાજાના દૂતો સમકાલે મિથિલાએ પહોંચ્યા. કુંભરાજાની પાસે આવી છએ દૂતોએ પોતપોતાના રાજા માટે મલ્લિકુમરીની માંગણી કરી. કુંભરાજા વિચારમાં પડી ગયો. કોને હા કહેવી અને કોને ના કહેવી? એકને હા અને બીજાને ના કહેવાથી ઇર્ષ્યા-કલેશ થવાનો સંભવ અને તેનું પરિણામ ખરાબ આવે તેથી બધાને ના કહેવી જ શ્રેયસ્કર છે એમ ધારી કુંભરાજાએ છએ જણને ના પાડી કે મારે હાલ કોઇને પણ પુત્રી આપવાનો વિચાર નથી. દૂતોને અપમાનપૂર્વક પાછા વાળ્યા. છએ દૂતો નિરાશ થઇ પોતપોતાના રાજાની પાસે આવ્યા અને બનેલી હકીકત જાહેર કરી. પોતાની માંગણીના અનાદરથી ગુસ્સે થએલા છએ રાજાઓએ ગુસ્સાના આવેશમાં તલવારના બળથી ઇરાદો પાર પાડવાનો વિચાર કર્યો અને તરત જ પોતપોતાનાં લશ્કરની તૈયારી કરી. કુંભરાજા ઉપર ચ્હડી જવાને પ્રયાણ કર્યું. આ તરફ કુંભરાજાએ પણ જેના દૂતનું અપમાન કર્યું છે તેઓ વખતે ચડાઇ કરશે એવી દહેશતથી પોતાનું સૈન્ય સજ્જ કરવા માંડયું. થોડા વખતમાં બંને તરફનાં સૈન્યોની સામ સામે લડાઇ ચાલુ થઇ. શૂરા ક્ષત્રિયો પાછા હઠયા વિના શૂરાતનથી લડવા લાગ્યા. બીજી ત-

૨૬ મલ્લિકુમરીયે છ રાજાઓને સમજાવવાનો એક જુદો જ માર્ગ લીધો હતો. મલ્લિકુમરીયે પોતાની અશોકવાડીમાં એક સુશોભિત અતિરમણીય મકાન બંધાવ્યું હતું. તેના મધ્ય ભાગમાં એક વિશાળ રત્નજડિત તળીયાવાળો સુંદર ઓરડો બનાવ્યો હતો. તેને ફરતાં છ ગર્ભધરો બનાવ્યાં, તે છ ગર્ભધરનાં દ્વાર મધ્ય ઓરડામાં પડતાં હતાં. છએના આવવા જવાના રસ્તા જુદા જુદા હતા. મધ્ય ઓરડાના મધ્યભાગમાં એક મણિપીઠિકા ઉપર રત્નજડિત, પોતાના જેવી રમણીય એક મૂર્તિ-પુતળી બનાવી ગોઠવી. તે પુતળીના મસ્તકમાં એક છિદ્ર રાખેલું હતું અને તેનું ઢાંકણું બરાબર બેસી જાય તેવું કરાવ્યું હતું તેથી જોનારને તે વિષે કંઇ કલ્પના પડે નહિ. આખી હવેલી હાંડી તખતા ઝુમ્મર વગેરેથી શણગારવામાં આવી હતી. દરેક હોલમાં સારી બેઠકો ગોઠવેલી હતી. મલ્લિકુમરી સારામાં સારૂં ભોજન જમી લઇ વધારાનો એક કોળીયો ઉપરના છિદ્રદ્વારા પુતળીમાં નાંખી છિદ્ર બંધ કરતી હતી. પુતળીના પેટમાં પોલાણ હતું તેથી તે કોળીયાનો પેટમાં સંગ્રહ થતો હતો. એક તરફ લડાઇ ચાલતી હતી, બીજી તરફ આ ક્રિયા થતી હતી. આખરે કુંભ રાજાની સેનામાં ભંગાણ પડતાં હાર થઇ તેથી કુંભરાજાએ પોતાનું લશ્કર પાછું ખેંચી નગરીમાં પ્રવેશ કરી દરવાજા બંધ કરાવી ગઢરોહ કર્યો. લ્હડાઇ કરનારાનાં લશ્કરોએ નગરીને ઘેરો ઘાલ્યો. પ્રતિદિન કુંભરાજાની સ્થિતિ કફોડી થવાથી રાજાને ચિંતા ઉત્પન્ન થઇ ત્યારે મલ્લિકુમરીએ કહ્યું "હે પિતાજી! આપ ચિંતા ન કરો. એ રાજાઓને સમજાવવાનો ઉપાય મેં રચી કહાડયો છે. તમો દૂત મારફત પ્રત્યેક રાજાને જુદું જુદું કહેવડાવો કે તમો એકલા અશોકવાડીની હવેલીમાં આવો ત્યાં તમારી ધારણા પાર પડશે." કુંભરાજાએ દૂત મારફત ઉપલો સંદેશો કહેવડાવ્યો તેથી છએ રાજા જુદે જુદે માર્ગે અશોકવાડીમાં આવ્યા. ગોઠવણ પ્રમાણે જુદા જુદા ગર્ભધરમાં તેમને પ્રવેશ કરાવ્યો અને પોતપોતાની બેઠકે બેઠા. છએનાં સ્થાન જુદાં હોવાથી કોઇ કોઇને જોતા નથી પણ છએની નજર વચલા હોલમાં કે જ્યાં મલ્લિકુમરીની પુતળી છે ત્યાં પડે છે. પુતળીનું સૌંદર્ય જોઇ સર્વે તેના ઉપર વ્યામોહ પામ્યા. મલ્લિકુમરીની પસંદગી મારા

ઉપર ઉતરશે એમ પ્રત્યેક રાજા રાહ જોવા લાગ્યા, એટલામાં મલ્લિકુમરીએ પુતળીનું દ્વાર ખુલ્લું કર્યું કે તેની સાથે અંદર સડેલા ભોજનની દુર્ગન્ધ ઉછળવા લાગી. એકદમ બધા રાજાઓએ નાક આડે રૂમાલ ધર્યો તોપણ દુર્ગન્ધથી મગજ ફાટી જતું હતું. આ પ્રસંગે મલ્લિકુમરીએ સૌને ઉદ્દેશી કહ્યું: અહો રાજાઓ! જે વસ્તુને હમણાં તાકી તાકી તમે જોતા હતા તેની સુગ કેમ કરો છો? જેનું આટલું સ્વરૂપ હતું તેમાંથી કેવી દુર્ગંધ ઉછળે છે? અહો સજ્જનો! આ મારા શરીરની પણ એવી જ સ્થિતિ છે. ઉપરથી આવું સુંદર છે પણ અંદર આવી દુર્ગંધી–અપવિત્ર વસ્તુ સિવાય બીજું કંઇ નથી. જે ભોજન હું જમું છું તેનો એકેક કોળીયો આની અંદર હું નાંખતી હતી. તે સુંદર ભોજનનું કેવું પરિણામ થયું તે તમે નજરે જુઓ છો તો પછી મારા ઉપર શું વ્યામોહ પામો છો? એકેક કોળીયાની આટલી દુર્ગંધ નીકળે છે તો મારા શરીરમાં રોજ ૩૨ કોળીયા પડે છે તેની કેવી પરિણતિ થતી હશે? યાદ તો કરો કે આપણે આગલા ત્રીજા ભવમાં કેવા ભાવથી સંસાર છોડી નીકળ્યાં હતાં? આ વચનો સાંભળી રાજાઓએ ઇહાપોહ કર્યો કે તેની સાથે જાતિ સ્મરણ જ્ઞાન થયું. વૈરાગ્ય પામી લડાઇ બંધ કરાવી, મલ્લિકુમરીની સાથે દીક્ષા લીધી. સંયમ લઇ આત્માનું શ્રેય સાધ્યું.

માણસના શરીરની એક ઘરની સાથે સરખામણી થઇ શકે છે. ઘરને લાકડાના થાંભલાનો આધાર હોય છે, તેમ શરીરને પગનાં હાડકાંનો આધાર છે. થાંભલો સલંધન એક હોય છે ત્યારે પગનાં હાડકાંના કકડા કકડા ગોઠવેલા હોય છે તેથી શરીરરૂપ ઘર ઉઠતું બેસતું થઈ શકે છે. ઘરની ભિંતો ઈંટોની કે પથ્થરનાં ચોસલાંની બનેલી હોય છે, તેમ શરીરની ભિંતો કરોડના મણકા અને પાંસળીઓનાં હાડકાંની બનેલી છે. ઈંટો અને પથ્થરના ખાંચાઓમાં જેમ ચુનો કે માટી પૂરવામાં આવે છે તેમ હાડકાંના સાંધા માંસના લોચાથી પૂરવામાં આવ્યા છે. શરીરરૂપ ઘરના ત્રણ માળ છે. પગથી કમર સુધી પહેલો માળ, કંઠ સુધી બીજો માળ અને કંઠ ઉપર ત્રીજો માળ. મુંબઇના માળામાં પાયખાનાં હોય છે પણ પેસાબખાનું હોતું નથી, ત્યારે શરીરના પહેલા માળમાં પાયખાનું અને પેસાબખાનું બંને રહે છે. બીજા માળમાં

અનાજને પકવવાનું કારખાનું અને તેને લગતા સાંચા છે. તેમાં જઠર એ એક ભઠ્ઠી છે, તેમાં લીધેલ ખોરાક પચે છે યા રસાયણિ ક્રિયાથી ખોરાકનું પૃથક્કરણ થાય છે. ખોરાકનું પૌષ્ટિક તત્ત્વ લીવર અને આંતરડાંમાં જુદું પડી ઉપર જાય છે અને કચરો છુટો પડી પહેલા માળમાં રહેલ જાજરૂમાં જઇ પડે છે. વળી તેમાં ફેફસાંરૂપ એક સંચો છે. તેમાં ધમણની માફક શ્વાસોશ્વાસરૂપે હવા ભરાય છે અને તેથી લોહી સાફ થાય છે. કારખાનામાં વરાળને લઇ જનાર જેમ કાચની નળીઓ હોય છે, તેમ આખા શરીરમાં પથરાએલી નાડીઓ-શિરાઓ અને ધમનીઓ છે, તે લોહીને આખા શરીરમાં ફેરવે છે; તે લોહીથી શરીર અને શરીરના દરેક અવયવનું પોષણ થાય છે. તળાવનું પાણી નહેરો મારફત જેમ જમીનને અને પાકને પોષે છે, તેમ હૃદયરૂપ સરોવરમાંથી નાડીરૂપ નહેરોદ્વારા લોહીરૂપ પાણી દરેક અંગને પોષે છે. ચાલો હવે આપણે ત્રીજો માળ તપાસીએ. આ માળ ઘણી અજાયબી પમાડે તેવી ખૂબીઓથી ભરેલો છે. આ માળમાં ત્રણ દિશાએ બારી બારણાં છે અને એક દિશા બંધ છે. એક બારણું અને છ બારીઓ છે. જો આ માળને પૂર્વાભિમુખ રાખીએ તો દક્ષિણ ઉત્તરમાં એકેક બારી અને પૂર્વમાં ચાર બારીઓ અને એક બારણું છે. દક્ષિણ ઉત્તરની બારીઓમાંથી શબ્દો પ્રવેશ કરે છે કે જેનું નામ કાન છે. પૂર્વની બે બારીઓ કે જેનું નામ આંખ છે, તેમાંથી પ્રકાશ આવે છે કે જેથી વસ્તુઓનું નિરીક્ષણ થઇ શકે છે. નાકની બે બારીઓમાંથી વાયુ અને ગંધ આવે છે. મુખરૂપ બારણામાંથી અન્ન પાણી વગેરે સઘળી ચીજો, શરીરમાં પ્રવેશ કરી શકે છે, અને ભાષા વ્યવહાર-શબ્દોચ્ચાર પણ ત્યાંથી જ થાય છે. આ દ્વારના ત્રણ દરવાજા છે. પહેલો દરવાજો હોઠ બીજો દાંત અને ત્રીજો દરવાજો નાકની વચ્ચે રહેલ પડજીભ છે. શરીરના કોઇ પણ માળમાં આ દરવાજા પસાર કર્યા સિવાય જઇ શકાતું નથી. વળી તે માળના ઉપલા ભાગમાં-મગજમાં આત્માની હેડ ઓફીસ છે, તેમજ એક ટેલીગ્રાફ ઓફીસ પણ છે. જ્ઞાનતંતુરૂપ તારનાં દોરડાંઓ શરીરના દરેક ભાગમાં ફેલાએલા છે. શરીરના કોઇ પણ ભાગમાં કંઇ સ્પર્શ થાય તેનો પ્રથમ સંદેશો આ ઓફીસમાં પહોંચે છે. તેમજ કાન

રૂપ બારીમાંથી શબ્દો, આંખ દ્વારા રૂપ, નાક દ્વારા ગંધ આવે છે તેનો પણ પ્રથમ સંદેશો મગજની તાર ઓફિસમાં ઉતરે છે, કારણકે દરેક બારી બારણાના જ્ઞાનતંતુ રૂપ તાર સાથે મગજના તારનો સંબંધ છે. આ બધા સંદેશાઓ મનરૂપી તાર માસ્તર બુદ્ધિ મારફત આત્માને પહોંચાડે છે. બુદ્ધિ બે પ્રકારની હોય છે. સ્વચ્છ અને અસ્વચ્છ, વ્યક્ત અને અવ્યક્ત, નિશ્ચય અને સંશય, સત્ય અને અસત્ય. તેમાં અસ્વચ્છ અવ્યક્ત કે સંશયાત્મક બુદ્ધિ હોય તો સંદેશો બરાબર આત્માને પહોંચતો નથી. ખરાબ કાગળ ઉપર પેન્સીલથી લખાએલા ખરાબ અક્ષરોની માફક તે સંદેશો વાંચી શકાતો નથી. જો અસત્ય બુદ્ધિ હોય તો ઉલટું સમજાવે છે, હોય તેના કરતાં જુદા રૂપમાંજ તે સંદેશો વંચાવે છે. તેથી આત્મા ઉલટે માર્ગે ચાલે છે અને દુઃખી થાય છે. કદાચ સ્વચ્છ વ્યક્ત નિશ્ચયાત્મક અને સત્ય બુદ્ધિ હોય તો યથાર્થ–સત્ય ભાન કરાવે છે, તેથી આત્માને સંતોષની સાથે શાંતિ પ્રાપ્ત થાય છે. અસ્તુ. આ ઘરની આપણે એક બાજુ જોઇ. બીજી બાજુનું પણ નિરીક્ષણ કરીએ. આ ઘરની અંદર એક મોહરૂપ ચંડાલ અને વાસના રૂપ ચંડાલણી રહે છે. ક્રોધ, માન, માયા અને લોભરૂપ ચાર તેના દીકરા છે. તે મહાદુષ્ટ છે. એ ચંડાલ ચોકડી તરીકે ઓળખાય છે. તે આત્માની જ્ઞાન અને ચારિત્ર્ય સંપત્તિને નષ્ટ કરે છે. વળી તેમાં ઇન્દ્રિયો કે વિષયોરૂપ પશુઓ છે. તે સદ્દગુણ કે સદ્દબુદ્ધિના પાકને ઘણું નુકસાન પહોંચાડે છે. અવિવેકરૂપી એક સિંહ પણ તેમાં રહે છે. તે વિવેકરૂપ હાથીને મારી નાંખવા ઉપરાંત આત્માને અનેક રીતે હેરાન કરે છે. આ ઘરમાં તૃષ્ણારૂપ એક મ્હોટી ખાડ છે, તે એટલી બધી ઉંડી છે કે તેમાં ગમે તેટલું દ્રવ્ય નાંખો તોપણ પૂરાય તેવી નથી. જેમ જેમ તેમાં વસ્તુ પડતી જાય, તેમ તેમ ખાડ ઉંડી થતી જાય. વળી આ ઘરમાં શાંતિ અને સમાધિરૂપ એક શય્યા છે તેના ઉપર જ્યારે આત્મા શયન કરે ત્યારે તેને આરામ મળી શકે, પણ મોહરૂપ ચંડાળનો કામ, ક્રોધ, મદ, મત્સર અને લોભ રૂપ એવો દુષ્ટ પરિવાર છે કે તે આત્માને એક ક્ષણવાર પણ આરામ લેવા દેતો નથી, રાત અને દિવસ તેને રખડપટી કરાવે છે. આ ઘરની માલેકી પુદ્દગલાસ્તિ-

કાયની છે. તેમાં રહેનાર જીવ એ એક ભાડુત છે. મોત એ ઘરનું ભાડું ઉઘરાવનાર નોકર છે. મુદ્દત પુરી થતાં ઘર ખાલી કરાવવાનો અધિકાર પણ તેને જ સોંપવામાં આવ્યો છે. બીજાં ઘરોની પેઠે આ ઘર પાયાવાળું નથી પણ પાયા વગરનું છે. બીજાં ઘર સ્થિર છે ત્યારે આ ઘર હાલતું ચાલતું છે. એક રીતે આ ઘર હાલતું ચાલતું અને આ લોક પરલોકની સતક્રિયા કરાવતું હોવાથી સારૂં છે, તેમ પાપકર્મ કરાવી નરકમાં ધકેલી દેનાર હોવાથી નઠારૂં પણ છે. બીજી રીતથી જ્યારે તેની રચના તપાસીએ છીએ, ત્યારે ગ્લાનિ આવ્યા વિના રહેતી નથી; કેમકે પ્રથમ તો જે જે ચીજોને લોકો અપવિત્ર ગણે છે, તેવી ચીજોથી જ આ શરીરનું બંધારણ બંધાયું છે. આર્યો જે હાડકાંનો સ્પર્શ કરતાં અભડાય છે તેવાં ન્હાનાં મ્હોટાં ૨૪૯ હાડકાંઓના જોડાણથી આ ઘરનું ખોખું ઉભું થયું છે. આ ખોખું કેવળ અપવિત્ર જ નહિ પણ દેખાવમાં ઘણું ભયંકર છે. જો શરીરમાંથી ચામડી માંસ નસો ચરબી જુદાં પાડવામાં આવ્યાં હોય અને કેવળ હાડકાંનું ખોખું ઉભું રાખવામાં આવ્યું હોય તો તે એટલું ડરામણું લાગે છે કે ન્હાનાં છોકરાંઓ તો તે જોતાં વેંત જ રાડ પાડી ભાગવા માંડશે. રાત્રિને વખતે શૂન્ય પ્રદેશમાં તેવું ખોખું જોવામાં આવ્યું હોય તો ગમે તેવો હિમ્મતવાન માણસ પણ તેને રાક્ષસી આકૃતિ માની ભયભીત થશે. હાડકાંના ખાડા પૂરનાર માંસ પણ તેવી જ અપવિત્ર વસ્તુ છે. જ્યારે કોઇ માણસના શરીરના અમુક ભાગમાં ચામડી બળી ગઇ હોય કે ચડી ગઇ હોય કે ઓપરેશન કરાવ્યું હોય, ત્યારે ચામડી વિનાના ભાગમાં માંસનો જે ભયંકર દેખાવ થાય છે તેથી ઘણા માણસોને ચિતરી ચડી આવે છે અને વખતે મૂર્છા ખાઇ પડી જાય છે. સ્નાયુ, ચરબી, નસો અને ચામડી પણ તેવી જ અપવિત્ર છે. વિષ્ઠા અને પેસાબ જેવા અપવિત્ર પદાર્થોની ઉત્પત્તિ અને સંચય આ શરીરમાં જ થાય છે. જેનો ડાઘ વસ્ત્ર ઉપર પડતાં કિમ્મતી વસ્ત્ર ખરાબ થઇ જાય છે તેવું લોહી આ શરીરના દરેક ભાગમાં ફર્યા કરે છે અને તેનાથી જ પોષણ થાય છે. આ લોહી કોઇ ઠેકાણે પાકે છે, ત્યારે તેનું પરૂ થાય છે કે જે અપવિત્ર ગણાય છે. પવિત્રમાં પવિત્ર માણસનું

સુખ મનાય છે તો તેમાં થુંક અને લાળ ઉત્પન્ન થાય છે અને વહ્યા કરે છે. જેનાથી ખોરાક ચાવવાનું હોય છે તે દાંત પણ હાડકાંના જ બનેલા છે. બોલવાનું યંત્ર જે જીભ તે તો માંસનો લોચો છે. પ્રકાશ આવવાની બારી જે આંખ તેમાં ચીકણું પાણી અને પીયા ભરાય છે તેથી મલિન દેખાય છે. સુંઘવાની બારીમાંથી લીંટ અને ચીકણો પદાર્થ નીકળે છે. સાંભળવાની બારી કાનમાંથી પણ મેલ નીકળે છે. કોઇને છાલી થાય છે ત્યારે તેમાંથી ગંધ મારતું પરૂ નીકળે છે. શરીરના દરેક ભાગમાંથી પસીનો કે જે ચીકણા પાણી જેવો દુર્ગન્ધવાળો અને મલીન હોય છે તે રાત દિવસ નીકળ્યા કરે છે. આ શરીર જેમાંથી ઉત્પન્ન થયું તે પદાર્થો શોણિત–લોહી અને શુક્ર–વીર્ય છે, અને તે જ શરૂઆતનો આહાર ગર્ભમાં લેવામાં આવે છે. એ બંને પદાર્થો અસ્વચ્છ અને ઘૃણોત્પાદક છે. જ્યાં ખોરાકનો સંગ્રહ થાય છે તેવા કોઠાર રૂપ જઠરની સ્થિતિ એવી ભયંકર છે કે તેનો સંગ થતાં વેંત જ સારામાં સારૂં ભોજન બગડી જાય છે. દુધપાક જેવું ઉત્તમ ભોજન જઠરમાં જઇ ઉલટીરૂપે તરત બહાર આવે છે ત્યારે તેની ગંધ અને તેનો દેખાવ કોઇને પણ ગમે છે? નહિ જ. આ પ્રસંગે એક દૃષ્ટાંત યાદ આવે છે.

**દૃષ્ટાંત**—એકદા એક લત્તામાં કોઇ ગૃહસ્થે માળ ઉપરથી કંઇક વિષ્ઠા જેવી ચીજ ફેંકી. નીચે જનાર રાહદારીના વસ્ત્ર ઉપર તેના કંઇક છાંટા પડયા, તેથી રાહદારી ગુસ્સે થઇ તેને ગાળો દેવા લાગ્યો. સામા ગૃહસ્થે પણ પોતાની ભૂલ હોવા છતાં તેની સાથે તકરાર કરવા માંડી. બંનેનો ઝગડો જામતાં રસ્તે ચાલતાં અને પડોશમાં રહેતાં માણસોનું ટોળું કજીઆની મજા લેવાને એકત્ર થયું. એટલામાં એક મહાત્મા ત્યાં નિકળી આવ્યા. તેમણે ઝગડાનું કારણ પૂછ્યું. એક પ્રેક્ષકે તેનું કારણ વિષ્ઠાનું પડવું જણાવ્યું. તે મહાત્મા ટોળા વચ્ચે થઇને આગળ આવ્યા. બંને જણને શાંત પાડી લોકોના આશ્ચર્ય વચ્ચે બોલ્યા કે, ભાઇઓ! આ વિષ્ઠા મારી પાસે જે અરજ ગુજારે છે તે જરી ધ્યાન દઇ સાંભળો. સઘળા માણસો આ વિચિત્ર અરજ સાંભળવાને એકચિત્ત થયા એટલે મહાત્મા બોલ્યા કે ભાઇઓ! આ વિષ્ઠા

એમ કહે છે કે ગઇ કાલે હું કંદોઇની દુકાને બેઠી હતી, ત્યારે ઘણા માણસો મારી તરફ તાકી તાકીને જોતા હતા અને લેવાની તથા ખાવાની ઇચ્છા રાખતા હતા. પૈસા ખર્ચીને મને લેવાની માંગણી કરતા હતા, એટલી બધી મારી કિમ્મત હતી. જ્યારે કંદોઇના હાથમાંથી ગૃહસ્થના હાથમાં આવી ત્યારે પણ મારી કિમ્મત હતી કેમકે મને એક સારા ખુમચામાં રાખવામાં આવી હતી. આંહિ હું એટલી સુરક્ષિત હતી કે કોઇ ખરાબ માણસની મારા ઉપર નજર પડતી નહિ તેમ સ્પર્શ પણ થવા પામતો નહિ. ત્યારપછી મેમાનોની મીજમાનીમાં મારો ઉપયોગ થયો ત્યારે પણ સોના રૂપાના વાસણમાં હું બીરાજમાન થઇ હતી. આંહિ સુધી તો મારો દરજ્જો બરાબર સચવાયો પણ જ્યારે વાસણમાં ગયા પછી માણસોએ મને હાથમાં લઇ મોઢામાં નાંખી ત્યારથી મારી કિમ્મત ઘટવા લાગી. હાડકાંના દાંત વચ્ચે ચવાઇ એટલે તો હું કિમ્મત વગરની બની અને ગળામાં થઇ જઠરમાં પહોંચી એટલે તો મને તદ્દન ઉતારી નાંખવામાં આવી. અરેરે ! આજે એક દિવસ-રે એક દિવસ પણ પુરો નહિ, માત્ર ચાર આઠ કલાક મેં માણસની સોબત કરી તેમાં મારૂં સ્વરૂપ તદ્દન બદલાઇ ગયું. કાલે હું પવિત્ર ગણાતી હતી, તે જ હું આજે અપવિત્ર થઈ, કાલે સુગંધ આપનારી હું હતી, તે આજે દુર્ગંધ આપનારી થઇ, કાલે મારો દેખાવ ઘણો જ સુંદર હતો, તેનો આજે ખરાબ દેખાવ થઇ ગયો. કાલે માણસો હોંસે હોંસે મને લેતા અને મોઢામાં નાંખતા, તેને બદલે આજે મારા સ્પર્શથી લોકો અભડાય-અપવિત્ર થાય છે ! હત ત્હારી ! ! મારી આ દશા લાવનાર કોણ ? માણસનું શરીર કે બીજું કોઇ ? મેં જ્યારે માણસના શરીરનું પોષણ કર્યું ત્યારે શરીરે તેના બદલામાં મારૂં સ્વરૂપ બગાડી નાંખ્યું. ત્યારે કહો હવે ખરાબ કોણ ? હું ખરાબ કે શરીર ખરાબ ? શરીરને હું બગાડું છું કે મને શરીર બગાડે છે ? આટલું બોલી મહાત્મા અટક્યા. જરી વિચાર કરી લોકોને પૂછવા લાગ્યા કે બોલો ભાઇ ! ખરાબ કોણ ? સૌ બોલ્યા કે 'શરીર.' મહાત્માએ કહ્યું, ભાઇ ! ત્યારે આટલો બધો કજીયો શાને ? જે વિષ્ઠાના છાંટાએ આ જંગ મચાવ્યો છે તેને બનાવનાર તો આ શરીર જ છે. વળી શરીરમાં તે હંમેશ ભરી રહે છે. વસ્ત્ર

ઉપર પડેલ છાંટા તો પાણીથી સાફ થઇ જશે, પણ અંદર ભરેલ તો કોઇ રીતે સાફ પણ નહિ થાય. ભાઇઓ ! આવા નિર્જીવ કારણથી ભ્રાતૃભાવ અને ઐક્યને તોડનારા આવા કજીઆ કરો નહિ. એટલું કહી મહાત્મા રસ્તે પડ્યા. કજીઓ શાંત થયો અને લોકો સૌ સૌને ઠેકાણે ગયા.

આ દૃષ્ટાંતથી જઠરનું કેવું સ્વરૂપ છે અને તેના સંગથી પવિત્ર વસ્તુઓ પણ કેવી અપવિત્ર બની જાય છે તે સારી પેઠે સમજાયું હશે. કવિ સુંદરદાસે એક સવૈયામાં શરીરનો ખરો ચિતાર આપ્યો છે.

( સવૈયો )

હાડકો પિંજર ચામ મઢ્યો પુનિ માંહિ ભર્યા મલ મૂત્ર વિકારા;
થુંક રૂ લાલ વહે મુખસેં પુનિ વ્યાધિ વહે નવ બારહિ દ્વારા;
માંસકી જીભસેં ખાત સબે દિન તા મતિમાન કરો ન વિચારા;
ઐસે શરીરમેં પેઠકે સુંદર કૈસે હિ કીજીયે શૌચ આચારા. ॥ ૧ ॥

ગમે તેવું કિમ્મતીમાં કિમ્મતી વસ્ત્ર નવામાં નવું હોય પણ તે એક વાર શરીર ઉપર ધારણ કરવામાં આવ્યું કે તેની કિમ્મત ઘટી જાય છે. કબાટમાં બાર માસ સુધી પડ્યું હોય તો તે બગડતું નથી પણ શરીર ઉપર એક વાર પહેરાયું કે તેની નવાં વસ્ત્ર તરીકેની કિમ્મત કોઇ નહિ આપે. આ તો રોગરહિત સ્વાભાવિક શરીરની સ્થિતિનું નિરીક્ષણ કર્યું. નીરોગી અવસ્થામાં સ્વભાવતઃ તેની આટલી અપવિત્રતા છે, તો રોગવાળી સ્થિતિમાં તો આના કરતાં પણ વધારે અપવિત્રતા થાય છે. જઠરમાં જો પાચનશક્તિ કંઇક મંદ થાય છે તો ખોરાક તેમાં વધારે બગડે છે. જેમ સડેલું ધાન્ય ગંધ મારે છે, તેમ જઠરમાં સડેલો ખોરાક દુર્ગંધ મારે છે. કરમીયાં શરમીયાં જેવા ઝીણા ઝીણા અપરિમિત જંતુઓ ઉત્પન્ન થાય છે. પાયખાનામાં ઝાડાની અને પેસાબની એટલી ભરતી થતી જાય છે કે ઘડીએ ઘડીએ, અરે– એક ઘડીમાં પાંચ દશ વાર ઝાડા કે પેસાબની હાજત થાય છે. પિત્તની વૃદ્ધિ થાય છે તો વારંવાર વમન થાય છે અને તેમાં રંગ બેરંગી ચિકણા દુર્ગંધી પદાર્થો નીકળે છે. કફની વૃદ્ધિ થતાં ચરબી વધે છે અને શરીરનાં અવયવો ફૂલી નીકળતાં બેડોળ લાગે છે. કોઢ નીકળે છે તો ચામડીનો રંગ

એમ કહે છે કે ગઇ કાલે હું કંદોઇની દુકાને બેઠી હતી, ત્યારે ઘણા માણસો મારી તરફ તાકી તાકીને જોતા હતા અને લેવાની તથા ખાવાની ઇચ્છા રાખતા હતા. પૈસા ખર્ચીને મને લેવાની માંગણી કરતા હતા, એટલી બધી મારી કિમ્મત હતી. જ્યારે કંદોઇના હાથમાંથી ગૃહસ્થના હાથમાં આવી ત્યારે પણ મારી કિમ્મત હતી કેમકે મને એક સારા ખુમચામાં રાખવામાં આવી હતી. આંહિ હું એટલી સુરક્ષિત હતી કે કોઇ ખરાબ માણસની મારા ઉપર નજર પડતી નહિ તેમ સ્પર્શ પણ થવા પામતો નહિ. ત્યારપછી મેમાનોની મીજમાનીમાં મારો ઉપયોગ થયો ત્યારે પણ સોના રૂપાના વાસણમાં હું બીરાજમાન થઇ હતી. આંહિ સુધી તો મારો દરજ્જો બરાબર સચવાયો પણ જ્યારે વાસણમાં ગયા પછી માણસોએ મને હાથમાં લઇ મોઢામાં નાંખી ત્યારથી મારી કિમ્મત ઘટવા લાગી. હાડકાંના દાંત વચ્ચે ચવાઇ એટલે તો હું કિમ્મત વગરની બની અને ગળામાં થઇ જઠરમાં પહોંચી એટલે તો મને તદ્દન ઉતારી નાંખવામાં આવી. અરેરે! આજે એક દિવસ-રે એક દિવસ પણ પુરો નહિ, માત્ર ચાર આઠ કલાક મેં માણસની સોબત કરી તેમાં મારૂં સ્વરૂપ તદ્દન બદલાઇ ગયું. કાલે હું પવિત્ર ગણાતી હતી, તે જ હું આજે અપવિત્ર થઈ, કાલે સુગંધ આપનારી હું હતી, તે આજે દુર્ગંધ આપનારી થઇ, કાલે મારો દેખાવ ઘણો જ સુંદર હતો, તેનો આજે ખરાબ દેખાવ થઇ ગયો. કાલે માણસો હોંસે હોંસે મને લેતા અને મોઢામાં નાંખતા, તેને બદલે આજે મારા સ્પર્શથી લોકો અભડાય-અપવિત્ર થાય છે! હત ત્હારી!! મારી આ દશા લાવનાર કોણ? માણસનું શરીર કે બીજું કોઇ? મેં જ્યારે માણસના શરીરનું પોષણ કર્યું ત્યારે શરીરે તેના બદલામાં મારૂં સ્વરૂપ બગાડી નાંખ્યું. ત્યારે કહો હવે ખરાબ કોણ? હું ખરાબ કે શરીર ખરાબ? શરીરને હું બગાડું છું કે મને શરીર બગાડે છે? આટલું બોલી મહાત્મા અટક્યા. જરી વિચાર કરી લોકોને પૂછવા લાગ્યા કે બોલો ભાઇ! ખરાબ કોણ? સૌ બોલ્યા કે 'શરીર.' મહાત્માએ કહ્યું, ભાઇ! ત્યારે આટલો બધો કજીયો શાને? જે વિષ્ઠાના છાંટાએ આ જંગ મચાવ્યો છે તેને બનાવનાર તો આ શરીર જ છે. વળી શરીરમાં તે હંમેશ ભરી રહે છે. વસ્ત્ર

ઉપર પડેલ છાંટા તો પાણીથી સાફ થઇ જશે, પણ અંદર ભરેલ તો કોઇ રીતે સાફ પણ નહિ થાય. ભાઇઓ ! આવા નિર્જીવ કારણથી ભ્રાતૃભાવ અને ઐકયને તોડનારા આવા કજીઆ કરો નહિ. એટલું કહી મહાત્મા રસ્તે પડયા. કજીઓ શાંત થયો અને લોકો સૌ સૌને ઠેકાણે ગયા.

આ દૃષ્ટાંતથી જઠરનું કેવું સ્વરૂપ છે અને તેના સંગથી પવિત્ર વસ્તુઓ પણ કેવી અપવિત્ર બની જાય છે તે સારી પેઠે સમજાયું હશે. કવિ સુંદરદાસે એક સવૈયામાં શરીરનો ખરો ચિતાર આપ્યો છે.

( સવૈયો )

હાડકો પિંજર ચામ મઢયો પુનિ માંહિ ભર્યા મલ મૂત્ર વિકારા;
થુ ક રૂ લાલ વહે મુખસેં પુનિ વ્યાધિ વહે નવ બારહિ દ્વારા;
માંસકી જીભસેં ખાત સબે દિન તા મતિમાન કરો ન વિચારા;
એસે શરીરમેં પેઠકે સુંદર કૈસે હિ કીજીયે શૌચ આચારા. ॥ ૧ ॥

ગમે તેવું કિમ્મતીમાં કિમ્મતી વસ્ત્ર નવામાં નવું હોય પણ તે એક વાર શરીર ઉપર ધારણ કરવામાં આવ્યું કે તેની કિમ્મત ઘટી જાય છે. કબાટમાં બાર માસ સુધી પડયું હોય તો તે બગડતું નથી પણ શરીર ઉપર એક વાર પહેરાયું કે તેની નવાં વસ્ત્ર તરીકેની કિમ્મત કોઇ નહિ આપે. આ તો રોગરહિત સ્વાભાવિક શરીરની સ્થિતિનું નિરીક્ષણ કર્યું. નીરોગી અવસ્થામાં સ્વભાવતઃ તેની આટલી અપવિત્રતા છે, તો રોગવાળી સ્થિતિમાં તો આના કરતાં પણ વધારે અપવિત્રતા થાય છે. જઠરમાં જો પાચનશક્તિ કંઇક મંદ થાય છે તો ખોરાક તેમાં વધારે બગડે છે. જેમ સડેલું ધાન્ય ગંધ મારે છે, તેમ જઠરમાં સડેલો ખોરાક દુર્ગંધ મારે છે. કરમીયાં શરમીયાં જેવા ઝીણા ઝીણા અપરિમિત જંતુઓ ઉત્પન્ન થાય છે. પાયખાનામાં ઝાડાની અને પેસાબની એટલી ભરતી થતી જાય છે કે ઘડીએ ઘડીએ, અરે— એક ઘડીમાં પાંચ દશ વાર ઝાડા કે પેસાબની હાજત થાય છે. પિત્તની વૃદ્ધિ થાય છે તો વારંવાર વમન થાય છે અને તેમાં રંગ બેરંગી ચિકણા દુર્ગંધી પદાર્થો નીકળે છે. કફની વૃદ્ધિ થતાં ચરબી વધે છે અને શરીરનાં અવયવો ફૂલી નીકળતાં બેડોળ લાગે છે. કોઢ નીકળે છે તો ચામડીનો રંગ

સફેદ કે રાતો બની જાય છે અને તે ડરામણો લાગે છે. પત્ત થાય છે તો ચામડીમાંથી પાણી સ્રવ્યા કરે છે અને ચામડી ખવાતી જાય છે. વળી તે ચેપી દરદ હોવાથી કોઈ માણસ તેનો સંગ કરતો નથી. ખરજવું, દાદર, ખસ વગેરે દરદો થાય છે તો તેનાથી આખા શરીરની ચામડી ખરાબ થઇ જાય છે. ફોલ્લા થઇ આવે છે તે પાકે છે અને તેમાંથી પરૂ નીકળે છે. કીડીયારૂં કે ગંભીર જેવાં દરદો થાય છે તો શરીરના તે ભાગને પછી તે ચામડી હોય કે હાડ હોય પણ તેને સડાવી નાંખે છે; આખર કાંતો તે ભાગ કાપવો પડે છે અને કાંતો આખા શરીરનો તેથી નાશ થાય છે. પાઠાં, ભગંદર, હરસ વગેરે રોગો પણ શરીરની તેવી જ ક્ષતિ કરે છે. સોજા થાય છે ત્યારે દેખાવ તદ્દન બદલાઇ જાય છે. આ સિવાય આંખ, કાન, નાક, ગળું, ફેફસાં, લીવર, આંતરડાં, ગર્ભ, મૂત્રાશય, ગુદા વગેરે અવયવોનાં અનેક દરદો છે કે જે તે તે અવયવનો નાશ કરવાની સાથે શરીરનું સ્વરૂપ બદલાવી નાંખે છે અને વખતે જીંદગીનો અંત આણે છે. દમ ક્ષય જેવા જીંદગીનાં જીવલેણ દરદો પ્રગટ થાય છે, ત્યારે સુંદરમાં સુંદર અને પુષ્ટમાં પુષ્ટ શરીર પણ ક્ષીણ થઇ જાય છે. આવા અનેક રોગો આ શરીરમાં ભર્યા છે. આખા શરીરમાં સાડા ત્રણ કરોડ રોમરાય છે અને એકેક રોમરાયે પોણા બબે રોગની સત્તા છે. સહજ નિમિત્ત મળતાં આ રોગો પૈકી અમુક રોગો ઉદ્ભવી નીકળે છે ત્યારે કોઇ વાર લાગતી નથી, એટલું જ નહિ પણ જ્યારે જરા અવસ્થા આવે છે ત્યારે વગર રોગે શરીરની સ્થિતિ બદલાઇ જાય છે, તેમાં વળી રોગો પ્રગટે ત્યારે તો પૂછવું જ શું? ખરૂં જ કહ્યું છે કે,

व्याघ्रीव तिष्ठति जरा परितर्जयन्ती ।
रोगाश्च शत्रव इव प्रहरन्ति देहम् ॥
आयुः परिस्रवति भिन्नघटादिवाम्भो ।
लोकास्तथापि विषयान्न परित्यजन्ति ॥ १ ॥

અર્થ—વાઘણની પેઠે તર્જના કરતી જરા અવસ્થા ખડી થાય છે. શત્રુઓની પેઠે રોગો શરીરને પ્રહાર માર્યા કરે છે. તળામાં છિદ્રવાળા ઘડામાંથી પાણીની માફક ક્ષણે ક્ષણે આયુષ્ય ઝરતું રહે છે. આવી સ્થિતિમાં

શરીરનો ટકાવ ક્યાંસુધી થઇ શકે તે સહજ સમજાય તેમ છે, છતાં આ-શ્ચર્ય છે કે લોકો વિષયોને છોડતા નથી. આ શરીર એક એવા ગુંચવાડા-ભરેલું યંત્ર છે કે તેની અંદરનો કોઇ ભાગ બગડી જાય છે તો મ્હોટા કારીગરો પણ તેને સુધારી શકતા નથી. વળી તે એક એવી વિચિત્ર ઘંટી છે કે જેમાં પવિત્ર પદાર્થો ઓરાય છે તે અપવિત્ર થઇ બહાર નીકળે છે. શરીરના કોઇ પણ ભાગમાંથી પવિત્ર વસ્તુ તો નીકળતી જ નથી. પુરૂષને નવ દ્વારે અને સ્ત્રીને બાર દ્વારે અશુચિ-અપવિત્ર પદાર્થો વહ્યા કરે છે. બીજાં ઘરોને વરસે કે પાંચ વરસે એકવાર સમરાવવાં પડે છે ત્યારે આ શરીરરૂપ ઘરને દિવસમાં બે ત્રણ વાર સમારવું પડે છે. સવારે ભર્યું બપોરે ખાલી અને બપોરે ભર્યું કે સાંજે ખાલી. એવી અખુટ ખાડ છે કે રોજ ને રોજ બે ત્રણ વાર તેમાં નાંખ્યા છતાં તે કદિ ભરાતી જ નથી. છતાં તે ખાડો પુરવાને માટે અનેક પાપકર્મો કરવાં પડે છે. આટલું છતાં પણ તે અપવિત્ર ને અપવિત્ર, અસ્થિર અને અસ્થિર, તો પછી આવા અસ્થિર અને અ-પવિત્ર શરીરમાં શું મોહ રાખવો ? તેનાથી તો જેટલો પરોપકાર થાય તે-ટલો જ લાભ છે. (૪૨ થી ૪૭.)

सनत्कुमारस्य शरीरम् ।

यस्य श्लाघा देवसभायां विबुधाग्रे ।
भूयोभूयो गोत्रभिदातीव कृतासीत् ॥
देहो ग्रस्तः सोपि चतुर्थस्य च सार्व-
भौमस्याहो षोडशरोग्या समकालम् ॥४८॥

**સનત્કુમાર ચક્રવર્તીનું શરીર.**

અર્થ—પહેલા દેવલોકના ઇન્દ્રે દેવતાઓની સભામાં જે શરીરના રૂપ અને સૌંદર્યની વારંવાર અગત્યની પ્રશંસા કરી હતી, અને જેનું લાવણ્ય જોવાને દેવતાઓ મર્ત્યલોક ઉપર આવ્યા હતા, તે સનત્કુમાર નામે ચોથા

ચક્રવર્તીનું અત્યન્ત સુંદર શરીર પણ એક ક્ષણ માત્રમાં યુગપત્ શ્વાસ, ખાંસી, કોઢ, ભગંદર વગેરે મ્હોટા મ્હોટા સોળ રોગોના બીજકથી વ્યાપ્ત થઇને વિનષ્ટ થયું. મહાપુણ્યના યોગથી પ્રાપ્ત થએલ ચક્રવર્તીના અતિલાવણ્યવાળા શરીરને પણ વિણસતાં વાર લાગી નહિ, તો પછી સામાન્ય શરીરને વિણસતાં શું વાર લાગશે? (૪૮)

**વિવેચન—**

परिज्जूरइ ते सरीरयं । केसा पंडुरया हवंति ते ॥
से सव्व बलेय हायई । समयं गोयम मा पमायए ॥ १ ॥
अरई गंडं विसूइया । आयंका विविहा फुसंति ते ॥
विवडइ विद्धंसइ ते सरीरयं । समयं..........॥ २ ॥

ઉ. અ. ૧૦ ગા. ૨૬-૨૭.

અર્થ—શરીર જીર્ણ થાય છે, કેશ સફેદ બને છે, સર્વ બળ ક્ષીણ થાય છે, માટે સમયનો પણ પ્રમાદ કર નહિ. ચિત્તનો ઉદ્વેગ, વાયુવિકાર, લોહિવિકાર, અતિસાર વગેરે અનેક રોગો શરીરને સ્પર્શે છે ત્યારે શરીરની ક્ષીણતા થાય છે. જો વધારે પ્રમાણમાં રોગો સ્થિતિ કરે છે તો શરીરનો વિધ્વંસ થાય છે માટે થોડો પણ પ્રમાદ કર નહિ.

" रूपे जराया भय " એ ભર્તૃહરિના વાક્યમાં જે ન્યૂનતા છે તે ન્યૂનતા ઉપલા વાક્યમાં નથી. તેમાં બતાવ્યું છે કે રૂપવિધ્વંસ અને શરીરવિધ્વંસને માટે માત્ર જરા અવસ્થાનો જ ભય નથી પણ રોગોનો પણ ભય છે. જરા અવસ્થા નિયત કાળે જ આવે છે ત્યારે રોગો તો ગમે તે સમયે આવી ઉભા રહે છે અને શરીરને ધમધમાવી શરીરસૌંદર્યનો નાશ કરે છે. જરા અવસ્થા એક છે, ત્યારે રોગો ૬૧૨૫૦૦૦૦ છે. જરા શરીરને ધીમે ધીમે ધસાવે છે ત્યારે પ્રચંડ રોગો એકદમ શરીરનું સત્ત્વ ચુસી લે છે. ખરી રીતે જરા અને રોગો બન્ને શરીર અને શરીરસૌંદર્યનો વિનાશ કરનારા છે. જ્યારે રોગોનો પ્રકોપ થાય છે ત્યારે તેની સ્હામે રાજ્યસંપત્તિ, સૈન્યબળ, મ્હોટા વૈદ્યો અને હકીમોની હાજરી, રૂપ કે બળ, કોઈ પણ રક્ષણ કરી શકતું

નથી. ચોથા સનત્કુમાર ચક્રવર્તીનું શરીરસૌંદર્ય અનુપમ હતું. પણ તે રોગોથી કેવી રીતે વિશીર્ણ-ક્ષીણ થઇ ગયું ?

**દૃષ્ટાંત**—ભરતક્ષેત્રના બાર ચક્રવર્તીઓ પૈકી ચોથા ચક્રવર્તી સનત્કુમારની રાજધાની કુરૂજંગલ દેશમાંના હસ્તિનાપુરમાં હતી. પૂર્વના પુણ્યોદયથી તેનું શરીર એવું તો સુંદર અને રમણીય હતું કે તેના વર્ણન માટે લેખકની લેખિની સમર્થ નથી, વક્તાની જીહ્વામાં તેટલું બળ નથી કે તેના સૌંદર્યનું યથાવત્ બ્યાન કરી શકે, ચિતારાની પીંછીમાં તેટલું સામર્થ્ય નથી કે તેનું લાવણ્ય પુરેપુરૂં આલેખી શકે; કિંબહુના શક્રેંદ્રે સુધર્મસભામાં તેના રૂપની અત્યન્ત પ્રશંસા કરી કે મનુષ્યલોકમાં માણસો ઘણા થયા અને થશે, પણ સનત્કુમાર ચક્રવર્તીના જેવું રૂપ તો न भूतो न भविष्यति–થયું નથી અને થશે નહિ. સભામાંના બે દેવતાઓને આ અતિશયોક્તિ લાગી. શક્રેદ્રનો પૂર્વ ભવનો તે સંબધી હશે તેથી તેનાં વખાણ કરે છે એમ તેમને જણાયું. આ વાત શક્રેંદ્રના જાણવામાં આવવાથી તે બે દેવતાઓને શક્રેદ્રે સંમતિ આપી કે જો તમને ખાત્રી ન આવતી હોય તો જાઓ નજરે તપાસી જુઓ અને ખાત્રી કરો કે હું કહું છું તેવું રૂપ છે કે નહિ ? તથાસ્તુ, એમ કહી બે દેવો ત્યાંથી ભરતખંડમાં આવ્યા. વૃદ્ધ મનુષ્યનું રૂપ ધારણ કરી નગરીમાં પ્રવેશ કર્યો. ચક્રવર્તીની સંમતિથી દરવાને તે બે જણને રાજમહેલમાં જવા દીધા. ચક્રવર્તીની સન્મુખ ઉભા રહી ઘણા પ્રેમથી શરીરસૌંદર્ય જોવા લાગ્યા. ચક્રવર્તીએ પૂછ્યું કે તમે ક્યાંના રહીશ છો? શા હેતુથી અત્રે આવ્યા છો ? વૃદ્ધ બોલ્યા; અમે દૂર દેશના રહેવાસી છીએ. રસ્તામાં ચાલતાં પગારખાંની જોડો ઘસાઇ ગઇ તેના કકડાની આ પોટલીઓ બાંધી છે, તે ઉપરથી આપ અનુમાન કરો કે અમે કેટલે દૂરથી આવીએ છીએ. એટલે દૂરથી આંહિ આવવાનું કારણ બીજું કાંઇ નહિ પણ માત્ર આપનું રૂપ જ છે. સાહેબ ! આપનું એટલું ઉત્કટ રૂપ છે કે અમારા દેશમાં આપના રૂપની થતી પ્રશંસા અમોએ સાંભળી પણ અમને પ્રશંસાના તે શબ્દો ઉપર પુરેપુરો વિશ્વાસ ન બેઠો. પ્રશંસકનો પ્રશસ્યની સાથેનો પૂર્વ સંબંધ કલ્પી અમો તે શબ્દોને અતિશયોક્તિ માનવા લાગ્યા. તેથી નજરોનજર

જોઇને ખાત્રી કરવા અમો અમારા દેશથી નિકળી આંહિ આવ્યા. આપનું રૂપ જોયું તો અમને ખાત્રી થઇ કે જેવી પ્રશંસા સાંભળી તેવું જ તમારૂં રૂપ છે. તેવી જ સુંદર આકૃતિ છે. તેવી જ મનોહર છબી છે. તેવું જ જોનારની આંખોને આંજી નાંખનારૂં લલાટનું તેજ છે. તેવાં જ ગુલાબી ગાલ છે, અને આખા જગતના લાવણ્યને સંગ્રહી રાખનાર તેવું જ આપનું મનોહર મુખકમળ છે. આ પ્રશંસા સાંભળી ચક્રવર્તીના મનમાં ગર્વનો અંકુર ઉત્પન્ન થયો કે આટલે દૂર પણ મારા રૂપની પ્રશંસા થઇ રહી છે તો ખરેખર મારૂં રૂપ ઉત્કૃષ્ટ છે. ગર્વના આવેશમાં તેણે કહ્યું કે, અરે ઓ પરદેશીઓ! તમો આ વખતે મારૂં રૂપ જોઇને શું આશ્ચર્ય પામો છો ? હજુ તો મેં હમણાં જ મર્દન કરાવ્યું છે તેથી શરીર ખેળે ભર્યું છે, સ્નાન કર્યું નથી, સારાં વસ્ત્રો આભૂષણો પહેર્યાં નથી. અત્યારે જોવામાં શું મજા આવે ? ખરેખરૂં રૂપ જોવું હોય તો જ્યારે સ્નાન મજ્જન કરી વસ્ત્રો આભૂષણો પહેરી રાજસભામાં સિંહાસન ઉપર બેસું ત્યારે ત્યાં આવીને મારા રૂપની ખૂબી જુઓ. હું ધારૂં છું કે તે વખતે તો તમો ચકિત થઇ જશો. પરદેશીઓએ કહ્યું, બહુ સારૂં. વખતપર રાજસભામાં અમો હાજર થઇશું, પણ આપના માણસો ત્યાં આવતાં અમને અટકાવે નહિ તેવી ભલામણ કરાવશો. એટલું કહી પરદેશીઓ ત્યાંથી રાજાએ દર્શાવેલે ઉતારે ગયા. આજે પરદેશી માણસો રૂપ જોવા આવવાના છે માટે સરસ શૃંગાર સજું એમ ધારી ચક્રવર્તી સારામાં સારો પોશાક અને ઉંચામાં ઉંચાં આભૂષણો પહેરી રાજસભામાં આવી સિંહાસનપર આરૂઢ થયા. એક માણસે ઉપર છત્ર ધારણ કર્યું છે. બે બાજુએ બે માણસો ચામર ઢાળે છે. ક્રમસર લાઇનબંધ બીજા રાજાઓ અમાત્ય મંત્રી અમલદારો શેઠ સાહુકારોથી સભા ચિક્કાર ભરાઇ ગઇ છે એટલામાં પેલા પરદેશીઓ આવી પુગ્યા. ચક્રવર્તીની નજીકમાં તેમને બેસાડવાની તરત ગોઠવણ થઇ. તેઓ સન્મુખ રહી બારીકાઇથી આંતરિક શરીરસૌંદર્ય તપાસવા લાગ્યા તો તેમને અવનવો ફેરફાર થએલો માલમ પડયો. આટલા વખતમાં આટલો બધો કેમ ફેરફાર થયો ? આશ્ચર્યથી તેઓએ માથું ધુણાવ્યું.

ચક્રવર્તી—઼ઓ પરદેશીઓ ! કહો કે આ સમયે કેવું રૂપ ?

પરદેશી—તે વખતના રૂપમાં અને આ વખતના રૂપમાં તો મેરૂ સરસવ જેટલો તફાવત છે.

ચક્રવર્તી—એમાં શું નવાઇ ? તે વખતની શરીરની સ્થિતિ અને આ વખતની શરીરની સ્થિતિમાં પણ ઘણો જ ફેર છે.

પરદેશી—અરે સાહેબ ! અમે કહીએ છીએ તેથી ઉલટું આપ સમજ્યા. તે વખતનું રૂપ તો ઘણું જ સારૂં હતું. આ વખતે તેવું સારૂં રૂપ નથી.

ચક્રવર્તી—કેમ, આ રૂપના વિસ્મયમાં તમારી બુદ્ધિ ભ્રમિત થઇ ગઇ છે ?

પરદેશી—નહિ સાહેબ નહિ ! અમારી બુદ્ધિ બરાબર ઠેકાણે છે. તે વખતે તમારૂં શરીર નીરોગી હતું, બહાર અને અંદર અત્યંત સુંદર હતું, પણ આ વખતે તે બદલાઇ ગયું. માત્ર બહારથી જ સુંદર લાગે છે પણ અંદરખાને બગડી ગયું છે. સમકાળે-એકીસાથે મ્હોટા સોળ રોગો તમારા શરીરમાં ઉત્પન્ન થઇ ચુકયા. આપને અમારાં વચન ઉપર ખાત્રી ન હોય તો આપ પરીક્ષા કરી જુઓ. એક સોનાની થાળીમાં પાનની પિચકારી નાંખી ઘડી વાર તેને ઢાંકીને પછી જુઓ એટલે ખબર પડશે.

સનત્કુમારે તે પ્રમાણે કરી જોયું તો પિચકારીમાં સૂક્ષ્મ જંતુઓ વિચિત્ર રંગનાં ઉત્પન્ન થયેલાં જોવામાં આવ્યાં. તે ઉપરથી ચક્રવર્તીને જણાયું કે મેં રૂપનો ગર્વ કર્યો, તેનું આ પરિણામ આવ્યું. જે રૂપ ઉત્કૃષ્ટ સુંદર અદ્વિતીય હતું તે જ્યારે એક ક્ષણમાં બગડી ગયું, એક પળમાં જ્યારે આ શરીર રોગથી વ્યાપ્ત થઇ ગયું, ત્યારે આ શરીર ઉપર શું આધાર રાખવો ? ધિક્કાર હો આ શરીરના સૌંદર્યને, તેમ ધિક્કાર હો આ શરીર ઉપર થતા મોહને અને ધિક્કાર હો આ રાજ્યસંપત્તિને કે જે એક ક્ષણમાં વિનાશ પામે છે ! આ પ્રસંગના વૈરાગ્યથી ચક્રવર્તીએ સંસારનો ત્યાગ કર્યો. દીક્ષા અંગીકાર કર્યા પછી રાણીઓ, કારભારીઓ, અમીર, ઉમરાવો સંસારમાં પાછા લાવવાની લાલસાથી સનત્કુમારની પછવાડે છ માસ સુધી ફર્યાં, પણ તેમણે તેમની સ્હામે પણ જોયું નહિ. અંતે નિરાશ થઇને સધળાં પાછાં

કર્યો અને સનત્કુમાર મુનિ રોગોની વેદના શાંત ભાવથી સહન કરતા તપસ્યા કરવા લાગ્યા. સાતસો વરસ સુધી રોગોના આવિર્ભાવમાં તેમણે તપસ્યા કરી, તેથી આમર્ષૌષધિ, વિપ્રૌષધિ, ખેલૌષધિ, જલ્લૌષધિ, સર્વૌષધિ વગેરે લબ્ધિઓ ઉત્પન્ન થઈ. એકદા પુનઃ ઇંદ્ર મહારાજે તેની ધીરજ અને સહનશીલતાનાં વખાણ કર્યા. પહેલાં બે દેવતાઓ ઇંદ્રની સંમતિ લઇ સનત્કુમારની ધીરજની પરીક્ષા કરવા વૈદ્યને રૂપે સનત્કુમાર મુનિ જ્યાં તપ કરે છે તે વનમાં આવ્યા. સનત્કુમાર મુનિની આસપાસ આંટા ફેરા દેવા લાગ્યા. મુનિએ પૂછ્યું, કેમ તમે આંહિ ભ્રમણ કરો છો? વૈદ્યોએ કહ્યું, અમે વૈદ્ય છીએ. અમારી પાસે દરેક જાતની દવા છે. તમારા શરીરમાં આટલા બધા રોગો છે તો તેની દવા કરાવો. અમે પૈસાના લાલચુ નથી. પરોપકાર અર્થે મફત દવા કરીએ છીએ, તેથી કોઇ રીતે તમારા મનમાં શંકા ન રાખતાં અમારી પાસે દવા કરાવો. સનત્કુમાર મુનિએ કહ્યું, અહો! વૈદ્યો તમે કયા દર્દની દવા કરો છો? આંતરિક દર્દોની કે બાહ્ય દર્દોની? શરીરનાં દર્દોની કે આત્માનાં દર્દોની? વૈદ્યોએ કહ્યું, શરીરનાં દર્દોની—બાહ્ય દર્દોની. મુનિએ કહ્યું કે તે દર્દો મટાડવાં તો બહુ સહેલાં છે. જુઓ આ થુંકથી પણ તે મટી શકે છે. એમ કહી પોતાનું થુંક લઇ શરીરના એક ભાગ ઉપર ચોપડ્યું કે તે ભાગ સુવર્ણવરણો થઇ ગયો. હે વૈદ્યો! શરીરનાં દર્દો કરતાં આત્માનાં દર્દો મટાડવાં મુશ્કેલ છે કારણકે તે ઘણા વખતથી વળગેલાં છે અને બહુ હેરાન કરે છે. તે દર્દો જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મો મટાડવાની દવા તમારી પાસે હોય તો આપો, હું તેનું સેવન કરૂં. વૈદ્યોએ કહ્યું, તે રોગ તો અમને પણ પીડે છે. તેની દવા અમારી પાસે નથી. એટલું કહી મુનિની પ્રશંસા કરી, ધીરજનાં વખાણ કરી ચાલ્યા ગયા. સનત્કુમાર મુનિ ઘણા વરસ સુધી સંયમને આરાધી એક માસનો સંથારો કરી કેવળ જ્ઞાન પામી સમાધિ પરિણામે કાળધર્મ પામી મોક્ષે ગયા. આ દૃષ્ટાંત ઉપરથી શરીરની નશ્વરતા અને રોગગ્રસ્તતા જણાય છે. આ ક્ષણભંગુર શરીરમાંથી પણ સનત્કુમારે જેમ સાર ખેંચ્યો, તેમ શરીર ઉપર મોહ ન રાખતાં પરોપકાર, વ્રત, નિયમ, તપ, જપ કરી તેમાંથી સાર ખેંચવો. (૪૮).

षष्ठभावनाया उपसंहारः ।

**ज्ञात्वा गर्ह्यं फल्गुपदार्थाचितकायं ।**
**मुक्त्वा मोहं तद्विषयं भोगनिकायम् ॥**
**लब्धुं लाभं मानवतन्वा कुरु कामं ।**
**धर्मं ज्ञानध्यानतपस्यामयमर्हम् ॥४९॥**

**છઠી ભાવનાનો ઉપસંહાર.**

**અર્થ**—હે ભદ્ર ! નિઃસાર-તુચ્છ પદાર્થોથી ભરેલા આ શરીરને નિન્દ્ય અને તુચ્છ જાણી તેના ઉપરનો અંધ પ્રેમ-મોહ છોડી વિષયભોગની વાસનાને કમી કરી અથવા જડમૂળથી ઉખેડી નાંખી માનવદેહમાંથી આત્મશ્રેય અને મોક્ષપ્રાપ્તિરૂપ ઉત્તમ લાભ મેળવવાને જ્ઞાની પુરૂષોએ બતાવેલ જ્ઞાન, ધ્યાન અને તપોમય ઉત્તમ ધર્મ સેવ, કે જેથી કર્મબંધનો તૂટે અને ભવભ્રમણ છૂટે. ( ૪૯ )

**વિવેચન**—ભગવતી સૂત્રના નવમા શતકના ૩૩ મા ઉદ્દેશામાં જમાલી ક્ષત્રિય કુમાર પોતાની માતા આગળ શરીરનું વર્ણન કરતાં કહે છે કે—

एवं खलु अम्मयाओ माणुस्सगं सरीरं दुखाययणं विविहवाहि सयसंनिकेयं अट्ठिकट्ठट्ठियं छिराएहारु जालउवणद्धसंपिणद्धं मट्टियभंडं व दुव्वलं असुइसंकिलिट्ठं अणिठ्ठविय सव्वकालसंठप्पयं जराकुणिम जज्जरघरं च सडणपडणविद्धंसणधम्मं पुव्विं वा पच्छा वा अवस्सं विप्पजहियव्वं भविस्सइ ॥

અર્થ—હે માતા ! મનુષ્યનું શરીર દુઃખનું સ્થાન છે, હજારો વ્યાધિઓ ઉપજવાની ભૂમિ છે, હાડકારૂપ કાષ્ઠને આધારે ટકે છે, નાડીઓ અને નસોથી વિંટાયેલું છે, માટીના કાચા વાસણ જેવું દુર્બલ છે, અશુચિમય-અપવિત્ર પદાર્થોથી ભરેલું છે, સર્વદા અનવસ્થિત છે, જરા અને મૃત્યુનું જર્જરિત ઘર છે, સડવાનો, પડવાનો અને વિધ્વંસ-પામવાનો જેનો સ્વભાવ છે, પહેલાં કે પછી અવશ્ય એક વાર છુટવાનું છે. ઉપરના વાકયમાં શરીરની આંતરિક

સ્થિતિનો ખરો ચિતાર આપ્યો છે. નિઃસાર-તુચ્છ અને અપવિત્ર પદાર્થોથી ભરેલા આ શરીરમાં કસ્તુરી, કેસર, ચંદન, અર્ગજા જેવા સુગંધિ પદાર્થો નથી તેમજ સુવર્ણ, મોતી, માણેક, લીલમ અને પાના જેવા દેખાવડા સુંદર પદાર્થો પણ નથી; કિન્તુ હાડ, માંસ વગેરે અસાર અને અપવિત્ર પદાર્થો ભર્યા છે. તેની વચ્ચે આત્માને નિવાસ કરવો એ પણ એક દુઃખનું કારણ છે. જાજરૂમાં કે ગંદકીવાળા સ્થાનમાં રહેવું તે કોને ગમે ? દુઃખનું બીજું કારણ શરીરની અનિત્યતા છે. જે વસ્તુ ઇષ્ટ માની લીધી છે, તે વસ્તુને ઘસારો લાગતાં કે તેનો નાશ-વિયોગ થતાં માણસને દુઃખ થાય એ સ્વાભાવિક છે. यदुक्तम्—

जे केइ सरीरे सत्ता, वण्णे रूवे य सव्वसो ॥
मणसा कायवक्केणं, सव्वे ते दुखसंभवा ॥ १ ॥

ઉ. અ. ૬. ગા. ૧૨.

અર્થ—જે કોઇ માણસો શરીરમાં કે તેના રૂપ-લાવણ્યમાં અતિ મોહ-આસક્તિ મને વચને અને કાયાયે કરી રાખે છે તે સર્વેને અંતે દુઃખના ખાડામાં ઉતરવું પડે છે.

देहे विमुह्य कुरुषे किमघं न वेत्सि ।
देहस्थ एव भजसे भवदुःखजालम् ॥
लोहाश्रितो हि सहते घनघातमग्नि-
र्बाधा न तेऽस्य च नभोवदनाश्रयत्वे ॥ १ ॥

અધ્યાત્મ-કલ્પદ્રુમ.

અર્થ—હે ભદ્ર ! દેહમાં મોહ પામીને તેને માટે વિષયાસક્ત બની તું શું પાપકર્મ કરે છે ? હને ખબર નથી કે આત્મા દેહમાં રહીને જ સંસારના દુઃખને અનુભવે છે ? જેમ અગ્નિ લોહનો સંગી ન થાય તો તેને ઘનના ઘા ખમવા પડતા નથી, પણ લોઢાનો આશ્રય કરે છે ત્યારે તેને ઘનના ઘા ઝીલવા પડે છે; તેમ અગ્નિ જેવા તેજસ્વી આત્માને શરીરરૂપ લોહનો સંગ ન હોય પણ આકાશની પેઠે નિર્લેપતા-અનાશ્રિતપણું હોય તો કોઇ જાતની બાધા-પીડા તેને ખમવી ન પડે. ઉત્તરાધ્યયન અને અધ્યાત્મ-કલ્પદ્રુમના પદ્યમાં

શરીરની આસક્તિ દુઃખનાં સબલ કારણરૂપે દર્શાવી છે. હરિણ સ્વર–શબ્દની આસક્તિમાં, પતંગીઉં રૂપની આસક્તિમાં, ભમરો ગંધની આસક્તિમાં, માછલું સ્વાદની આસક્તિમાં અને હાથી સ્પર્શની આસક્તિમાં પોતાના પ્રાણ ગુમાવે છે. એકેક ઇંદ્રિયની આસક્તિમાં તેઓને વિટંબના થાય છે, ત્યારે જે પાંચે ઇંદ્રિયો સાથે શરીર ઉપર આસક્તિ રાખે તેને પરિણામે વિટંબનામાં–દુઃખમાં ઉતરવું પડે એ કાંઇ નવાઇ જેવું નથી. માટે જ કહ્યું કે " भुक्त्वा मोहं. " ભોગો ઘણા ભોગવ્યા છે. દેવતાના ભવમાં પલ્યોપમ અને સાગરોપમ સુધી દિવ્ય ભોગો વિલસ્યા, તોપણ તૃપ્તિ તો થઇ નહિ, ત્યારે મનુષ્યના સ્વલ્પકાલીન તુચ્છ ભોગથી શું તૃપ્તિ થવાની હતી ? જ્યાંસુધી મોહને ખસેડવામાં ન આવે ત્યાંસુધી ભોગોથી તૃપ્તિ કે સંતોષ કદિ પણ ન થાય, પણ મોહને દૂર કરે તો જ સંતોષ થાય; અને સંતોષ–તૃપ્તિ થયા વિના ચિત્તવૃત્તિ ધર્મમાં સ્થિર થતી નથી, જ્ઞાન ધ્યાનમાં ચિત્ત ચોંટતું નથી અને તપસ્યા થઇ શકતી નથી; અને તે ન થાય ત્યાંસુધી કર્મથી છુટકારો મેળવી મોક્ષની પ્રાપ્તિ થઇ શકતી નથી. જો આ જીંદગીમાં મોક્ષની નિઃસરણી ગુણ–શ્રેણી ઉપર ચડવાનું ન બની શકે તો પછી આવી તક મળવાની પુનઃ આશા પણ ન રાખી શકાય, કેમકે " माणुस्सं खलु दुल्लहं " મનુષ્ય જીવન મળવું દુર્લભમાં દુર્લભ છે. તેનો વ્યય ખાવા પીવામાં, શરીરને શણગારવામાં કે મોજ શોખ–વિષયો ભોગવવામાં જ થઇ જાય તો મનુષ્યજીવનનો જે લાભ મેળવવો જોઇએ તે મળી શકે નહિ; એટલા માટે કહ્યું કે " लद्धुं लाभं " इत्यादि. માનવ શરીરનો લાભ સમાજસેવા, દેશસેવા, ધર્મસેવા અને આત્મસેવા બજાવવી એ જ છે. આ જીવનમાં જેટલી સેવા બજાવી શકાય તેટલો જ જીવનનો લાભ છે. તે લાભ લીધા વિના માત્ર ટાપટીપ કરવામાં કે શરીરને પોષવામાં જ સર્વ શક્તિઓનો ઉપયોગ કરવામાં આવે તો તેથી અમરતા તો મળવાની નથી. સુંદર કે અસુંદર, પુષ્ટ કે અપુષ્ટ, બળવાન્ કે દુર્બળ ગમે તેવું શરીર હશે તોપણ અંતે તો રાખમાં કે માટીમાં તે મળવાનું છે. દલપતરામે ખરૂં જ કહ્યું છે કે " રાખ થશે રણમાં બળીને બધી, કંચનના સરખી શુભ કાયા. " બીજા એક વિદ્વાને પણ કહ્યું છે કે—

કિતને મુફલીસ હો ગયે, કિતને તવંગર હો ગયે,
ખાખમેં જબ મીલ ગયે, દોનું બરાબર હો ગયે. ॥ ૧ ॥

જ્યારે આ શરીરની વર્તમાન સ્થિતિ અપવિત્રતાથી ભરેલી છે અને ભવિષ્યની સ્થિતિ નાશ પામવાની છે, ત્યારે તેવા શરીર ઉપર મોહ રાખી વિષયોમાં ફસાઇ રહી અમૂલ્ય તકને ગુમાવે તે ડાહ્યો નહિ પણ મૂર્ખ જ ગણાય. કયો સુજ્ઞ માણસ આવી જાતની મૂર્ખતા પસંદ કરે? કોઇ નહિ. સુજ્ઞ માણસ તો અશુચિ ભાવનાથી શરીરની આંતરિક સ્થિતિનો વિચાર કરી તેનાથી શ્રેયઃ સાધવાનો જ પ્રયત્ન કરશે. (૪૯)



# (૭) आश्रव भावना.

[ શરીરને સંગે રહેલા આત્માની મોહદશામાં કર્મનો પ્રવાહ કેવી રીતે આત્મામાં દાખલ થાય છે તે આ ભાવનામાં બતાવવામાં આવશે ]

## भुजंगप्रयातवृत्तम् ।

मुख्याश्रवो मिथ्यात्वम् ।

पटोत्पत्तिमूलं यथा तन्तुवृन्दं ।
घटोत्पत्तिमूलं यथा मृत्समूहः ॥
तृणोत्पत्तिमूलं यथा तस्य बीजं ।
तथा कर्म्ममूलं च मिथ्यात्वमुक्तम् ॥५०॥

### આશ્રવનો મુખ્ય ભેદ મિથ્યાત્વ.

અર્થ—પટ-વસ્ત્રની ઉત્પત્તિમાં જેમ તન્તુનો સમૂહ મુખ્ય કારણ છે, ઘડાની ઉત્પત્તિમાં જેમ માટીનો સમૂહ મુખ્ય કારણ છે, અને જમીન ઉપર જે અસંખ્ય તરણાં ઉગે છે તેનું મૂળ કારણ જેમ તેનું બીજ છે, તેમ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય આદિ કર્મની ઉત્પત્તિ અને તેનો વિસ્તાર વધવામાં મુખ્ય કારણ શાસ્ત્રવેત્તાઓએ મિથ્યાત્વ કહ્યું છે. અથાત્ આત્મપ્રદેશમાં કર્મને આવવાનાં જે દ્વાર તે આશ્રવ પાંચ છે, તેમાં પહેલે નંબરે મિથ્યાત્વરૂપ આશ્રવ છે. ( ૫૦ )

વિવેચન—આત્માને તળાવરૂપ માનીએ તો આશ્રવને ગરનાળા—પાણી આવવાના દ્વારરૂપ કહી શકીએ. જો આત્માને એક હવેલીરૂપે કલ્પીએ તો પ્રકાશ અને હવાને આવવા દેનાર બારી બારણાંને સ્થાને આશ્રવની કલ્પના કરી શકાય, અથવા આત્માના કાર્મણ શરીરની એક કોઠાર તરીકે

કલ્પના કરીએ તો કોઠારમાં ધાન્ય નાંખવાના દ્વારને આશ્રવનું રૂપ આપી શકીએ. અનાદિ કાળથી આ કોઠારમાં કર્મરૂપ ધાન્યની આવક ચાલુ છે. જેમ કોઠારમાંથી એક તરફ ખાવા પુરતું ધાન્ય કહાડવામાં આવે છે, બીજી તરફ નવું ધાન્ય નંખાતું આવે છે. કોઠાર તો વખતે ખાલી પણ થઇ જાય કેમકે તેની આવક ચાલુ રહેતી નથી અને જાવક ચાલુ હોય છે; પણ કાર્મણ શરીર-કર્માશયરૂપ કોઠારમાં તો કર્મની આવક ચાલુ જ રહે છે. વિપાક યોગ્ય કેટલાંએક કર્મો ભોગવાય છે, તેટલી જાવક છે, ત્યારે સાધારણ રીતે આવક તેથી ઘણી વધારે રહે છે તેથી આ કોઠારને ખાલી થવાનો વખત આવતો નથી. એવા સંસ્કારી જીવો તો થોડા જ હોય છે કે જેની કર્મની આવક ઓછી થતાં કર્મના કોઠારને ખાલી થવાનો વખત આવી લાગે. હવેલીને બારી બારણાં ઘણાં હોય છે, તેમ કાર્મણ શરીરમાં કર્મને આવવાનાં દ્વાર પણ ઘણાં છે, પણ તેમાં પાંચ દ્વાર મુખ્ય છે. મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને અશુભ જોગ. ઉત્તરોત્તર પાંચ કાવ્યોમાં આ પાંચે દ્વારનું વર્ણન છે, તેમાં પ્રથમ આ કાવ્યમાં કર્મબંધના મુખ્ય કારણ રૂપે મિથ્યાત્વનું વર્ણન કરવામાં આવ્યું છે. મિથ્યાત્વદ્વાર જ્યાંસુધી ખુલ્લું હોય ત્યાંસુધી બીજાં દ્વાર બંધ થતાં નથી, કેમકે મિથ્યાત્વ એ બધામાં મુખ્ય છે. ૧-૨-૩-૪-૫ આ આંકડાઓમાં પ્રથમનો એકડો મુખ્ય છે; પાંચ આંકડાઓમાં તે દેખાય છે સૌથી ન્હાનો પણ તેની સત્તા અધિક છે. તે એકડો દશ હજારની સંખ્યાનો પ્રતિનિધિ છે. જો તેને ભુંસાડી નાંખવામાં આવે તો '૧૨૩૪૫' એ સંખ્યામાં દશ હજારનો ઘટાડો થાય છે, એટલે માત્ર ૨૩૪૫ રહે છે. બીજે નંબરે બગડો છે, તે બે હજારની સંખ્યાનો પ્રતિનિધિ છે. તેને ભુંસાડી નાંખતાં ૩૪૫ રહે છે. ત્રીજો આંકડો ત્રણુસેંને ઠેકાણે છે. તેને ભુંસાડતાં માત્ર ૪૫ રહે છે. ચોગડાને ભુંસાડતાં માત્ર પાંચ રહે છે, એટલે કે આગળ આગળના એકેક આંકને ભુંસાડતાં સંખ્યામાં મ્હોટો ઘટાડો થાય છે. તેવી રીતે એકડાને સ્થાને મિથ્યાત્વ, બગડાને સ્થાને અવિરતિ, ત્રગડાને સ્થાને પ્રમાદ, ચોગડાને સ્થાને કષાય અને પાંચડાને સ્થાને યોગ છે. આ પાંચે આશ્રવનાં પાંચે દ્વાર ખુલ્લાં હોય તો આત્માના કોઠારમાં એક ક્ષણે ૧૨૩૪૫

કર્મની વર્ગણાઓની આવક છે, એમ કલ્પના કરીએ તો તેમાંથી એકડારૂપ મિથ્યાત્વને કહાડી નાંખતાં દશ હજાર જેટલી આવક ઘટી જાય. બગડારૂપ અવિરતિના દ્વારને બંધ કરતાં ૧૨૩૪૫ માંથી બાર હજારની આવક ઓછી થઇ. ત્રગડારૂપ પ્રમાદને રોકતાં બાર હજાર ત્રણુસોની આવક ઘટી. ચોગડા રૂપ કષાયને રોકતાં માત્ર પાંચની જ આવક રહી. બાર હજાર ત્રણુસેં ને ચાલીસની આવક બંધ થઇ ગઇ. પાંચડારૂપ યોગને પણ રોકવામાં આવે તો કર્મની આવક સર્વથા અટકી જાય. ખરી રીતે તો એકેક સમયે કર્મની અનંતી વર્ગણાઓ કર્માશયમાં પ્રવેશ કરે છે. પણ મિથ્યાત્વ અવિરતિ વગેરે દ્વારોનું પરસ્પર તારતમ્ય સમજાવવાને ૧૨૩૪૫ એ સંખ્યા એક દૃષ્ટાંત તરીકે આંહિ કલ્પી છે. આ જીવને ભવભ્રમણ કરાવનાર કે સંસારસમુદ્રમાં ગોથાં ખવરાવનાર તરીકે જો કોઇએ વધારે ભાગ ભજવ્યો હોય તો તે મિથ્યાત્વ છે. ભૂતકાળમાં આત્માની વધારે નુકસાની મિથ્યાત્વે જ કરી છે અને વર્તમાનમાં પણ કર્મની આવક વધારી આત્માને દુર્ગતિના ઉંડા કુવામાં નાંખનાર પણ તે જ છે, તેથી આશ્રવનાં પાંચ દ્વારમાં તેનો નંબર પહેલો રાખવામાં આવ્યો છે. મિથ્યાત્વ શબ્દ જ મિથ્યાત્વની વ્યાખ્યા કેટલેક અંશે સમજાવે છે, તેથી મૂળ કાવ્યમાં તેની વિશેષ વ્યાખ્યા આપી નથી, પણ એટલું જ સમજાવ્યું છે કે "कर्ममूलं च मिथ्यात्वमुक्तम्" અર્થાત્ સર્વ કર્મબંધનું મૂલ મિથ્યાત્વ કહ્યું છે. મિથ્યાત્વ શબ્દનો યૌગિક અર્થ 'ખોટાપણું' એવો થાય છે, પણ આંહિ યોગરૂઢ અર્થ વિવક્ષિત છે એટલે ખોટી માન્યતા, ખોટી વાસના, ખોટી શ્રદ્ધા એ અર્થ આંહિ વિવક્ષિત છે. ખોટી શ્રદ્ધા કે ખોટી માન્યતા, મિથ્યાત્વ મોહનીય નામની એક મોહનીય કર્મની પ્રકૃતિ છે, તેના ઉદયથી થાય છે. આને લીધે જ અસત્ય તર્કો કુયુક્તિઓ અને ખોટી શંકાઓનો જન્મ થાય છે. જેમ કોઇને કમળાનો રોગ થાય છે ત્યારે તે રોગવાળો માણુસ ધોળી, કાળી, લાલ વગેરે સર્વ વસ્તુઓને પીળી પીળી જુએ છે, તેમ મિથ્યાત્વના ઉદયવાળાને ધર્મના સત્ય સિદ્ધાંતો અસત્ય લાગે છે. તેમાં કુતર્કો કરી ખોટી શંકાઓ ઉઠાવે છે. સત્યના પાયાને ઉથલાવી નાંખે છે. પોતે અસત્ય માર્ગે ચાલે છે અને બીજાઓને અસન્માર્ગે દોરે છે.

**દૃષ્ટાંત**—જમાલી સંસાર પક્ષે મહાવીર સ્વામીનો જમાઇ થતો હતો. તેણે ઉત્કટ વૈરાગ્યથી ૫૦૦ જણુ સાથે મહાવીર સ્વામી પાસે દીક્ષા લીધી. અગીયાર અંગ કે જે જૈન ધર્મનાં મુખ્ય આદર્શસુત્રો છે તેનો સારી રીતે અભ્યાસ કરી પોતાને સોંપાએલા પાંચસો સાધુઓ સાથે સાવર્થી નગરી તરફ વિહાર કરવાનો જમાલીએ વિચાર કર્યો. મહાવીર સ્વામીની અનુજ્ઞા માંગી, ત્યારે મહાવીર સ્વામી મૌન રહ્યા. હા કે નાનો કશો જવાબ વાળ્યો નહિ. બીજી વાર પૂછ્યું તોપણ કંઇ જવાબ ન આપ્યો. ત્રીજી વાર પણ જવાબ ન મળ્યો. જવાબ ન વાળવાનું કારણ એ હતું કે મહાવીર સ્વામી તેનો વિહાર શ્રેયસ્કારક જાણતા નહોતા. વિહારથી અશ્રેય થવાનું જાણી જવાની હા ન પાડી, તેમ જ ના કહેવાથી તેના મનમાં ખોટા વિચાર આવે અથવા આજ્ઞાનું ઉલ્લંઘન કરે એમ જણાયાથી ના ન પાડતાં મૌન રહેવાનો વચલો રસ્તો મહાવીર સ્વામીએ લીધો, તે શ્રેયાશ્રેયનો વિચાર કરીને જ લીધો. અસ્તુ. જમાલી તેથી અટક્યો નહિ. તમારી આજ્ઞા હોજો એમ પોતાને મુખે ઉચ્ચારી ૫૦૦ સાધુઓ સાથે ત્યાંથી વિહાર કર્યો. સાવર્થીએ પહોંચ્યા ત્યાં રસ્તામાં થયેલ અરસ નીરસ આહારથી જમાલીને દાધજ્વર રોગ થઇ આવ્યો. શરીરમાં બળતરાને લીધે અસહ્ય વેદના થવા લાગી. એકદા સુવાની પથારી પાથરવાને પોતાના શિષ્યોને કહ્યું. શિષ્યો પડિલેહણ કરી પથારી પાથરતા હતા, તેટલામાં જમાલીને બેસવાની શક્તિ ન રહેવાથી થોડો વિલંબ પણ અસહ્ય થઇ પડ્યો, એટલે શિષ્યોને પૂછ્યું કે કેમ પથારી કરી લીધી? શિષ્યોએ જવાબ દીધો કે ના હજી કરી લીધી નથી પણ કરીએ છીએ. થોડી વારને અંતરે બીજી ત્રીજી વાર પૂછ્યું તોપણ ઉપરનો જ જવાબ મળ્યો, તે ઉપરથી જમાલીનું મન શાસ્ત્રીય વિચાર ઉપર ચ્હડી ગયું કે મહાવીર સ્વામીનો તો એ સિદ્ધાંત છે કે જે કામ કરવા માંડ્યું તેને કર્યું કહીએ અને આ વર્તમાન વ્યવહારના અનુભવમાં તો તેથી જુદું જણાય છે. પથારી ક્યારની કરવા માંડી છે તોપણ તેઓ કહે છે કે હજુ કરી લીધી નથી પણ કરીએ છીએ. મહાવીરના સિદ્ધાંત પ્રમાણે તો પથારી કરતી વખતે પણ પથારી કરી એમ બોલવું જોઇએ, પણ તે એ શી રીતે સંભવે? પથારીના વ-

ર્તમાન કાળમાં ભૂતકાળ કેમ વપરાય ? વપરાય તો તેનો અર્થ જુદો જ થાય. જો મહાવીરના સિદ્ધાંત પ્રમાણે શિષ્યોએ પથારી પાથરી એમ કહ્યું હોત તો હું ત્યાં જાત અને સુવા માંડત, પણ ત્યાં મારે નિરાશ થવું પડત, કેમકે પથારી તો હજુ ચાલુ જ છે, થઇ રહી નહોતી. ત્યારે સત્ય શું ? વર્તમાન વ્યવહારનો અનુભવ સત્ય કે "कडेमाणे कडे–( क्रियमाणः कृतः )–કરવા માંડયું તેને કર્યું કહીએ" એ સિદ્ધાંત સત્ય ? સંશય અને શંકાનું બળ વધ્યું. મનની ડોલાયમાન સ્થિતિને પણ ઉલંઘી વિપર્યાસ–વિપરીત જ્ઞાન તરફ તેનું વલણ થયું. મિથ્યાત્વ મોહનીયનો પણ સાથે ઉદય થયો. મહાવીરના સિદ્ધાંતનું ખરૂં રહસ્ય શોધી કહાડવાની વિચારશક્તિ ઉપર મિથ્યાત્વનું આવરણ આવી જવાથી અવળે માર્ગે તેની બુદ્ધિ ચાલી. કુયુક્તિસંબદ્ધ કુબુદ્ધિએ અસત્ય તર્કો ઉત્પન્ન કરી મહાવીરના સિદ્ધાંતને ઉથલાવી પાડી નવીન સિદ્ધાંત શોધવાનો દાવો કરાવ્યો. આ નવીન શોધના હર્ષમાં વેદનાને પણ ભૂલી જઇ જમાલીએ સાધુઓને બૂમ પાડી પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું કે મહાવીર સ્વામીના સિદ્ધાન્તમાં પણ રહી ગયેલી એક ભૂલ મેં શોધી કહાડી છે. "चलमाणे चलिए–कज्जमाणे कडे" એ મહાવીરનો સિદ્ધાન્ત જુઓ પ્રત્યક્ષ વિરૂદ્ધ જણાય છે. હમણાં જ તમે પથારી કરતા હતા ત્યારે 'પથારી કરીએ છીએ' એમ કહ્યું પણ 'કરી' એમ ન કહ્યું. ગૌતમસ્વામી વગેરે કોઇને પણ આ સૂક્ષ્મ ભેદની ખબર ન પડી, તેની મને ખબર પડી. મને આજે આ વેદના સહન કરતાં વિશિષ્ટ જ્ઞાન પ્રાપ્ત થયું. જમાલીના આ શબ્દો સાંભળી કેટલાએક સમજદાર સાધુઓ જમાલીને કહેવા લાગ્યા કે તમારૂં આ કથન અભિમાનયુક્ત અને ઉંડી સમજણ વિનાનું છે. "चलमाणे चलिए" એ સિદ્ધાંત નિશ્ચયનયનો છે, તેને વ્યવહારનયમાં લાગુ પાડવાથી જ ઉપલો ઘોટાળો થાય છે. વણકરે લુગડાંનો એક તાકો તૈયાર કર્યો હોય ત્યારે તેટલું લુગડું વણાયાથી લુગડું વણાયું એમ કહી શકાય. વણવાની ક્રિયા જોકે ચાલુ છે, તે ક્રિયા વર્તમાન કાળમાં છે, તોપણ વણાયું તેટલા ભાગની અપેક્ષાએ ભૂતકાળ લાગી ચૂકયો. કોઇ પણ ક્રિયા અસંખ્યાત સમયવિના સિદ્ધ થતી નથી, તેથી એક ભાગમાં વર્તમાન અને

બીજા ભાગમાં ભૂતનો સમાવેશ થવાંથી વર્તમાનકાળ અને ભૂતકાળનું સામાનાધિકરણ્ય સંભવિત છે, તેથી હે જમાલી ! તમારે આ વિષયમાં શંકા રાખવી ઉચિત નથી. મહાવીરનો અનેકાંત સિદ્ધાંત અબાધિત છે. તમારી મિથ્યા બડાઇ અમારાથી કબુલ થાય તેમ નથી. મિથ્યાત્વ મોહનીયના ઉદયથી સત્ય ભાષણ જમાલીને રૂચ્યું નહિ. અભિમાનની ધુનમાં પોતાનો કક્કો જ ખરો કહેવડાવવા તેણે પ્રયત્ન કર્યો. કેટલાએક સાધુઓ તેની કુયુક્તિ જાળમાં ફસાયા અને બીજાઓ ત્યાંથી વિહાર કરી તેનાથી જુદા પડી મહાવીર સ્વામી પાસે ગયા. આ વખતે મહાવીર સ્વામી ચંપાનગરીએ બિરાજતા હતા. કેટલાક વખત પછી જમાલીને આરામ થયો. સાવર્થીથી વિહાર કરી તે ચંપાએ મહાવીર સ્વામીની પાસે આવ્યો અને તેણે કહ્યું કે, મહારાજ ! તમારા ઘણા શિષ્યોએ તમારાથી જુદો વિહાર કર્યો હશે પણ તેઓ છદ્મસ્થપણે જુદા પડયા અને છદ્મસ્થપણે પાછા આવ્યા પણ હું તો કેવળી થઇ આવ્યો. મિથ્યાભિમાનનાં ઉપલાં વચનો સાંભળી ગૌતમ સ્વામીએ બે પ્રશ્નો પૂછ્યા કે "જીવ શાશ્વતો કે અશાશ્વતો ? લોક શાશ્વતો કે અશાશ્વતો ?" આ બે પ્રશ્નોના ખુલાસા જમાલીથી બરાબર થયા નહિ ત્યારે તેનું પોકળ સર્વને સમજવામાં આવ્યું, તોપણ તેણે પોતાનો દુરાગ્રહ છોડયો નહિ. આખરે પોતાના મતને દૃઢપણે વળગી રહી પાંચ લાખ માણસોને પોતાના મત તરફ ખેંચી ઘણા વરસ સુધી ઉત્સૂત્રનો પ્રચાર કરી છેવટે પંદર દિવસનો સંથારો કરી લાગેલ દોષને આલોવ્યા વિના કાળધર્મ પામી તેર સાગરને આયુષ્યે કિલ્બિષી દેવ થયો. મિથ્યાત્વ મોહનીયના ઉદયથી દર્શનભ્રષ્ટ થયો તેથી તિર્યંચ મનુષ્ય અને દેવતા એ ત્રણ ગતિમાં ઘણો વખત તેને પરિભ્રમણ કરવું પડયું. જો તે દર્શનથી પતિત થયો ન હોત તો તેનું વૈરાગ્ય અને કરણી એવી હતી કે તરતમાં તેને મોક્ષ મળત, પણ મિથ્યાત્વથી પુનઃ પરિભ્રમણ કરવું પડયું. મિથ્યાત્વના યોગથી પ્રથમ બુદ્ધિમાં વિપર્યાસ થાય છે. તેથી તે કુદેવને દેવ અને દેવને કુદેવ, કુગુરૂને ગુરૂ અને ગુરૂને કુગુરૂ, અધર્મને ધર્મ અને ધર્મને અધર્મ માને છે. દુરાગ્રહ થતાં તેમાંથી સરલતા જતી રહે છે, કુયુક્તિઓને પોતાનાં હથીયાર બનાવી વિતંડાવાદમાં ઉતરી કલેશની

વૃદ્ધિ કરે છે, શાંતિ અને સુસ્નેહ હોય ત્યાં અશાંતિ ઉત્પન્ન કરે છે, તેથી ઘણાં કર્મોની વૃદ્ધિ થાય છે. મિથ્યાત્વ અને કર્મબંધનો કેવી રીતે કાર્ય કારણ ભાવ છે તે કાવ્યના ત્રણ પદમાંના ત્રણ દષ્ટાંતથી સમજાવ્યું છે. જેમ તંતુ, માટી અને તૃણનાં બીજ, વસ્ત્ર ઘટ અને તૃણનાં કારણ છે, તેમ કર્મબંધનું કારણ મિથ્યાત્વ છે. કાર્યને અટકાવવું હોય તો પ્રથમ કારણનું સ્વરૂપ સમજી તેને અટકાવવાની જરૂર છે. કર્મબંધ અને કર્મની વૃદ્ધિને અટકાવવી હોય તો પ્રથમ મિથ્યત્વને અટકાવવું જોઇએ. ( ૫૦ )

अव्रताश्रवः ।

**प्रवृद्धैर्जनैरर्जिते द्रव्यजाते ।**
**प्रपौत्रा यथा स्वत्ववादं वदन्ति ॥**
**भवानन्त्यसंयोजिते पापकार्ये ।**
**विना सुव्रतं नश्यति स्वीयता नो ॥५१॥**

### આશ્રવનો બીજો ભેદ અવ્રત.

**અર્થ**—જેમ બાપદાદાની મેળવેલી લક્ષ્મી તેના દીકરાના દીકરા કે જેમણે બાપદાદાને જોએલ નથી તેમ તેમની પૈસા મેળવવાની પ્રવૃત્તિમાં કશો ભાગ લીધો નથી છતાં પણ તેઓને વારસામાં મળે છે, અથવા બાપ-દાદાની બેંકમાં મૂકેલી લક્ષ્મીનું વ્યાજ તેના વારસદારોને મળે છે તેવી રીતે આગળના અનંત ભવોન વિષે આ જીવ જે પાપકર્મનાં સાધનો યોજીને મૂકી આવ્યો છે, તેની સાથે હમણાં જોકે સાક્ષાત્ સંબંધ દેખાતો નથી, તોપણ જ્યાંસુધી તેવાં પાપસ્થાનોનો મન, વચન, કાયાથી ત્યાગ કર્યો નથી–અવ્રતને અટકાવી વ્રતો ધારણ કર્યાં નથી, ત્યાંસુધી પૂર્વનાં અધિકર-ણોની સાથેનો સ્વત્વરૂપ સંબંધ નષ્ટ થતો નથી, જેથી તે પાપની ક્રિયા જીવને લાગે છે. (૫૧)

**વિવેચન**—આ દુનીયાની મીલ્કત મેળવનારની પાસે માત્ર આ જીં-દગીના છેડા સુધી જ રહે છે, બીજી જીંદગીમાં સાથે આવતી નથી, ત્યારે

આ ભવમાં મેળવેલ પાપનાં સાધનોથી થતાં પાપનો વારસો પાપનાં સાધનો મેળવનારને બીજી જીંદગીમાં પણ મળે છે. દાખલા તરીકે એક માણસે માણસોનું ખૂન કરવાને એક તલવાર ખરીદી ઘરમાં રાખી. ત્યારપછી કેટલેક વખતે તે મરી ગયો. તલવારથી બીજા માણસોએ ખૂન કરવાનું કામ જારી રાખ્યું. તલવાર વસાવનારનો આત્મા કોઇ બીજી યોનિમાં ઉત્પન્ન થઇ ચૂક્યો છે. તેને હમણાં તલવાર વિષે કાંઇ ખબર નથી. જીંદગીનું પરિવર્ત્તન થતાં આંહિની સઘળી હકીકત તે ભુલી ગયો છે, તોપણ તેની તલવારથી થતાં પાપનો હિસ્સો-વારસો તેને પહોંચ્યા કરે છે, કારણકે તેના મનની ઇચ્છા સાથે તલવારનો સંબંધ ત્રુટી ગયો નથી. તલવાર ઉપરનું મમત્વ તેના મનમાંથી ભુંસાઇ ગયું નથી. તેથી તે તલવાર જ્યાંસુધી કાયમ રહે અને તેનાથી જ્યાંસુધી ખૂનો થયાં કરે ત્યાંસુધી તે પાપનો હિસ્સો મૂળ ખરીદનારને મળ્યા કરવાનો. આ પાપના પ્રવાહરૂપ વારસાને અવિરતિ-રાવી કહેવામાં આવે છે. હડકાયા કુતરાની લાળની પેઠે અવિરતિ પણ અનેક જન્મની પરંપરાએ જીવાત્માને પહોચી જાય છે. તલવારની માફક આ જીવે એકેક ભવમાં અનેક હથીયારો-પાપનાં સાધનો યોજ્યાં છે. એકેક જીવે આ સંસારમાં અનંત ભવો કર્યા છે. આખા લોકમાં એવો કોઇ આકાશ પ્રદેશ નથી કે જ્યાં જન્મ મરણ આ જીવે ન કર્યાં હોય. અનંતાનંત જન્મોમાં દરેક જીવે અનંત પાપનાં સાધનો મેળવ્યાં છે. કોઈ સ્થળે એકેંદ્રિયાદિકમાં પોતાનું શરીર જ હથીયાર રૂપે બનાવ્યું છે. કોઇ સ્થળે ઝેર, તો કોઇ સ્થળે કાંટા, કોઇ સ્થળે માંછલા પકડવાની જાળ ગુંથી, તો કોઇ સ્થળે પશુઓને ફસાવવાના પાશલા રચ્યા, કોઇ સ્થળે કતલ કરવાનાં હથીયારો, તો કોઇ સ્થળે દારૂ માંસની દુકાનો ખોલી. આવી રીતે જુદા જુદા અનંત ભવોમાં જે જે પાપનાં સાધનો રચ્યાં છે તેનો સંબંધ આત્માની સાથે થએલો છે. જેને લીધે તે સાધનો રચ્યાં તે વૃત્તિ-ઇચ્છા વ્યક્ત રૂપે કે અવ્યક્ત રૂપે જો કાયમ હોય તો અનંત ભવમાં યોજેલા પાપનો સૂક્ષ્મ પ્રવાહ આત્મામાં પ્રવેશ કરે છે. જ્યાંસુધી ઇચ્છાનો નિરોધ કરી તે તે પાપની વિરતિ-નિવૃત્તિ કરવામાં ન આવે ત્યાંસુધી આ અવિરતિ-રાવી ચાલુ રહે છે. એટલા માટે અવિ-

રતિને અટકાવી વિરતિ થવાની કે વ્રતો આદરવાની જરૂર છે. અણુવ્રત ધારણ કરવાથી દેશથી વિરતિ થાય છે અને મહાવ્રત આદરવાથી સર્વથા વિરતિ થાય–અનંત ભવોનાં પાપનો સૂક્ષ્મ પ્રવાહ સર્વથા અટકી જાય. કોઇક કહે છે કે જ્યાં આપણે જવું નથી કે ગયા નથી, જે હથીઆરો આ દેહે આપણે બનાવ્યા નથી અને જોયાં નથી, તેનું પાપ આપણને શી રીતે લાગે ? ખરૂં છે. હમણાં આપણે ગયા નથી કે જોયાં નથી, પણ આપણો આત્મા ત્યાં અનંતી વાર જઇ આવ્યો છે, જોઇ આવ્યો છે, એટલું જ નહિ, પણ તે વસ્તુઓ પોતે બનાવી મૂકી આવ્યો છે. અવિરતિરૂપ અદૃશ્ય નળીદ્વારા તેનો સંબંધ જ્યાંસુધી આત્મા સાથે રહ્યો છે ત્યાંસુધી પાપ લાગે જ. જેમ કોઇ માણસ પોતાનું ધન જમીનમાં દાટી કે બેંકમાં મૂકી મરી ગયો, વચ્ચે ઘણાં વરસો પસાર થઇ ગયાં, પાંચ સાત પેઢીઓ થઇ ગઇ, ધન દાટનારનો પાંચ સાત પેઢીનો વારસ કોઈ એક માણસ જાહેરમાં આવ્યો, ચોપડા તપાસતાં તપાસતાં લેખ મળી આવ્યો, જેથી તેને ખબર પડી કે અમુક વરસ પહેલાં મારા વડવાએ જમીનમાં ધન દાટયું છે કે બેંકમાં વ્યાજે રાખ્યું છે, જમીન–ઘર જોકે બીજાને ત્યાં વેચાઇ ગયું છે તોપણ તે ધન કાયમ રહ્યું હશે એમ ધારી તેણે ધન મેળવવાની કોશીશ કરી જમીન ખોદાવી તેના ઉપર પોતાનો હક્ક સાબીત કરી તેણે તે ધન મેળવ્યું અગર બેંકમાંથી વ્યાજ સહિત પૈસા પાછા મેળવ્યા. મેળવનારે બાપદાદાને જોયા નહોતા પણ તે તેનો વંશજ હોવાથી વારસો મળ્યો, તેવી રીતે પાપનાં સાધનો યોજનાર માણસ ભવાંતરમાં ગયો, સાધનો આદિ પડયાં રહ્યાં, તેનો ઉપયોગ બીજાઓ કરે છે પણ મૂળ યોજકે જ્યાંસુધી તેની ઇચ્છાનો નિરોધ કર્યો નથી કે પચ્ચખાણ કર્યાં નથી ત્યાંસુધી તેનાં બનાવેલ હથીયારોથી થતા પાપની ક્રિયાનો સૂક્ષ્મ પ્રવાહ અવિરતિદ્વારા તેને વારસારૂપે પહોંચે છે. મીલ્કતના અને પાપના વારસામાં તફાવત એટલો છે કે મિલ્કતનો વારસો મિલ્કત કમાનારના વંશજને મળે છે, ત્યારે પાપની ક્રિયાનો રાવીરૂપ વારસો પાપનાં સાધનો યોજનારને પોતાને જ મળે છે. બાપદાદાએ ઉપાડેલ પૈસા કે કરેલું

કરજ તેના વારસને ચુકવવું પડે છે. જ્યાંસુધી ખાતું ચાલ્યું હોય ત્યાંસુધી વ્યાજ ભરવું પડે છે. તેમ પૂર્વ ભવમાં યોજેલ પાપનાં અધિકરણોથી થતી ક્રિયાનું કરજ પોતાને જ ભરવું પડે છે. પચ્ચખાણ કરી અવિરતિનું ખાતું વાળી નાંખવામાં ન આવે ત્યાંસુધી વ્યાજ ચાલુ ભરવું પડે. ખાતું વળે તો વ્યાજ બંધ થાય-અવિરતિ ટળે, અને અવિરતિ રોકાય, એટલે કર્મની આવક બંધ થાય. એટલા માટે પચ્ચખાણની જરૂર છે. જે વસ્તુનો આ વખતે ઉપયોગ થતો નથી કે જેની સાથે અત્યારે સંબંધ નથી તેવી વસ્તુનો પણ ત્યાગ-ઇચ્છાનિરોધ કરવો અને પચ્ચખાણ કરવાં જરૂરનાં છે, કેમકે જ્યાંસુધી તેના પચ્ચખાણ નથી કરતા ત્યાંસુધી તે વસ્તુ ભોગવવાની આંતરિક વ્યકત કે અવ્યકત ઇચ્છા મનમાં રહે જ છે. માણસ ઉંઘે છે કે કલોરોફોર્મની અસરથી મૂર્છિત થએલ છે તે વખતે તે કોઇ ક્રિયા કરતો નથી કે ઇચ્છા પણ દર્શાવી શકતો નથી, તોપણ તેમાં રહેલી અવ્યકત ઇચ્છા જાગૃત થતાં કે ભાનમાં આવતાં પ્રગટી નીકળે છે, ત્યારે તે કામ કરવા લાગે છે. તેમ જે વસ્તુનો હાલ પરિચય નથી પણ કાળાંતરે-ભૂતકાળમાં પરિચય થયો છે તે વસ્તુની ભૂતકાળના વિસ્મરણને લીધે અવ્યક્ત ઇચ્છા રહી છે. પચ્ચખાણ નહિ હોય તો ભાવિષ્યમાં તેવી વસ્તુનો પુનઃ પરિચય થતાં અવ્યક્ત ઇચ્છા પ્રકટ થઇ તે કાર્ય કરવાની પરિણતિ થશે. અમેરિકાની જ્યારે શોધ નહોતી થઇ, તેનું નામ પણ જાણવામાં નહોતું, ત્યારે અમેરિકા જવાની કે ત્યાં કંઇ આરંભ સમારંભ કરવાની ઇચ્છા વ્યક્ત હોતી નથી. પણ અગાઉ અનંતી વાર અમેરિકામાં ઉપજી આવ્યો છે તેથી અવ્યક્ત ઇચ્છા-મમતા તો રહેલી જ છે. દિશાઓનું માન બાંધી આરંભની ક્રિયાની હદ ન બાંધી હોય તો અમેરિકાની શોધ થતાં તેની સાથે ગમનાગમન વ્યવહાર થતાં અમેરિકા જવાની અને ત્યાં વ્યાપાર-આરંભ સમારંભ કરવાની વ્યક્ત ઇચ્છા થઇ આવતાં ત્યાં જવાનું બનવું પણ સંભવિત છે. મુબઇમાં નળ માર્ગે જે પાણી આવે છે, તે પાણી જ્યાંથી આવે છે, તે ભાગ તો કોઇએ જ જોયો હશે. ઘણાંએ તે તળાવ જોયું હોતું નથી, તોપણ જો તે નળની ચકલી ફેરવે છે, તો તેના વાસણમાં પાણી ભરાવા માંડે

છે. જ્યાંસુધી ચકલી ખુલ્લી છે, ત્યાંસુધી પાણીનો પ્રવાહ વાસણમાં પડયા જ કરવાનો, ચકલી બંધ કરી કે તે પ્રવાહ અટકી જશે. તેવી રીતે આ જીવે લોકના ઘણાખરા ભાગમાં પાપરૂપ પાણીનાં તળાવો ભરી રાખ્યાં છે. તૃષ્ણા–ઇચ્છારૂપ નળ દ્વારા તે પ્રવાહ અંતઃકરણરૂપ ટાંકીમાં ચાલ્યો આવે છે. અવિરતિરૂપ ચકલી ખુલ્લી હોય ત્યાંસુધી તે પ્રવાહ આત્મારૂપ વાસણમાં ભરાતો જાય છે. વ્રત આદરી ચકલી બંધ કરવામાં આવે તો તરત તે પ્રવાહ આત્મામાં આવતો અટકી જાય. માટે જે વસ્તુનો હાલ પરિચય નથી, જે દેશમાં હાલ જતા નથી, તે વસ્તુનો અને તે દેશનો પણ ભૂતકાળમાં ઘણી વાર પરિચય–સંબંધ થએલ હોવાથી અને ભવિષ્યમાં પણ થવાનો સંભવ હોવાથી અસંબદ્ધ અને અપરિચિત પ્રદેશની ક્રિયાનો પણ નિરોધ કરવા, ઇચ્છા–મમતાનો નિરોધ કરવા અને અવિરતિનો વારસો અટકાવવા ખાતું બંધ કરવાની માફક પચ્ચખાણ કરવાની આવશ્યકતા છે. (૫૧)

तृतीयाश्रवः प्रमादः ।

**गवाक्षात्समीरो यथाऽऽयाति गेहं ।**
**तडागं च तोयप्रवाहः प्रणाल्याः ॥**
**गलद्वारतो भोजनाद्यं पिचण्डं ।**
**तथात्मानमाशु प्रमादैश्च कर्म ॥५२॥**

### આશ્રવનો ત્રીજો ભેદ પ્રમાદ.

અર્થ—જેમ ગોખ કે બારીઓમાંથી હવા ઘરમાં આવે છે, જેમ ગરનાળામાં થઇ પાણીનો પ્રવાહ તળાવની અંદર આવે છે, જેમ ગળાના દ્વારમાંથી અન્ન પાણી વગેરે ખોરાક જઠરમાં પ્રવેશ કરે છે, તેમ મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથારૂપ પ્રમાદ દ્વારા કર્મનો પ્રવાહ નિરંતર આત્મામાં ચાલ્યો આવે છે. કર્મને રોકવા મુમુક્ષુ જીવોએ પ્રમાદનાં દ્વારને બંધ કરવાં જોઇએ. ( ૫૨ )

વિવેચન—

मद विसय कसाय, निद्दा विकहा पंचमा भणिया ॥
ए ए पंच पमाया, जीवा पाडंति संसारे ॥ १ ॥

અર્થાત્—મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાંચ પ્રમાદ જીવોને સંસારમાં રખડાવે છે. કર્મબંધના પાંચ હેતુઓમાં પ્રમાદ એ મુખ્ય હેતુ છે. આત્મામાં કર્મપ્રવાહને લાવવાનું તે મુખ્ય દ્વાર છે. કામ, મદ, મોહ વગેરે અનેક દોષોનો સમાવેશ પ્રમાદમાં થાય છે. જાતિમદ, કુળમદ, બળમદ, રૂપમદ, તપમદ, શ્રુતમદ, લાભમદ અને ઐશ્વર્યમદ એ આઠ પ્રકારના મદો જેનામાં રહે છે તે માણુસ તત્ત્વજ્ઞાન કે આત્મશ્રેયના ખરા લાભથી વંચિત રહે છે. સામગ્રી છતાં પણ ફળથી વિમુખ રહે છે તેથી મદ-અહંકારની ગણુના પ્રમાદમાં કરવામાં આવી છે. તેમજ વિષયલંપટ કષાયકલુષિત ઉંઘણુસી અને ગપાટા સપાટામાં રાચી રહેલો માણુસ ખરા લાભને મેળવી શકતો નથી, તેથી આ બધાનો સમાવેશ પ્રમાદમાં શાસ્ત્રકારોએ કરેલો છે. આ વર્ગણા ઉપરથી પ્રમાદ શબ્દનો સામાન્ય અર્થ ફલવંચના-ભ્રમણા-અસત્ પ્રવર્ત્તન થાય છે. જે કાળમાં જે શુભ કાર્ય કરવું જોઇએ તે ન કરતાં ઉલટી દિશામાં પ્રવર્તન કરવું-સમયને વ્યર્થ ગુમાવવો તે પણ પ્રમાદ છે. આવા પ્રમાદને વશે દરેક જીવે ઘણી નુકસાની ભોગવી છે. આ જીવને કર્મ છોડવાનો વખત નથી મળ્યો એમ નથી, વખત તો ઘણી વાર મળ્યો, પણ પ્રમાદમાં સમય ગુમાવી નાંખ્યો. શાસ્ત્રમાં ખરૂં જ કહ્યું છે કે "का हानिः समयक्षतिः" મ્હોટામાં મ્હોટી નુકસાની જો કોઇ હોય તો તે સમયક્ષતિ-સમયને વ્યર્થ ગુમાવવો તે જ છે. મહાવીર પ્રભુ કહે છે કે,

दुम्मपत्तए पंडुरए जहा । निवडइ राइगणाण अचए ॥
एवं मणुयाण जीवियं । समयं गोयम मा पमायए ॥ १ ॥
कुसग्गे जह ओसबिंदुए । थोवं चिट्ठइ लंबमाणए ॥
एवं.........................उ: अ. १० गा. १-२.

અર્થાત—હે ગૌતમ! જો આ સામેના ઝાડમાં પીળાં થએલાં પાકાં પાંદડાં એક પછી એક પડતાં જાય છે, તેવી જ રીતે દિવસ અને રાત્રિ-

ઓ પસાર થતાં માણસનું જીવિતવ્ય પાકતું જાય છે અને થોડા જ વખતમાં જીંદગીનો અંત આવી જાય છે. જેમ દાભડાની અણી ઉપર લટકતું ઝાકળનું બિંદુ પવનનો ઝપાટો લાગતાં તરત પડી જાય છે, તેમ મનુષ્યની જીંદગીનો તરત અંત આવી જાય છે, માટે ધર્મના કાર્યમાં કે આત્માનું શ્રેય સાધવામાં એક ક્ષણનો પણ પ્રમાદ ન કરવો, એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવવી નહિ. મનુષ્યની જીંદગીનો પ્રત્યેક સમય કર્મના પ્રવાહને આત્મામાં પ્રવેશ કરતાં અટકાવવામાં અને પ્રાચીન કર્મોને દૂર કરવામાં વપરાય તો જ જીવનનો સદ્વ્યય થયો ગણાય. બીજી જીંદગીઓની માફક મનુષ્યની જીંદગી બહુ કિમ્મતી છે. "दुल्लहे खलु माणुस्से भवे" મનુષ્યની જીંદગી મળવી દુર્લભમાં દુર્લભ છે. તેનો એક ક્ષણ લાખો અને કરોડો સોનામ્હોરો કરતાં વધારે કિમ્મતી છે. તેનો યથેચ્છ ગમે તેવી રીતે ઉપયોગ કરવો કે તેને વ્યર્થ ગુમાવી નાંખવો એ ચલાવી લેવાય તેવી વાત નથી. પ્રત્યેક ક્ષણ સાવચેતી–અપ્રમાદમાં જ પસાર થવો જોઇએ. "भारंडपखीव चरेऽप्पमत्तो" ભારંડ પક્ષીની માફક સાવધાન રહેવું. ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષ્યા, અસૂયા, મદ, મોહ વગેરે લુંટારાઓનું એટલું બધું પરિબળ છે કે આત્માની પ્રમત્તાવસ્થામાં તેઓ એકદમ આત્મિક સંપત્તિ લુંટી જાય છે અને આત્મિક સંપત્તિને સ્થાને કર્મનો કચરો ભરી દે છે, માટે તેમનાથી બચવાને અપ્રમાદ સેવવાની અને પ્રમાદને દૂર કરવાની ઘણી જરૂર છે. શ્લોકમાં જે ત્રણ દૃષ્ટાંતો બતાવ્યા છે, તે બહારની વસ્તુ અંદર આવવાની સરખામણીમાં ઉપયોગી છે. ત્રણે દૃષ્ટાંતોમાં જેમ આવક છે તેમ જાવક પણ છે. જાવક ન હોય તો ત્રણેમાં બગાડ થાય છે, જઠરમાંથી જાવક બંધ થાય તો અજીર્ણ થાય, તળાવની જાવક બંધ રહે તો તેની પાળો તૂટી જાય, અને તળાવનો અંત આવે, હવા પણ નિરંતર આવ્યા જ કરે, પણ જવાનો માર્ગ ન હોય તો શરદી થાય, તેમ આત્મામાં પણ પ્રમાદને માર્ગે કર્મની આવક ચાલુ રહે અને જાવક હોય નહિ તો તેથી કર્મનું દબાણ થતાં આત્માની કઢંગી સ્થિતિ થાય, માટે પ્રમાદ દ્વારાએ આવેલા કર્મને અપ્રમાદથી દૂર કરી આવતાં નવાં કર્મોને રોકવા પ્રયાસ કરવો. (૫૨)

चतुर्थाश्रवः कषायः ।

**निशायां वने दुर्गमे निःसहाया-**
**हरन्ते धनं दस्यवो भीतियुक्ताः ॥**
**कषायास्तु नक्तंदिवं सर्वदेशे ।**
**कुकर्मास्त्रमाश्रित्य शक्तिं हरन्ति ॥५३॥**

**આશ્રવનો ચોથો ભેદ કષાય.**

**અર્થ**—ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો કહેવાય છે. આ ચાર કષાયો મ્હોટામાં મ્હોટા લુંટારા છે. પેલા ધનને હરનારા લુંટારા તો રાત્રે જ ચોરી કરે છે, તે પણ જ્યાં માણસની આવજા ન હોય તેવા જંગલમાં કે શૂન્ય પ્રદેશમાં, તેમાં પણ પોલીસનો સ્વાર કે ભોમીઓ માણસ સહાયક ન હોય તો તે લુંટારા શ્રીમંતોને લુટે છે, તે પણ નિર્ભયપણે નહિ કિન્તુ પકડાઇશું તો માર્યા જઇશું એવી બીક રાખે છે; ત્યારે કષાયરૂપી લુંટારા તો રાત્રે કે દિવસે જંગલમાં કે વસતિમાં નિર્ભયપણે તીવ્ર રસવાળાં અશુભ કર્મરૂપ શસ્ત્રો ફેંકીને આત્માની જ્ઞાનસંપત્તિ ચારિત્ર્યસંપત્તિને લુંટયા કરે છે. હે ભદ્ર! આત્મસંપત્તિ બચાવવી હોય તો કષાય રૂપી લુંટારાઓથી સાવચેતપણે દૂર રહે. (૫૩)

**વિવેચન**—આ કાવ્યમાં કષાયને લુંટારાની ઉપમા આપી તેની ભયંકરતા દર્શાવી તેનાથી બચવાની સૂચના કરી છે. લોકવિદિત લુંટારા કરતાં આ આધ્યાત્મિક લુંટારા કષાયોમાં વિશેષતા એ છે કે તે સંપત્તિ લુંટવાનુ અને સંપત્તિગૃહને બગાડવાનું કામ કરે છે. પેલા લુંટારાઓ માત્ર ધનવાનના ઘરમાંથી ધન લુંટી ચાલ્યા જાય છે ત્યારે આ લુંટારાઓ આત્માની સંપત્તિને લુંટી ત્યાં જ નિવાસ કરે છે અને જ્ઞાનાવરણીય આદિ આઠે કર્મની વર્ગણાનો ત્યાં જમાવ કરી આત્મભૂમિને નિઃસત્ત્વ નીરસ અને તુચ્છ બનાવી દે છે, એટલું જ નહિ પણ આત્માને સંસારમાં પરિભ્રમણ કરાવે છે, દુર્ગતિ કૂપમાં પટકી દે છે. तदुक्तं—

कोहो य माणो य अणिग्गहिया । माया य लोभो य पवड्ढमाणा ॥
चत्तारि ए ए कसिणा कसाया । सिंचंति मूलाइं पुणभवस्स ॥ १ ॥

દશ. અ. ૮.

અર્થાત્—ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય વૃદ્ધિંગત થઇ પુનર્જન્મના મૂળનું સિંચન કરે છે, અર્થાત્-જન્મ મરણની વૃદ્ધિ કરે છે. कष=संसार+आय=लाभ—એ શબ્દાર્થ પ્રમાણે પણ કષાયનો અર્થ સંસારપ્રાપ્તિ-સંસારવૃદ્ધિ એવો થાય છે. છ રસમાં કસાયલો એક રસ છે, તે રસ મોઢામાં નાંખતાં મોઢું ખરાબ થઇ જાય છે, તેના ઉપર અણગમો છૂટે છે. તેમ કષાયનો કટુ રસ આત્માને ઘણો ખરાબ લાગે છે. તેથી આત્મા જ નહિ પણ મન અને શરીરમાં પણ વિક્રિયા ઉત્પન્ન થાય છે. કષાયવાળો માણસ જનસમાજને પણ ગમતો નથી. તે સર્વત્ર અપ્રિય થઈ પડે છે. કષાયો સદ્ગુણને બાળવામાં અગ્નિસમાન છે. મહાવીર પ્રભુ કહે છે કે—

कोहो पीइं पणासेइ । माणो विणयनासणो ॥
माया मित्ताणि नासेइ । लोभो सव्वविणासणो ॥ १ ॥

દશ. અ. ૮.

અર્થાત્—ક્રોધ પ્રતિનો વિનાશ કરે છે, માન વિનય-નમ્રતાનો નાશ કરે છે, માયા-કપટ મિત્રતાનો નાશ કરે છે અને લોભ સર્વ ગુણોનો નાશ કરે છે. કષાયના આવેશમાં માણસની બુદ્ધિ અને વિચારશક્તિ ગુમ થઇ જાય છે. તેથી ભાષાનો વિવેક જતો રહે છે, ન બોલવાનું બોલી જવાય છે, વિનય અને સભ્યતા જતી રહે છે, કિંબહુના માણસની માણસાઇ પણ કષાયના આવેશમાં ચાલી જાય છે. જેને નમસ્કાર કરવો જોઇએ તેની સ્હામે લાકડી ઉંચકાય છે, શાંતિને સ્થાને ક્લેશ થાય છે, બધી શુભ પ્રવૃત્તિઓ કષાયના આવેશમાં અશુભ પ્રવૃત્તિરૂપે પલટાઇ જાય છે, ક્રોધ, માન, માયા અને લોભ એ ચારમાં અમુક સારો અને અમુક ખરાબ એમ કહી શકાય જ નહિ. તે ચારે ખરાબમાં ખરાબ છે. ચંડાળ ચોકડીની ઉપમા તેને બરાબર લાગુ પડે છે જેના હૃદયમાં આ ચંડાળ ચોકડીનું સામ્રાજ્ય રહેલું

હોય તે માણુસ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યના કુળમાં ઉત્પન્ન થયો હોય તો પણ તે ચંડાળ બરાબર છે. ચંડાળના કુળમાં જન્મેલ જન્મચંડાળ છે, ત્યારે કષાયના આવેશવાળો કર્મચંડાળ કે ગુણચંડાળ છે.

દૃષ્ટાંત—એક વખત એક બ્રાહ્મણ રસ્તામાં ચાલ્યો જતો હતો. સ્હામેથી એક ચંડાળ-ભંગીઓ આવતો હતો. બંનેની ગફલતચુકથી બંનેનો સ્પર્શ થઈ ગયો. બ્રાહ્મણને ચંડાળનો સ્પર્શ થયો જાણવામાં આવ્યો કે એકદમ આંખો લાલચોળ કરી ભ્રકુટી ચડાવી ચંડાળને ગાળો દેવા લાગ્યો. ચંડાળે કહ્યું, મહારાજ! મારા ઉપર કેમ ગુસ્સે થાઓ છો? આમાં જેટલી મારી ભૂલ છે તેટલી જ તમારી પણ ભૂલ છે. તમે જો બરાબર જોઇને ચાલ્યા હોત તો મને અડત નહિ. આથી બ્રાહ્મણ વધારે ગુસ્સે થઇ ગમે તેમ બોલવા લાગ્યો. અલ્યા આંધળા! મ્હને અભડાવીને તું મ્હારી ભૂલ કહાડે છે? અધમ પાપી! તારી જાતિ જ નીચ છે, તું પોતે પણ નીચ છે, તમારો બધાનો સંહાર થવો જોઇએ. આવી રીતે બ્રાહ્મણ ખૂબ જુસ્સાથી અને ગુસ્સાથી બોલવા મંડયો, એટલે ચંડાળ કંઇ પણ જવાબ ન દેતાં બ્રાહ્મણની નજીક આવી બ્રાહ્મણને પોતાની બાથમાં લીધો. જાણે કે હેતથી તેને મળતો હોય તેમ પોતાની છાતી સરસો દબાવવા લાગ્યો. બ્રાહ્મણે બૂમરાણ મચાવ્યું, પણ ચંડાળે તો મૌન રહીને મજબૂત રીતે બ્રાહ્મણને પકડી રાખ્યો. માણસોએ છોડવાનું કહ્યું તોપણ તેણે ન માન્યું. આખર પોલીસના સિપાઇઓ અને જમાદાર કે ફોજદાર ત્યાં આવી ચડયા, તેમણે બ્રાહ્મણને છોડાવ્યો અને ચંડાળને ધમકી આપી. તેઓ પૂછવા લાગ્યા કે બ્રાહ્મણને તેં કેમ પકડયો? ત્યારે ચંડાળે કહ્યું કે એ મ્હારો ભાઇ છે, તેને હું પ્રેમથી ભેટયો. તેમણે પૂછ્યું એ બ્રાહ્મણ છે, તું ચંડાળ છે, એ ત્હારો ભાઇ કેમ થાય? તેણે કહ્યું, એના કોઠામાં ગુસ્સો-ક્રોધ છે તે ચંડાળ છે તે મારો ભાઇ થાય. હું જન્મચંડાળ છું, એ ગુણકર્મચંડાળ છે. નહિતો વગર અપરાધે મ્હારા ઉપર આટલો ક્રોધ તે કરત નહિ, પણ એના કોઠામાં બેઠેલો ચંડાળ જ્યારે મને મળવા આવ્યો ત્યારે મારે પણ તેને મળી આવકાર આપવો જોઇએ. તેમ મેં કર્યું તે કાંઇ ખોટું નથી. આ યુક્તિ-

યુક્ત ભાષણ સાંભળી બ્રાહ્મણને અયોગ્ય ક્રોધ માટે ઠપકો આપી સૌ સૌને ઠેકાણે ગયા.

બીજી રીતે કહીએ તો આ ચારે આંતરિક દુશ્મન છે. માણસના અંતરમાં નિવાસ કરી અંતરનો જ નાશ કરે છે. જે ડાળે બેસે છે તેને કાપે છે. આત્માનું સદા અહિત સાધે છે. માટે કષાયરૂપ આત્માને અટકાવવાને ક્ષમા, મૃદુતા, સરળતા અને સંતોષનો મજબૂત કિલ્લો બાંધવો જોઇએ. ક્રોધની સ્હામે ક્ષમા, માનની સ્હામે મૃદુતા, માયાની સ્હામે સરળતા અને લોભની સ્હામે સંતોષને ઉભા રાખવાથી કષાયનો પરાજય થઇ શકે એ વાત ભૂલી જવાની નથી. (૫૩)

पञ्चमाश्रवो योगः ।

**सुवृष्टौ यथा नो नदीपूररोधः ।**
**प्रवृत्तौ यथा चित्तवृत्तेर्न रोधः ॥**
**तथा यावदस्ति त्रिधा योगवृत्ति-**
**र्न तावत्पुनः कर्मणां स्यान्निवृत्तिः ॥५४॥**

**આશ્રવનો પાંચમો ભેદ યોગ.**

અર્થ—મન, વચન અને કાયાની પ્રવૃત્તિ તે યોગ કહેવાય છે. નદીનાં મૂળમાં ધોધમાર વરસાદ વરસતો હોય ત્યારે જેમ નદીનું પૂર રોકવું મુશ્કેલ થઇ પડે છે અથવા વ્યાવહારિક ઔપાધિક પ્રવૃત્તિ ચાલુ હોય તે વખતે ચિત્તની વૃત્તિઓને રોકવી મુશ્કેલ થઇ પડે છે તેવી રીતે જ્યાંસુધી મન વચન અને કાયાના દુષ્ટ યોગની પ્રવૃત્તિ ચાલુ રહે છે ત્યાંસુધી કર્મોની નિવૃત્તિ સાધી શકાતી નથી, કેમકે યોગાશ્રવ પણ કર્મના પ્રકૃતિબંધ અને પ્રદેશબંધનો સહાયક છે, માટે યોગને પણ અટકાવવો જોઇએ. (૫૪)

વિવેચન—યોગ એટલે જોડાણ. આત્માનું કર્મની સાથે જોડાણ જેથી થાય તે યોગ, અથવા જેથી આત્માનું બાહ્ય સૃષ્ટિ સાથે બાહ્ય પ્રવૃત્તિ સાથે

જોડાણ થાય તે યોગ. તે ત્રણ પ્રકારનો છે. મનોયોગ, વચનયોગ અને કાયયોગ. પ્રવૃત્તિ, વ્યાપાર, ચેષ્ટા, ક્રિયા એ શબ્દો પણ યોગના પર્યાયવાચક-એકાર્થક છે. આત્મા સ્વતઃ શુદ્ધસ્વભાવે નિષ્ક્રિય છે, પણ કર્મને યોગે સ્ફૂરણા, ચેષ્ટા, ક્રિયા, પ્રવર્ત્તન થાય છે. તે પ્રવૃત્તિ મનદ્વારા વચનદ્વારા અને કાયદ્વારા થાય છે. તેથી પ્રવર્ત્તન-યોગનો વિભાગ ત્રણ પ્રકારે કર્યો. આ ત્રણે યોગનો પ્રવાહ પ્રચંડપણે ચાલે છે ત્યારે તે દંડરૂપ ગણાય છે. દંડ પણ ત્રણ છે. મનદંડ, વચનદંડ અને કાયદંડ. ગુન્હેગાર જેમ ગુન્હાથી દંડાય છે તેમ આત્મા પણ મન, વચન અને કાયાની દુષ્ટ પ્રવૃત્તિથી દંડાય છે. માટે દુષ્ટ યોગને દંડ તરીકે ઓળખાવ્યા છે. જેઠ માસના નદીના પ્રવાહની પેઠે મન, વચન અને કાયાના યોગનો પ્રવાહ ધીમે ધીમે મંદ પડી જતાં દુષ્ટ પ્રવૃત્તિ તદ્દન બંધ પડી જાય ત્યારે યોગને સ્થાને ગુપ્તિની નિષ્પત્તિ થાય છે. ગુપ્તિ પણ ત્રણ છે. મનગુપ્તિ, વચનગુપ્તિ, અને કાયગુપ્તિ. ત્રણ દંડ જ્યારે કર્મના પ્રવાહને અવિચ્છિન્નપણે આત્મતળાવમાં આવવા દે છે ત્યારે ત્રણ ગુપ્તિઓ તે પ્રવાહને અટકાવે છે. સામાન્ય જીવોથી જોકે યોગ સર્વથા અટકી શકતો નથી કેમકે કેવળી થયા પછી તે પણ તેરમે ગુણઠાણે યોગ રહે છે અને તે નિમિત્તે ઇરિયાવહી ક્રિયાનો બંધ થાય છે. માત્ર ચૌદમે ગુણસ્થાને જ અયોગ અવસ્થા પ્રાપ્ત થાય છે અને ત્યારે જ સર્વથા કર્મબંધ અટકે છે. તોપણ અશુભ યોગને અટકાવવાને બનતો પ્રયત્ન કરવો જોઇએ. ગુપ્તિ મેળવવા જેટલી શક્તિ ન મળે ત્યાંસુધી સમિતિ મેળવવા કોશીશ કરવી જોઇએ. વચન અને કાયયોગ કરતાં મનોયોગનું બળ વધારે છે. મનથી થોડા વખતમાં ઘણાં કર્મો બાંધી શકાય છે તેમ છોડી પણ શકાય છે. તંદુલીઓ મચ્છ કે જે મગરમચ્છની આંખની પાંપણમાં પેદા થાય છે, તંદુલ-ચોખા જેવડું જેનું શરીર હોય છે, માત્ર એક અંતમુહૂર્તનું જેનું આયુષ્ય હોય છે, વચન અને કાયાની પ્રવૃત્તિ ન થતાં માત્ર મનમાં જ તે હિંસાના વિચાર કરે છે. હું જો આ મગર જેવડો મ્હોટો હોત તો મગરના પેટમાં આવતા જળચર જીવો પૈકી એકને પણ બહાર કહાડત નહિ. આ મગર કેવો મૂર્ખ છે કે બધા જીવોને પાણીની સાથે બહાર કહાડી નાંખે છે. બસ, આવી દુષ્ટ માનસિક

ચિંતવનામાં એક મુહૂર્તમાં તે જીંદગી પૂરી કરી દુષ્ટ અધ્યવસાયમાં મરણ પામી સાતમી નરકે તેત્રીસ સાગરોપમને આયુષ્યે ઉત્પન્ન થાય છે.

**દૃષ્ટાંત**—પ્રસન્નચંદ્ર રાજાને વૈરાગ્ય થવાથી રાજ્ય વારસ કુમારની ન્હાની ઉમ્મર છતાં મંત્રીઓને રાજ્ય ભળાવી દીક્ષા ધારણ કરી. મહાવીર સ્વામીની સાથે વિચરતાં એકદા તે રાજગૃહી નગરીની બહાર એક ઉદ્યાનમાં ઝાડ નીચે ધ્યાન ધરી ઉભા છે. તે વખતે મહાવીર પ્રભુને વાંદવા શ્રેણિક રાજાની સ્વારી રસાલા સાથે ત્યાં થઇને નીકળી. સુમુખ અને દુર્મુખ નામના બે યોદ્ધાની દૃષ્ટિ પ્રસન્નચંદ્ર રાજર્ષિ ઉપર પડી. સુમુખ સ્વભાવે સજ્જન હતો ત્યારે દુર્મુખ દુર્જન હતો. કોઇ પણ માણસમાંથી ખામી શોધી કહાડી તેની નિન્દા કરવાંનો તેનો સ્વભાવ હતો. તે સ્વભાવાનુસાર સુમુખે જ્યારે મુનિના વૈરાગ્ય અને ધ્યાનદશાની પ્રશંસા કરી ત્યારે દુર્મુખે તેનું ખંડન કર્યું અને કહ્યું કે એ મહાપાપી છે. ન્હાની ઉમ્મરના છોકરાને મૂકીને દીક્ષા લીધી, પણ તેનો દુશ્મન તેના રાજ્ય ઉપર ચ્હડી આવી મંત્રીઓને ખુટવી છોકરાને મારી તેનું રાજ્ય પડાવી લેશે તેની જવાબદારી એને શિર છે. રાજ્યને જોખમમાં નાંખી સંસારનો ત્યાગ કર્યો તેમાં એનું શું કલ્યાણ થશે? દુર્મુખના શબ્દો મુનિના કર્ણપુટ સાથે અથડાતાંની સાથે ધ્યાનમાં ભંગ પડયો. મનોવૃત્તિનું ઉત્થાન થયું. વચનયોગ અને કાયયોગ સ્થિર હતા પણ એ સર્વનું બળ જાણે મનોયોગને મળ્યું હોય તેમ મન એક ક્ષણમાં જ્યાં યુદ્ધ ચાલે છે ત્યાં પહોંચી ગયું. સંકલ્પ વિકલ્પ તર્ક વિતર્ક અને દુસ્મનને મ્હાત કરવાની દરેક ક્રિયામાં તે પ્રવૃત્ત થઇ ગયું. માનસિક ભુવનના મેદાનમાં જ સામસામા સૈન્યની કલ્પના કરી શત્રુના સૈન્યની સ્હામે પોતાના લશ્કરને મોખરે ઉભા રહી માનસિક યોગથી પ્રસન્નચંદ્ર લડાઇની રમતમાં રમવા લાગ્યો. આ સમયે શ્રેણિક રાજાએ નમન કરી મહાવીર સ્વામીને પ્રશ્ન કર્યો કે, મહારાજ! પ્રસન્નચંદ્ર તપસ્વી મુનિ કે જેને મેં હમણાં જ ઉત્કટ ધ્યાનમાં નિમગ્ન થએલા જોયા, તેમના આયુષ્યનો આ વખતે બંધ પડે તો ક્યાંનું આયુષ્ય બંધાય? મહાવીરે કહ્યું, હે શ્રેણિક! આ વખતે પહેલી નરકનું આયુષ્ય બંધાય. શ્રેણિકને આથી વિસ્મય થયો. આવા મુનિઓ જ્યારે નરકનું

જોડાણુ થાય તે યોગ. તે ત્રણુ પ્રકારનો છે. મનોયોગ, વચનયોગ અને કાયયોગ. પ્રવૃત્તિ, વ્યાપાર, ચેષ્ટા, ક્રિયા એ શબ્દો પણુ યોગના પર્યાયવાચક-એકાર્થક છે. આત્મા સ્વતઃ શુદ્ધસ્વભાવે નિષ્ક્રિય છે, પણુ કર્મને યોગે સ્ફૂરણા, ચેષ્ટા, ક્રિયા, પ્રવર્ત્તન થાય છે. તે પ્રવૃત્તિ મનદ્વારા વચનદ્વારા અને કાયદ્વારા થાય છે. તેથી પ્રવર્ત્તન-યોગનો વિભાગ ત્રણ પ્રકારે કર્યો. આ ત્રણે યોગનો પ્રવાહ પ્રચંડપણે ચાલે છે ત્યારે તે દંડરૂપ ગણાય છે. દંડ પણ ત્રણ છે. મનદંડ, વચનદંડ અને કાયદંડ. ગુન્હેગાર જેમ ગુન્હાથી દંડાય છે તેમ આત્મા પણુ મન, વચન અને કાયાની દુષ્ટ પ્રવૃત્તિથી દંડાય છે. માટે દુષ્ટ યોગને દંડ તરીકે ઓળખાવ્યા છે. જેઠ માસના નદીના પ્રવાહની પેઠે મન, વચન અને કાયાના યોગનો પ્રવાહ ધીમે ધીમે મંદ પડી જતાં દુષ્ટ પ્રવૃત્તિ તદ્દન બંધ પડી જાય ત્યારે યોગને સ્થાને ગુપ્તિની નિષ્પત્તિ થાય છે. ગુપ્તિ પણુ ત્રણુ છે. મનગુપ્તિ, વચનગુપ્તિ, અને કાયગુપ્તિ. ત્રણુ દંડ જ્યારે કર્મના પ્રવાહને અવિચ્છિન્નપણે આત્મતળાવમાં આવવા દે છે ત્યારે ત્રણ ગુપ્તિઓ તે પ્રવાહને અટકાવે છે. સામાન્ય જીવોથી જોકે યોગ સર્વથા અટકી શકતો નથી કેમકે કેવળી થયા પછી તે પણુ તેરમે ગુણઠાણે યોગ રહે છે અને તે નિમિત્તે ઇરિયાવહી ક્રિયાનો બંધ થાય છે. માત્ર ચૌદમે ગુણુસ્થાને જ અયોગ અવસ્થા પ્રાપ્ત થાય છે અને ત્યારે જ સર્વથા કર્મબંધ અટકે છે. તોપણુ અશુભ યોગને અટકાવવાને બનતો પ્રયત્ન કરવો જોઇએ. ગુપ્તિ મેળવવા જેટલી શક્તિ ન મળે ત્યાંસુધી સમિતિ મેળવવા કોશીશ કરવી જોઇએ. વચન અને કાયયોગ કરતાં મનોયોગનું બળ વધારે છે. મનથી થોડા વખતમાં ઘણાં કર્મો બાંધી શકાય છે તેમ છોડી પણુ શકાય છે. તંદુલીઓ મચ્છ કે જે મગરમચ્છની આંખની પાંપણુમાં પેદા થાય છે, તંદુલ-ચોખા જેવડું જેનું શરીર હોય છે, માત્ર એક અંતમુહૂર્તનું જેનું આયુષ્ય હોય છે, વચન અને કાયાની પ્રવૃત્તિ ન થતાં માત્ર મનમાં જ તે હિંસાના વિચાર કરે છે. હું જો આ મગર જેવડો મ્હોટો હોત તો મગરના પેટમાં આવતા જળચર જીવો પૈકી એકને પણુ બહાર કહાડત નહિ. આ મગર કેવો મૂર્ખ છે કે બધા જીવોને પાણીની સાથે બહાર કહાડી નાંખે છે. બસ, આવી દુષ્ટ માનસિક

ચિંતવનામાં એક મુહૂર્તમાં તે જીંદગી પૂરી કરી દુષ્ટ અધ્યવસાયમાં મરણ પામી સાતમી નરકે તેત્રીસ સાગરોપમને આયુષ્યે ઉત્પન્ન થાય છે.

**દૃષ્ટાંત**—પ્રસન્નચંદ્ર રાજાને વૈરાગ્ય થવાથી રાજ્ય વારસ કુમારની ન્હાની ઉમ્મર છતાં મંત્રીઓને રાજ્ય ભળાવી દીક્ષા ધારણ કરી. મહાવીર સ્વામીની સાથે વિચરતાં એકદા તે રાજગૃહી નગરીની બહાર એક ઉદ્યાનમાં ઝાડ નીચે ધ્યાન ધરી ઉભા છે. તે વખતે મહાવીર પ્રભુને વાંદવા શ્રેણિક રાજાની સ્વારી રસાલા સાથે ત્યાં થઇને નીકળી. સુમુખ અને દુર્મુખ નામના બે યોદ્ધાની દૃષ્ટિ પ્રસન્નચંદ્ર રાજર્ષિ ઉપર પડી. સુમુખ સ્વભાવે સજ્જન હતો ત્યારે દુર્મુખ દુર્જન હતો. કોઇ પણ માણસમાંથી ખામી શોધી કહાડી તેની નિન્દા કરવાનો તેનો સ્વભાવ હતો. તે સ્વભાવાનુસાર સુમુખે જ્યારે મુનિના વૈરાગ્ય અને ધ્યાનદશાની પ્રશંસા કરી ત્યારે દુર્મુખે તેનું ખંડન કર્યું અને કહ્યું કે એ મહાપાપી છે. ન્હાની ઉમ્મરના છોકરાને મૂકીને દીક્ષા લીધી, પણ તેનો દુશ્મન તેના રાજ્ય ઉપર ચ્હડી આવી મંત્રીઓને ખુટવી છોકરાને મારી તેનું રાજ્ય પડાવી લેશે તેની જવાબદારી એને શિર છે. રાજ્યને જોખમમાં નાંખી સંસારનો ત્યાગ કર્યો તેમાં એનું શું કલ્યાણ થશે? દુર્મુખના શબ્દો મુનિના કર્ણપુટ સાથે અથડાતાંની સાથે ધ્યાનમાં ભંગ પડયો. મનોવૃત્તિનું ઉત્થાન થયું. વચનયોગ અને કાયયોગ સ્થિર હતા પણ એ સર્વનું બળ જાણે મનોયોગને મળ્યું હોય તેમ મન એક ક્ષણમાં જ્યાં યુદ્ધ ચાલે છે ત્યાં પહોંચી ગયું. સંકલ્પ વિકલ્પ તર્ક વિતર્ક અને દુશ્મનને મ્હાત કરવાની દરેક ક્રિયામાં તે પ્રવૃત્ત થઇ ગયું. માનસિક ભુવનના મેદાનમાં-જ સામસામા સૈન્યની કલ્પના કરી શત્રુના સૈન્યની સ્હામે પોતાના લશ્કરને મોખરે ઉભા રહી માનસિક યોગથી પ્રસન્નચંદ્ર લડાઇની રમતમાં રમવા લાગ્યો. આ સમયે શ્રેણિક રાજાએ નમન કરી મહાવીર સ્વામીને પ્રશ્ન કર્યો કે, મહારાજ! પ્રસન્નચંદ્ર તપસ્વી મુનિ કે જેને મેં હમણાં જ ઉત્કટ ધ્યાનમાં નિમગ્ન થએલા જોયા, તેમના આયુષ્યનો આ વખતે બંધ પડે તો કયાંનું આયુષ્ય બંધાય? મહાવીરે કહ્યું, હે શ્રેણિક! આ વખતે પહેલી નરકનું આયુષ્ય બંધાય. શ્રેણિકને આથી વિસ્મય થયો. આવા મુનિઓ જ્યારે નરકનું

આયુષ્ય બાંધે ત્યારે બીજાઓની શી ગતિ સમજવી ? આમાં કાંઇક મર્મ જણાય છે. તેથી બીજી વાર પૂછ્યું તો બીજી નર્કનું, થોડી વાર પછી ત્રીજી, ચોથી, પાંચમી, છઠી અને સાતમી નર્કનું આયુષ્ય બાંધે એમ અનુક્રમે કહ્યું. દરમ્યાન પ્રસન્નચંદ્ર માનસિક ભુવનના મેદાનમાં લડતાં લડતાં ભાથામાંનો તીર ખુટી જવાની કલ્પના કરે છે અને માથાનો મુકુટ ફેંકવાના ઇરાદાથી માથે હાથ મૂકવા જાય છે, ત્યાં મુકુટને બદલે લોચ કરેલ મસ્તક જણાયું. ત્યાં ભાન આવ્યું કે અરે હું તો સાધુ થયો છું. મન, વચન, કાયાથી સર્વ પાપસ્થાનકનાં પચ્ચખાણ કર્યાં છે. રાજ્યને અને મારે શું લેવા દેવા છે ? લડાઇને ને મારે શો સંબંધ ? અરેરે ! મેં આ શું દુષ્કૃત્ય કર્યું ? મ્હારૂં મન શામાટે ખડ ખાવાને લડાઇના મેદાનમાં ગયું ? બહુ ખોટું થયું. આમ પશ્ચાત્તાપ કરતાં તે ઉંચી શ્રેણિપર ચ્હડયા. શ્રેણિકે પૂછ્યું, મહારાજ ! આ સમયે પ્રસન્નચંદ્ર મુનિ કયાંનું આયુષ્ય બાંધે ? મહાવીરે કહ્યું, આ સમયે તેણે નર્કના આયુષ્યના દલિયા ઉડાડી દીધા છે. આયુષ્ય બંધ પડે તો શુભ ગતિનું આયુષ્ય બાંધે. થોડી વાર પછી કહ્યું કે પહેલા દેવલોકનું યાવત્ સર્વાર્થસિદ્ધ મહાવિમાનનું આયુષ્ય બાંધે. કયાં સાતમી નર્ક અને કયાં સર્વાર્થસિદ્ધ મહાવિમાન !! એક ઘડીમાં આટલું બધું પરાવર્તન ?! મહાવીરે કહ્યું, હે શ્રેણિક ! આ બધું મનના વેગને આભારી છે. એટલું જ નહિ પણ જો આ દેવતાઓ પ્રસન્નચંદ્ર રાજર્ષિનો કેવળ મહોત્સવ કરવા જાય છે. આટલી વારમાં તો તેણે ચારે ઘનઘાતી કર્મોને ખપાવી દીધાં અને કેવળ જ્ઞાન કેવળ દર્શન ઉત્પન્ન કર્યાં.

"मन एव मनुष्याणां । कारणं बन्धमोक्षयोः" ॥

અર્થાત્—બંધનું અને મોક્ષનું કારણ 'મન જ છે' એ વાત ખોટી નથી. શ્રેણિક રાજાને પણ ખાત્રી થઇ કે મનનો વેગ અસાધારણ છે. વચનયોગ અને કાયયોગ સાથે પણ મનયોગ તો ઓતપ્રોત-વ્યાપક છે. મન વિના વચન અને કાયા પણ કામ કરતાં નથી. તેથી મનને પકડવાનો પ્રયાસ કરવો. ખરાબ વાસના અને ખરાબ સંસ્કારોથી મનને બચાવવું. મનની જેટલે અંશે અશુદ્ધિ થશે તેટલે અંશે યોગની દુષ્ટતા થશે. જેમ

જેમ દુષ્ટ યોગ તેમ તેમ કર્મની વૃદ્ધિ–આશ્રવનો વધારો થશે. માટે પ્રયત્નથી મનનાં દૂષણોને દૂર કરવાં. જોકે નદીના પૂરને અટકાવવાના કામ કરતાં આ કામ વધારે મુશ્કેલ છે, તથાપિ અશક્ય તો નથી જ. ગીતાના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે—

चञ्चलं हि मनः कृष्ण । प्रमाथि बलवद्दृढम् ॥
तस्याहं निग्रहं मन्ये । वायोरिव सुदुष्करम् ॥ १ ॥
असंशयं महाबाहो । मनोदुर्निग्रहं चलम् ॥
अभ्यासेन तु कौन्तेय । वैराग्येण च गृह्यते ॥ २ ॥

અર્થ—હે કૃષ્ણ! માણસનું મન બહુ ચંચળ છે, માણસને હઠાવી દે તેવું બલવાન્ અને મજબૂત છે, તેનો નિગ્રહ કરવો તે વાયુના ઉપર સત્તા મેળવવા બરાબર મુશ્કેલ છે. હે અર્જુન! મન ચંચળ છે એ વાત તો ખરી પણ તેનો નિગ્રહ ન થઇ શકે તે ખરૂં નથી; અલબત્ત તે દુર્નિગ્રહ એટલે મુશ્કેલીથી કબજે થઇ શકે તેવું છે, પણ પ્રયત્નથી કબજે થઇ શકે. તેને પકડવાનાં બે સાધન છે. અભ્યાસ અને વૈરાગ્ય. પાતંજલ યોગશાસ્ત્રમાં પણ "अभ्यासवैराग्याभ्यां तन्निरोधः" અર્થાત્—અભ્યાસ અને વૈરાગ્યથી પણ ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે, એમ બે સાધનો બતાવ્યાં છે. વૈરાગ્યપૂર્વક સતત અભ્યાસ હોય તો જ આ આશ્રવ ઉપર જય મેળવી શકાય છે. દૃઢ પ્રયત્ન વિના આંહિ ફત્તેહ મળી શકતી નથી. માટે દૃઢ પ્રયત્નવાન અને બદ્ધપરિકર થઇ મનોનિગ્રહ કરવાને ઉદ્યત થઇ વચન અને કાયાની પ્રવૃત્તિ સુધારી ક્રમે ક્રમે આશ્રવનો નિરોધ કરતા રહેવું, એ આ ભાવનાનું રહસ્ય છે. (૫૪)

आश्रवकर्मबन्धयोः कार्यकारणता ।

**प्रदेशा असंख्या मता आत्मनो ञै-**
**र्निबद्धा अनन्तैश्च कर्माणुभिस्ते ॥**
**न तद्बन्धने कारणं विद्यतेऽन्य-**
**द्विहायाश्रवान् पञ्च मिथ्यात्वमुख्यान् ॥५५॥**

## આશ્રવ અને કર્મબંધનો કાર્યકારણ ભાવ.

**અર્થ**—આત્માના અસંખ્યાતા પ્રદેશ છે તેમાંના એકેક પ્રદેશે અનંતાનંત કર્મની વર્ગણા લાગેલી છે. તે કર્મવર્ગણાને ગ્રહણ કરવામાં અને આત્મપ્રદેશની સાથે તેનો બંધ કરવામાં મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ એ પાંચ આશ્રવ વિના બીજું કંઇ પણ કારણ નથી, અર્થાત્ ભૂતકાળમાં જે કર્મની વર્ગણાઓ ગ્રહણ કરી, વર્તમાનમાં ગ્રહણ કરે છે અને ભવિષ્યમાં ગ્રહણ કરશે, તે સર્વ પાંચ આશ્રવને અધીન છે. કર્મબંધ કાર્ય, અને પાંચ આશ્રવો કારણ-હેતુ છે. કર્મબંધના જેટલા હેતુઓ છે તે આ પાંચમાં સમાઇ જાય છે. (૫૫)

**વિવેચન**—કોઇ પણ વસ્તુના સૂક્ષ્મમાં સૂક્ષ્મ તે એટલે સુધી કે જેનાથી સૂક્ષ્મ વિભાગની કલ્પના પણ થઇ શકે નહિ તેવા સૂક્ષ્મ વિભાગો કલ્પવામાં આવે, તે સૂક્ષ્મ વિભાગો તે વસ્તુના પ્રદેશ કહી શકાય. આત્માના આવા અસંખ્યાત અંશો કલ્પવામાં આવ્યા છે. તે અંશો ચૂર્ણ કે લોટની માફક છૂટા પડી જતા નથી, કિન્તુ સદા આત્મામાં સંલગ્ન જ રહે છે, તોપણ સમજવાની ખાતર તે શાસ્ત્રકારે દર્શાવ્યા છે. તે અસંખ્યાત પ્રદેશ લોકના આકાશપ્રદેશ જેટલા છે. પ્રત્યેક આત્મપ્રદેશે કર્મના અણુઓના સમૂહો વળગેલા છે. અમુક પ્રકારના અણુઓના સમૂહને 'વર્ગણા' એવી સંજ્ઞા શાસ્ત્રકારે આપેલી છે. આવી અનંતાનંત વર્ગણા એકેક પ્રદેશે લાગેલી છે. તેથી આત્માની અનેક શક્તિઓ તે કર્મવર્ગણાની નીચે દબાઈ ગએલી છે. તેથી આપણી પાસે દૂરના સૂક્ષ્મ પદાર્થો જાણવાની અનંત જ્ઞાનશક્તિ હોવા છતાં પાસેની વસ્તુ પણ બરાબર જાણી શકતા નથી. અનંત દર્શનશક્તિ હોવા છતાં સૂક્ષ્મ અને દૂરની વસ્તુઓનું સ્પષ્ટતાથી દર્શન થઇ શકતું નથી. અનંત વીર્ય-સામર્થ્ય હોવા છતાં એક સાધારણ કાર્યમાં પણ નબળાઇ અને ભય પ્રતીત થાય છે. તેનું કારણ માત્ર કર્મોનું આવરણ કે બંધ છે, અને બંધના હેતુઓ મિથ્યાત્વ, અવિરત, પ્રમાદ, કષાય અને જોગ એ પાંચ છે. કોઇ પણ અનિષ્ટ પરિણામ અટકાવવું હોય તો તેનો ઉપચાર બે રીતે કરવો જોઇએ. એક તો તે પ-

રિણામના કારણોનું અન્વેષણ કરી તે કારણો દૂર કરવાં, બીજું તે પરિણામ ત્યાંથી જ અટકી જાય-આગળ ન વધે તેવા ઉપાયો લેવા જોઇએ. જેમ એક તળાવમાં પાણીનો એકદમ ધસારો થવાથી પાળ તૂટી જતી હોય અને પાણીનો બગાડ થતો હોય તેને અટકાવવો હોય તો પ્રથમ પાણીની આવક બંધ કરવી જોઇએ અને પછી પાળનું સમારકામ કરવું જોઇએ. આવક ચાલુ હોય તો સુધારેલી પાળ ફરીથી તૂટી જશે; અથવા તાવના દરદીનો તાવ અટકાવવો હોય તો પ્રથમ જેનાથી તાવ આવતો હોય તે કારણ દૂર કરવું જોઇએ અને પછી વર્તમાન તાવને અટકાવવા ઔષધોપચાર કરવો જોઇએ. તાવ આવવાનાં કારણો ચાલુ હોય તો ઔષધોપચાર કર્યા છતાં તાવ તો આવવાનો જ. તેવી રીતે કર્મની અનિષ્ટ પરિણતિ અટકાવવા કર્મ-બંધના હેતુ મિથ્યાત્વ આદિ આશ્રવને અટકાવવા જોઇએ અને પછી જુનાં કર્મોને ઝાટકવા નિર્જરાનો ઉપાય લેવો જોઇએ. (૫૫)

पञ्चाश्रवाणां विशेषप्रकाराः ।

**चतुर्थे च पूर्वे प्रकाराश्च पञ्चा-**
**ऽधिका विंशतिः सूर्यभेदो द्वितीयः ॥**
**तृतीयो दशार्द्धप्रकारः प्रतीतो ।**
**दश स्युर्विधाः पञ्चमे पञ्चयुक्ताः ॥५६॥**

**પાંચ આશ્રવના વિશેષ પ્રકારો.**

**અર્થ**—પ્રથમ આશ્રવ મિથ્યાત્વ અને ચોથો આશ્રવ કષાય, એ બંનેના પચીસ પચીસ ભેદ છે, બીજા અવ્રત આશ્રવના બાર ભેદ છે, ત્રીજા પ્રમાદ આશ્રવના પાંચ ભેદ અને પાંચમા યોગ આશ્રવના પંદર ભેદ છે. અર્થાત્ મિથ્યાત્વના ૨૫, અવ્રતના ૧૨, પ્રમાદના ૫, કષાયના ૨૫ અને યોગના ૧૫ ભેદ, એકંદર પાંચ આશ્રવના ૮૨ ભેદ શાસ્ત્રકારોએ દર્શાવ્યા છે. (૫૬)

**વિવેચન**—આ કાવ્યમાં પાંચ આશ્રવના ૮૨ ભેદ સંખ્યાથી ગણાવ્યા છે. તેનું સ્વરૂપ આ પ્રમાણે છે.

**મિથ્યાત્વ ૨૫.**

૧ અભિગ્રહિક મિથ્યાત્વ—સમજીને કે સમજ્યા વિના ખોટી વાતને આગ્રહપૂર્વક પકડી રાખવી.

૨ અનભિગ્રહિક મિથ્યાત્વ—ગુણ અવગુણ પારખ્યા વિના અસત્યને પણ સત્યની પંક્તિમાં ગણવું.

૩ અભિનિવેશિક મિથ્યાત્વ—પોતાની વાત ઉપર લાવવાને સૂત્રના અર્થ મરડી કુયુક્તિ લગાડવી.

૪ સાંશયિક મિથ્યાત્વ—ગીતાર્થને પૂછવાથી લાજ જશે એવા ભયથી જીનવચનમાં ઉપજેલી શંકાનું સમાધાન ન કરતાં સંશય વેધા કરવો.

૫ અણાભોગ મિથ્યાત્વ—નિશાથી બેભાન થએલ માણસની પેઠે સારાસાર, જીવાજીવ, પુણ્યપાપ વગેરે કંઇ પણ ન જાણવું.

૬ લાકિક મિથ્યાત્વ—લૌકિક પર્વ, લૌકિક તીર્થ, લૌકક દેવ દેવતાઓની માન્યતા કરવી.

૭ લોકોત્તર મિથ્યાત્વ—લોકોત્તર (જૈનના) દેવ, ગુરૂ, ધર્મની માન્યતા કરવી, ઐહિક કામનાથી તપ વગેરે કરવું.

૮ કુપ્રાવચન મિથ્યાત્વ—પાખંડીનાં શાસ્ત્રોને માનવાં.

૯ વીતરાગના માર્ગથી ન્યૂન પ્રરૂપણા કરે તે મિથ્યાત્વ.

૧૦ વીતરાગના માર્ગથી અધિક પ્રરૂપણા કરે તે મિથ્યાત્વ.

૧૧ વીતરાગના માર્ગથી વિપરીત પ્રરૂપણા કરે તે મિથ્યાત્વ.

૧૨ ધર્મને અધર્મ રૂપે માને તે મિથ્યાત્વ.

૧૩ અધર્મને ધર્મ રૂપે માને તે મિથ્યાત્વ.

૧૪ જીવને અજીવ માને તે મિથ્યાત્વ.

૧૫ અજીવને જીવ માને તે મિથ્યાત્વ.

૧૬ જીનમાર્ગને અન્ય માર્ગ માને તે મિથ્યાત્વ.

૧૭ અન્ય માર્ગને જીનમાર્ગ માને તે મિથ્યાત્વ.

૧૮ સાધુને કુસાધુ માને તે મિથ્યાત્વ.

૧૯ કુસાધુને સાધુ માને તે મિથ્યાત્વ.

૨૦ મુક્તને (મોક્ષ ગયેલાને) અમુક્ત માને તે મિથ્યાત્વ.

૨૧ અમુક્તને મુક્ત માને તે મિથ્યાત્વ.

૨૨ અવિનય મિથ્યાત્વ—વિનય કરવાયોગ્યનો વિનય ન કરવો.

૨૩ અક્રિયા મિથ્યાત્વ—કરવાયોગ્ય ક્રિયા ન કરવી અને દુષ્ટ ક્રિયા કરવી.

૨૪ અજ્ઞાન મિથ્યાત્વ—જ્ઞાન મેળવવા કોશીશ ન કરતાં અજ્ઞાનમાં જ શ્રેય માનવું.

૨૫ આશાતના મિથ્યાત્વ—ગુર્વાદિકની આશાતના કરવી.

## અવિરતિ ૧૨.

૧ શ્રોત્રેંદ્રિય અવિરતિ—કાનના અશુભ વિષયથી ન નિવર્ત્તવું.

૨ ચખુ ઇંદ્રિય અવિરતિ—આંખના અશુભ વિષયથી ન નિવર્ત્તવું.

૩ ધ્રાણેંદ્રિય અવિરતિ—નાકના અશુભ વિષયથી ન નિવર્ત્તવું.

૪ રસનેંદ્રિય અવિરતિ—જીભના અશુભ વિષયથી ન નિવર્ત્તવું.

૫ સ્પર્શેંદ્રિય અવિરતિ—સ્પર્શના અશુભ વિષયથી ન નિવર્ત્તવું.

૬ મન અવિરતિ—વિષયમાં ભટકતા મનને ન રોકવું.

૭ પૃથ્વીકાય અવિરતિ—પૃથ્વીના જીવોનું રક્ષણ ન કરવું.

૮ અપકાય અવિરતિ—પાણીના જીવોનું રક્ષણ ન કરવું.

૯ તેઉકાય અવિરતિ—અગ્નિના જીવોનું રક્ષણ ન કરવું.

૧૦ વાઉકાય અવિરતિ—વાયરાના જીવોનું રક્ષણ ન કરવું.

૧૧ વનસ્પતિકાય અવિરતિ—વનસ્પતિના જીવોનું રક્ષણ ન કરવું.

૧૨ ત્રસકાય અવિરતિ—બેઇંદ્રિય તેઇંદ્રિય ચઉરિંદ્રિય અને પંચેંદ્રિય જીવોનું રક્ષણ ન કરવું.

### પ્રમાદ ૫.

૧ મદ—જાતિ, કુળ, બળ, રૂપ, તપ, શાસ્ત્ર, લાભ અને ઐશ્વર્ય-મ્હોટાઇ વિષે ગર્વ કરવો.

૨ વિષય—ઇંદ્રિયોના વિષયમાં તલ્લીન રહેવું.

૩ કષાય—રાગ દ્વેષના ઉન્માદમાં ઉન્મત્ત થવું.

૪ નિદ્રા—નિદ્રા આલસ્યમાં સુસ્ત થઇ પડયા રહેવું.

૫ વિકથા—નિરર્થક અને પાપકારી વાતોમાં સમય ગુમાવવો.

### કષાય ૨૫.

૧-૪ અનંતાનુબંધી ચોકડી—જે ક્રોધ, માન, માયા અને લોભ ઉત્પન્ન થયા પછી જીંદગીના છેડા સુધી પણ ભુંસાય નહિ, તે ક્રોધ, માન, માયા અને લોભ.

૫-૮ અપ્રત્યાખ્યાનની ચોકડી—જેની અસર એક વરસ પર્યન્ત ભુંસાય નહિ-ટળે નહિ તે ક્રોધ, માન, માયા અને લોભ.

૯-૧૨ પ્રત્યાખ્યાનની ચોકડી—જેની અસર વધારેમાં વધારે ચાર માસ સુધી રહે તે ક્રોધ, માન, માયા અને લોભ.

૧૩-૧૬ સંજ્વલનની ચોકડી—જેની અસર વધારેમાં વધારે પંદર દિવસ સુધી રહે તે ક્રોધ, માન, માયા અને લોભ.

૧૭ હાસ્ય—મશ્કરી-ચેષ્ટા કરવાની પરિણતિ-સ્વભાવ.

૧૮ રતિ—અકાર્યમાં આસક્તિ.

૧૯ અરતિ—ધર્મકાર્યમાં મુંઝવણ થવી, કંટાળો આવવો.

૨૦ ભય—જેથી દરેક કાર્યમાં ભયની પ્રતીતિ થાય.

૨૧ શોક—માઠા સંયોગોમાં દિલગીરી કરવી.
૨૨ દુગંછા—અશુભ ગંધાદિકથી ખેચેની થવાનો સ્વભાવ.
૨૩ સ્ત્રીવેદ—પુરૂષસમાગમની ઇચ્છા.
૨૪ પુરૂષવેદ—સ્ત્રીસમાગમની ઇચ્છા.
૨૫ નપુંસકવેદ—સ્ત્રી અને પુરૂષ-ઉભય સમાગમની ઇચ્છા.

## જોગ ૧૫.

૧ સત્ય મન જોગ—સત્ય વિષયક માનસિક પ્રવૃત્તિ.
૨ અસત્ય મન જોગ—અસત્ય વિષયક માનસિક પ્રવૃત્તિ.
૩ મિશ્ર મન જોગ—કંઇક સત્ય, કંઇક અસત્ય, માનસિક પ્રવૃત્તિ.
૪ વ્યવહાર મન જોગ—વ્યાવહારિક માનસિક પ્રવૃત્તિ.
૫ સત્ય વચન જોગ—સત્ય ભાષણ કરવું.
૬ અસત્ય વચન જોગ—અસત્ય-મિથ્યા ભાષણ કરવું.
૭ મિશ્ર વચન જોગ—કંઇક સત્ય, કંઇક અસત્ય, ભાષણ કરવું.
૮ વ્યવહાર વચન જોગ—વ્યાવહારિક ભાષા બોલવી.
૯ ઉદારિક શરીર જોગ—ઉદારિક શરીરની પ્રવૃત્તિ.
૧૦ ઉદારિક મિશ્ર જોગ—ઉદારિક શરીર સાથે બીજા કોઇ શરીરની સંધિના સમયમાં કાયિક પ્રવૃત્તિ.
૧૧ વૈક્રિય જોગ—વૈક્રિય શરીરની પ્રવૃત્તિ.
૧૨ વૈક્રિય મિશ્ર જોગ—વૈક્રિય શરીર સાથે બીજા શરીરની સંધિના સમયમાં કાયિક પ્રવૃત્તિ.
૧૩ આહારક જોગ—આહારક શરીરની કાયિક પ્રવૃત્તિ.
૧૪ આહારક મિશ્ર જોગ—આહારક શરીર સાથે બીજા શરીરની સંધિના સમયમાં થતી કાયિક પ્રવૃત્તિ.
૧૫ કાર્મણ કાય જોગ—બીજા યોગને અભાવે ચાલતો કેવળ કાર્મણ શરીરનો વ્યાપાર.

ઉપર કહ્યા પ્રમાણે પાંચે આશ્રવના ૮૨ ભેદ છે. તેમાં મિથ્યાત્વના ૨૫ ભેદમાંના પ્રથમના પાંચ ભેદ મુખ્ય છે. બીજા ભેદો તેના વિવરણરૂપ મન્દ બુદ્ધિવાળાને સમજણુ પાડવા માટે છે. પાંચ આશ્રવો પૈકી પ્રથમના ચાર આશ્રવોના સર્વ ભેદ ત્યાજ્ય છે. પાંચમા જોગ આશ્રવના કેટલાએક ભેદ ત્યાજ્ય અને કેટલાએક અમુક હદ સુધી આદરણીય છે જેવા કે સત્ય મન, સત્ય વચન જોગ વગેરે અથવા યોગના બે ભેદ શુભ યોગ અને અશુભ યોગ, તેમાં અશુભ યોગની જ આશ્રવમાં ગણુના કરવી. શુભ યોગની ગણુના સંવર તત્ત્વમાં કરવી વધારે ઉચિત છે. (૫૬)

आश्रवभावनाया उपसंहारः ।

**विबुध्याश्रवीयप्रकारान् विचित्रा-**
**न्विलोक्योग्रमेतद्विपाकं नितान्तम् ॥**
**निरुध्याश्रवं सर्वथा हेयमेनं ।**
**भज त्वं सदा मोक्षदं जैनधर्मम् ॥५७॥**

### સાતમી ભાવનાનો ઉપસંહાર.

**અર્થ**—ઉપર બતાવેલા આશ્રવના વિવિધ ભેદોને ઓળખી અને આશ્રવના ઉગ્ર-ભયંકર પરિણામને જોઇ કરી તું મનમાં નિશ્ચય કરી માન કે "આશ્રવ અને તેના ભેદો સર્વથા હેય-છોડવાલાયક છે." છોડવાલાયક આશ્રવ-કર્મ આવવાનાં દ્વારને અટકાવી કર્મથી છોડનાર વીતરાગ ધર્મને હંમેશ સેવ કે જેથી અનાદિ કાળના ત્રણ તાપ-આધિ વ્યાધિ ને ઉપાધિ-જન્મ, જરા અને મરણુનાં બંધનો દૂર થાય. (૫૭)

**વિવેચન**—આ જીવને આશ્રવદ્વારા કર્મબંધ કરવાનો ઘણો વખત મળ્યો છે, તેથી પ્રાયે દરેક જીવના ઉપર કર્મનું દબાણ વિશેષ થએલું હોવું જોઇએ. જેમ કર્મનું દબાણુ વધારે તેમ દુઃખ વધારે. દુર્ગતિના ભવ કરવામાં અને દુઃખ ભોગવવામાં કંઇ કચાશ રાખી નથી. સ્વાભાવિક રીતે આવા

દુઃખથી દરેકને કંટાળો છુટવો જ જોઇએ અને તેમ હોય તો આશ્રવની બિના ઉપર ધ્યાન આપવું જોઇએ. આશ્રવના અનેક ભેદોના આશ્રયથી જે ખુવારી અને હાડમારી ભોગવવી પડે છે તેનો અંત લાવવાને હવે આશ્રવના દ્વારનો નિરોધ કરવો જોઇએ. જાણ્યા સિવાય નિરોધ થઇ શકતો નથી માટે પ્રથમ આશ્રવનું સ્વરૂપ યથાર્થ સમજી, તેના પરિણામનું બરાબર પર્યાલોચન કરી છોડવાયોગ્ય આશ્રવને સર્પ જેમ કાંચળીને છોડે તેમ જલ્દી છોડવો જોઇએ. ખાડામાંથી ઉપર આવવાને જેમ નિઃસરણી કે દોરડાના આશ્રયની જરૂર પડે છે, તેમ આશ્રવના ખાડામાંથી નિકળી બહાર આવવાને આશ્રયની જરૂર છે, તે આશ્રય જૈન ધર્મ છે; માટે જ કહ્યું કે " भज त्वं सदा मोक्षदं जैनधर्म " જૈન ધર્મ આશ્રવના નિરોધનો માર્ગ સ્પષ્ટ રીતે બતાવે છે એટલું જ નહિ પણ તે માર્ગે દોરવવાનું કામ પણ તે જ કરે છે માટે મોક્ષ આપનાર પવિત્ર ધર્મનો આશ્રય લઇ આશ્રવના અધોગામી દ્વારમાંથી ઉપર આવવાની કોશીશ દરેક ક્ષણે કરવી અને આશ્રવ ભાવનાથી એ જ ચિંતવવું જોઇએ કે હું કર્મની આવકને અટકાવી કર્મના કરજમાંથી ક્યારે બચું ? જે ક્ષણે તે કરજમાંથી બચાશે, તે જ ક્ષણ લેખાની થશે. (૫૭)



# (८) संवर भावना.

वंशस्थवृत्तम् ।

प्रथमसंवरः सम्यक्त्वम् ।

विनैककं शून्यगणा वृथा यथा ।
विनाऽर्कतेजो नयने वृथा यथा ॥
विना सुवृष्टिं च कृषिर्वृथा यथा ।
विना सुदृष्टिं विपुलं तपस्तथा ॥५८॥

सम्यक्त्वसंयमयोः साहचर्यम् ।

न तद्धनं येन न जायते सुखं ।
न तत्सुखं येन न तोषसम्भवः ॥
न तोषणं तन्न यतो व्रतादरो ।
व्रतं न सम्यक्त्वयुतं भवेन्न चेत् ॥५९॥

**સંવરનો મુખ્ય ભેદ સમ્યકત્વ.**

અર્થ—કાગળ ઉપર લખેલાં પાંચ, દશ, વીશ કે પચીશ મીંડાં એકડા વિના જેમ ફોકટનાં છે, અર્થાત્ મૂળમાં એક એકડો ન હોય તો બધાં શૂન્યો નિરર્થક છે, વિજળીની લાઈટ કે સૂર્યની પ્રભા ચારે તરફ પ્રસરી હોય પણ જોવાને આંખોની જ ખામી હોય તો તે તેજ શા કામનું ? જમીન અને બીજ બંને ઉત્તમ હોય, બીજ જમીનમાં વાવ્યાં હોય પણ સારી વૃષ્ટિ ન થાય તો તે જેમ વ્યર્થ છે, તેમ એક સમકિત દૃષ્ટિ ઉત્પન્ન થઈ ન હોય તો

તપ, જપ, કષ્ટ, ક્રિયા સઘળી એકડા વિનાનાં મીંડાં જેવી છે–લગભગ વ્યર્થ છે. ઇચ્છિત ફળ–મોક્ષ–સુખ સમ્યક્ દૃષ્ટિ વિના મળી શકતું નથી. (૫૮)

## સમકિત અને સંયમનું સાહચર્ય.

તેનું નામ ધન નથી, કે જે ધનથી લેશ માત્ર પણ સુખ મળતું નથી, તેનું નામ સુખ નથી, કે જેમાં સંતોષ કે સમતાનો આવિર્ભાવ નથી, તેનું નામ સંતોષ નથી, કે જે સંતોષની સાથે આત્મસંયમ નથી અને તેનું નામ સંયમ નથી, કે જે સંયમ સમકિતદૃષ્ટિયુક્ત નથી; અર્થાત્ ધન તે જ છે, કે જે ધન સુખ આપે છે. સુખ તે જ છે, કે જે સુખથી મનમાં સંતોષ–પ્રસન્નતા ઉત્પન્ન થાય છે. સંતોષ પણ તે જ છે, કે જે સંતોષથી ચિત્તવૃત્તિઓ શાંત થઈ સંયમમાં પરિણત થાય છે, તેમ સંયમ પણ તે જ છે કે જેનું મૂળ સમકિતદૃષ્ટિમાં રોપાયું છે. (૫૯)

**વિવેચન**—આશ્રવનો પ્રતિપક્ષી સંવર છે. બીજા શબ્દોમાં કહીએ તો કર્મનાં ખુલ્લાં દ્વાર તે આશ્રવ અને બંધ દ્વાર તે સંવર, અથવા કર્મનાં દ્વાર બંધ કરવાં તે સંવર તેમાં પ્રથમ મિથ્યાત્વના દ્વારને બંધ કરવાનો ઉપાય સમકિત છે કે જે સંવરનો મુખ્ય ભેદ છે. મિથ્યાત્વ મોહનીયનો ઉદય એ મિથ્યાત્વનું દ્વાર છે. મિથ્યાત્વ મોહનીય એ એક મોહનીય કર્માન્તર્ગત દર્શન મોહનીય કર્મની પ્રકૃતિ છે. તેની વધારેમાં વધારે ૭૦ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે. ભોગવતાં કે ક્ષય કરતાં જ્યારે સઘળાં કર્મોની એક કોડાકોડી સાગરોપમની અંદર સ્થિતિ રહે ત્યારે રાગદ્વેષ ગ્રંથિનો ભેદ થાય છે અને ત્યારે જ મિથ્યાત્વ મોહનીયનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય થાય છે એટલે કે મિથ્યાત્વના દ્વારનો અવરોધ થાય છે. આ અવરોધનું નામ સમકિત (સમ્યક્ત્વ) છે. આ અવરોધ ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષયરૂપ હોય છે. તેના ભેદથી સમકિતના પણ ભેદ પાડવામાં આવ્યા છે. મિથ્યાત્વ મોહનીયનો અવરોધ ઉપશમરૂપ હોય તો તેથી પ્રકટ થતું સમકિત પણ ઉપશમ સમકિતરૂપે ઓળખાય છે. કંઇક ક્ષય અને કંઇક ઉપશમ–ક્ષયોપશમરૂપે હોય તો તે સમકિતનું નામ ક્ષયોપશમ સમકિત કહેવાય છે. જો મિથ્યાત્વ મોહનીય પ્રકૃતિનો સર્વથા ક્ષય થાય તો તેથી ઉત્પન્ન થતા સમ-

કિતને ક્ષાયક સમકિત તરીકે ઓળખવામાં આવે છે. ઉપશમમાં પ્રકૃતિનો તિરોભાવ થાય છે, પણ સત્તાનો ઉચ્છેદ થતો નથી, ત્યારે ક્ષયદશામાં પ્રકૃતિની સત્તાનો મૂળથી ઉચ્છેદ થાય છે. ક્ષયોપશમમાં ઉદિત ભાગનો સત્તોચ્છેદ અને અનુદિત ભાગનો વિપાકથી તિરોભાવ થાય છે. ઉપશમ અને ક્ષયોપશમ સમકિત આવે છે અને જાય છે પણ ક્ષાયક સમકિત આવ્યા પછી કદી પણ જતું નથી. આ ત્રણ સમકિત ઉપરાંત બીજા પણ બે ભેદ સમકિતના છે. તે સાસ્વાદાન અને વેદક, પણ તે સ્વલ્પકાલીન છે. સમકિતથી પડતાં મિથ્યાત્વમાં જતાં વચ્ચેના કાળમાં સમકિતનો કંઇક આસ્વાદ રહેલ હોવાથી આ પતિત અવસ્થાને સાસ્વાદાન સમકિત કહેવામાં આવે છે. આનો કાળ વધારેમાં વધારે છ આવલિકા અને સાત સમયનો છે. ત્યારપછી તે જીવ મિથ્યાત્વની ભૂમિકાએ આવી પહોંચે છે. મિથ્યાત્ર મોહનીયને સર્વથા ક્ષય કરવાના છેલ્લા સમયને વેદક સમકિત કહેવામાં આવે છે. આની સ્થિતિ માત્ર એક સમયની છે. એક સમય પછી ક્ષાયક સમકિત પ્રકટે છે. ઉપર જણાવેલા પાંચ સમકિત પૈકી ત્રણ સમકિત મુખ્ય છે, ત્રણમાં પણ ક્ષાયક સર્વથી શ્રેષ્ઠ છે, પણ તે અસાધારણ છે. સર્વને સુલભ નથી. ત્રણ પૈકી કોઇ પણ એક સમકિતનું અસ્તિત્વ આત્મશ્રેય માટે અતિ જરૂરનું છે, કેમકે તેના વિના સુદૃષ્ટિ-તત્ત્વનિશ્ચય થઇ શકતો નથી અને સુદૃષ્ટિ વિના તપ, જપ, સંયમ, ધ્યાન સઘળાં એકડા વગરનાં મીંડાં જેવાં છે. સમકિત સહિત થોડી કરણી પણ ઘણું આત્મિક ફળ આપે છે, ત્યારે સમકિત વગરની ઘણી કરણી થોડું નજીવું પૌદ્ગલિક ફળ આપે છે. ચારિત્ર્ય વિના સમકિત હોઇ શકે પણ સમ્યકત્ત્વ વિના ચારિત્ર્ય તો સંભવે જ નહિ. સમકિત ચારિત્ર્યનું ભાજન છે. સમ્યક્ દૃષ્ટિની પ્રાપ્તિથી જ ભવપરંપરા કાપી શકાય છે. જ્ઞાન અને સમકિત વિનાનો તપસ્વી તપના બળથી જે કર્મ કરોડો વર્ષ પણ ન ખપાવી શકે તે કર્મો જ્ઞાની સુદૃષ્ટિ એક પળમાં ખપાવી શકે છે. સમ્યગ્ દૃષ્ટિ બહારથી ઉત્પન્ન થતી નથી પણ આંતરિક ભાવમાંથી પ્રકટે છે. જ્યારે તે પ્રકટે છે, ત્યારે તે જીવની સ્થિતિ-અવસ્થા ઉન્હાળાની શુષ્ક ભૂમિ જેવી નહિ પણ ચોમાસાના વરસાદ પછી નવાંકુરિત થએલી

ભૂમિ જેવી બને છે. ખોદેલી જમીનમાંથી જેમ પાણી સ્રવ્યા કરે તેમ દુઃખી પ્રાણીઓને જોઇ તેનું અંતઃકરણ દ્રવ્યાં કરે, દયાનાં–અનુકંપાનાં મધુર ટીપાં અંતઃકરણમાંથી પડયાં કરે, કોઇ પણ મોહક ચીજમાં મોહ ન પામતાં તેનું મન ઉપાધિથી અલિપ્ત રહે, ક્રોધ, માન, માયા, લોભનો ઉદય થાય નહિ, અને થાય તો તે તરત ઓલવાઇ જાય–લાંબો વખત ટકે નહિ. દેશસેવા, સમાજસેવા, ધર્મસેવા બજાવવામાં અને પરોપકાર કરવામાં આગળ પડતો ભાગ લે. ધાર્મિક કાર્યમાં જ બીજાઓની સાથે હરીફાઇમાં ઉતરે અને તત્ત્વોની પૂરી પીછાન કરી તેમાં સદા આસ્તિક રહે. સ્વાર્થવૃત્તિની હયાતી હોય નહિ અને હોય તો ઘણી જ થોડી. વેર, ઝેર અને ક્લેશથી હમેશ દૂર રહે. આવી દશા સમ્યગ્ દૃષ્ટિનું અસ્તિત્વ સૂચવનારી છે, કેમકે શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્થા એ પાંચ સમકિતનાં લક્ષણો છે અને એ પાંચ લક્ષણવાળાની દશા ઉપર બતાવી તેવી જ હોવાનો સંભવ છે. સમ્યગ્ દૃષ્ટિવાળો ગૃહવાસમાં રહ્યો હોય, અને દરેક સાંસારિક વ્યવહાર ચલાવતો હોય, તોપણ તેની અંતરદશા આ પદ્યમાં બતાવ્યા પ્રમાણે હોય છે.

સમ્યગ્ દૃષ્ટિ જીવડો, કરે કુટુંબ–પ્રતિપાળ ॥
અંતરસે ન્યારો રહે, જ્યોં ધાવ ખેલાવત બાળ ॥ ૧ ॥

આવી દશામાં જ ઉપાધિજન્ય દુઃખનો સ્પર્શ અંતઃકરણને થઇ શકતો નથી, અને તે જ દશામાં દુઃખના અભાવે અંતઃકરણ પ્રફુલ્લિત રહી ધર્મમાં લીન થાય છે અને ત્યારે જ તપ, જપ, સંયમ, કરણી વગેરે સર્વ સફળ થાય છે, સંસારનું પરિભ્રમણ અટકે છે. સમ્યગ્ દૃષ્ટિ જીવનો ત્રીજે કે પંદરમે ભવે સંસારનો અંત આવે છે. તે દૃષ્ટિ એક વાર આવ્યા પછી ચાલી જાય તોપણ તે જીવ અર્દ્ધ પુદ્‌ગલપરાવર્તનમાં સંસારનો છેડો પામે છે. (૫૮–૫૯)

द्वितीयसंवरो व्रतरूपः ।

**विनौषधं शाम्यति नो गदो यथा ।**
**विनाशनं शाम्यति नो क्षुधा यथा ॥**

विनाम्बुपानेन तृषाऽव्यथा यथा ।
विना व्रतं कर्मरुगास्रवस्तथा ॥६०॥

व्रतभेदाः ।

महाव्रताऽणुव्रतभेदतो द्विधा ।
व्रतं मुनेः पञ्चविधं किलाग्रिमम् ॥
परं मतं श्रावकसंहतेस्तथा ।
जिनोदितं द्वादशधाऽघवारभित् ॥६१॥

### સંવરનો બીજો ભેદ વિરતિ (વ્રત).

અર્થ—ઓસડ વગર જેમ દરદ મટતું નથી, ભોજન વગર જેમ ભૂખની વેદના ટળતી નથી, પાણી પીધા વગર જેમ તૃષા છીપતી નથી, તેમ વિરતિ વગર કર્મરૂપ રોગની આવક બંધ થતી નથી, અર્થાત્ દરદ મટાડવાને જેમ ઓસડની જરૂર છે, ભૂખ મટાડવાને ભોજનની અને તરસ છિપાવવા પાણીની જેટલી જરૂરીઆત છે તેટલી જ જરૂરીઆત કર્મ દૂર કરવાને વિરતિની છે. (૬૦)

### વ્રતના પ્રકાર.

તે વિરતિ (વ્રત), મહાવ્રત અને અણુવ્રતના ભેદથી બે પ્રકારે છે. હિંસા, અસત્ય, સ્તેય (ચોરી), મૈથુન અને પરિગ્રહની સર્વથા-કરણ, કરાવણ અને અનુમોદન-મન, વચન અને કાયા એમ નવે કોટીથી નિવૃત્તિ કરવી તે મહાવ્રત સાધુ મુનિરાજો ધારણ કરી શકે છે, કારણકે તે ઉત્કટ માર્ગ છે. તે મહાવ્રતો પ્રાણાતિપાત વિરમણ આદિ પાંચ પ્રકારના છે. મહાવ્રતની અપેક્ષાએ ન્હાનાં વ્રતો તે અણુવ્રત. મહાવ્રતમાં સર્વથા નિવૃત્તિ છે, ત્યારે અણુવ્રતમાં દેશથી નિવૃત્તિ થાય છે, માટે અણુ-ન્હાનાં અણુવ્રત પણ પાપના ઓઘને અટકાવનાર છે એમ જીનેશ્વરે કહેલું છે. તે પણ બાર પ્રકારનાં છે, જેને શ્રાવક ધારણ કરી શકે છે. (૬૧)

**વિવેચન**—બીજા આશ્રવ–અવિરતિનો પ્રતિપક્ષી વિરતિ અથવા વ્રત છે. અવિરતિ એટલે પાપક્રિયાની વૃત્તિ ત્યારે વિરતિ એટલે પાપક્રિયાની નિવૃત્તિ. પાપની ક્રિયા મનથી, વચનથી અને કાયાથી થાય છે. પાપનાં કાર્યો કરવાથી જેમ પાપક્રિયા લાગે છે, તેમ પાપનાં કાર્યો થાય તેવાં વચનો બોલવાથી કે તેવી ઇચ્છા કરવાથી પણ પાપની ક્રિયા લાગે છે. પાપનાં સાધનો યોજવાથી અને યોજેલાં સાધનો બીજાને સુપ્રત કરવાથી કે પોતાની પાછળ મૂકી જવાથી તે પાપનાં સાધનોવડે પાછળથી જે પાપકાર્ય થાય તેની પણ ક્રિયા સાધનો યોજનાર જીવને લાગે છે. આ ક્રિયાને જ રાવી કહે છે. તે પાપક્રિયા અટકાવવાને–તેની નિવૃત્તિ કરવાને વ્રતની જરૂર પડે છે. 'વૃ' ધાતુ ઉપરથી વ્રત શબ્દ બન્યો છે. એ ધાતુનો અર્થ આવરવું, ઢાંકવું, બંધ કરવું એવો થાય છે. પાપની ક્રિયા અવિરતિને જે આવરે છે, રોકે છે, તે વ્રત કહેવાય છે. આ વ્રતો જ આવતા કર્મરૂપ રોગોને અટકાવે છે, કેમકે પાપની ક્રિયા કર્મરૂપ રોગોને ફેલાવે છે. તે ક્રિયા રોકાય એટલે નવાં કર્મોનો અટકાવ થાય. નિરૂક્ત વ્રત બે પ્રકારનાં છે. મહાવ્રત અને અણુવ્રત અથવા અણગાર વ્રત અને આગારવ્રત. અણગાર એટલે જેણે બાહ્ય અને આભ્યન્તર ગૃહનો (ઘરનો) ત્યાગ કર્યો છે. બાહ્યગૃહ એટલે ચુના માટીનું ઘર અને આભ્યાન્તર ગૃહ એટલે મિથ્યાત્વ, અનંતાનુબંધ્યાદિ ક્રોધ, માન, માયા, લોભ વગેરે દોષો, તેનો જેણે ત્યાગ કર્યો હોય તે અણગાર, અથવા આગાર–મોકળ જેને નથી તે અણગાર. તેનાં વ્રતો તે અણગાર વ્રત, અને આગાર–મોકળાશવાળાં વ્રતો અગાર વ્રત. તે ઘરબાર ત્યજવા જેટલી શક્તિ જેને પ્રાપ્ત થઇ છે, તેવું વૈરાગ્ય જેના હૃદયમાં ઉત્પન્ન થયું છે, તેનામાં છુટછાટ વગરનાં વ્રતો–મહાવ્રતો પાળવા જેટલી શક્તિનો સ્વતઃ સંભવ હોવાથી તે ત્યાગી વર્ગ માટે યોજવામાં આવ્યાં છે. આ મહાવ્રતો પાંચ છે.

### પાંચ મહાવ્રતો.

૧ પ્રાણાતિપાત વિરમણ—મન, વચન અને કાયાથી કોઇ પણ જીવની હિંસા કરવી નહિ, બીજાની પાસે કરાવવી નહિ, બીજો કોઇ હિંસા કરતો હોય તેમાં અનુમોદન કરવું નહિ.

૨ મૃષાવાદ વિરમણુ—ક્રોધથી, લોભથી, ભયથી કે હાસ્યથી મને, વચને, કાયાએ, જીઠું બોલવું નહિ, બોલાવવું નહિ, જીઠું બોલતાને અનુમોદવું નહિ.

૩ અદત્તાદાન વિરમણુ—અદત્ત ચાર પ્રકારે હોય છે. સ્વામી અદત્ત, જીવ અદત્ત, તીર્થંકર અદત્ત અને ગુરૂ અદત્ત. વસ્તુના માલેકની રજાવિના લેવું તે સ્વામી અદત્ત, માલેકની રજા હોય પણ તે વસ્તુ અચિત્ત–જીવરહિત ન હોય તો તે જીવ અદત્ત. અચિત્ત પણ હોય પણ તીર્થંકરે કહ્યા પ્રમાણે એષણીક ન હોય તો તીર્થંકર અદત્ત. શાસ્ત્ર આજ્ઞા પ્રમાણે શુદ્ધ એષણીય હોય પણ ગુરૂને પૂછ્યા વિના કે બતાવ્યા વિના ખાવામાં આવે તો તે ગુરૂ અદત્ત ગણાય. ચારે પ્રકારની અદત્ત વસ્તુ ન્હાની કે મ્હોટી થોડી કે ઘણી રજા સિવાય લેવી નહિ, લેવરાવવી નહિ, લેતાને અનુમોદવું નહિ—મન વચન અને કાયાથી.

૪ મૈથુન વિરમણુ—સ્થૂળ અને સૂક્ષ્મ દેવતા મનુષ્ય અને તિર્યંચ સંબંધી મૈથુન સેવે નહિ, સેવરાવે નહિ, સેવતાને અનુમોદે નહિ, મન, વચન અને કાયાએ કરી. નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરવું.

૫ પરિગ્રહ વિરમણુ—સચિત્ત કે અચિત્ત, સ્વલ્પ કે અનલ્પ, અણુ કે મહાન્, કોઇ પણ જાતનો પરિગ્રહ રાખવો નહિ, રખાવવો નહિ, રાખતાને અનુમોદવું નહિ, મન, વચન અને કાયાએ કરી. આ પાંચ મહાવ્રતો જાવજીવ સુધી પાળવાનાં હોય છે. મહાવ્રતની અપેક્ષાએ અણુ–ન્હાનાં વ્રતો તે અણુવ્રત અથવા સ્થૂળ એટલે મોટાં વ્રત. તે સ્થૂળ વ્રત ગૃહસ્થને માટે છે. ગૃહસ્થને ગૃહાવાસનો સઘળો વ્યવહાર ચલાવવો પડતો હોવાથી સર્વથા નિવૃત્તિ થઇ શકે નહિ, તો તેણે દેશથી વિરતિ કરવી. સૂક્ષ્મ અંશોનું પાલન થઇ શકે નહિ તો સ્થૂળ અંશોનું પાલન કરવું. ગૃહસ્થનાં વ્રતો બાર છે.

## બાર વ્રતો.

૧ સ્થૂળ પ્રાણાતિપાત વિરમણુ વ્રત—હાલતા ચાલતા જીવોને જાણી બૂઝી વિના અપરાધે ( વિકલેંદ્રિયને અપરાધ થયે પણ ) મારવાની બુદ્ધિથી

મન, વચન અને કાયાએ મારવા નહિ અને મરાવવા નહિ. જેનાથી નિરંતર ત્રસ જીવની હિંસા થાય એવાં માંસ, મદિરા, મધ, માખણુ વગેરે પદાર્થો વાપરવા નહિ.

૨ સ્થૂળ મૃષાવાદ વિરમણુ—જે વ્યવહારમાં જુઠાણારૂપ ગણાય અને જેનાથી અનર્થ નિપજે તેવું જુઠું બોલવું બોલાવવું નહિ.

૩ સ્થૂળ અદત્તાદાન વિરમણુ—મોટકી ચોરી કરવી નહિ, એટલે કાયદામાં પણ જેને ચોરી કહે છે, તેવી રીતે કોઇની પણ વસ્તુ ચોરવી નહિ, ચોરાવવી નહિ.

૪ સ્થૂળ મૈથુન વિરમણુ—પરદારાનો સર્વથા ત્યાગ, સ્વદારા સાથે મર્યાદિત થવું, પર્વણી તિથિઓમાં સર્વથા બ્રહ્મચર્ય પાળવું.

૫ સ્થૂળ પરિગ્રહ વિરમણુ વ્રત—ક્ષેત્ર, ઘર, સોનું, રૂપું, ધન, ધાન્ય, માણુસ, નોકર-ચાકર, પશુ વગેરેની તૃષ્ણા ઉપર અંકુશ મૂકવો; પરિગ્રહની મર્યાદા કરવી, અન્યાયોપાર્જિત દ્રવ્યની ઇચ્છા ન કરવી.

૬ દિગ્ વ્રત—છ દિશાઓનું માન કરવું. બાંધેલી મર્યાદા ઉપરાંત ગમન કરવું નહિ.

૭ ભોગોપભોગ વ્રત—ખાવા પીવાની અને પહેરવા ઓઢવાની તેમ જ વાહન વગેરે ચીજોની મર્યાદા કરવી, અને પંદર કર્માદાનના વ્યાપારનો ત્યાગ કરવો.

૮ અનર્થ દંડ વિરમણુ—આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન ધરવું નહિ. જીવોની યતના કરવામાં પ્રમાદ આચરવો નહિ. હિંસા થાય તેવાં ઉપકરણો રાખવાં નહિ, અને બીજાઓને આપવાં નહિ. સ્વાર્થ વિના બીજાઓને પાપકારી ઉપદેશ કે સલાહ આપવી નહિ.

૯ સામાયક વ્રત—સમભાવ ઉત્પન્ન થાય તેવી રીતે સામાયક ક્રિયા કરવી.

૧૦ દિશાવકાશિક વ્રત—દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી પૂર્વે બાંધેલ દિશાઓની મર્યાદાને સંકોચવી, તેમ જ વ્રતમાં રાખેલ છૂટને સંકોચી હદ બાંધવી.

૧૧ પૌષધ વ્રત—આઠમ ચૌદશ પાખીને દિવસે આઠપહોરો પોષો કરવો.
૧૨ અતિથિ સંવિભાગ વ્રત—સાધુ સાધ્વી વગેરે સુપાત્રમાં નિર્મળ ભાવથી ઉચિત વસ્તુનું દાન કરવું.

ઉપર જણાવેલાં મહાવ્રતો અને અણુવ્રતો પાપની ક્રિયાને અટકાવે છે, રોકે છે, માટે સંવરરૂપ છે. મહાવ્રતો સર્વથા પાપક્રિયાને રોકે છે, તેથી સર્વ વિરતિરૂપ છે ત્યારે અણુવ્રતો એક દેશથી પાપક્રિયાને રોકે છે અને એક દેશથી પાપક્રિયા ચાલુ રહે છે માટે તે દેશ વિરતિરૂપ છે. શક્તિ અને ઇચ્છાના પ્રમાણમાં મહાવ્રત અને અણુવ્રતનો અધિકાર પ્રાપ્ત થાય છે. ગૃહસ્થાશ્રમીથી સર્વથા પાપક્રિયા-આરંભ સમારંભ રોકી ન શકાય, તેને માટે આગારવાળાં-છૂટછાટવાળાં અણુવ્રતો યોજેલાં છે, ત્યારે ત્યાગીઓ સંસાર વ્યવહારની જંજાળથી છૂટા થએલા હોવાથી આરંભ સમારંભ વિના ચલાવી શકે માટે તેમને મહાવ્રતો અંગીકાર કરવાનો અધિકાર છે. આગળ જણાવવામાં આવ્યું છે કે કેટલીએક પાપક્રિયા આપણે જાતે કરતા નથી તોપણ જ્યાંસુધી તેના પચ્ચખાણ-નિયમ કરવામાં ન આવે ત્યાંસુધી સૂક્ષ્મ પ્રવાહથી પાપકર્મ ચાલ્યું આવે છે, કારણકે તેની ઇચ્છાનો નિરોધ કરવામાં નથી આવ્યો અને જ્યાંસુધી અંતર્ગત પણ ઇચ્છા રહી છે, ત્યાંસુધી તે ઇચ્છાનો કયારે પણ આવિર્ભાવ થતાં તે પાપકાર્યમાં વચન અને કાયાથી પણ જોડાવાનો વખત આવી લાગે. માટે જેના વિના ચલાવી શકાય તેવી દરેક પાપક્રિયાનો નિરોધ કરવાને વ્રતો અંગીકાર કરવાં જોઇએ. (૬૦-૬૧)

तृतीयभेदोऽप्रमादः ।

रुजा शरीरं जरया च तद्बलं ।
यशश्च लोभेन यथा विनश्यति ॥
तथा प्रमादैरखिलो गुणव्रज-
स्ततः सुखाय श्रयताच्च पौरुषम् ॥६२॥

अप्रमादफलम् ।

ज्वरे निवृत्ते रुचिरेधते यथा ।
मले गते शाम्यति जाठरी व्यथा ॥
तथा प्रमादे विगतेऽभिवर्द्धते ।
गुणोच्चयो दुर्बलता च नश्यति ॥ ६३ ॥

### સંવરનો ત્રીજો ભેદ અપ્રમાદ.

**અર્થ**—જરા અવસ્થાથી જેમ શરીર દુર્બળ થાય છે, રોગથી જેમ શરીરની ક્ષતિ થાય છે, લોભથી જેમ યશ કીર્તિનો નાશ થાય છે, તેમ મદ વિષય આદિ પ્રમાદના યોગે માનસિક અને આત્મિક તમામ ગુણોનો વિલય થઇ જાય છે. માટે હે સખે! ગુણસંપત્તિ અને સુખસંપત્તિની અભિલાષા રાખતો હોય તો પ્રમાદને એક ક્ષણ પણ રહેવા ન દેતાં અપ્રમાદપણે શુભ પુરૂષાર્થને ભજ. (૬૨)

### અપ્રમાદનું ફળ.

માણસને તાવ ઉતરી ગયા પછી જેમ અનાજ લેવાની ઉત્કટ રૂચિ ઉત્પન્ન થાય છે, પેટમાં જામેલ મળ નીકળી ગયા પછી જેમ જઠરની પીડા શાન્ત થાય છે, તેવી રીતે જ્યારે પ્રમાદ દૂર થાય છે, ત્યારે માનસિક અને આત્મિક ગુણો ઉત્પન્ન થવા માંડે છે અને જ્યાં ગુણો ઉત્પન્ન થયા ત્યાં દોષો વિલય પામવાની સાથે મન અને આત્માની દુર્બળતા દૂર થાય છે. (૬૩)

**વિવેચન**—પ્રમાદ એ એક આત્માનો રોગ છે. તેની હયાતી રહે ત્યાંસુધી આત્મિક ગુણોનો વિકાશ થતો નથી. આ રોગને દૂર કરવા માટે સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય, મિશ્રમોહનીય અનંતાનુબંધીની ચોકડી, અપ્રત્યાખ્યાનીની ચોકડી, પ્રત્યાખ્યાનીની ચોકડી અને સંજ્વલનનો ક્રોધ, એ મોહનીયની સોળ પ્રકૃતિ ઉપશમાવવી કે ખપાવવી જોઇએ. તે પ્રકૃતિઓ ખપે ત્યારે અપ્રમત્તાવસ્થા પ્રાપ્ત થવાની સાથે સાતમું ગુણસ્થાનક પ્રાપ્ત થાય.

નીરોગી અને બળવાન્ માણસ જેમ સ્હેલાઇથી ઉંચાણના પ્રદેશમાં ચ્હડી શકે છે તેમ અપ્રમાદને યોગે બળવાન્ થએલો આત્મા સ્હેલાઇથી ઉપશમ કે ક્ષપક શ્રેણીએ ચ્હડી શકે છે. સૂક્ષ્મ પ્રમાદ ત્યજવાને પ્રથમ સ્થૂળ પ્રમાદનો ત્યાગ કરવો જોઇએ. શક્તિ, સામગ્રી અને અનુકૂળ સમય મળ્યો હોય છતાં ધર્મકરણી કરવામાં ઉપેક્ષા કરવી, આલસ્ય કરવું, અવશ્ય કરવાની ક્રિયાને અનાવશ્યક માની શુષ્ક જ્ઞાની થવું તે સર્વ સ્થૂળ પ્રમાદ છે. આ પ્રમાદ દૂર કરી દરરોજ બે વખત આત્મચિંતનની સાથે પાપાલોચન કરવું જોઇએ. વ્રતોમાં લાગેલા પાપને માટે પશ્ચાત્તાપ કરવો. આ કાર્ય નિયમિત રીતે કરવાથી પ્રમાદ દૂર થવાની સાથે મન અને આત્માની સ્વચ્છતા થાય છે. એક દિવસ પણ આલસ્ય કરવાથી અંતઃકરણરૂપ ઘરમાં પાપરૂપ કચરો ભેગો થાય છે અને તેથી આંતરિક ભવ્યતા નષ્ટ થાય છે. આ પ્રસંગે પ્રમાદથી પતિત થએલા એક સાધુનું દૃષ્ટાંત આપવું ઉચિત જણાય છે.

**દૃષ્ટાંત**—કોઇ એક મહાત્માની પાસે એક જિજ્ઞાસુએ વૈરાગ્યથી સંસારનો ત્યાગ કરી દીક્ષા લીધી. ગુરૂએ સાધુની દરેક ક્રિયા યતનાથી કરવાનું તેને શીખવ્યું. શિક્ષાનુસાર જિજ્ઞાસુ શિષ્ય પણ દરેક ક્રિયા અપ્રમાદપણે કરવા લાગ્યો. સવારમાં દોઢથી બે કલાક રાત્રિ શેષ હોય ત્યારે ઉંઘ તજી લોગસ્સ અને પ્રથમ સમણસૂત્રનો કાઉસગ્ગ કરતો. ત્યારપછી આગલે દિવસે જે શાસ્ત્રાભ્યાસ કર્યો હોય તેનો સ્વાધ્યાય પુનરાવર્તન કરતો. ત્યારપછી રાત્રે લાગેલ દોષનું નિરાકરણ કરવાને પ્રતિક્રમણ કરતો. પ્રતિક્રમણ થઈ રહ્યું કે તરત એક બે સ્તોત્ર પાઠથી ઇશ્વરસ્તુતિ કરી દિવસ ઉગતે વસ્ત્ર રજોહરણ ગુચ્છો વગેરે દરેક ઉપકરણનું પ્રતિલેખન કરતો. પોતાના અને ગુરૂના ઉપકરણોનું બરાબર સાવચેતીથી પ્રતિલેખન કરી પુંજી તેને સંકેલી રાખતો. એટલું કામ થયું કે ગુરૂની પાસે વિનયપૂર્વક નવીન પાઠની વાંચણી લઇ મૂળ પાઠ કરવા પ્રવૃત્ત થઇ જતો. આહાર પાણી લાવવાનો વખત થાય ત્યારે પાત્રાં ઝોળી વગેરેનું નિરીક્ષણ કરી ગુચ્છાથી પુંજી વ્હોરવા—ભિક્ષા લેવા જતો. વધારે ઘરે જવું પડે તેનું કાંઇ નહિ, પણ થોડાએ દોષ ન લાગે તેવી રીતે આહાર પાણી વ્હોરી લાવી ગુરૂને આહાર કરાવી પોતે આહાર કરતો.

આહારકાર્યથી નિવૃત્ત થયા પછી પુનઃ અભ્યાસ કરવા મંડી જતો. પાછલા પહોરનું પણ પડિલેહણ કરી સાંજે પ્રતિક્રમણ કરતો. ત્યારપછી પણ પહોર રાત્રિ સુધી સ્વાધ્યાય કરી ધ્યાન ધરતો અને પછી સૂતો. આવી નિયમિત ક્રિયાથી તેનો દિવસ સ્હેલાઇથી પસાર થતો. શરીરે કસરત થવાથી શરીર તન્દુરસ્ત અને મન પ્રસન્ન રહેતું અને ગુરૂની પણ પ્રતિદિન કૃપા વધતી જતી હતી. કેટલાક વખત પછી આ શિષ્યને ક્રિયા ઉપર કંટાળો આવવા લાગ્યો. રોજ ને રોજ શું કરવા પડિક્રમણું જોઇએ ? પંદર દિવસે કે મહીનામાં એકવાર કર્યું હોય તો શું ન ચાલે ? રોજ રોજ શામાટે પડિલેહણ જોઇએ ? ક્યાં લુગડામાં ઉંદર કે સર્પ ભરાઇ જાય છે ? આમ કંટાળો આવવાથી થોડે થોડે તેની ક્રિયા મોળી પડવા લાગી. પડિલેહણ કોઇ દિવસે કરે તો ચાર દિવસ ન કરે. ઉઠવાનું પણ અનિયમિત થયું. કોઇ દિવસે પાંચ વાગતે તો કોઇ દિવસે છ વાગતે ઉઠે. પ્રતિક્રમણની પરંપરા પણ ત્રુટી. ગુરૂનો વિનય કરવામાં કે કામકાજ કરવામાં પણ આલસ્ય આવવા માંડ્યું. આવી આનયમિતતાથી તેના શરીરની સ્થિતિ અને મનની સ્થિતિ પણ બગડી. જ્યારે ક્રિયાની કસરત થતી હતી, ત્યારે ખોરાક બરાબર પચી જતો હતો, પણ હવે પચવામાં કસર આવવા લાગી. વળી વૈરાગ્ય પણ કમી થવા માંડ્યો, તેથી ખાવાની આસક્તિ વધી, તેની સાથે ઉપવાસ વગેરે તપસ્યા કરતો હતો તે પણ મુકાઇ ગઇ, તેથી જઠરમાં ઝેરનો સંચય થવા લાગ્યો, તેમાંથી બિમારી થઇ. આથી તેનું શરીર ક્ષીણ થવા લાગ્યું. આ પ્રસંગ જોઇ ગુરૂએ પણ તેને શિક્ષા આપવા માંડી. ઉપાશ્રયની જોડે જ એક ગૃહસ્થનો બંગલો હતો તેને ફરતો બગીચો હતો. બંગલાના શેઠને સ્વચ્છતા ઉપર ઘણો પ્રેમ હતો, તેથી શેઠ નોકરો પાસે તે બરાબર સાફસુફ કરાવતો. માળી વૃક્ષો, લતાઓ અને રોપાઓની દરરોજ સાર સંભાળ કરતો તેથી બગીચો ઘણો સુંદર લાગતો. થોડા વખત પછી શેઠને પરદેશ જવાનું થયું. બંગલો બંધ થયો. નોકરોને રજા આપવામાં આવી. એક માળી રક્ષક તરીકે રહ્યો, પણ 'ધણી વગરનાં ઢોર સુનાં' એ કહેવત પ્રમાણે માળીની પણ બેદરકારી રહી, તેથી અંદરના રસ્તાઓ પાંદડાથી ભરાઇ ગયા. બંગલાની ભીંતોમાં

બાવા અને જાળાં બંધાઇ ગયાં. લતામંડપ વગેરે સર્વ રચના અસ્ત વ્યસ્ત થઇ ગઇ. પેલા ગુરૂ શિષ્યને શેઠના બગીચામાં લઇ ગયા, ત્યારે શિષ્યે પૂછ્યું, મહારાજ ! આ બગીચાની આગળ આટલી બધી સુંદરતા હતી તે ક્યાં ગઇ ? આના રસ્તામાં એક પાંદડું પણ રહેતું નહિ તેને બદલે આજે ચારે તરફ ઘાસ, પાંદડાં અને કચરો ભરાઇ ગયો છે, બેઠકોનું પણ ઠેકાણું નથી, લતામંડપો પણ બધા વિખરાઇ ગયા છે, કેટલાંએક ઝાડના મૂળમાં ઉધાઇનાં પડ બાઝી ગયાં છે, કેટલેક સ્થળે ઉંદર વગેરેએ ખોદેલાં દરો ઉપર માટીના ઢગલા પડ્યા છે, ઠામઠામ જાળા બંધાઇ ગયા છે ! અહો ! જે બાગ એક વખત નંદનવન જેવો રમણીય દેખાતો હતો તે આજે છિન્ન ભિન્ન સ્થિતિમાં કેવો ખરાબ લાગે છે ? આટલું સાંભળી ગુરૂએ જવાબ દીધો, હે ભદ્ર ! બીજાના દોષો દેખવા કે કાઢવા સહેલા છે પણ પોતાના દોષ તરફ કોઇ જુએ છે ? તું તારા શરીર તરફ તો નજર કર કે તે કેવું ખરાબ થઇ ગયું છે ? આજે તને ખોરાક પચતો નથી. જીર્ણ જ્વર પણ આવી જાય છે. ચ્હેરો ફિક્કો થઇ ગયો છે. લોહીમાંથી લાલાશ નિકળી ગઇ છે. આનું કારણ શું તેનો તને વિચાર થાય છે ? શિષ્યે કહ્યું, મહારાજ ! વિચાર તો થાય છે પણ તેનો શો ઉપાય ? એ તો શરીરનો ધર્મ છે. દેહના દંડ દેહને ભોગવવા. ગુરૂએ કહ્યું, હે ભાઇ ! આમાં દેહનો દોષ નથી, પણ તારો પોતાનો જ દોષ છે. બગીચાની અને તારા શરીરની સ્થિતિ લગભગ સરખી થઇ છે. આ બગીચાનો માલેક હાજર હતો અને તે નિયમિત રીતે સાફસુફ થતો હતો ત્યારે રમણીય લાગતો હતો, પણ માલેક હમણાં પરદેશ ગયો છે, પછવાડે માણસો સાર સંભાળ કરતા નથી, તેથી તેની સ્થિતિ ખરાબ થઇ ગઈ છે. તેમ તું પણ પ્રથમ નિયમિત રીતે દરેક ક્રિયા કરતો તેથી તારૂં શરીર સુંદર રહેતું, તેની સાથે મન પણ સારૂં રહેતું હતું. કેટલાક વખતથી તેં ક્રિયાઓ કરવામાં પ્રમાદ કરવા માંડ્યો છે. આ ક્રિયાઓની દરરોજ શું જરૂર છે ? એ ન કરીએ તો એથી શું નુકસાન છે ? એમ ધારી તને તે ઉપર કંટાળો આવ્યો અને બધી ક્રિયાઓ લગભગ મૂકી દીધી તેનું ફળ તને મળ્યું જે તું આજે અનુભવે છે. જો નિયમિત રીતે

ક્રિયા ક્રમપૂર્વક ચાલુ રાખી હોત તો આલસ્ય કે જે એક આત્માનો દુશ્મન છે તેનો પ્રવેશ થાત નહિ. દરરોજ પાપનું આલોચન થવાથી મન પણ સાફ રહેત અને તેથી વૈરાગ્ય દશા પણ જાગૃત રહેત. વૈરાગ્ય તાજો રહેવાથી ખાવાની આસક્તિ વધત નહિ અને અપચો કે જીર્ણજ્વર પણ આવત નહિ. આજે જે શારીરિક કષ્ટ ભોગવવું પડે છે તેનો વખત આવત નહિ. માટે હે ભદ્ર! માળીની અનિયમિતતા અને પ્રમાદથી જેમ બગીચાની દુર્દશા થઇ છે, તેમ તારા પ્રમાદથી તારી પણ દુર્દશા થઇ છે. ગુરૂના હિતબોધે શિષ્યના મન ઉપર ઘણી ઉંડી અસર કરી. તે જ દિવસથી શિષ્ય પુનઃ નિયમિત ક્રિયા કરવા લાગ્યો તેથી તેનું શરીર અને મન બંને સુધરી ગયાં. આ અપ્રમાદની ખુબી છે. ( ૬૨–૬૩ )

चतुर्थभेदोऽकषायः ।

**कषायदोषा नरकायुरर्जका ।**
**भवद्वयोद्वेगकराः सुखच्छिदः ॥**
**कदा त्यजेयुर्मम सङ्गमात्मनो ।**
**विभावयेत्यष्टमभावनाश्रितः ॥६४॥**

### સંવરનો ચોથો ભેદ અકષાય.

અર્થ—ક્રોધ માન માયા અને લોભ એ ચાર કષાયો આત્માના દોષો છે. તેની જેટલી તીવ્રતા તેટલા તીવ્ર રસે અશુભ કર્મોનો બંધ થાય છે. તે કષાયો જો અનંતાનુબંધી હોય છે, તો નરકનું આયુષ્ય બંધાય છે. અપ્રત્યાખ્યાની હોય છે તો તિર્યંચની ગતિનું આયુષ્ય બંધાય છે. તે કેવળ પરભવમાં જ દુઃખ આપતા નથી પણ આ ભવમાં પણ હંમેશ મનને ઉદ્વેગમાં રાખે છે. સુખનાં સાધનોની હાજરીમાં પણ માણસને સુખથી વિમુખ કરાવે છે, માટે દરેક મુમુક્ષુએ હંમેશ એવી ચિંતવના કરવી કે " આ કષાય ચંડાળોથી હું ક્યારે

છુટો થઉં ? જે ક્ષણે કષાયોનો સંગ છૂટશે, તે જ ક્ષણ ખરા સુખની થશે.” (૬૪)

**વિવેચન**—સૂર્યનાં પ્રખર કિરણો ઉન્હાળામાં જેમ પાણીનું શોષણ કરી લે છે, તેમ કષાયની તીવ્ર ગરમી સમતા અને સમાધિરૂપ જળનું શોષણ કરી લે છે. ડિગ્રીની ન્યૂનાધિકતાને લીધે કષાયના ચાર ભાગ પાડવામાં આવ્યા છે. અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સંજ્વલન: આ ચારે વિશેષણો ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાયને લાગુ પડે છે. શાસ્ત્રીય ભાષામાં આ કષાયો અધ્યવસાયના એક સ્થૂલ રૂપ તરીકે ઓળખાય છે. લોકભાષામાં તેને હૃદયનો એક પ્રકારનો આવેશ, જુસ્સો કે લાગણી કહી શકાય. ક્રોધની લાગણીમાં હૃદયની સ્થિતિ છિન્નભિન્ન થાય છે. માનના આવેશમાં હૃદયની સ્થિતિ કઠિણ થાય છે. માયામાં આંટી ઘુંટી વાળી વક્ર સ્થિતિ જણાય છે અને લોભના આવેશમાં શોષક અથવા ચિકાશવાળી સ્થિતિ જણાય છે. આ કષાય, આ ભવ અને પરભવ બંનેને બગાડે છે. કષાયને જીતે છે તે જ સુખી થાય છે અને મોક્ષપદની યોગ્યતા મેળવે છે. સૂત્રકૃતાંગ સૂત્રના છઠ્ઠા અધ્યયનમાં કહ્યું છે કે—

कोहं च माणं च तहेव मायं ।
लोभं चउच्छं अज्झच्छदोसा ॥
एयाणि वंता अरहा महेसी ।
न कुव्वइ पाव न कारवेइ ॥ १ ॥

**અર્થ**—ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર આધ્યાત્મિક દોષ છે, અધ્યાત્મ માર્ગમાં લુંટ ચલાવનાર લુંટારાઓ છે. એમને દૂર કરવામાં આવે છે, ત્યારે જ મહર્ષિ અને અરિહંત પદ મેળવાય છે, અને ત્યારે જ પાપના કરવા કરાવવાથી બચી શકાય છે. મહાવીર સ્વામીએ ચાર કષાયોને ત્યજ્યા ત્યારે જ મહર્ષિ કે અરિહંત થયા અને પાપ કર્મોથી દૂર થયા. કષાયયુક્ત જીવો આ ભવમાં અને પરભવમાં કેવા દુઃખી થાય છે તેના ઉપર યુગાદિદેશનામાં આપેલું સકષાય કુટુંબનું દૃષ્ટાંત અત્રે બતાવવું ઉચિત થશે.

**દૃષ્ટાંત**—વિજયવર્ધન નગરમાં રૂદ્રદેવ નામનો એક ગૃહસ્થ રહેતો હતો. અગ્નિશિખા નામની પત્નીથી તેને ત્રણ પુત્રો થયાં હતા. મ્હોટાનું નામ ડુંગર, વચેટનું કુંડગ અને ન્હાનાનું નામ સાગર હતું. ડુંગર અહંકારી, કુંડગ કપટી અને સાગર લોભી હતો. રૂદ્રદેવ અને અગ્નિશિખા એ બંને ક્રોધી સ્વભાવનાં હતાં. ત્રણ દીકરાને યોગ્ય સ્થળે પરણાવ્યા પણ કર્મયોગે તે જેવા સ્વભાવના માણસો હતા તેવા જ સ્વભાવની તેમને સ્ત્રીઓ મળી. ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાયોએ જ જાણે તે કુટુંબમાં અવતાર લીધો હોયની તેમ દરેક જણ કષાયના યોગથી પોતપોતાની ધુનમાં જુદાઇમાં ને જુદાઇમાં રમતું હતું. ક્રોધ ક્રોધને અંતરથી ચ્હાતું નહિ. બે દિવસ કંઇક શાંતિના પસાર થાય તો ત્રીજે દિવસે તો ક્યાંય ને ક્યાંયથી કજીઓ આવીને ઉભો રહેતો. જેમ વિવિધ વ્યાધિઓથી શરીર પીડા પામે તેમ ક્લેશ કંકાસથી તે કુટુંબ પીડિત થવા લાગ્યું. રૂદ્રદેવને ડુંગરની મોટી ડંફાશ અને અભિમાનયુક્ત વાતોથી, કુંડગની કપટક્રિયાની અને સાગરની લોભવૃત્તિથી હંમેશ ત્રાસ ઉત્પન્ન થતો.

જ્યારે ગરમી, કઠિનતા, વક્રતા અને શોષકતા અગર ચિકાશ ઉત્કૃષ્ટ હદે—ઉંચી ડિગ્રીએ પહોંચે છે, ત્યારે આ ચાર કષાય અનંતાનુબંધી કહેવાય છે. સ્થાનાંગ સૂત્રમાં આ ચારે સ્થિતિઓ દૃષ્ટાંતથી સમજાવી છે. ઉંચામાં ઉંચી ડિગ્રીના ક્રોધને પર્વતની રાઇ રેખા—તરડની ઉપમા આપી છે. પથ્થરમાં રેખા પડી પાછી મળે નહિ, તેમ અનંતાનુબંધી ક્રોધથી ભિન્ન પડેલાં અંતઃકરણો જીવનપર્યંત પાછાં મળે નહિ. અપ્રત્યાખ્યાની ક્રોધને તળાવની માટીમાં પડેલી તરડની ઉપમા આપી છે, તે શીયાળો પડે છે અને ચોમાસાનો વરસાદ થતાં મળી જાય છે, તેમ અપ્રત્યાખ્યાની ક્રોધથી ભિન્ન પડેલાં મનો સંવત્સરીમાં જોડાઇ જાય. પ્રત્યાખ્યાની ક્રોધને વેળુની લિંટીની ઉપમા આપી છે. વેળુની રેખા શિયાળામાં પૂર્વના પવનથી પડે છે તો ઉન્હાળામાં પશ્ચિમના પવનથી પુરાઇ જાય છે. તેમ પ્રત્યાખ્યાની ક્રોધથી તુટેલાં મન ચાર માસમાં જોડાઇ જાય. સંજ્વલનના ક્રોધને પાણીની રેખા સાથે સરખાવ્યો છે. પાણીમાં રેખા જે વસ્તુથી પડી તે વસ્તુ દૂર થતાંની સાથે જ પાણી પાછું મળી જાય છે

તેમ સંજ્વલનના ક્રોધથી તુટેલું મન તરત જ જોડાઇ જાય છે. વધારેમાં વધારે તેની પંદર દિવસની સ્થિતિ છે. એવી જ રીતે અનંતાનુબંધી માનની પથ્થરના થંભની સાથે, અપ્રત્યાખ્યાની માનની હાડકાંના થંભની સાથે, પ્રત્યાખ્યાની માનની લાકડાના થંભની સાથે અને સંજ્વલનના માનની નેતરની છડીની સાથે સરખામણી કરવામાં આવી છે. આગલા આગલા થંભ કરતાં પાછલા પાછલા થંભની કઠિનતા કમી છે તેમ આગલા માન કરતાં પાછલા પાછલા માનની કઠિનતા ઓછી છે. અનંતાનુબંધી માયા વાંસની ગાંઠ જેવી વક્ર, અપ્રત્યાખ્યાની માયા ઘેટાના શિંગડા જેવી, પ્રત્યાખ્યાની માયા ગોમુત્રિકા જેવી અને સંજ્વલનની માયા નેતરની છોઇ જેવી છે. પૂર્વ કરતાં પાછળની વક્રતા ઓછી ઓછી છે. અનંતાનુબંધી લોભ કિરમજના રંગ જેવો, અપ્રત્યાખ્યાની લોભ ખાળના કાદવ જેવો, પ્રત્યાખ્યાની લોભ ગાડાના ખંજનના રાગ જેવો અને સંજ્વલનનો લોભ હળદરના રંગ જેવો છે. કિરમજનો રંગ કપડું ફાટી જાય ત્યાંસુધી ઉડતો નથી પણ હળદરનો રંગ તડકો જોતાં તરત ઉડી જાય છે, તેમ અનંતાનુબંધી લોભ જીંદગી સુધી રહે છે, ત્યારે સંજ્વલનનો લોભ થોડા વખતમાં ભુંસાઇ જાય છે. તેની સંગ્રાહક શક્તિ થોડી છે અને તેથી પ્રદીપ્ત થતા ક્રોધના અગ્નિના ભડકાથી તેનું મન નિરંતર સંતપ્ત રહેતું. કોઇ કોઇ વખતે પોતાની સ્ત્રી પાસે તે પોતાનું દુઃખી હૃદય ખાલી કરતો; તેમાં પણ વખતે શાંતિ થતી અને વખતે બંને તરફથી જ્વાળાઓ પ્રસરતી. એકદા રૂદ્રદેવે કંઇક પ્રસન્નતામાં પોતાની પત્નીને કહ્યું, ભદ્રે ! આપણા છોકરાઓ જુવાનીના મદમાં અને સ્ત્રીઓના પ્યારમાં પાગલ થઇ આપણી સ્હામે બોલે છે. કહ્યું છે કે—

यौवने विकरोत्येव । मनः संयमिनामपि ॥
राजमार्गेपि रोहन्ति । प्रावृट्काले किलाङ्कुराः ॥ १ ॥

અર્થ—યૌવન અવસ્થા સંયમી પુરૂષોના મનને પણ વિકારી બનાવી દે છે. વર્ષા ઋતુમાં રાજમાર્ગમાં પણ અંકુરાઓ ઉગી નીકળે છે. હે પ્રિયે ! હજુ તો આપણે કામકાજ કરી શકીએ છીએ, ત્યારે પણ આવી અવસ્થા

કરે છે, તો આપણી વૃદ્ધાવસ્થામાં આપણા કેવા હાલ કરશે? આ ત્રાસથી બચવાને આપણે કંઇક સાધન રાખવું જોઇએ. મેં ગુપ્ત રીતે ત્રણ હજાર સોનામ્હોરો છુપાવી રાખી છે. લે, તેમાંથી એક હજાર તું તારા કબજામાં ગુપ્ત રીતે જમીનમાં દાટી રાખજે, અને બે હજાર મારા હસ્તક હું ગુપ્ત દાટી રાખું છું. હું અમુક ઠેકાણે દાટું છું અને તું અમુક સ્થળે દાટજે. કદાચ હું તારા પહેલાં આ મુસાફરી પૂરી કરૂં તો મારી બે હજાર મ્હોરો મારા પછવાડે ધર્મકાર્યમાં ખર્ચજે. આ વાત બીજા કોઇને જાણવા દઇશ નહિ. અગ્નિશિખાએ તે બધું કબુલ કર્યું પણ જે ઓરડામાં આ વાતચીત થતી હતી તેની બહાર સંતાઇને ઉભી રહેલી કુંડગની સ્ત્રી નિકૃતિ અને સાગરની સ્ત્રી સંચયાએ તે બધી વાત ગુપચુપ સાંભળી લીધી. દેરાણી જેઠાણી બંને જણી સ્વાર્થ સાધવાને પરસ્પર મળી ગઇ. સાસુની પાસે આવી બંને જણી કહેવા લાગી કે, સાસુજી! આજસુધી અમે તમારો વિનય ન કર્યો તેને માટે બહુ ખેદ થાય છે. જુવાનીના મદમાં ઉન્મત્ત થઇ કેટલીએક વાર તમારી સામે બોલી તમારી અવજ્ઞા કરી તે પ્રસંગ આ વખતે અમારા મનમાં બહુ જ ખટકયા કરે છે. હે અંબા! આજથી અમારો સ્વભાવ બદલાઇ ગયો છે, એમ ખાત્રીથી માનજો. હવેથી કોઇ પણ કાર્ય હોય તે મહેરબાની કરીને અમને બતાવજો. અગ્નિશિખા આ કપટયુક્ત સંભાષણથી ભોળવાઇ ગઇ અને તેમનું કહેવું ખરૂં માનવા લાગી. થોડા વખતમાં બંને વહુઓએ સાસુનું મન જીતી લીધું. સાસુએ વિચાર કર્યો કે જ્યારે આવી વિનીત વહુઓ ચાકરી કરનાર છે, ત્યારે મારે સોનામ્હોરો શામાટે ગુપ્ત રાખવી? ગુપ્ત રાખેલી સોનામ્હોરો આપી દેવાથી તેઓ ઓર વધારે સત્કાર કરશે, એમ ધારી અગ્નિશિખાએ પ્રસન્ન મને વહુઓને સોનામ્હોરો લેવાનું કહ્યું. માયાવી વહુઓએ કહ્યું, હે અંબા! આપની કૃપા છે તો અમારે સોનામ્હોરો જ છે, અમારે સોનામ્હોરોને શું કરવી છે? તમારી સેવા એ જ અમારે મન મેવા છે. આગ્રહપૂર્વક તેમણે સોનામહોરો લેવાની ના પાડી. આહા! કેટલી બધી નિસ્પૃહતા!! ખૂબ વિશ્વાસ પમાડી અંતે બંને વહુઓએ છાની રીતે હજાર સોનામ્હોરો કાઢી લીધી અને તેને બદલે પથરાઓ ભરી કહા-

તેમ સંજ્વલનના ક્રોધથી તુટેલું મન તરત જ જોડાઇ જાય છે. વધારેમાં વધારે તેની પંદર દિવસની સ્થિતિ છે. એવી જ રીતે અનંતાનુબંધી માનની પથ્થરના થંભની સાથે, અપ્રત્યાખ્યાની માનની હાડકાંના થંભની સાથે, પ્રત્યાખ્યાની માનની લાકડાના થંભની સાથે અને સંજ્વલનના માનની નેતરની છડીની સાથે સરખામણી કરવામાં આવી છે. આગલા આગલા થંભ કરતાં પાછલા પાછલા થંભની કઠિનતા કમી છે તેમ આગલા માન કરતાં પાછલા પાછલા માનની કઠિનતા ઓછી છે. અનંતાનુબંધી માયા વાંસની ગાંઠ જેવી વક્ર, અપ્રત્યાખ્યાની માયા ઘેટાના શિંગડા જેવી, પ્રત્યાખ્યાની માયા ગોમુત્રિકા જેવી અને સંજ્વલનની માયા નેતરની છોઇ જેવી છે. પૂર્વ કરતાં પાછળની વક્રતા ઓછી ઓછી છે. અનંતાનુબંધી લોભ કિરમજના રંગ જેવો, અપ્રત્યાખ્યાની લોભ ખાળના કાદવ જેવો, પ્રત્યાખ્યાની લોભ ગાડાના અંજનના રાગ જેવો અને સંજ્વલનનો લોભ હળદરના રંગ જેવો છે. કિરમજનો રંગ કપડું ફાટી જાય ત્યાંસુધી ઉડતો નથી પણ હળદરનો રંગ તડકો જોતાં તરત ઉડી જાય છે, તેમ અનંતાનુબંધી લોભ જીંદગી સુધી રહે છે, ત્યારે સંજ્વલનનો લોભ થોડા વખતમાં ભુંસાઇ જાય છે. તેની સંગ્રાહક શક્તિ થોડી છે અને તેથી પ્રદીપ્ત થતા ક્રોધના અગ્નિના ભડકાથી તેનું મન નિરંતર સંતપ્ત રહેતું. કોઇ કોઇ વખતે પોતાની સ્ત્રી પાસે તે પોતાનું દુઃખી હૃદય ખાલી કરતો; તેમાં પણ વખતે શાંતિ થતી અને વખતે બંને તરફથી જવાળાઓ પ્રસરતી. એકદા રૂદ્રદેવે કંઇક પ્રસન્નતામાં પોતાની પત્નીને કહ્યું, ભદ્રે! આપણા છોકરાઓ જુવાનીના મદમાં અને સ્ત્રીઓના પ્યારમાં પાગલ થઇ આપણી સ્હામે બોલે છે. કહ્યું છે કે—

यौवने विकरोत्येव । मनः संयमिनामपि ॥
राजमार्गेपि रोहन्ति । प्रावृट्काले किलाङ्कुराः ॥ १ ॥

અર્થ—યૌવન અવસ્થા સંયમી પુરૂષોના મનને પણ વિકારી બનાવી દે છે. વર્ષા ઋતુમાં રાજમાર્ગમાં પણ અંકુરાઓ ઉગી નીકળે છે. હે પ્રિયે! હજુ તો આપણે કામકાજ કરી શકીએ છીએ, ત્યારે પણ આવી અવસ્થા

કરે છે, તો આપણી વૃદ્ધાવસ્થામાં આપણા કેવા હાલ કરશે? આ ત્રાસથી બચવાને આપણે કંઇક સાધન રાખવું જોઇએ. મેં ગુપ્ત રીતે ત્રણ હજાર સોનામ્હોરો છુપાવી રાખી છે. લે, તેમાંથી એક હજાર તું તારા કબજામાં ગુપ્ત રીતે જમીનમાં દાટી રાખજે, અને બે હજાર મારા હસ્તક હું ગુપ્ત દાટી રાખું છું. હું અમુક ઠેકાણે દાટું છું અને તું અમુક સ્થળે દાટજે. કદાચ હું તારા પહેલાં આ મુસાફરી પૂરી કરૂં તો મારી બે હજાર મ્હોરો મારા પછવાડે ધર્મકાર્યમાં ખર્ચજે. આ વાત બીજા કોઇને જાણવા દઇશ નહિ. અગ્નિશિખાએ તે બધું કબુલ કર્યું પણ જે ઓરડામાં આ વાતચીત થતી હતી તેની બહાર સંતાઇને ઉભી રહેલી કુંડગની સ્ત્રી નિકૃતિ અને સાગરની સ્ત્રી સંચયાએ તે બધી વાત ગુપચુપ સાંભળી લીધી. દેરાણી જેઠાણી બંને જણી સ્વાર્થ સાધવાને પરસ્પર મળી ગઇ. સાસુની પાસે આવી બંને જણી કહેવા લાગી કે, સાસુજી! આજસુધી અમે તમારો વિનય ન કર્યો તેને માટે બહુ ખેદ થાય છે. જુવાનીના મદમાં ઉન્મત્ત થઇ કેટલીએક વાર તમારી સામે બોલી તમારી અવજ્ઞા કરી તે પ્રસંગ આ વખતે અમારા મનમાં બહુ જ ખટકયા કરે છે. હે અંબા! આજથી અમારો સ્વભાવ બદલાઇ ગયો છે, એમ ખાત્રીથી માનજો. હવેથી કોઇ પણ કાર્ય હોય તે મહેરબાની કરીને અમને બતાવજો. અગ્નિશિખા આ કપટયુક્ત સંભાષણથી ભોળવાઇ ગઇ અને તેમનું કહેવું ખરૂં માનવા લાગી. થોડા વખતમાં બંને વહુઓએ સાસુનું મન જીતી લીધું. સાસુએ વિચાર કર્યો કે જ્યારે આવી વિનીત વહુઓ ચાકરી કરનાર છે, ત્યારે મારે સોનામ્હોરો શામાટે ગુપ્ત રાખવી? ગુપ્ત રાખેલી સોનામ્હોરો આપી દેવાથી તેઓ ઓર વધારે સત્કાર કરશે, એમ ધારી અગ્નિશિખાએ પ્રસન્ન મને વહુઓને સોનામ્હોરો લેવાનું કહ્યું. માયાવી વહુઓએ કહ્યું, હે અંબા! આપની કૃપા છે તો અમારે સોનામ્હોરો જ છે, અમારે સોનામ્હોરોને શું કરવી છે? તમારી સેવા એ જ અમારે મન મેવા છે. આગ્રહપૂર્વક તેમણે સોનામહોરો લેવાની ના પાડી. આહા! કેટલી બધી નિસ્પૃહતા!! ખૂબ વિશ્વાસ પમાડી અંતે બંને વહુઓએ છાની રીતે હજાર સોનામ્હોરો કાઢી લીધી અને તેને બદલે પથરાઓ ભરી કહા-

ડચા. સ્વાર્થ સધાઇ રહ્યા પછી બંનેની ભક્તિ મોળી પડી ગઇ. સાસુનો જે સત્કાર થતો હતો અને વિનયમર્યાદા જળવાતી હતી તેમાં ફેર પડચો, એટલું જ નહિ પણ થોડા વખત પછી તો ભક્તિભાવ તદ્દન લુપ્ત થઇ ગયો. જેવી રીતે અગ્નિશિખાને તેની વહુઓએ ઠગી તેવી જ રીતે તેના ધણીઓ કુંડગ અને સાગરે પોતાના પિતાને છેતર્યો. બંનેની ગુપ્ત મુડી ચોરાઇ ગઇ. ભક્તિના ફેરફારથી વહેમ પડતાં દાટેલી જગ્યાએ જોયું તો પથરા નિકળ્યા. સોનામ્હોરો ન મળી એટલે વહુઓને અને દીકરાઓને બોલાવી બંનેએ પૂછવા માંડયું પણ માયાવી જનોએ આકરામાં આકરા સોગંદ ખાઇ પોતાની સત્યતા જાહેર કરી. ચોરની મા કોઠીમાં મ્હોં નાંખી રૂવે, તેમ રૂદ્રદેવ અને અગ્નિશિખા મનમાં ને મનમાં બળી રહ્યાં. ઘરની ફરીયાદ કોની પાસે કરવી ? એકદા રૂદ્રદેવ પોતાની સ્ત્રી પાસે આવી બેઠો, અને હજાર સોનામ્હોર ખોઇ નાંખવા બદલ ઠપકો આપવા લાગ્યો. અગ્નિશિખાએ જવાબમાં કહ્યું કે મેં તો ગુમાવી પણ તમે કેમ સાચવી શકયા નહિ ? બીજાને કહેવું સ્હેલ છે પોતાનો તો વિચાર કરતા નથી. આ સાંભળી રૂદ્રદેવનો મિજાજ ગયો, અરે મને કહેનાર તું કોણ ? શું સોનામ્હોરો તારા બાપને ઘેરથી લાવી હતી ? એ તો હું કમાયો હતો અને મેં ખોઇ, તું શાની ડહાપણ ડોળે છે ? અગ્નિશિખાનો સ્વભાવ પણ અગ્નિ જેવો ગરમ હતો, તેથી છાની રહી શકી નહિ, પણ ઉત્તર પ્રત્યુત્તર વાળ્યા, તેથી રૂદ્રદેવનો રૌદ્ર સ્વભાવ અતિગરમ થયો. અગ્નિમાં ઘી હોમાયાથી ભડકો થાય, તેમ ક્રોધાગ્નિ પ્રદીપ્ત થયો. નેત્રો લાલચોળ થઇ ગયાં. તે દાંતીયાં કરી કહેવા લાગ્યો કે, પાપિણી ! તું મ્હારી સામે યદ્વાતદ્વા બોલે છે ? તું કુલાંગના જ નથી. અગ્નિશિખાએ પણ તપ્ત થઇને કહ્યું, જયારથી તમારે પલ્લે પડી ત્યારથી જ મારૂં કુળ નાશ પામ્યું છે. આ શબ્દોથી રૂદ્રદેવે એકદમ આવેશમાં આવી જઇ પાસે પડેલી લાકડીનો એક સખ્ત ફટકો માર્યો. કર્મયોગે અગ્નિશિખા ઉઠીને ભાગવા જતી હતી, ત્યાં માથામાં લાકડી સખ્ત વાગવાથી ત્યાં જ તેનાં સો વરસ પુરાં થઇ ગયાં. રૌદ્રધ્યાનમાં મરણ પામવાથી તે પોતાના જ ઘરમાં ઝેરથી ભરેલી કાળી નાગણ રૂપે અવતરી. આમ તેમ ઘરમાં ભમતાં સોનામ્હોરો જોઇ ખુશ થઇ. એટલામાં જ પોતાનું ઘર બનાવી તે

નાગણુ રહેવા લાગી. એકદા નિકૃતિના મનમાં ચોર પેઠો. દેરાણીને ઠગીને તે નિધાન પોતાની માલેકીનું કરી લેવું એવો લોભ નિકૃતિને જાગ્યો તેથી જેવી તે નિધાન લેવા ગઇ, તેવી જ નાગણીએ તેને ડંશી. ઝેર ચ્હડવાથી મરણ પામી તે આર્તધ્યાનને યોગે ત્યાં ને ત્યાં જ નકુલણી થઇ. માયાના લોભથી નાગણી અને નકુલણીનો પરસ્પર કલહ થવા લાગ્યો. જેઠાણીના મરણથી સંચયા અંદરખાને ખુશ થઇ, એમ ધારીને કે હવે બધી સોનામહોરો મને એકલીને જ મળશે. માયાના લોભમાં તણાતી તે જેવી સોનામ્હોરો લેવા ગઇ, તેવી જ જેઠાણીની માફક નાગણનો ભોગ થઇ પડી. તે પણ અશુભ અધ્યવસાયમાં મરણ પામી, તે જ શેરીમાં કુતરી થઇ. પાછળથી સાગરે દ્રવ્યને લોભે ભાઇને વિષ દઇ મારી નાંખ્યો, તે પણ ઘરની અંદર કાળરૂપ ભયંકર સર્પ થયો અને સાગર જ્યારે નિધાન લેવા આવ્યો ત્યારે તેને પૂર્વના વૈરભાવથી ડંશ માર્યો તેથી તે પણ મરણ પામી નોળીઓ થયો. નિધાનના લોભથી તે બંને પણ પરસ્પર લડવા લાગ્યા. એકદા રૂદ્રદેવ દુકાનેથી ઘેર આવતો હતો, તે વખતે અભિમાની ડુંગર પગ ઉપર પગ ચ્હડાવી મૂછો મરડતો બેઠો હતો. રૂદ્રદવે તેને કંઇક કામ બતાવ્યું પણ તેણે ઉદ્ધતાઇપૂર્વક ચોખ્ખી ના પાડી તેથી કુપિત થએલા રૂદ્રદેવે તેને ઠપકો આપ્યો કે હજુ તો બાપની કમાણી ઉપર તાગડધીન્ના કરે છે, અને આટલું બતાવ્યું કામ પણ કરતો નથી ? દુષ્ટ ! ચંડાળ ! તારા જેવા નાલાયક છોકરા કરતાં વાંઝીયાપણું વધારે સારૂં છે. કઠોર વચનથી અહંકારી ડુંગરનો મિજાજ પણ હદની બહાર ગયો. બંને સામસામા લડવા લાગ્યા. તે દરમ્યાન નાગણી અને નકુલણી, સર્પ અને નોળીયો પણ બિલમાંથી બહાર નીકળી લડવા લાગ્યાં. ડુંગરની સ્ત્રી શિલા નિધાન લેવા ગઇ, તેટલામાં કુતરીએ તેને કરડી તેથી તેણી ભુંડે હાલે જમીનપર ઢળી પડી. કષાયના ભિન્ન ભિન્ન પાત્રોનો આ અવનવો દેખાવ રસ્તે ચાલતા માણસોને આકર્ષવા લાગ્યો. તમાસાની માફક આ નાટક જોવા ઘણાં માણસો ભેગાં થઇ ગયાં. તે દરમ્યાન એક જ્ઞાની તપસ્વી મુનિ ગોચરી માટે ફરતા ત્યાં આવી પહોંચ્યા. જ્ઞાનબળથી

બધી હકીકત જાણી, તે મુનિ પણ કષાયનું પરિણામ જાહેર કરવાને ત્યાં ઉભા રહ્યા. મસ્તક ધુણાવતાં મનમાં ને મનમાં તે કહેવા લાગ્યા કે, અહા! મોહ અને કષાયને લીધે માણસોની કેવી વિટંબના થાય છે? રૂદ્રદેવ કલહ બંધ કરી મુનિને મસ્તક ધુણાવવાનું કારણ પૂછવા લાગ્યો ત્યારે મુનિએ સર્વ હકીકત સવિસ્તર કહી સંભળાવી કે, હે શેઠ! આ બધી લીલા તમારી સોના-મ્હોરોના લોભની અને કષાય પ્રકૃતિની છે. નોળીયો અને સર્પ તે બંને ત્હારા પુત્રો છે. નાગણી તે ત્હારી પત્ની અને નકુલણી તે પુત્રવધૂ છે. આ કુતરી પણ પુત્રવધૂ જ છે. કષાયથી આખા કુટુંબની કેવી પાયમાલી થઇ છે અને કેટલી વિટંબના ભોગવવી પડી છે તેનો ચિતાર આ તમારી નજર આગળ જોવામાં આવે છે. ભાઇઓ! આ પરિણામ જોઇ કષાયને દૂર કરો. મુનિના વચનથી પાંચે તિર્યંચોને જાતિસ્મરણ ઉત્પન્ન થયું. તેમણે બધાએ મુનિની સમક્ષ અનશન કર્યું. રૂદ્રદેવ અને ડુંગર પણ વૈરાગ્ય પામી સંસારનો ત્યાગ કરી તે મુનિની પાસે દીક્ષિત થયા. આ ભવમાં અને પરભવમાં કષાય કેવી રીતે દુઃખ ઉપજાવે છે, તે બિના રૂદ્રદેવના કુટુંબની કથા ઉપરથી સારી રીતે સમજાય છે. કષાયનું દુષ્ટ પરિણામ જોઇ જેમ બને તેમ કષાયોને પાતળા પાડી ક્ષીણ કરવા. મનમાં ચિંતવવું કે જે દિવસે સર્વથા અકષાયી બનીશ તે દિવસ જ ખરા સુખનો અને શાંતિનો થશે. પ્રયત્ન અને પ્રયાસથી એવી સ્થિતિ પ્રાપ્ત થાય તે સમય જ જીંદગીની સફળતાનો છે. (૬૪)

अशुभप्रवृत्तेस्त्यागः ।

मनोवचोविग्रहवृत्तयोऽशुभा ।
नाना विकारा पुनरैन्द्रियाः सदा ॥
निहन्ति धर्माभिमुखं बलं ततो ।
निरुध्य तांस्त्वं शुभधर्ममाचर ॥६५॥

## સંવરનો પાંચમો ભેદ અશુભ યોગનો ત્યાગ.

**અર્થ**—મનથી કોઇનું ખરાબ ચિંતવવું, દુષ્ટ ઇચ્છાઓ કરવી, કોઇના ઉપર ઇર્ષ્યા કે વેર ઝેર રાખવાં, તે માનસિક અશુભ યોગ. કોઇની નિન્દા કરવી, ગાળો દેવી, આળ ચડાવવાં કે અસત્ય ભાષણ કરવું તે વાચિક અશુભ યોગ. કોઇને દુઃખ આપવું, કોઇના હક્ક ડુબાવવા, ચોરી કરવી, વ્યભિચાર કર્મ સેવવું, તે કાયિક અશુભ યોગ. વિષયાસક્તિમાં ઇન્દ્રિયોનો ઉપયોગ કરવો તે ઐંદ્રિય વિકારો. આ બધી અશુભ પ્રવૃત્તિઓ ધાર્મિક અને આત્મિક બળનો વિનાશ કરે છે, માટે હે બંધો! તે અશુભ પ્રવૃત્તિઓને અટકાવી આત્મિક વીર્ય ફેરવી શુભ ધર્મનો આશ્રય કર, કે જેથી સંવરની નિષ્પત્તિ થવાની સાથે મુક્તિસુંદરીના સ્વયંવરમાં દાખલ થવાનો અધિકાર મળી શકે. (૬૫)

**વિવેચન**—કર્મગ્રંથમાં કહ્યું છે કે બળ, વીર્ય, ઉત્સાહ, શક્તિ, ચેષ્ટા, કરણ એ સર્વ યોગના એકાર્થક-પર્યાયવાચક શબ્દો છે. વીર્યાંતરાયના ક્ષયોપશમથી ઉત્પન્ન થતું વીર્ય કે જેથી જીવ ઔદારિક પુદ્ગલ ગ્રહણ કરી શ્વાસોશ્વાસાદિકપણે પરિણમાવી અવલંબી કામ થયે શ્વાસોશ્વાસ રૂપે મૂકી શકે તે વીર્યવિશેષનું નામ યોગ છે. હલન, ચલન, ખાન, પાન, પાચન, શ્વાસોશ્વાસ, ભાષા, ચિંતવન વગેરે શારીરિક વાચિક અને માનસિક ક્રિયાઓ જે વીર્યવિશેષથી થઇ શકે છે તે વીર્ય મુખ્ય નયે યોગ કહેવાય છે. ઉપચારથી વીર્યવિશેષજન્ય શારીરિક માનસિક અને વાચિક વ્યાપાર-ચેષ્ટા પણ યોગ કહેવાય છે. આંખ, કાન, નાક, જીભ, સ્પર્શ એ પાંચ ઇંદ્રિયોની જોવા સાંભળવા વગેરેની ક્રિયા પણ યોગમાં સમાય છે. કષાય અને પ્રમાદની પેઠે યોગમાં સ્વતઃ દુષ્ટતા નથી પણ દુષ્ટના સંયોગે તેમાં દુષ્ટતા આવે છે. જેમ પાણી સ્વતઃ ખરાબ નથી પણ ગટરમાં પડે છે ત્યારે કાદવના યોગથી ખરાબ થઇ જાય છે, તેમ વીર્યવિશેષ દુષ્ટ મન, દુષ્ટ વચન અને દુષ્ટ કાયામાં રેડાય છે ત્યારે તે અશુભ યોગ ગણાય છે. યોગની સર્વથા નિવૃત્તિ તો ચૌદમે ગુણસ્થાને જ થાય છે. તેરમા ગુણસ્થાનક સુધી તો યોગ રહે છે. કેવળીને મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને કષાય એ ચાર બં-

ધના હેતુઓ નથી, પણ બંધનો હેતુ માત્ર એક યોગ છે, તે પણ અશુભ નહિ પણ શુભ છે. તે નિમિત્તે ઇરિયાવહી બંધ થાય છે, કે જેની સ્થિતિ માત્ર બે સમયની જ છે. એક સમયે બંધાય, બીજે સમયે તે વેદાઇ જાય અને ત્રીજે સમયે તે નિર્જરી નાંખે. કુંભારે ચાકડાને લાકડી વતી જે વેગ આપ્યો હોય તે વેગની નિવૃત્તિ થયા સિવાય જેમ ચાકડો ફરતો અટકતો નથી તેમ જ્યાંસુધી આયુષ્ય આદિ કર્મને લીધે યોગનો વેગ મળેલો છે ત્યાંસુધી યોગની નિવૃત્તિ થતી નથી. સર્વ કર્મોની પૂર્ણાહુતિ થયે જ યોગનો નિરોધ થઇ શકે છે. તેથી હાલના મનુષ્યોને કરવાનું એટલું જ છે કે જેમ બને તેમ દુષ્ટ–અશુભ યોગની નિવૃત્તિ કરવી. ચિત્તની વૃત્તિઓનું ઉત્થાન પણ આથી જ થાય છે. એટલા માટે જ યોગશાસ્ત્રમાં ચિત્તની વૃત્તિઓના નિરોધને સમાધિ કહી છે. આવી એકાંત સમાધિ સિદ્ધ ન થાય ત્યાંસુધી અશુભ મન, અશુભ વચન અને અશુભ કાયાના વ્યાપારને રોકવા પ્રયત્ન કરવો. ઇર્ષ્યા કરવી, બીજાનું બુરૂં ચિંતવવું, તૃષ્ણા રાખવી, ક્રોધ, લોભ સહજ પ્રસંગમાં દીનતા સેવવી વગેરે મનના દોષો છે. તે સઘળા મનોયોગને દુષ્ટ બનાવે છે. અસત્ય, અપ્રિય, સાવદ્ય, નિન્દાયુક્ત, તિરસ્કારભર્યા, પરને પીડાકારક મર્મવેધક શબ્દો બોલવા, ચાડી ચુગલી કરવી, એ ભાષાના દોષો છે. તે વચનયોગને દુષ્ટ બનાવે છે. હિંસા, ચોરી, વ્યભિચાર–મૈથુન વગેરે કાયાના દોષો છે, તે કાયયોગને દુષ્ટ બનાવે છે. જેથી મન, વચન અને કાયાના યોગ દુષ્ટ બને છે તે સઘળા દોષો ત્યાજ્ય છે, તેને દૂર કરવા. સ્વતઃ દૂર ન થાય તો શુભ યોગના આશ્રયથી દૂર કરવા. અહિંસા, અદત્તાદાનનિવૃત્તિ, બ્રહ્મચર્ય વગેરેથી કાયાના દોષો દૂર કરવા. સત્ય, પ્રિય, હિત, મિત અને પથ્ય ભાષણથી ભાષાના દોષોને પરિહરવા, અને ક્ષમા, નિર્લોભતા, સરળતા, સમતા, સંતોષ, વૈરાગ્ય, વિવેક, જ્ઞાન, ધ્યાન, સંયમ, શાંતિથી મનના દોષોને દૂર કરવા. કાયાના દોષો સ્થૂળ છે ત્યારે મનના દોષો સૂક્ષ્મ છે, કાયાના દોષો ત્યજવા સહેલ છે, ત્યારે મનના દોષો ત્યજવા જરી મુશ્કેલ છે. કાયાના દોષો સ્વલ્પકાલીન છે, ત્યારે મનના દોષો ચિરંકાળથી વળગેલા છે. દોષોને દમવાની કે ત્યજવાની બે રીતો છે. એક તો સ્થૂળનો પ્રથમ પરિહાર કરી સૂક્ષ્મ

દોષોનો પછી પરિહાર કરવો, કેમકે સ્હેલાઇથી સધાય તે થોડે પરિશ્રમે પણ સાધી શકાય છે. બીજી રીતે સૂક્ષ્મ મનના દોષોને જ પહેલેથી પકડવા. માનસિક દેષો દૂર થશે તો સ્થૂળ દોષોને જીતવા કંઇ પણ મહેનત નહિ પડે, તે તો સ્હેલાઇથી પોતાની મેળે દૂર થઇ જશે. અધિકારી પરત્વે બંને રીતિઓનો જૂદો જૂદો ઉપયોગ થઇ શકે છે. અધિક વીર્ય-સામર્થ્યવાળા અને જ્ઞાનના બળવાળાઓને માટે બીજી રીતિ જ શ્રેયસ્કર છે, ત્યારે મન્દ જ્ઞાનવાળા અને ઉતરતા અધિકારીઓને માટે પહેલી રીતિ સુખકર છે. જેનો જેવો અધિકાર હોય અને જેને જેટલી શક્તિ હોય, તેના પ્રમાણમાં દરેક અશુભ મન, વચન અને કાયાની પ્રવૃત્તિ દૂર કરવી; એટલું જ બસ નથી પણ સાથે સાથે શુભ પ્રવૃત્તિનું બળ મેળવતા જવું. (૬૫)



# (૯) નિર્જરા ભાવના.

इन्द्रवंशावृत्तम् ।

नवमी निर्ज्जरा भावना ।

केन प्रकारेण पुरात्मदर्शिनः ।
कृत्वाऽखिलां कर्मगणस्य निर्ज्जराम् ॥
ज्ञानं निराबाधमलं प्रपेदिरे ।
त्वं चिन्तयैतच्छुभभावनावशः ॥९९॥

**નવમી નિર્જરા ભાવના.**

**અર્થ**—ભૂતકાળમાં જે જે આત્મદર્શી પુરૂષો થયા તેમને નિરાબાધ એટલે જેનું કોઇ પણ પ્રમાણથી બાધ થઇ શકે નહિ એવું પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું. જ્ઞાનાવરણી આદિ કર્મનાં આવરણો હોય ત્યાંસુધી તે જ્ઞાન પ્રાપ્ત થતું નથી, ત્યારે તે પુરૂષોએ આવરણો તોડવાને, અને જ્ઞાનાવરણી આદિની સર્વથા નિર્જરા કરવાને, કયા કયા ઉપાયો લીધા, કયે માર્ગે ચાલ્યા અને કેવા પુરૂષાર્થથી સર્વથા નિર્જરા કરી નિરાબાધ જ્ઞાન મેળવ્યું ? હે ભદ્ર ! તે વાતનો નવમી નિર્જરા ભાવનાના બળથી વિચાર કર. (૯૯)

**વિવેચન**—આગલી ભાવનામાં આવતાં કર્મોનો નિરોધ કેમ થાય તે દર્શાવ્યું, પણ ભવાંતરમાં બાંધેલાં કર્મોનો છુટકારો ન થાય ત્યાંસુધી સાધ્યસિદ્ધિ થતી નથી. જ્યાંસુધી પૂર્ણ જ્ઞાન ન થાય, ત્યાંસુધી કાર્ય સિદ્ધ થયું ન ગણાય. જ્ઞાનની પૂર્ણતા ઘનઘાતિ કર્મો દૂર થાય ત્યારે જ થાય. તે બે રીતે દૂર થવાં જોઇએ. એક તો વર્તમાન કાળમાં તેની આવક તદ્દન બંધ થાય અને બીજું ભૂતકાળમાં સંચય કરેલાનું અવસાન આવે. પહેલી રીતનું નામ સંવર છે, ત્યારે બીજી રીતનું નામ નિર્જરા છે. સંવરની વિચારણા

આગલી ભાવનામાં કરી, હવે આ ભાવનામાં નિર્જરાનો વિચાર કરવાનો છે, તેથી આ ભાવનાનું નામ નિર્જરા ભાવના છે. નિર્જરાના પ્રકાર, નિર્જરાનું સ્વરૂપ, નિર્જરાનાં કારણો, નિર્જરાનું કાર્ય-ફળ અને નિર્જરાની પ્રશસ્યતા-અપ્રશસ્યતાનો નિર્ણય, એ સઘળાની ચિંતવનાનો સમાવેશ આ ભાવનામાં થઈ શકે છે. આ કાવ્યમાં ભૂતકાળના કોઇ ઉદાહરણથી નિર્જરા અને નિરાબાધ જ્ઞાનના કાર્યકારણભાવની વિચારણા કરવાનું સૂચવવામાં આવ્યું છે. જોકે આત્મદર્શી પુરૂષો નિરાબાધ જ્ઞાન મેળવવા જે નિર્જરા કરે તે નિર્જરા ઉંચી ડિગ્રીની છે, સાધારણ જનોને તે દુર્લભ છે, તેથી તેની વિચારણા સર્વ જનોને ઉપયોગી નહિ થઇ શકે તોપણ 'शते पञ्चाशदिति न्यायात्' અર્થાત્ સોની સંખ્યામાં પચાસની સંખ્યા પણ સમાઇ જાય છે, તેમ ઉંચી ડિગ્રીની નિર્જરામાં નીચેની ડિગ્રીવાળી નિર્જરાનો પણ સમાવેશ થઇ જાય છે. આત્મદર્શી પુરૂષો પણ ક્રમે ક્રમે જ તે સ્થિતિએ પહોંચી શકે છે. એટલા માટે જ કહ્યું કે 'केन प्रकारेण' કેવી રીતે અને કયે ક્રમે પૂર્વના મહાત્માઓએ કર્મની નિર્જરા કરી, તેનું આલોચન કરવાથી કાર્યકારણભાવનો નિર્ણય થઈ શકે. મહાવીર સ્વામીનો દાખલો લઇએ. મહાવીર સ્વામીને બીજા તીર્થંકરોનાં કરતાં ઘણાં વધારે કર્મ ખપાવવાનાં હતાં. એક તરફ ૨૩ તીર્થંકરોનાં કર્મો અને બીજી તરફ મહાવીર સ્વામીનાં કર્મો, એ બેનો મુકાબલો કરતાં મહાવીર સ્વામીનાં કર્મ વધી જાય. એટલાં બહોળાં કર્મ હોવા છતાં આયુષ્ય બીજા તીર્થંકરો કરતાં ઓછું હતું, તેથી શ્રીમન્મહાવીરે દીક્ષા લઇ ઇંદ્રિયસુખ અને શરીરસુખને તિલાંજલિ આપી, જંગલમાં કે વસ્તિમાં સમભાવપણે રહી તપ કરવા લાગ્યા. આ તપસ્યા સાર્વભૌમપદ કે ઇંદ્રપદ મેળવવા માટે નહોતી પણ માત્ર કર્મરૂપ આંતરિક દુશ્મનોને દમવા માટે જ હતી. સિંહની પેઠે નિર્ભય રહી, મેરૂની પેઠે અચલ બની, શ્રીમન્મહાવીરે સાડાબાર વર્ષ અને પંદર દિવસ સુધી સમાધિભાવ સાથે ઉગ્ર તપ કર્યું, તેથી કર્મના મ્હોટા જથ્થાને ઉડાડી દીધો અને નિરાબાધ જ્ઞાન-કેવળ જ્ઞાન, કેવળ દર્શન પામ્યા. ગજસુકુમાલ ક્ષમા, શાંતિ અને સમાધિરૂપ આંતર તપથી થોડી વારમાં જ કર્મોની નિર્જરા કરી કેવળ જ્ઞાન પામી મોક્ષમાં

ગયા. ભરત ચક્રવર્તી અરિસાભુવનમાં ભાવનાના બળથી કર્મની નિર્જરા કરી, કેવળજ્ઞાન પામ્યા. મરૂદેવી માતાએ અગાઉથી જ તપોબળથી કર્મની નિર્જરા કરી હતી, થોડાં કર્મો બાકી રહ્યાં હતાં તે ભોગવી તેમ જ માધ્યસ્થ્ય ભાવનાના બળથી નિર્જરી હાથીના હોદ્દા ઉપર બેઠા-બેઠા કેવળજ્ઞાન પામી મોક્ષ ગયા. આ સઘળાં ઉદાહરણમાં નિર્જરવાનાં સાધનો જુદાં જુદાં હોવા છતાં છેવટની નિર્જરા એક પ્રકારની જ હતી કે જે ચાર ઘનઘાતી કર્મની નિર્જરારૂપ અંતિમ નિર્જરા થતાં જ ચારેને એકસરખું નિરાબાધ જ્ઞાન ઉત્પન્ન થયું. આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે નિરાબાધ-સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે નિર્જરાની જરૂરીઆત છે. તે નિર્જરા કેવી રીતે કરવી, તેનો નિશ્ચય આત્મદર્શી પુરૂષોના જીવનવૃત્તાંતો વાંચી કે સાંભળી કરવો જોઇએ. (૬૬)

निर्ज्जरालक्षणं तद्भेदाश्च ।

**देशेन यः सञ्चितकर्मणां क्षयः ।**
**सा निर्ज्जरा प्राज्ञजनैर्निवेदिता ॥**
**स्यात्सर्वथेयं यदि सर्वकर्मणां ।**
**मुक्तिस्तदा तस्य जनस्य सम्भवेत् ॥६७॥**

### નિર્જરાનું લક્ષણ અને તેના ભેદો.

અર્થ—કર્મના જથ્થારૂપ કાર્મણ શરીર થકી, ઉદયમાં આવેલાં અથવા ઉદેરેલાં કર્મોનું વેદાઇ-ભોગવાઇને ખરી જવું-વા ઝરી જવું, તે નિર્જરા કહેવાય છે. તે નિર્જરાના બે ભેદ, દેશથી નિર્જરા અને સર્વથી નિર્જરા છે. જ્ઞાનાવરણી આદિ કર્મોના અમુક અમુક અંશનું ખરવું, તે આંશિક-દેશિક નિર્જરા અને તે કર્મોનું જડમૂળથી સર્વથા ઉચ્છેદન થવું, તે સર્વથી નિર્જરા. દેશથી નિર્જરા તો દરેક સમયે થાય છે અને સર્વથી નિર્જરા તો મોક્ષગમનકાળે જ થાય છે. (૬૭)

**વિવેચન**—આ કાવ્યમાં નિર્જરા અને મોક્ષ એ બે વચ્ચેનો ભેદ લક્ષણથી બતાવ્યો છે. નવ તત્ત્વોમાં નિર્જરા અને મોક્ષ એ બન્ને ઉપાદેય

તત્ત્વો છે. બંનેના લક્ષણમાં થોડો જ તફાવત છે. "देशेन संचितकर्मणां क्षयो निर्जरा, सर्वथा कर्मणां क्षयो मोक्षः" અર્થાત્ સંચિત કર્મના એક દેશવિભાગનો અપગમ તે નિર્જરા અને કર્મનો સર્વથા અપગમ તે મોક્ષ. બન્ને લક્ષણમાં કર્મનો અપગમ એક જ છે પણ નિર્જરામાં તે અપગમ થોડો થોડો છે, ત્યારે મોક્ષમાં એકદમ સર્વથા અપગમ–છુટકારો થાય છે. સામાન્ય રીતે કર્મની ત્રણ અવસ્થા છે. બંધ અવસ્થા, સત્તા અવસ્થા અને ઉદય અવસ્થા. પ્રથમ કર્મ બંધાય છે ત્યારે બાંધવાના સમયમાં તેની બંધ અવસ્થા જ છે. પછી બાંધેલું કર્મ અમુક વખત સુધી કંઇ પણ ફળ–પરિણામ દર્શાવ્યા સિવાય એમ ને એમ પડયું રહે છે. જમીનમાં વાવેલું બીજ, અમુક વખત સુધી જેમ જમીનમાં પડયું રહે છે, તેમ દશ કોડાકોડી સાગરોપમની સ્થિતિનાં કર્મ એક હજાર વરસ સુધી, વીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિનાં કર્મ બે હજાર વરસ સુધી, સત્તામાં જ રહે છે. આને કર્મની સત્તા અવસ્થા કહી શકાય. સત્તાનો કાળ પૂરો થતાં કર્મ ઉદયમાં આવે છે. ઉદય બે રીતે થાય છે, એક તો સ્થિતિનો પરિપાક થતાં ઉદય થાય છે અને બીજો ઉદીરણાથી ઉદય થાય છે. જેમ એક કેરીઓ ઝાડમાં ને ઝાડમાં કાળને બળે પાકે છે અને બીજી કેરીઓને સાયરામાં નાંખી પકવવામાં આવે છે. પ્રથમ પ્રકારનો પાક સ્વતઃસિદ્ધ છે અને બીજા પ્રકારનો પ્રયત્નસાધ્ય છે. તેમ ઉદય પણ સ્વતઃસિદ્ધ અને પ્રયત્નસાધ્ય છે. ઉદયસાધક પ્રયત્ન તે જ ઉદીરણા. સ્વતઃસિદ્ધ કે પ્રયત્નથી–ઉદીરણાથી થયેલ ઉદય તે કર્મની ત્રીજી ઉદયાવસ્થા છે. વેદાંતમાં આ ત્રણ અવસ્થાનાં ક્રિયમાણ સંચિત અને પ્રારબ્ધ એવાં ત્રણ નામ છે. અર્થાત્ બંધ એ ક્રિયમાણ, સત્તા એ સંચિત અને ઉદય એ પ્રારબ્ધ. કર્મની પ્રથમ બે અવસ્થામાં નિર્જરા થતી નથી પણ ત્રીજી અવસ્થા પછી જ નિર્જરા થાય છે, અર્થાત્ સત્તામાં રહેલા કર્મનો પ્રદેશોદય કે વિપાકોદય થયા પછી તે કર્મનું વેદન થતાં નિર્જરા થાય છે, કર્મો આત્માથી છુટાં પડે છે, વસ્ત્રને ખંખેરવાથી કે ઝાટકવાથી તેના ઉપરની રજ ખરી પડે છે, તેમ વેદવાથી કે તપસ્યા આદિથી ઉદયમાં આવેલાં કર્મો આત્માથી ખરી પડે છે. માટે કહ્યું કે 'संचितकर्मणां क्षयः' સંચિત શબ્દથી સંચય કરેલા પણ ઉદ-

યમાં આવેલાં કર્મો લેવાનાં છે, કેમકે સંચિત જ્યાંસુધી સત્તામાં હોય ત્યાંસુધી તેનું વેદન કે નિર્જરા થઇ શકતી નથી. તેથી સીધી રીતે નહિ તો પ્રયત્નથી-ઉદીરણા કરીને પણ કર્મોને ઉદયમાં લાવ્યા પછી જ નિર્જરા થઇ શકે છે. નિર્જરા અને મોક્ષમાં બીજો ભેદ એ છે કે નિર્જરામાં એક તરફ નિર્જરા-કર્મનું ખરવું અને બીજી તરફ કર્મનો બંધ ચાલુ છે. જુનાં કર્મો ખપે છે અને નવાં કર્મો બંધાતાં આવે છે કારણકે કર્મબંધના હેતુભૂત કર્મો હજી અવશેષ રહ્યાં છે, ત્યારે મોક્ષમાં કર્મનો છુટકારો જ છે, નવો બંધ નથી, કારણકે સર્વ કર્મોનો ઉચ્છેદ થતાં નવાં કર્મના બંધનો હેતુ કોઇ રહેવા પામ્યો નથી. દાખલા તરીકે ધારો કે એક પાણીનો ઘડો પડયો છે, તેના તળીયામાં એક છિદ્ર છે, તેથી છિદ્ર દ્વારા પાણી ઝર્યા કરે છે, ઉપરથી બીજું પાણી રેડાતું આવે છે. આવી સ્થિતિમાં જે પાણીનું ઝરવું તેની ઉપમા નિર્જરાને આપી શકાય. જ્યારે ઉપરથી પાણીનું રેડવું બંધ કરવામાં આવે અને અંદરનું પાણી સઘળું ઝરી જાય, ઘડો તદ્દન ખાલી થઇ જાય, સર્વ પાણી ઝરી ગયું, તેની ઉપમા મોક્ષને આપી શકાય, કારણકે મોક્ષ એટલે આત્મારૂપ ઘડામાંથી કર્મરૂપ સઘળા પાણીનું ઝરી જવું, અર્થાત્ સર્વથા આત્માનો કર્મથી છુટકારો થવો એવો અર્થ થાય છે. આથી એવું લક્ષણ બાંધીએ કે બંધ દશામાં જુના કર્મનું ખરવું તે નિર્જરા અને બંધોચ્છેદ દશામાં સર્વ કર્મોનું ઝરી જવું તે મોક્ષ, તોપણ ચાલે. જોકે આ લક્ષણ ચૌદમા ગુણઠાણાવાળા જીવને પણ લાગુ પડે છે, તોપણ તેમાં કંઇ દોષ નથી, કેમકે ચૌદમા ગુણસ્થાનને ચરમસમયે મોક્ષની પ્રાપ્તિ થાય છે, ત્યારે બંધનો સર્વથા ઉચ્છેદ છે. નિર્જરાથી આત્માની એક દેશે વિશુદ્ધિ થાય છે ત્યારે મોક્ષથી સર્વથા વિશુદ્ધિ થાય છે. નિર્જરાથી ક્રમે ક્રમે આત્માનો વિકાસ થાય છે. મોક્ષ એ વિકાસની પરિપૂર્ણ અવસ્થા છે. નિર્જરા કારણ છે અને મોક્ષ તેનું કાર્ય છે, અથવા નિર્જરાની ઉત્તરાવસ્થા કે અંત્ય અવસ્થા તે મોક્ષ છે. નિર્જરા સર્વ ગુણઠાણે છે ત્યારે મોક્ષ ચૌદમા ગુણઠાણાને છેલ્લે સમયે જ છે. એમ અનેક રીતે નિર્જરા અને મોક્ષનો ભેદ છે. (૬૭)

प्रशस्ताप्रशस्त निर्ज्जरा ।

**भुक्ते विपाकेऽर्जितकर्मणां स्वतो ।**
**यद्भ्रंशनं स्यात्तदकामनिर्ज्जरा ॥**
**यन्मोचनं स्यात्तपसैव कर्मणा-**
**मुक्ता सकामा शुभलक्षणा च सा ॥६८॥**

### પ્રશસ્ત અને અપ્રશસ્ત નિર્જરા.

**અર્થ**—નિર્જરા બે પ્રકારની છે, એક અકામ નિર્જરા અને બીજી સકામ નિર્જરા. અકામ નિર્જરા અપ્રશસ્ત અને સકામ નિર્જરા પ્રશસ્ત ગણાય છે. ઉદયમાં આવેલાં કે ઉદેરેલાં સંચિત કર્મોનો પરવશપણે અજ્ઞાન કષ્ટથી ભોગવટો થતાં જે નિર્જરા થાય તે અકામ નિર્જરા, અને જ્ઞાન, ધ્યાન, તપ, સંયમ અને પરિસહ આદિ ખમવાથી વિના વિપાકે પણ જે નિર્જરા થાય, તે સકામ નિર્જરા. (૬૮)

**વિવેચન**—નિર્જરાનું સામાન્ય લક્ષણ તેમ જ મોક્ષ સાથે ભેદ દર્શાવીને આ કાવ્યમાં નિર્જરાના ભેદ દર્શાવ્યા છે. નિર્જરાના મુખ્યતાએ બે પ્રકાર છે. એક અકામ નિર્જરા અને બીજી સકામ નિર્જરા. આંહિ કામના એટલે ફળની કામના લેવાની નથી, કેમકે ફળની કામના વિના જે નિર્જરા કરવામાં આવે તે અકામ નિર્જરા અને કામનાથી કરવામાં આવે તે સકામ નિર્જરા, એવો અર્થ કરીએ તો સકામ નિર્જરા કરતાં અકામ નિર્જરા વધારે પ્રશસ્ય ગણાય, પણ શાસ્ત્રમાં તેથી ઉલટું છે. અકામ નિર્જરા કરતાં સકામ નિર્જરા વધારે પ્રશસ્ત શાસ્ત્રકારે કહેલી છે, તેથી સકામ અને અકામ શબ્દ અંતર્ગત કામના શબ્દ નિર્જરાની કરણીને લાગુ પડે છે. એટલે જે કરણી —અનુષ્ઠાન કામના—ઇચ્છાથી કરવામાં આવે તેવા અનુષ્ઠાનથી થતી નિર્જરા તે સકામ નિર્જરા અને ઇચ્છા વિના પરતંત્રપણે કષ્ટ ભોગવતાં કે ભુખ તરસ ખમતાં જે નિર્જરા થાય તે અકામ નિર્જરા. દાખલા તરીકે એક માણુસને પૂર્વના પુ-

ણ્યયોગે ઇંદ્રિયભોગની સર્વ સામગ્રી મળી છે, મનભાવતાં ભોજનો તૈયાર થયાં છે, છતાં વૈરાગ્યભાવથી સ્વતંત્ર ઇચ્છાપૂર્વક ખાનપાનના પદાર્થોનો ત્યાગ કરી, ઉપવાસ, એકટાણું કે આયંબિલ વગેરે તપ કરે તો તેથી ઘણાં કર્મની નિર્જરા થાય. આ નિર્જરા કામનાસહિત અનુષ્ઠાનજન્ય હોવાથી સકામ નિર્જરા કહી શકાય. તેથી ઉલટું બીજા કોઇ માણસને કે જનાવરને ખાવાની ઉત્કટ ઇચ્છા છતાં પરતંત્રપણાથી કે અંતરાયના યોગથી, એક બે દિવસ ખાવા પીવાનું ન મળે, લાંઘણ કરવી પડે, તેથી કષ્ટ ભોગવતાં જે કર્મ ભોગવાયાં તેની થોડી નિર્જરા તો થાય, પણ તે ઇચ્છા વિના થએલ હોવાથી અકામ નિર્જરા કહેવાય. ઇચ્છાપૂર્વક થોડી પણ જ્ઞાનસહિત કરણી કરવાથી ઘણી નિર્જરા થાય ત્યારે ઇચ્છાવિના જોરાવરીથી કે જબરદસ્તીથી પરતંત્રપણે ઘણું કષ્ટ ભોગવવા છતાં થોડી નિર્જરા થાય. અકામ અને સકામ વચ્ચેનો આ તફાવત છે. કાવ્યમાંનો 'स्वतः' શબ્દ 'मुक्ते विपाके' એ વાક્યની સાથે સંબંધ ધરાવનાર છે. તેથી સંચિત કર્મોનો સ્વતઃ–વિના પ્રયત્ને સહજ વિપાકોદય થતાં ભોગવટો થયા પછી ડાળખીથી ત્રુટતા પાકેલા ફળની માફક તે કર્મોનું ખરી પડવું તે પ્રાયે અકામ નિર્જરા. તપ, જપ, જ્ઞાન, ધ્યાન વગેરે કારણોથી સંચિત કર્મોને ઉદીરણાથી પણ ઉદયમાં લાવી વિખેરી નાંખવાં તે સકામ નિર્જરા. અકામ નિર્જરા સર્વ જીવોને તે પણ પ્રતિક્ષણે હોય છે, ત્યારે સકામ નિર્જરા ધર્મી જીવોને તે પણ કેટલાએકને પ્રતિક્ષણે અને કેટલાએકને કદાચિત્ જ હોય છે. સકામ નિર્જરા સાલસાઇથી કે શાહુકારીથી કરજ ચુકવવા બરાબર છે, ત્યારે અજ્ઞાનીની અકામ નિર્જરા કોર્ટના દબાણથી કે જબરદસ્તીથી માલમત્તા જપ્ત કરી કરજ વસુલ કરવા બરાબર છે. સાલસાઇથી બે આને, ચાર આને પણ રાજીખુશીથી કરજ પતી જાય છે, ત્યારે જબરદસ્તીથી નારાજપણે સર્વ માલમત્તાની હરરાજી થતાં પણ વખતે કરજ રહી જાય તો કેદખાનું ભોગવવું પડે છે. ઇંદ્રિયોને કાબુમાં રાખવાથી અને ભોગોનો રાજી ખુશીએ ત્યાગ કરવાથી, કર્મનાં કરજની પતાવટ સહેલાઇથી થઇ શકે છે. પતાવટની બીજી રીતિને અકામ નિર્જરા કહીએ અને તેથી ઉલટી પતાવટની બીજી રીતિને અકામ નિર્જરા કહીએ તો તે કોઇ

રીતે અઘટિત નથી. અકામ નિર્જરા કરતાં સકામ નિર્જરાનો સમાદર કરવો એ આ કાવ્યનો ઉદ્દેશ છે. (૬૮)

अकामानिर्ज्जरा ।

**इच्छां विना यत्किल शीलपालन-**
**मज्ञानकष्टं नरके च ताडनम् ॥**
**तिर्यक्षु तृड्क्षुद्वधबन्धवेदन-**
**मेतैरकामा भवतीह निर्ज्जरा ॥६९॥**

### અકામ નિર્જરા.

**અર્થ**—ઇચ્છા વિના કેવળ લોકલાજથી, કે લોકોના દબાણથી, બ્રહ્મચર્ય પાળવામાં આવે, જ્ઞાન અને સમકિત વગર મિથ્યાત્વ ભાવમાં માસખમણ આદિ તપ કરવામાં આવે, નર્કની ગતિમાં ક્ષેત્રજનિત પીડા કે પરમાધામીઓના હાથથી તાડન-છેદન-ભેદનાદિ ખમવામાં આવે અને તિર્યંચના ભવમાં ભૂખ, તરસ, વધ, બંધન, તાડન વગેરે સહન કરવામાં આવે, એ તમામ કષ્ટ સહન કરવાની ઇચ્છા નથી, પણ પરવશપણે સહન કરવું પડે, તેથી જે કર્મ ભોગવાય અને નિર્જરા થાય તેનું નામ અકામ નિર્જરા. (૬૯)

**વિવેચન**—આ કાવ્યમાં અકામ નિર્જરાના પ્રકાર દર્શાવ્યા છે. વિધવા સ્ત્રી કે જે માત્ર સાસુ સસરાના દબાણથી, કે લોકલાજથી શીયલ-બ્રહ્મચર્ય પાળે છે, ભૂમિશયન ઉપવાસાદિ કરે છે, તેવી સ્ત્રીઓ; કેદીઓ કે જેને સ્ત્રીઆદિકનો યોગ મળતો નથી, તેથી બ્રહ્મચર્ય પાળવું પડે છે, ક્ષુધા, તરસ વેઠવાં પડે છે; આવા પ્રકારનું બ્રહ્મચર્ય અને તપ કે જેમાં પાળનારની સ્વતંત્ર ઇચ્છા પાળવાની નથી પણ દબાણથી પાળવું પડે છે, તેમાં પણ અમુક અંશે મનનો નિગ્રહ કરવો પડે છે તેથી નિર્જરા થાય છે. આ અકામ નિર્જરાનો પ્રથમ પ્રકાર છે. પોતાની સ્વતંત્ર ઇચ્છાથી, જ્ઞાનપૂર્વક મનોનિગ્રહ થતો હોય તો તેનું મહાફળ પ્રાપ્ત થાય છે, પણ ઇચ્છા વગર અકામ નિર્જરાથી પણ કેટલાએક અશુભ કર્મનો ઘટાડો થતાં કંઇક શુભ ગતિ મળે છે.

तदुक्तं “ जे इमे जीवा गामागर णगर निगम रायहाणी खेड कव्वड मंडब छदोणमुहपट्टणा समसंवाह संनिवेसेसु अकाम तण्हाए अकाम छुहाए अकाम बंभचेरवासेणं अकाम अन्हाणक सीयायव दंस मसग सेअ जल्ल मल्ल पंक परितावेणं अप्पतरो वा भुज्जतरो वा कालं अप्पाणं परिकिलेसंति परिकिलेसिता कालमासे कालं किच्चा अन्नतरेसु वाणमंतरेसु देवलोएसु देवत्ताए उववत्तारो भवंति,............दसवास सहस्साइ ठिई पन्नत्ता.........सूत्र ઉવ૦

અર્થ—ગામ, નગર, પુર, પાટણ વગેરે સ્થળે વસતા જે માણસો પોતાની ઇચ્છા વિરૂદ્ધ ભુખ તરસ વેઠે છે, બ્રહ્મચર્ય પાળે છે, ઠંડી ગરમી સહન કરે છે, ડાંસ મચ્છરનો પરિતાપ ખમે છે, મેલ પરસેવો થાય તે પણ સહે છે; થોડો અથવા ઘણો કાળ ઉપર કહ્યા મુજબ ક્લેશ વેઠી, કાળને અવસરે કાળધર્મ પામી કોઇએક વાણવ્યંતર જાતિના દેવતામાં ઉત્પન્ન થાય છે, ત્યાં દશ હજાર વરસની જીંદગી પામે છે. ઇચ્છા વિના માત્ર પરતંત્રપણે ક્લેશ ભોગવવા જેટલો મન ઉપર કાબૂ મેળવવાથી માણસ દેવગતિ પામે છે. અકાળ નિર્જરાનું પણ આટલું ફળ મળે છે તો પછી જો ઇચ્છા સહિત મન ઉપર કાબુ મેળવી સકામ નિર્જરા કરવામાં આવે, તો તેના ફળની શું ખામી રહે? બીજા પ્રકારની અકામ નિર્જરા અજ્ઞાન કષ્ટથી થાય છે, એટલે કે સમ્યગ્ દૃષ્ટિ વિના તાપસ ખાખી બાવાઓ પંચાગ્નિ તાપ તપી અમુક વાસનાથી કે દેખાદેખી જે કષ્ટ સહન કરે છે, ઝાડની ડાળે ઉંધે માથે લટકે છે, એક પગે ઉભા રહે છે, કેવળ દૂધ કે કંદ ઉપર રહે છે, અનેક પ્રકારે કષ્ટ ભોગવે છે, આ કષ્ટ જોકે ઇચ્છાપૂર્વક ભોગવવામાં આવે છે તોપણ તે સમજણ વગરનું અજ્ઞાન સહિત છે તેથી તેની ગણના અકામ નિર્જરામાં જ થાય છે. આવા કષ્ટથી કંઇક શુભ કર્મનો સંચય થતાં દેવગતિ પ્રાપ્ત થાય ખરી, પણ ભવભ્રમણ ન અટકે, સંસાર ન છૂટે. ભવભ્રમણ નિવૃત્તિ તો માત્ર સકામ નિર્જરાથી જ થાય છે. કેટલાએક બળદો ઉપર અપરિમિત બોજો ભરવામાં આવે છે, ખાવા પીવાનું પુરૂં મળતું નથી, દુકાળના વખતમાં ઘાસચારાની તંગીને લીધે ભુખે તરસે રહેવું પડે છે. ખાવાની ઇચ્છા છતાં મુગે મોઢે ભુખ તરસ વેઠવી પડે છે, તે પણ અકામ

નિર્જરા જ છે. તેનો સમાવેશ અકામ નિર્જરાના પ્રથમ પ્રકારમાં જ થાય છે. જીજ્ઞાસુ જનોનું કર્તવ્ય એ છે કે અકામ નિર્જરાના પ્રસંગને સકામ નિર્જરાના રૂપમાં ફેરવી નાંખી સકામ નિર્જરા કરવી. ( ૬૯ )

निर्जराकारणतपःप्रकाराः ।

**बाह्यादिभेदेन तपोस्त्यनेकधा ।**
**निष्काममेवात्र शुभं सदाशयम् ॥**
**कीर्त्यादिलोभेन तु यद्विधीयते ।**
**प्रोक्तं सकामं किल मध्यमं तपः ॥७०॥**

## નિર્જરાના કારણરૂપ તપના પ્રકાર.

અર્થ—સકામ નિર્જરાનું કારણ જે તપ તે બાહ્ય અને આભ્યન્તરના ભેદથી બે પ્રકારે છે. એકેકના વળી છ છ ભેદ છે. અનશન ૧, ઉણોદરી ૨, વૃત્તિસંક્ષેપ ૩, રસપરિત્યાગ ૪, કાયક્લેશ ૫ અને પડિસંલેહણુયા ૬. એ છ ભેદ બાહ્ય તપના છે, અને પ્રાયશ્ચિત્ત ૧, વિનય ૨, વેયાવચ્ચ ૩, સઝાય ૪, ધ્યાન ૫, અને કાયોત્સર્ગ ૬ એ છ ભેદ આભ્યન્તર તપના છે. એ બાર પ્રકારના તપમાં પણ જે શુદ્ધ આશયથી કોઇ પણ જાતની આ લોકની આશંસા રાખ્યા વગર કેવળ નિર્જરાના હેતુથી કરવામાં આવે તે નિષ્કામ તપ જ ઉત્તમ કહેવાય છે. જે તપ, જશ-કીર્તિ, પ્રતિષ્ઠા, સન્માન, દ્રવ્ય કે સ્વર્ગીય સુખની લાલસાથી કરવામાં આવે તે સકામ તપ ઉતરતા પ્રકારનું છે. ( ૭૦ )

વિવેચન—સકામ નિર્જરાનું મુખ્ય કારણ તપ છે. અગ્નિ જેમ કચરાને કે ઇંધણાને બાળી ભસ્મ કરી નાંખે છે, તેમ તપસ્યા કર્મરૂપ કચરાને બાળી આત્માને વિશુદ્ધ બનાવે છે. સોનાનો મેલ દૂર કરવાને જેમ તેને ભઠ્ઠીમાં નાંખવું પડે છે, તેમ કર્મમળ ગાળવાને તપસ્યારૂપી ભઠ્ઠીમાં આત્માને ઝુકાવવો જોઇએ. ખરૂં જ કહ્યું છે કે—

कान्तारं न यथेतरो ज्वलयितुं दक्षो दवाग्निं विना ।
दावाग्निं न यथेतरः शमयितुं शक्तो विनाम्भोधरम् ॥
निष्णातं पवनं विना निरसितुं नान्यो यथाऽम्भोधरं ।
कर्मौघं तपसा विना किमपरं हर्त्तुं समर्थं तथा ॥ १ ॥

અર્થ—ગીચ ઝાડીવાળા જંગલને સાફ કરવું હોય તો તે દાવાનળ સિવાય બીજા કોઇ હથીયારથી થઇ શકે નહિ; વિસ્તાર પામેલા દાવાનળને બુઝાવવાની જરૂર પડે ત્યારે વરસાદ સિવાય બીજું કોઇ પણ સાધન તેને સર્વથા શમાવી શકે નહિ, કદાચ વરસાદ પણ થાય પણ તે એટલો મુસલધારો પડે કે ગામનાં ગામ તણાવા માંડે ત્યારે વરસાદને વિખેરવાની જરૂર પડે, પણ તેને વિખેરવાને પવન વિના બીજું કોઇ સાધન નથી. જેમ વનને બાળવા અગ્નિ, અગ્નિને શમાવવા વરસાદ અને વરસાદને વિખેરવા પવનની જરૂર છે, તેમ કર્મના સમૂહને અસ્તવ્યસ્ત કરવા કે વિખેરવા તપસ્યા વિના બીજા કયું ઉત્તમ સાધન છે? સાધારણ માણસો તપ શબ્દનો અર્થ વનમાં જઇ ઉપવાસ કરવા કે આતાપના લેવી, એમ સમજે છે. પણ તપ શબ્દનો એટલો જ સંકુચિત અર્થ નથી, કિન્તુ વિશાળ છે. તપ માત્ર કાયિક જ નથી, પણ વાચિક અને માનસિક પણ છે. જૈનશાસ્ત્રમાં તેના મુખ્ય બે ભેદ છે. બાહ્ય અને આભ્યંતર. જેમાં ભોગાદિક ખાનપાનનો સંકોચ થતાં મુખ્યતાએ શારીરિક નિગ્રહ થાય તે બાહ્ય તપ અને જેમાં મુખ્યતાએ માનસિક નિગ્રહ થાય તે આભ્યંતર તપ. એકેકના છ છ પ્રકાર છે. તેથી એકંદર બાર પ્રકાર તપના થાય છે.

### તપના ૧૨ ભેદ.

### બાહ્ય તપ.

૧ અનશન—એક બે દિવસને માટે કે હંમેશને માટે ખાનપાનનો ત્યાગ કરવો, તે અનશન તપ-ઉપવાસ અથવા સંથારો.

૨ ઉણોદરી—પોતાના ચાલુ ખોરાકમાંથી થોડું ઓછું ખાવું, તે ઉણોદરી તપ બે પ્રકારે થાય છે. દ્રવ્યથી અને ભાવથી. ખાનપાનમાં

તેમ જ પહેરવા ઓઢવાના દ્રવ્યમાં ન્યૂનતા કરવી તે દ્રવ્ય ઉણોદરી અને ક્રોધ, માન, માયા, લોભ વગેરે કષાયોને કમી કરવા તે ભાવ ઉણોદરી.

૩ વૃત્તિસંક્ષેપ—ઇંદ્રિય અને મનની વૃત્તિઓને સંક્ષેપવી અથવા અભિગ્રહાદિ ધારણ કરવાં તે વૃત્તિસંક્ષેપ તપ.

૪ રસપરિત્યાગ—ઘી, દૂધ, દહિ, સાકર, ખાંડ, ગોળ વગેરે રસોમાંથી અમુક રસનો ત્યાગ કરવો, અરસ નીરસ આહાર કરવો, આયંબિલ વગેરે તપ કરવું, તે રસપરિત્યાગ તપ.

૫ કાયક્લેશ—દંડાસન, લકુટાસન, ઉત્કુટુકાસન, વીરાસન વગેરે આસનો અમુક વખત સ્થિર થવું, તે કાયક્લેશ તપ.

૬ પડિસંલેહણયા—ઇંદ્રિયો અને મનનો નિગ્રહ કરવો, કષાયોને રોકવા કે નિષ્ફળ કરવા, અશુભ મન વચન અને કાયાની પ્રવૃત્તિને અટકાવવી, અને એકાંત શાંત સ્થાનમાં નિવાસ કરવો તે પડિસંલેહણયા તપ.

આભ્યન્તર તપ.

૧ પ્રાયશ્ચિત્ત—પોતાના ચારિત્રની ખામીઓ–દૂષણો શોધી ગુરૂની આગળ પ્રકાશી તેને માટે પશ્ચાત્તાપ કરવો અથવા ગુરૂ જે દંડ તરીકે તપ બતાવે તે કરવું, તે પ્રાયશ્ચિત્ત તપ.
૨ વિનય—દેવ, ગુરૂ અને ધર્મની ભક્તિ બહુમાન કરવું, તન–મનથી અને ખરી લાગણીથી તેની સેવના કરવી, તે વિનય તપ.
૩ વૈયાવચ્ચ—આચાર્ય ઉપાધ્યાય શિષ્ય ગિલાન તપસ્વી સ્થિવર સાધર્મી કુળગણ અને સંઘની પોતાની જાતે સેવા બજાવવી, તે વૈયાવચ્ચ તપ.
૪ સઝાય–ધર્મશાસ્ત્રનું વાંચન કરવું, તેમાંથી પ્રશ્નાદિક પૂછવા, ધર્મચર્ચા કરવી, મનન કરવું અને બીજાઓને તેનો ઉપદેશ કરવો તે સ્વાધ્યાય તપ.
૫ ધ્યાન—આર્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી ધર્મ અને શુક્લ ધ્યાન ધરવું, તે ધ્યાન તપ.

૬ વ્યુત્સર્ગ-કાઉસગ્ગ—મન-વચન અને કાયાની ચપળતા કે પ્રવૃત્તિને રોકી ત્રણેની પૂરેપૂરી નિવૃત્તિ સાધવી, તે વ્યુત્સર્ગ અથવા કાઉસગ્ગ તપ.

ઉપર પ્રમાણે ૭ બાહ્ય અને ૭ આભ્યન્તર, એકંદર બાર પ્રકારના તપમાં ધર્મના સર્વ અંગોનો પ્રાયે સમાવેશ થઇ જાય છે. બાહ્ય અને આભ્યન્તર, માનસિક, વાચિક અને કાયિક તપ કરવું તે જ કર્મને નિર્જરવાનો અને આત્માને સ્વચ્છ બનાવવાનો ખરો માર્ગ છે. તેમાં કોઇ જાતની લાલસા રાખવી ન જોઇએ. “ निष्काममेवात्र शुभं ” અર્થાત્ “ नो इहलोगठ्ठयाए नो परलोगठ्ठयाए नो कीत्तिवन्नसद्दसि लोगठ्ठयाए नन्नच्छ निज्जरठ्ठयाए. ( દશ. અ. ૪ થું.) આ લોકના સુખની ઇચ્છાથી નહિ, પરલોકના સુખની ઇચ્છાથી નહિ, આ લોક અને પરલોક બંને લોકાના સુખની ઇચ્છાથી નહિ, કીર્તિ મહત્તા કે પ્રશંસાની ઇચ્છાથી નહિ, કિન્તુ કેવળ કર્મને નિર્જરવા માટે તપ કરવું જોઇએ. તેથી નિરાશી ભાવે તપ કરવું તે જ શુભ તપ છે. ધન કીર્તિ કે અન્ય કોઇ વસ્તુના લોભથી તપ કરવું, તે મધ્યમ અથવા કનિષ્ઠ તપ ગણાય, માટે ભવ્ય જનોએ સકામ નિર્જરા માટે નિષ્કામ શુભ તપ આચરવું. ફળની ઇચ્છા ન રાખતાં બતાવેલ રીતિ પ્રમાણે તપ આચરવું એ જ ભવ્ય જનોનું કર્ત્તવ્ય છે. (૭૦)

निर्जरासाधनानि ।

निःस्वार्थबुद्धयाऽभयदानमङ्गिनां ।
पात्रे तथा देह्युचितं सुभावतः ॥
अन्तर्विशुद्धयाऽऽश्रय भावनागिरिं ।
चेदिच्छसि त्वं कटुकर्म्मनिर्ज्जराम् ॥७१॥

### નિર્જરાના બીજાં સાધનો.

અર્થ—હે ભદ્ર! જો તું કટુવિપાકી તીવ્ર કર્મની નિર્જરા કરવાને ઇચ્છતો હોય તો નિઃસ્વાર્થબુદ્ધિથી ભયભીત પ્રાણીઓને અભયદાન આપ

તેમજ ચડતા ભાવથી સુપાત્રમાં ઉચિત વસ્તુ દાન તરીકે આપ. અંતઃકરણની શુદ્ધિ કરતાં કરતાં ભાવનારૂપ પર્વત ઉપર ચ્હડી તેના ઉચ્ચ શિખરનો આશ્રય કર. (૭૧)

**વિવેચન**—તપથી જેમ નિર્જરા થાય છે, તેમ દાન અને ભાવનાથી પણ ઘણાં કર્મની નિર્જરા થાય છે. આ કાવ્યમાં નિર્જરાનાં ત્રણ કારણો દર્શાવ્યાં છેઃ અભયદાન, સુપાત્રદાન અને શુભ ભાવના.

दाणाण सेट्ठं अभयपयाणं. સૂય. અ. ૬ ઠું.

અર્થાત્—બધાં દાનોમાં અભયદાન શ્રેષ્ટ છે. અભય એટલે કોઇને પણ ભયથી મુક્ત કરવો. સાત પ્રકારના ભયમાં મરણભય સૌથી વધારે ખરાબ છે. મરણના ભયમાં આવી પડેલા પ્રાણીને જીવનદાન આપી તેને ભયથી મુક્ત કરવો, તેથી તેને જે ખુશાલી થાય છે તેવી ખુશાલી બીજી કોઇ પણ ચીજથી થઇ શકે નહિ. સૂયગડાંગ સૂત્રની ટીકામાં અભયદાનની શ્રેષ્ઠતા ઉપર એક ચોરનું દૃષ્ટાંત આપેલું છે.

**દૃષ્ટાંત**—વધસ્થાને લઇ જવામાં આવતા એક ચોરને જોઇ રાણીઓએ રાજાને મારવાનું કારણ પૂછ્યું. એક રાજપુરૂષે તેનો ખુલાસો કર્યો, ત્યારે ચાર રાણીઓમાંની એક રાણીએ ચોરને એક દિવસ બચાવવા રાજાને અરજ કરી. રાજાએ એક દિવસની છૂટ આપી. રાણીએ તે ચોરને સ્નાન કરાવી, સારાં વસ્ત્રો પહેરાવી, ભોજન કરાવી, એક હજાર સોનામ્હોરોની બક્ષીસ આપી. તેની સ્પર્દ્ધાથી બીજી રાણીએ બીજે દિવસે ચોરને બચાવવા રાજાને અરજ કરી, તે પણ રાજાએ માન્ય રાખી. તે રાણીએ પ્રથમ રાણીની માફક સત્કાર કરવા ઉપરાંત લાખ સોનામ્હોરોની બક્ષીસ કરી. તેવી જ રીતે ત્રીજી રાણીએ એક દિવસ માગી લીધો, અને કરોડ સોનામહોરની બક્ષીસ કરી. ચોથી રાણીએ વિચાર કર્યો કે એક દિવસની શું માગણી કરવી? રાજાએ એકદા આપેલું વચન મારી પાસે છે, તેના બદલા તરીકે આ ચોરને હંમેશ માટે વધથી મુક્ત કરૂં, એમ ધારી ચોરને બચાવવાની રાજાની પાસે માંગણી કરી. વધારામાં કહ્યું કે મને આપેલું વચન પાળવું હોય તો ચોરની સજા પાછી ખેંચી લ્યો. રાજાએ કબુલ કર્યું ત્યારે તેને

જમાડી કંઈ પણ બક્ષીસ આપ્યા વિના રાણી વિદાય કરતી હતી, તેટલામાં બીજી રાણીઓએ તેને હાસ્ય કર્યું કે આપણે આટલી આટલી બક્ષીસ આપી અને એણે તો કંઇ પણ આપ્યું નહિ. ત્યારે ચોથી રાણીએ કહ્યું કે મેં સૌ કરતાં વધારે આપ્યું છે. તેનો ઇન્સાફ કરાવવો હોય તો આ ચોરને જ પૂછી જુઓ. જ્યારે ચોરને પૂછ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે તમારી હજાર લાખ કે કરોડ સોનામહોરની બક્ષીસ કરતાં આજની જીવિતદાનની બક્ષીસ ઉંચી છે, કેમકે—

दीयते म्रियमाणस्य । कोटिं जीवितमेव वा ॥
धनकोटिं न गृह्णीयात् । सर्वो जीवितुमिच्छति ॥ १ ॥

અર્થ—મરતા માણસને એક માણસ કરોડ સોનામહોરો આપે, અને બીજા હાથ ઉપર જીવિતદાન આપે, તો તે માણસ કરોડ સોનામહોરો નહિ લે, પણ જીવિતદાન સ્વીકારશે, કેમકે સર્વ કોઇ જીવવાને ઇચ્છે છે.

મેઘકુમારના જીવે હાથીના ભવમાં એક સસલાને જીવિતદાન આપ્યું તેથી તિર્યંચ યોનિમાંથી મનુષ્ય થયો અને તે પણ રાજકુમાર. મેઘરથ રાજાએ એક પારેવાને અભયદાન આપ્યું તેથી તીર્થંકર નામગોત્ર ઉપાર્જ્યું અને સોળમા શાંતિનાથ તીર્થંકર થયા. અભયદાનની માફક સુપાત્રદાનના યોગથી પણ ઘણા જીવોએ અશુભ કર્મની નિર્જરા કરી તીર્થંકર નામગોત્ર ઉપાર્જ્યું છે. ભગવતીના પંદરમા શતકમાં રેવતી ગાથાપતિણીએ સિહા અણગારને ઉત્કૃષ્ટ ભાવથી બીજોરાપાક વહોરાવ્યો તેથી સંસાર પરિત કર્યો અને તીર્થંકર નામગોત્ર ઉપાર્જ્યું. વિપાકમાં સુમુખ ગાથાપતિએ ચડતા ભાવથી તથા રૂપના સાધુને દાન આપ્યું તેથી સંસાર પરિત કર્યો. આવાં અનેક દૃષ્ટાંતો આગમોમાં અને ગ્રંથોમાં છે. સ્વાર્થબુદ્ધિથી અભયદાન આપવામાં આવે, કે ચડતા ભાવ વિના સુપાત્રદાન કરવામાં આવે તેમાં તેટલું ફળ મળતું નથી અને વધારે નિર્જરા થતી નથી. એટલા માટે કાવ્યમાં "निःस्वार्थबुद्धया" "सुभावतः" એ બે હેતુવાચક પદો મૂક્યાં છે. પરમાર્થબુદ્ધિથી અને ચ્હડતા ભાવથી—ખરી લાગણીથી જે આપવામાં આવે તેમાં જ કર્મનો ધ્વંશ થાય છે. મરણના ભયની પેઠે આજીવિકા પૂરી ન થતી હોય તે પણ એક ભય છે. આ-

જીવિકાના ભયથી સીદાતા યોગ્ય પુરૂષોને સાહાય્ય આપી તે ભયથી બચાવવો તે પણ એક અભયદાનનું પગથીયું છે. સાધુઓ જેમ સુપાત્ર ગણાય છે, તેમ સારી સારી જ્ઞાનની સંસ્થાઓને પણ પાત્ર તરીકે ગણી શકાય કેમકે पापात्त्रायत इति पात्रं–અર્થાત્ પાપથી બચાવે તે પાત્ર, એ અર્થ પ્રમાણે જે સંસ્થાઓ સમાજને પાપથી બચાવી શકે તેને પણ પાત્ર કહી શકાય. તેમાં તન, મન અને ધનથી સાહાય્ય કરવી તે પણ સુપાત્રદાનનું એક ઉત્તમ પગથીયું છે.

व्याजे स्याद्‌द्विगुणं वित्तं । व्यवसाये चतुर्गुणम् ॥
क्षेत्रे शतगुणं प्रोक्तं । पात्रेऽनन्तगुणं भवेत् ॥ १ ॥

અર્થ—વ્યાજે મૂકવાથી વધારેમાં વધારે બમણો લાભ થાય, વ્યાપારમાં બહુ તો ચોગુણો લાભ થાય, ક્ષેત્ર–જમીનમાં વાવવાથી બહુ તો સોગુણો લાભ થાય પણ પાત્રમાં આપેલ વસ્તુનો અનંતગુણો લાભ મળે છે.

નિર્જરાનું ત્રીજું કારણ અંતઃકરણની શુદ્ધિપૂર્વક શુભ ભાવના ભાવી અધ્યવસાયના ઉંચા શિખર ઉપર ચ્હડવું બતાવ્યું. ભાવના અને શુભ અધ્યવસાયનું પણ એટલું બધું બળ છે કે થોડા વખતમાં ઘણાં કર્મો તેથી ગળીબળી જાય છે. મરૂદેવી માતા અને ભરત ચક્રવર્તીનાં દૃષ્ટાંતો સુવિદિત છે. મરૂદેવી માતા હાથીના હોદ્દા ઉપર ભાવનાના બળથી કેવળ પામી મોક્ષમાં બિરાજ્યાં. ભરત મહારાજને અરિસાભુવનમાં પોતાની છબી જોતાં જોતાં એક આંગળી વીંટી વગરની ખાલી જણાઇ તેથી શોભાહીન જણાવા લાગી. આ ઉપરથી બીજી આંગળીમાંથી આભૂષણ ઉતાર્યું, એક પછી એક સર્વ આભૂષણો ઉતાર્યાં અને તેના ઉપરથી મમત્વ ઉતરતું ગયું. આખરે સર્વ પૌદ્ગલિક રચનાની અસ્થિરતા અનિત્યતાનું પર્યાલોચન કરતાં શુભ ભાવનાની શ્રેણીએ ચ્હડતાં ચ્હડતાં કેવળજ્ઞાન પામ્યા. માત્ર શુભ ભાવનાના બળથી સિદ્ધિ મેળવી. આ ભાવના માત્ર વચનની કે રસ વગરની લુખ્ખી હોય તો તેથી કામ થઇ શકતું નથી માટે તેમાં અંતઃકરણની વિશુદ્ધિની આવશ્યકતા દર્શાવી છે. અંતઃકરણ જેમ સરળ, નિષ્કપટ, વિશુદ્ધ તેમ તેમ તેમાંથી ઉંચી ભાવનાઓ ઉદ્ભવ પામે છે. મલિન અંતઃકરણમાં કદી પણ સારી ભાવના

ઉઠી શકતી નથી. માટે અંતઃકરણને નિર્મળ બનાવી ભાવનાના રસને ઉદ્ભવવાનો અવકાશ આપવો. ઉપરનાં ત્રણ કારણો જોકે તપના વેયાવચ્ચ અને ધ્યાન એ ભેદમાં સમાઇ જાય છે તોપણ તેની વધારે આવશ્યકતા બતાવવાને ખાસ જુદાં પાડી તેનું વર્ણન કરવામાં આવ્યું છે. ( ૭૧ )

ज्ञानमेव निर्ज्जराया मुख्यसाधनम् ।

**अज्ञानकष्टाश्रिततापसादयो ।**
**यत्कर्म निघ्नन्ति हि वर्षकोटिभिः ॥**
**ज्ञानी क्षणेनैव निहन्ति तद् द्रुतं ।**
**ज्ञानं ततो निर्ज्जरणार्थमर्जय ॥७२॥**

**જ્ઞાન એ જ નિર્જરાનું મુખ્ય સાધન છે.**

અર્થ—અજ્ઞાનકષ્ટ કરનારા બાળતપસ્વીઓ કરોડો વર્ષ સુધી માસખમણ કરે, સૂર્યની આતાપના લે, કુશના અગ્ર ભાગ ઉપર રહી શકે તેટલા જ અનાજનું પારણું કરીને ઉપર માસખમણ કરે, આવી કરોડો વરસની તપસ્યાથી તે જેટલાં કર્મો ખપાવે, તેટલાં કર્મો જ્ઞાની પુરૂષ જ્ઞાનબળથી એક ક્ષણમાત્રમાં ખપાવી શકે છે, એમ શાસ્ત્રમાં સ્પષ્ટ રીતે કહેલું છે, માટે હે ભદ્ર! કર્મોને ધોઇને સાફ કરનાર ઉત્તમ પાણી જે જ્ઞાન-આત્મજ્ઞાન તેને શોધ અને તેનો જ સંચય કર, કે જેથી સર્વથા કર્મોની નિર્જરા થતાં મોક્ષપદની પ્રાપ્તિ થાય. (૭૨)

**વિવેચન**—આ કાવ્યમાં અજ્ઞાનપૂર્વક તપ કરતાં જ્ઞાનની વિશેષતા દર્શાવી છે.

जं अन्नाणी कम्मं । खवेइ बहुयाहिं वासकोडीहिं ॥
तं नाणी तिहिंगुत्तो । खवेइ उसासमेत्तेणं ॥ १ ॥

અર્થ—અજ્ઞાની જે કર્મ કરોડો વરસે પણ ન ખપાવી શકે, તેટલાં કર્મો જ્ઞાની ત્રણ ગુપ્તિ ( મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ ) ના બળથી એક શ્વાસોશ્વાસ જેટલા વખતમાં ખપાવી શકે છે.

मासे मासे उ जो बालो । कुसग्गेणं तु भुंजइ ॥
न सो सुयक्खाय धम्मस्स । कलं अग्घइ सोलसिं ॥ १ ॥

ઉત્ત. અ. ૯ ગા. ૪૪.

અર્થ—બાળ-અજ્ઞાની માસ માસખમણનું તપ કરી દાભડાની અણી ઉપર અનાજ રહે તેટલાથી માત્ર પારણું કરી ઉપર માસખમણ કરે, તોપણ તે માણુસ શાસ્ત્રસંમત સમ્યગ્ જ્ઞાનયુક્ત ધર્મની સોળમી કળા-અંશની બરાબરી કરી શકે નહિ. ઉપદેશમાળામાં ધર્મદાસ ગણીએ કહ્યું છે કે,

सिज्झंति चरणरहिया दंसणरहिया न सिज्झंति ।

અર્થ—ચારિત્ર્યથી પતિત થએલા સિદ્ધિ પામે, પણ દર્શન-સમ્યક્ત્વથી ભ્રષ્ટ થએલા સિદ્ધિ ન પામે. દર્શન અને જ્ઞાન સહચારી હોવાથી દર્શનથી ભ્રષ્ટ થએલ જ્ઞાનથી પણ ભ્રષ્ટ થાય છે. ઉપરનાં સર્વ પદ્યોમાં જ્ઞાનની શ્રેષ્ઠતા દર્શાવી છે. અજ્ઞાન એ ક્રિયાનું એક કલંક અથવા ઝેર છે. તામલિ તાપસનું બ્યાન ભગવતી સૂત્રમાં સુવિદિત છે. તેણે ૬૦ હજાર વરસ સુધી ઉગ્ર તપ કર્યું, છઠ છઠનાં પારણાં કર્યાં, સૂર્યની આતાપના લીધી, પણ તે સર્વ અજ્ઞાન દશામાં કર્યું, તેથી તેનું ફળ માત્ર દેવગતિમાં ઇશાનેંદ્રની પદવી મળી. એટલી કરણી જો જ્ઞાનભાવમાં કરી હોત તો તેટલા તપથી સાત જીવો મુક્તિ પ્રાપ્ત કરી શકત, એમ ઉપદેશમાળામાં કહ્યું છે. બીજા હાથપર ધન્ના અણગારે જ્ઞાન સહિત કરણી કરી તો નવ માસમાં સર્વાર્થસિદ્ધ મહાવિમાન મેળવ્યું અને અર્જુનમાળીએ છ માસમાં કર્મ ખપાવી સિદ્ધિ મેળવી. જે કંઇ કરવું તે સમજીને કરવું. આંધળી દોડથી ભાગ્યે જ ઇષ્ટસિદ્ધિ થાય. સાધારણ રીતે ખાડામાં પડવું કે અવળે માર્ગે ભટકવું એ જ આંધળી દોડનું પરિણામ છે. કેટલીક વાર અંધશ્રદ્ધા પણ અજ્ઞાનનું જ પરિણામ લાવે છે. યથાર્થ જ્ઞાનને જ સમ્યગ્ જ્ઞાન કહેવામાં આવે છે. યથાર્થ જ્ઞાન મેળવવાને દરેક માણુસે કોશીશ કરવી જોઇએ. સદ્દગુરૂનો યોગ મેળવવો જોઇએ. સદ્ગુરૂ અને સતશાસ્ત્ર સિવાય સમ્યગ્ જ્ઞાન ઘણે ભાગે મળી શકતું નથી. સ્વતઃજ્ઞાન પ્રકટે એવું તો કદાચ જ બને. એ આકસ્મિક યોગ અપવાદરૂપ છે, તેથી જ્ઞાનપ્રાપ્તિ માટે પ્રયત્નની જરૂર છે. માટે જ કહ્યું કે—" ज्ञानं ततो

निर्ज्जरणार्थमर्जय" અર્થાત્–તેટલા માટે નિર્જરાને અર્થે જ્ઞાનનું ઉપાર્જન કર, એટલે કે ધન ઉપાર્જનને માટે જેટલી કાળજી રખાય છે તેના કરતાં પણ વધારે જ્ઞાનપ્રાપ્તિ માટે કાળજી રાખવી. ( ૭૨ )

ज्ञानक्रियाभ्यां मोक्षः ।

**रेऽनन्तजन्मार्जितकर्मवर्गणा-**
**स्त्वं चेन्निराकर्तुमपेक्षसेतमाम् ॥**
**ज्ञानेन सार्धञ्च तपस्तदाचर ।**
**वह्निर्विनापो नहि वस्त्रशुद्धिकृत् ॥७३॥**

### જ્ઞાન અને ક્રિયા બંનેની જરૂરીઆત.

**અર્થ**—અનંત ભવોથી સંચિત થએલા કર્મોની વર્ગણાને એકદમ દૂર કરવાને જો ત્હારી ઉત્કટ ઇચ્છા હોય તો જ્ઞાનની સાથે તપ-ક્રિયા આચર. જ્ઞાન વગરનું તપ જેમ કામ કરી શકતું નથી, તેમ તપ-ક્રિયા વગરનું જ્ઞાન પણ સર્વથા કાર્યસાધક થઇ શકતું નથી. ધોબી એક વસ્ત્રને ધોવે છે, ત્યારે તેને આગ અને પાણી બંનેની જરૂર પડે છે. એકલો અગ્નિ લુગડાને બાળી નાંખે છે, અને એકલું પાણી સૂક્ષ્મ મેલને ગાળી શકતું નથી, તેથી પાણીમાં વસ્ત્રને રાખી નીચે બળતું કરી જેમ વસ્ત્રને શુદ્ધ કરે છે, તેમ જ્ઞાન એ પાણી સમાન અને તપ તે અગ્નિ સમાન છે. તે બંનેની જરૂરીઆત આત્મરૂપ વસ્ત્રને સાફ કરવામાં પડે છે માટે જ કહ્યું છે કે "ज्ञान क्रियाभ्यां मोक्षः" ( ૩૭ )

**વિવેચન**—ઉપરના કાવ્યમાં જ્ઞાન સહિત ક્રિયાનું સમર્થન કર્યું છે. ઉદીરણાથી ઉદયમાં લાવીને કે સ્વતઃ ઉદયમાં આવેલા કર્મની નિર્જરા કરવાને અને ફરીને નિર્જરાનો પ્રસંગ જ ન આવે તેટલા માટે નવાં કર્મો ન સંગ્રહવાને માટે બે ચીજની જરૂર છે, જ્ઞાન અને ક્રિયા. જેઓ જ્ઞાનની બિનજરૂરીઆત માની કેવળ ક્રિયાને જ સાધન તરીકે માને છે, અજ્ઞાન ભાવે

માસખમણુ કરે છે, પંચાગ્નિ તાપ તપે છે કે સૂર્યની આતાપના લે છે તેઓની ક્રિયા ખરૂં ફળ આપી શકતી નથી. તે દર્શાવવાને પ્રથમના કાવ્યમાં જ્ઞાનની મહત્તા બતાવી છે. " पढमं नाणं तओ दया " ( દશ. અ. ૪ થું. ) પ્રથમ જ્ઞાન અને પછી દયા–ક્રિયા. જ્ઞાન માર્ગ દર્શાવે ત્યારે ક્રિયા પંથ કાપે છે. જ્ઞાન વગરની ક્રિયા ઘાંચીના બળદની ક્રિયા જેવી છે. બળદની આંખે પાટા બાંધીને આખો દિવસ ઘાંચી તેને ચલાવે છે, પણ પંથ જરી પણ કપાતો નથી. સાંજ પડતાં પાટા છૂટે છે, ત્યારે એ ને એ ઘાણી અને એ ને એ સ્થળ તે બાપડો જુએ છે. તેમ ક્રિયા વગરનું જ્ઞાન પણ જોઇએ તેવું કાર્ય સાધી શકતું નથી.

जहा खरो चंदण भारवाही । भारस्स भागी नहु चंदणस्स ॥
एवं खु नाणी चरणेण हीणो । नाणस्स भागी नहु सुग्गईए ॥ १ ॥

અર્થ—જેમ ગધેડો પીઠપર લાદેલ ચંદનનાં લાકડાં ઉપાડી જાય છે, પણ તેને ચંદનની સુગંધનું ભાન નથી. તેને મને જેવાં બાવળનાં લાકડાં તેવાં જ ચંદનનાં લાકડાં, અર્થાત્ ચંદનનાં લાકડાં તેને માત્ર ભારભૂત જ છે. તેમ ચારિત્રના ગુણથી રહિત જ્ઞાની–શાસ્ત્રવેત્તા ફોનોગ્રાફની પ્લેટની માફક શાસ્ત્રના અર્થો માત્ર પોતાના મગજમાં ભરે છે, પણ તેનો કશો ઉપયોગ કરતો નથી.

" સાકર સાકર " એમ બોલ્યા કરવાથી સાકરની મીઠાશ મોઢામાં આવતી નથી, પણ સાકર ખાવાથી જ તેની મીઠાશ આવે છે. દવાના ગુણ જાણવાથી દર્દ મટતું નથી પણ દવાનું સેવન કરવાથી દર્દ મટી શકે, તેમ જ્ઞાનને પણ વર્તનરૂપ કસોટીમાં મૂકવાથી લાભ થાય છે. જ્ઞાનનો ખરો ઉપયોગ કરણી–સદાચારથી જ થાય છે અર્થાત્ જ્ઞાન વગરની ક્રિયા આંધળી છે અને ક્રિયા વગરનું જ્ઞાન લુલું છે. આંધળાને જેમ લુલાની મદદ જોઇએ તેમ લુલાને આંધળાની જરૂર પડે છે.

संजोगसिद्धी सफलं वयंति । नहु एगचक्केण रहो पयाइ ॥
अंधो य पंग य वणे समिच्चा । ते संपउत्ता नगरे पविट्ठा ॥ १ ॥

અર્થ—એક પૈડાથી રથ ચાલી શકતો નથી, પણ બેના સંયોગથી જ રથ ચાલે છે અને કાર્યની સફળતા થાય છે. આંધળો અને પાંગળો ભેગા થઇ વનમાં ચાલ્યા તો નગરભેગા થયા.

દૃષ્ટાંત—કોઇ એક વનમાં એક ઝાડની નીચે એક લુલો માણુસ બેઠો હતો. તેટલામાં ઠેબાં ખાતો ખાતો એક આંધળો માણુસ રસ્તો ન મળવાથી આમ તેમ ભટકતો હતો. દરમ્યાન તે વનમાં દાવાનળ—અગ્નિ સળગી ઉઠયો. લુલાએ આંધળાને બોલાવી ચેતવણી આપી કે ભાઈ! દાવાનળ છેક નજીક આવી પુગ્યો છે, માટે આંહિથી હવે તરત પલાયન કરવું જોઇએ. આંધળાએ જવાબ દીધો, મારામાં ચાલવાની શક્તિ તો છે પણ લાચાર છું કે મને માર્ગ સુઝતો નથી. લુલાએ કહ્યું દોસ્ત ! તારા પગમાં શક્તિ છે તેમ મારી આંખમાં જોવાની શક્તિ છે, પણ પગમાં ચેતન નથી. માર્ગ તો સુઝે છે પણ ચાલવાની શક્તિ નથી. જો તું મને મદદ કરે તો હું તને મદદ કરૂં. એક બીજાની સહાયથી આપણે સલામત જગ્યાએ પહોંચી શકીશું. આંધળાએ કહ્યું કબૂલ છે હું તને મારા ખભા ઉપર બેસાડું અને તું મને રસ્તો બતાવ. તારી મદદથી હું માર્ગ શોધી શકું અને મારી મદદથી પંથ કાપી શકાશે. આમ બંને જણ સંપ સંપી એક બીજાને મદદ કરવાથી અટવી ઉલ્લંઘીને ગામ ભેગા થઇ ગયા. એવી જ રીતે બીજું એક આંધળા ને પાંગળાનું જોડલું વનમાં ભેગું થઇ ગયું, પણ તે બંને તકરારમાં પડી ગયા. એક બીજાને મદદ ન કરી. એટલામાં અગ્નિ ચારે તરફ ફરી વળ્યો, તેમાં બંને જણ બળી મુઆ. તેને માટે વિશેષાવશ્યકમાં કહ્યું છે કે—

हयं नाणं कियाहीणं । हया अन्नाणओ किया ॥
पासंतो पंगुलो दड्डो । धावमाणो य अंधओ ॥ १ ॥

અર્થ—જેમ પાંગળો દેખતો હતો અને આંધળો દોડતો હતો, પણ એક બીજાને મદદ કરી નહિ, બંને છુટા છુટા પડી ગયા તો બળી મુઆ, તેમ ક્રિયા અને જ્ઞાન પણ ભેગાં ન થાય અર્થાત્ ક્રિયા હોય, પણ જ્ઞાન ન હોય, અથવા જ્ઞાન હોય, પણ ક્રિયા ન હોય તો તે બંને હતપ્રાય છે. જો-કે ચોથે ગુણઠાણે ક્રિયા વગરનું જ્ઞાન છે અને તે અમુક અંશે ફાયદાકર્તા

છે પણ આંહિ તેની અપેક્ષા લીધી નથી. જ્ઞાન ક્રિયા બંને જેટલો ફાયદો કરે છે તેટલો ફાયદો એકલું જ્ઞાન કરતું નથી એમ બતાવવાનો આંહિ આશય છે. પ્રથમના કાવ્યમાં જ્ઞાનની શ્રેષ્ઠતા બતાવી છે અને આ કાવ્યમાં જ્ઞાન ક્રિયાની સમતોલતા બતાવી છે. તે સાપેક્ષ છે. તેથી પરસ્પર વિરૂદ્ધ છે એવી આશંકા કરવાની નથી. પ્રથમના કાવ્યમાં અજ્ઞાન સહિત ક્રિયા કરતાં એકલા જ્ઞાનની શ્રેષ્ઠતા જણાવી છે. આમાં જ્ઞાનસહિત ક્રિયાની જ શ્રેષ્ઠતા બતાવી છે. તે પરસ્પર અવિરૂદ્ધ છે. જેઓ એકલા જ્ઞાનને જ મોક્ષનું સાધન માને છે અથવા જેઓ એકલી ક્રિયાને જ મોક્ષનું સાધન માને છે, તેનો પણ ખુલાસો આ કાવ્યમાં છે કે એકથી નહિ, પણ બેના સહચારિપણાથી જ મુક્તિ પ્રાપ્ત થાય છે. કર્મોની નિર્જરા કરી આત્મશુદ્ધિ મેળવવા ઇચ્છનારે પ્રથમ શાસ્ત્રીય જ્ઞાન મેળવવું. જ્ઞાન મેળવીને હિતાહિત, કર્ત્તવ્યાકર્ત્તવ્ય, સત્યાસત્ય, લાભાલાભ વગેરે દ્વન્દ્વનું યથાર્થ પૃથક્કરણ કરી, અહિત અકર્ત્તવ્ય અસત્ય અને લાભવગરની વસ્તુનો પરિત્યાગ કરી, હિત કર્ત્તવ્ય અને લાભવાળી સત્ય વસ્તુનો સમાદર કરવો, સન્માર્ગે ચાલવું, સદનુષ્ઠાન કરવું, પરોપકાર પરાયણ થવું, કે જેથી કર્મની નિર્જરા થવાની સાથે આત્મશુદ્ધિ થાય. જ્ઞાન એ જળ છે, અને તપ અથવા ચારિત્ર તે અગ્નિ છે. એ બેનો યોગ જેમ વસ્ત્રના ચીકણામાં ચીકણા મેલને પણ બાળી નાંખી વસ્ત્રને શુદ્ધ બનાવે છે, તેમ જ્ઞાન અને ક્રિયાનો યોગ આત્માના કર્મરૂપ મેલને બાળી ભસ્મ કરે છે, માટે નિર્જરા ભાવનામાં આત્મશુદ્ધિ માટે " ज्ञानक्रियाभ्यां मोक्षः " એ અપવાદ વગરના સિદ્ધાંતને ભૂલી જવો નહિ. (૭૪)



# (૧૦) લોક ભાવના.

[ નિર્જરા વગેરે દરેક બનાવો લોકમાં બને છે, સર્વનું અધિષ્ઠાન લોક છે, માટે નિર્જરા ભાવના પછી લોક ભાવનાનું સ્વરૂપ દર્શાવે છે. ]

### शालिनीवृत्तम् ।

दशमी लोकभावना ।

**धर्माधर्मौ पुद्गलः खात्मकाला।**
**एतद्द्रव्याभिन्नरूपो हि लोकः॥**
**तत्राकाशं सर्वतः स्थाय्यनन्त-**
**मेतन्मध्ये विद्यते लोक एषः ॥७४॥**

### દશમી લોક ભાવના.

અર્થ—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાળ એ છ દ્રવ્યો—પદાર્થોનો જે સમુદાય તે જ લોક કહેવાય છે. લોકનો એવો કોઇ ભાગ નથી કે જ્યાં ઉપર્યુક્ત છ પદાર્થોમાંનો કોઇ પદાર્થ ન હોય. નિરૂકત છ પદાર્થો જે ભાગમાં વ્યાપ્ત છે તે ભાગની 'લોક' એવી સંજ્ઞા છે. નિરૂક્ત છ પદાર્થો પૈકી આકાશાસ્તિકાય સર્વત્ર વ્યાપક છે, ત્યારે બીજા પાંચ તેના વ્યાપ્ય છે. એટલે આકાશ પાંચ દ્રવ્યની સાથે પણ છે અને પાંચથી બહાર પણ છે. તે અનન્ત છે, એટલે તેનો છેડો કોઇ લઇ શકે નહિ, તે આકાશાસ્તિકાયની વચ્ચે છ દ્રવ્યના સમૂહરૂપ લોકતત્ત્વ વિદ્યમાન છે. ( ૭૪ )

**વિવેચન**—જેમ વન શબ્દ જૂદી જૂદી જાતનાં ઝાડના સમૂહ વાચક છે, અર્થાત્ ઝાડોનો સમૂહ તે જ વન. ઝાડના સમૂહ સિવાય વન જેવી બીજી કોઈ વસ્તુ નથી, તેમ લોક શબ્દ પણ ધર્માસ્તિકાયાદિ દ્રવ્યનો સમૂહ-

વાચક છે. ધર્માસ્તિકાયાદિ ૭ દ્રવ્યોનો સમૂહ તે જ લોક. ૭ દ્રવ્યોના સમૂહ સિવાય લોક જેવી કોઇ જૂદી વસ્તુ નથી. અથવા જે જમીનમાં વૃક્ષોનો સમૂહ છે તે વૃક્ષવાળી જમીનનું નામ જેમ વન છે, તેમ જે આકાશવિભાગમાં ધર્માસ્તિકાય આદિ ૭ દ્રવ્યોનો સમૂહ છે તે સમૂહવાળા આકાશવિભાગનું નામ લોક છે. આકાશ એ ૭ દ્રવ્યમાંનું એક દ્રવ્ય છે. જૈન શાસ્ત્રમાં એકંદર ૭ દ્રવ્યો–તત્ત્વો છે. ૭ દ્રવ્યમાં જગતના સર્વ પદાર્થોનો સમાવેશ થાય છે, અર્થાત્ જગતમાં આ ૭ દ્રવ્ય સિવાય સાતમું દ્રવ્ય–તત્ત્વ નથી. છમાં પ્રથમ દ્રવ્ય ધર્મ–ધર્માસ્તિકાય છે. જેમ પૃથ્વી ઉપરના વાતાવરણમાં હવા ભરી છે, સમુદ્રમાં પાણી ભર્યું છે તેમ લોકના સર્વ ભાગમાં ધર્માસ્તિકાય નામનો પદાર્થ ભર્યો છે. હવા અને પાણી, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળાં છે, તેથી નજરે દેખાય છે, તેનો સ્પર્શ થાય છે, ત્યારે ધર્માસ્તિકાયમાં રૂપ, રંગ, ગંધ, રસ કે સ્પર્શ નથી, તેથી નજરે દેખાતું નથી, તેમ તેનો સ્પર્શ પણ થઇ શકતો નથી, એટલે તે આપણી ઇંદ્રિયોથી ગ્રાહ્ય નથી, પણ લક્ષણગમ્ય છે અથવા અતીતદર્શી કે કેવળજ્ઞાનીને પ્રત્યક્ષ ગ્રાહ્ય છે. ગતિવાળા પદાર્થો–જીવ અને પુદ્ગલને ગતિ કરવામાં મદદ કરનાર ધર્માસ્તિકાય છે. જેમ માછલામાં ગતિ હોવા છતાં પણ પાણી વગરની જમીનમાં તે ચાલી શકતું નથી, કમળમાં ખીલવાનો ગુણ હોવા છતાં સૂર્યોદય વિના ખીલી શકતું નથી, તેમ લોકના કોઇ પણ ભાગમાં ધર્માસ્તિકાય ન હોય તો ત્યાં પુદ્ગલ કે જીવ ગતિ કરી શકે નહિ, અર્થાત્ ગતિમાં સહાય કરવાનો–નિમિત્ત થવાનો ગુણ ધર્માસ્તિકાયનો છે. બીજું દ્રવ્ય અધર્માસ્તિકાય છે, તે પણ પ્રથમ દ્રવ્યની પેઠે સર્વલોકવર્તી વર્ણ ગંધ રસ સ્પર્શ રહિત છે. તે પદાર્થોને સ્થિર રાખવામાં સહાય કરે છે. ત્રીજું દ્રવ્ય આકાશાસ્તિકાય છે, તે સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ છે. જગત્–લોક કે દુનીયા આ આકાશ તત્ત્વના એક ટપકામાં છે. આકાશ અનંત છે. દુનીયા જેવડા અનંત ખંડ કે કકડા આકાશના કરવામાં આવે તોપણ તેનો છેડો આવી શકે નહિ. તે નિઃસીમ–અપરિમિત છે. લોક જેટલા ભાગમાં છે તેટલા ભાગના આકાશનું નામ લોકાકાશ અને તેથી બહાર અલોકાકાશ છે. જોકે

લોકાકાશ અને અલોકાકાશની વચ્ચે કોઇ કિલ્લો, ગઢ, દોરી કે લીટી નથી પણ ધર્માસ્તિકાય આદિ બીજાં પાંચ દ્રવ્યો જ્યાં પૂરાં થાય છે ત્યાંથી જ લોકાકાશની અથવા લોકની હદ બંધાય છે. આકાશનો ગુણ અવકાશ આપવાનો છે. પાણીથી ભરેલા કળશામાં દેખીતી રીતે જરી પણ જગ્યા દેખાતી નથી, પણ તેમાં એક મૂઠીભર સાકર કે મીઠું નાંખવામાં આવે તો તે સમાઇ જાય છે. દેખીતી જગ્યા વિના આ કયાંથી સમાયું ? કળશાના પાણીમાં પણ આકાશ છે, પાણીના અણુઓ વચ્ચે અંતર્ રહેલું છે, મીઠું કે સાકરના અણુઓ પાણીના અણુઓ કરતાં પણ સૂક્ષ્મ બની તે અંતર્માં—અવકાશમાં સમાઇ ગયા. આકાશનો ગુણ વસ્તુઓને અવકાશ આપવાનો છે. ચોથું દ્રવ્ય કાળ છે. તે બે પ્રકારનું છે. એક ક્રિયારૂપ અને બીજું વર્તનરૂપ. પ્રથમ સૂર્યની ગતિથી—ક્રિયાથી થતા ક્ષણ, આવલિકા, ઘડી, પહોર, દિવસ, અહોરાત્ર, પક્ષ, માસ, વર્ષ, યુગ વગેરે સમયરૂપ કાળ માત્ર અઢીદ્વીપમાં—મનુષ્યક્ષેત્રમાં જ છે. બીજો વર્તનરૂપ કાળ લોકના સર્વ પદાર્થો ઉપર વર્તે છે. જુનાના નવા અને નવાના જુના એમ પર્યાયોનું પરિવર્તન તે આ વર્તનરૂપ કાળથી જ થાય છે, તે પણ વર્ણ ગંધ રસ સ્પર્શ રહિત માત્ર લક્ષણગમ્ય પદાર્થ છે. પાંચમું દ્રવ્ય પુદ્‌ગલાસ્તિકાય છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શ વગેરે જે કોઇ પણ પદાર્થમાં હોય તો તે માત્ર પુદ્‌ગલમાં જ છે. આ જગતમાં જે કંઇ વસ્તુ દેખાય છે, આપણી દૃષ્ટિગોચર થાય છે, સુંઘાય છે, ચખાય, સ્પર્શાય છે, આકૃતિમાન્ છે, તે સર્વ પુદ્‌ગલ જ છે. છૂટા પરમાણુઓનું ભેગા થવું અને વિખરાઇ જવું એ પુદ્‌ગલનો ધર્મ અથવા સ્વભાવ છે. લોકમાં પુદ્‌ગલ દ્રવ્ય ન હોત તો જૂદી જૂદી આકૃતિઓ, જૂદા જૂદા દેખાવો, વિવિધ રસ, વિવિધ ગંધ, શબ્દ, પ્રકાશ વગેરે જે આપણને દેખાય છે તે કશું હોઇ શકત નહિ. ખાન, પાન, વિચાર, ભાષા, શ્વાસોશ્વાસ વગેરે સઘળી પુદ્‌ગલની જ લીલા છે. જીવને લાગતાં કર્મો પણ પુદ્‌ગલ જ છે. સંસારી જીવોનાં સર્વ જાતનાં શરીરો પણ પુદ્‌ગલ જ છે. પુદ્‌ગલ પરમાણુરૂપે અને સ્કંધરૂપે છે. બેથી વધારે પરમાણુઓના જોડાણથી બનેલ વસ્તુ પુદ્‌ગલના સ્કંધ તરીકે ઓળખાય છે, અને

છુટા છુટા વિભક્ત પરમાણુઓ પુદ્ગલના પરમાણુઓ તરીકે ઓળખાય છે. પુદ્ગલ સિવાય કોઇ પણ વસ્તુના પરમાણુઓ નથી. છઠ્ઠું દ્રવ્ય જીવ–આત્મા છે. આત્માનું લક્ષણ ચેતના–ચૈતન્ય અથવા જ્ઞાન દર્શન છે. જાણવું, દેખવું, સમજવું, એ કાર્ય આત્મા સિવાય બીજા કોઇથી થઇ શકતું નથી. આત્માને રૂપ, રસ, ગંધ, સ્પર્શ નથી. તે સ્વસંવેદ્ય એટલે પોતાના જ્ઞાનથી જ પોતે પ્રકાશિત છે, અને પોતે જ પોતાને જાણી શકે. અંધારામાં બીજી વસ્તુઓને જાણવાને દીવાની જરૂર પડે છે, પણ દીવાને જોવા બીજા દીવાની જરૂર નથી, કે સૂર્યને ઓળખવા બીજા સૂર્યની જરૂર નથી, તેમ આત્માને ઓળખવાને બીજા આત્માની જરૂર નથી, પણ પોતાના પ્રકાશથી જ–અનુભવથી જ ગમ્ય છે. તેને અનાદિથી કર્મનો સંગ હોવાથી તે કર્મને યોગે બીજાં કર્મો કરે છે, અને તેનાં ફળ સુખદુઃખરૂપે ભોગવે છે. તે પોતે કર્તા ભોક્તા છે. સુખ કે દુઃખની લાગણી આત્માને જ છે. તે બે પ્રકારનાં છે, કર્મસહિત અને કર્મરહિત. પ્રથમ પ્રકારના સંસારી અને બીજા પ્રકારના સિદ્ધ, બુદ્ધ, મુક્ત કહેવાય છે. મુક્ત આત્માને શરીર કે કોઇ પણ પૌદ્ગલિક લીલા સાથે સંબંધ નથી. તે માત્ર સ્વસ્વરૂપમાં લીન છે. સંસારી જીવને દરેકને પુદ્ગલનું જોડાણ છે. તે દરેકને કર્મનું આવરણ છે. તેને લીધે સુખ, દુઃખ, લાભ, અલાભ, હાનિ, વૃદ્ધિ વગેરેની પ્રાપ્તિ થાય છે. પ્રત્યેક શરીરના અધિષ્ઠાતા આત્મા જૂદા જૂદા છે. આવા અનંત આત્માઓ છે. લોકનો કોઇ પણ ભાગ આત્મા–જીવ વગરનો ખાલી નથી. ઉપર્યુક્ત છ દ્રવ્યો એક બીજાની સાથે ઓતપ્રોત થઇ લોકાકાશમાં રહેલાં છે. તે ઓતપ્રોત છતાં પોતપોતાના સ્વભાવમાં સ્થિત છે. સોનું અને માટી એક રૂપે મળી જવા છતાં કે દૂધ અને પાણી ઓતપ્રોત થવા છતાં પોતાના સ્વભાવને કાયમ રાખે છે. તેમ છએ દ્રવ્યો પોતપોતાના સ્વભાવને કદી છોડતા નથી. ઉક્ત છ દ્રવ્યની સ્વસ્વભાવમાં સ્થિતિ એ જ લોકની સ્થિતિ છે. કાવ્યમાં છ દ્રવ્યનો ક્રમ છંદની યોજના માટે બદલવામાં આવ્યો છે, પણ ખરો ક્રમ ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ અને જીવ, કે જે ઉપર દર્શાવ્યો છે તે જ છે. (૭૪)

लोकस्य कः कर्त्ता ?।

**नायं लोको निर्मितः केनचिन्नो ।**
**कोप्यस्यास्ति त्रायको नाशको वा ॥**
**नित्योऽनादिः सम्भृतोऽजीवजीवै-**
**र्वृद्धिह्रासौ पर्ययानाश्रयेते ॥७५॥**

### લોકનો કર્ત્તા કોણ ?

**અર્થ**—શું આ લોકનો કોઇ બનાવનાર છે ? આનો ઉત્તર નકારમાં જ છે. અર્થાત્ આ લોક કોઇએ બનાવેલ નથી, તેમ આ લોકનો પાલક ( પાલન કરનાર ) કે નાશક-સંહારકર્તા પણ કોઇ નથી, ત્યારે શું તે પોતાની મેળે ઉત્પન્ન થયો ? ઉત્તર-નહિ. તે કદી ઉત્પન્ન જ થયો નથી. અનાદિ કાળથી છે, છે અને છે. તેમ કોઇ વખતે સર્વથા નાશ પણ પામવાનો નથી, કિન્તુ તે નિત્ય-શાશ્વત છે. જડ અને ચૈતન્ય, જીવ અને અજીવથી ભરેલા છે. શંકા-જ્યારે લોક નિત્ય-શાશ્વત છે ત્યારે તો ચય ઉપચય-વધઘટ-હાનિવૃદ્ધિ પણ લોકમાં થવી ન જોઇએ ? ઉત્તર-છ દ્રવ્યોની દ્રવ્યરૂપે વધઘટ કે હાનિ-વૃદ્ધિ થતી નથી, છતાં હાનિવૃદ્ધિ દેખાય છે તે પર્યાય આશ્રી છે. પર્યાય અનિત્ય છે એટલે તેમાં હાનિવૃદ્ધિનો કંઇ બાધ નથી. ( ૭૫ )

**વિવેચન**—" कालओणं लोए न कयाइं न आसी, न कयाइं न भवइ, न कयाइं न भविस्सइ । भविंसु य भवइ य भविस्सइ य । धुवे, णिइए, सासए, अखए, अव्वए, अवठिए, णिच्चे । णत्थि पुण से अंते ॥ ભગ. શ. ૨ ઉ. ૧ લો.

અર્થ—આ લોકના કાળ પરત્વે વિચાર કરતાં જણાય છે કે તે કોઇ ભૂતકાળમાં નહોતો એમ નથી, વર્તમાનકાળમાં નથી એમ પણ ન કહેવાય, ભવિષ્યમાં કોઇ વખતે આ લોક નહિ હોય, એમ પણ ન કહી શકાય, ત્યારે હતો, છે અને હશે, એમ કહી શકાય. તે ધ્રુવ છે, નિયત છે, શાશ્વત છે, અક્ષીણ છે, અવ્યય છે, અવસ્થિત છે અને નિત્ય છે, તેથી કદી પણ તેનો

અંત નથી. ભગવતીના ઉપલા પાઠમાં શ્રીમન્ મહાવીરે ખંધક સંન્યાસીના પ્રશ્નોના ઉત્તરમાં લોકનું જે સ્વરૂપ બતાવ્યું છે તે ઉપરથી લોકની સ્થિતિનો ખ્યાલ થઇ શકે છે, તોપણ તેના ઉપર કંઇક વધારે ઉહાપોહ કરવો જરૂરનો છે. જ્યારે ભૂતકાળમાં કોઇ પણ વખતે આ લોકનો અભાવ નહોતો, તેમજ ભવિષ્યકાળમાં કોઇ પણ વખતે તેનો અભાવ થશે નહિ, ત્યારે વર્તમાનકાળમાં તો તેનું અસ્તિત્વ પ્રત્યક્ષ સિદ્ધ જ છે. અર્થાત્ આ લોક અનાદિથી છે, અને અનંત કાળે પણ તેનો છેડો નહિ આવે. અનાદિ અને અનંત વસ્તુ કૃત્રિમ હોઇ શકે જ નહિ. જ્યારે લોક-જગત્ બન્યું જ નથી ત્યારે તેના કર્તાનો સવાલ રહેતો જ નથી, તોપણ કેટલાએક લોકોની એવી માન્યતા છે કે આ જગત્ કૃત્રિમ-બનેલું છે. ગૉડ, અલ્લા કે ઇશ્વરે તે બનાવ્યું છે. આનો ખુલાસો આપવાને પ્રકૃત કાવ્યનું નિર્માણ થએલું છે. આ જગત્ ધર્માસ્તિકાય આદિ છ દ્રવ્યના સમૂહરૂપ છે. જો આ છ દ્રવ્યમાંનું કોઇ પણ દ્રવ્ય ન હોય તો જગત્ કોઇ કાળે નહોતું એમ કહી શકાય, પણ જો તેમ હોય તો જગત્ના બનાવનાર ઇશ્વિર કે ખુદાની જ હયાતી કયાં રહી ? સૃષ્ટિકર્ત્તા માનનારાઓએ ઇશ્વરની હયાતી તો જગત્ પહેલાં માનવી જ પડશે. જો તેમ માન્યું તો પછી ઇશ્વરની કોઇ પણ ભાગમાં સ્થિતિ હોવી જોઇએ. આકાશ સિવાય સ્થિતિ સંભવિત નથી માટે ઇશ્વરની પહેલાં આકાશ તત્ત્વ પણ હોવું જ જોઇએ. ઇશ્વર પોતે ચૈતન્યરૂપ હોવાથી આત્મતત્ત્વ પણ છે. જે કાળમાં જગત્ નથી, અને ઇશ્વર છે, તે કાળ પણ એક તત્ત્વ જગત્ પહેલાં સિદ્ધ છે. શૂન્યમાંથી જગત્ બનવું અસંભવિત હોવાથી જેમાંથી જગત્ બને તે પુદ્ગલ દ્રવ્ય પણ જગત્ પહેલાં સિદ્ધ છે. પુદ્ગલ પરમાણુઓના આકર્ષણ વિકર્ષણ સિવાય કોઇ પણ કૃતિ બની શકે નહિ, અને આકર્ષણ વિકર્ષણ ગતિ આપનાર ધર્માસ્તિકાય અને સ્થિતિ આપનાર અધર્માસ્તિકાય વિના બની શકે નહિ, તેથી ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય પણ જગત્ પહેલાં હોવાનું પુરવાર થાય છે. આમ ઇશ્વરની હયાતી માનતાં તેના પહેલાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ, પુદ્ગલ અને જીવ એ છએ દ્રવ્ય સિદ્ધ થાય છે, કે જે છ દ્રવ્યને જૈન શાસ્ત્ર 'લોક' એવી સંજ્ઞા આપે

છે. જગતને બનાવનાર ઇશ્વર પહેલાં પણ છ દ્રવ્યમય જગત્ જ્યારે સિદ્ધ જ છે ત્યારે ઇશ્વરે શું બનાવ્યું? આ છ તત્ત્વ સિવાય સાતમું તો તત્ત્વ નથી કે જેને ઇશ્વરે બનાવ્યું હોય. તેમ એમ પણ ન કહી શકાય કે ઇશ્વર જેટલા ભાગમાં રહે છે તેટલું આકાશ, તેટલા ભાગનો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, તેટલો કાળ, તેટલા પુદ્ગલો અને તે એક જ આત્મા હતો, બાકીનું આકાશ ધર્માસ્તિકાય આદિ ઇશ્વરે બનાવ્યાં. એમ તો ત્યારે કહી શકાય કે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાયના જૂદા જૂદા કકડા હોય; પણ તેમ તો છે નહિ, એ દ્રવ્યો તો અવિચ્છિન્ન અખંડ એકરૂપ જ છે, તેનો એક ભાગ પહેલાં હોય અને બીજો ભાગ પછી બને એ કેમ સંભવે? કદાચ ધર્મ, અધર્મ, આકાશ, કાળ અને જીવ એ પાંચ દ્રવ્ય પહેલેથી જ હોય, અને એક પુદ્ગલ દ્રવ્ય ઇશ્વરે બનાવ્યું એમ કહીએ તોપણ ઘટિત નથી. કદાચ ઇશ્વર પોતાને અશરીરી માનીએ તો ઇશ્વરની પાસે પુદ્ગલ નહોતું એમ કહી શકાય, પણ વિના પુદ્ગલે પુદ્ગલરૂપ આ જગત્ બન્યું શેમાંથી? "नासतो विद्यते भावो नाभावो विद्यते सतः" આ ગીતાના સિદ્ધાંતમાં કહ્યા મુજબ અસત્માંથી સત્ થતું નથી, અને સત્માંથી અસત્ થતું નથી. તો પછી શૂન્યમાંથી એકડો થાય શી રીતે? એટલું જ નહિ પણ અશરીરી નિસ્સંગ કર્મરહિત પરમદયાળુ સર્વજ્ઞ પરમેશ્વરને સૃષ્ટિકર્તા તરીકે કલ્પવામાં તેની સર્વજ્ઞતામાં, દયાળુપણામાં, ન્યાયીપણામાં અને સર્વ સામર્થ્યમાં પણ ખામી આવી પડે છે. આ જગત્ જો દયાળુ ઇશ્વરનું બનેલું હોત તો તેમાં માર, મરકી, યુદ્ધ, રોગ, દુઃખ વગેરે કશું હોત જ નહિ, કેમકે ઇશ્વરનું પરમ સામર્થ્ય હોવાથી તે દયાળુપણાને લીધે ઉમદામાં ઉમદું પરમસુખી જગત્ બનાવત, પણ આવું બનાવત નહિ. વળી તેમાં પાપી અધર્મી એક પણ જીવ બનાવત નહિ, કે જેને શિક્ષા આપવા માટે પોતાને અવતાર ધારણ કરવો પડે. પણ ખરૂં તો એ છે કે તેમાં ઇશ્વરનો કોઇ પણ રીતે હાથ નથી. જીવ, કર્મ અને વસ્તુઓના તે તે ગુણને લીધે આ સઘળા અવનવા ફેરફારો થયા કરે છે. મુખ્ય છ દ્રવ્ય તો હંમેશ કાયમ છે. લોકતત્ત્વ તો અવિચ્છિન્ન શાશ્વત નિત્ય છે. પૃથ્વી,

પર્વત, નદી, સરોવર, ગામ, જંગલ, વસતિ, ઉજ્જડ વગેરે ફેરફારો કાળ, પવન, વરસાદ, ધરતીકંપ, વગેરે કુદરતી બનાવો અને માણસોની હીલચાલથી થાય છે. આ ફેરફારો, રૂપાંતરો અને અવસ્થાંતરો તે લોકના પર્યાયો છે. પર્યાયમાં હાનિ-વૃદ્ધિ ચય-ઉપચય થાય છે પણ લોક દ્રવ્યે શાશ્વત-નિત્ય છે, જીવ અજીવથી ભરેલો છે, જેમ તેનો કોઇ ઉત્પાદક નથી તેમ તેનો પાલક કે સંહાર કરનાર પણ કોઇ નથી (૭૫)

लोकमानम् ।

उच्चैर्नीचैर्वेददिग्रज्जुमान-
स्तन्मध्यांशे मेरुमूलं ततोऽयम् ॥
भक्तो लोको मध्यमुख्यैस्त्रिभागै-
र्मध्ये तिर्यङूर्ध्व ऊर्ध्वेऽस्त्यधोधः ॥७६॥

लोकवसतिः ।

तिर्यग्लोके सन्ति तिर्यङ्मनुष्याः ।
प्रायो देवा ऊर्ध्वलोके वसन्ति ॥
नीचैर्लोके नारकाद्याः प्रभूताः ।
सर्वस्याग्रे मुक्तजीवाः सुखाढ्याः ॥७७॥

लोकाकृतिर्लोकविभागमानञ्च ।

आयामोऽधो रज्जवः सप्त मूले ।
मध्ये चैका ब्रह्मलोके च पञ्च ॥
प्रान्ते त्वेका सप्तरज्जुर्घनोऽस्य ।
न्यस्तश्रोणीहस्तमर्त्याकृतिश्च ॥७८॥

## લોકનું માન.

અર્થ—લોકના નીચેના છેડાથી ઉપરના છેડા સુધી એક કલ્પિત દોરી-વડે માપવામાં આવે તો તે દોરી ચૌદ રાજની લાંબી થાય, (રાજનું પ્રમાણ શાસ્ત્રાંતરમાં જોઇ લેવું) અર્થાત્ ઉંચે નીચે આ લોક ચૌદ રાજ પ્રમાણે છે. લોકના મધ્ય ભાગમાં એક મેરૂ નામનો પર્વત છે, તેથી લોકના ત્રણ ભાગ પડયા છે. મેરૂનો સમતોલ ભાગ તે મધ્ય લોક, ઉપરનો ભાગ તે ઉર્ધ્વ લોક, અને મેરૂની હેઠેનો ભાગ તે અધો લોક કહેવાય છે, એટલે કે મેરૂની સીમાથી એક લોકના "ઉર્ધ્વલોક, અધો લોક અને તિર્યક્ લોક" એવા ત્રણ ભાગ પડયા છે. (૭૬)

## લોકની વસતિ.

મધ્ય લોક અથવા તિર્યક્ લોકમાં તિર્યંચ અને મનુષ્યો મુખ્યત્વે વસે છે, (જોકે વાણવ્યંતર જંભકા જ્યોતિષી દેવતા પણ તિર્યક્ લોકની હદમાં વસે છે પણ તેમની ગૌણતા છે) ઉર્ધ્વ લોકમાં મ્હોટે ભાગે દેવો–વૈમાનિક દેવતાઓ વસે છે, અને અધો લોકમાં નારકી ભવનપતિ વગેરે અસુરો વસે છે. ત્રણે લોકને અગ્ર ભાગે એટલે લોકને શિખરે નિરૂપાધિક પરમ સુખમાં મગ્ન એવા મુક્ત–સિદ્ધ આત્માઓ અવસ્થિત થએલા છે. (૭૭)

## લોકની આકૃતિ અને લોકવિભાગોનું માન.

અધો લોકનો વિસ્તાર સાત રાજનો છે, એટલે અધો લોકની ઉંચાઇ સાત રાજની છે, અને અધો લોકનો નીચલો ભાગ સાતમી નર્કનો પ્રદેશ સાત રાજનો પહોળો છે. મધ્ય લોક–તિર્યક્ લોક એક રાજનો લાંબો પહોળો અને તેની ઉંચાઇ ૧૮૦૦ જોજનની છે. ઉર્ધ્વ લોકની ઉંચાઇ માઠેરા સાત રાજની છે. લંબાઇ પહોળાઇ પાંચમા દેવલોક પાસે પાંચ રાજની છે, અને પછી સંકોચાતાં સંકોચાતાં સર્વાર્થસિદ્ધને છેડે એક રાજની લંબાઇ પહોળાઇ છે. લંબાઇ પહોળાઇ અને ઉંચાઇ સરખી કરવાને લોકનું ઘન કરવામાં આવે તો ઘનીકૃત લોક સાત રાજનો લાંબો પહોળો અને ઉંચો થાય છે. લોકનો આકાર જેમ કોઇ પુરૂષ જામો પહેરી, બે પગ પહોળા કરી, કેડ ઉપર હાથ મૂકી, કુદડી ફરે ને જેવો આકાર થાય તેવો છે. (૭૮)

**વિવેચન**—લોકની ઉંચાઇ ચૌદ રાજની છે. આંહિ રાજ શબ્દ રજ્જુ શબ્દનો અપભ્રંશ છે. રજ્જુ એટલે દોરી. આ પૃથ્વી ઉપર અસંખ્યાત દ્વીપ અને અસંખ્યાત સમુદ્ર છે. તેમાં સૌમાં મધ્યદ્વીપ આ જંબુદ્વીપ છે. તેને ફરતો સમુદ્ર અને સમુદ્રને ફરતો દ્વીપ, એવી રીતે એક દ્વીપ અને એક સમુદ્ર છે. ઉત્તરોત્તર એકેકની લંબાઇ પહોળાઇ આગલા કરતાં બેવડી છે, જેમકે જંબુદ્વીપની લંબાઇ પહોળાઇ એક લાખ જોજનની, તો તેને ફરતા લવણસમુદ્રની લંબાઇ પહોળાઇ બે લાખ જોજનની. એમ બેવડા વધતાં છેલ્લો સ્વયંભૂરમણ નામનો સમુદ્ર આવે છે. એક તરફ બધા દ્વીપ સમુદ્રો અને એક તરફ એકલો સ્વયંભુરમણ સમુદ્ર, અર્થાત્ અર્ધામાં બધા દ્વીપ સમુદ્રો અને અર્ધામાં સ્વયંભૂરમણ સમુદ્ર છે. સ્વયંભૂરમણ અર્ધ રજ્જુ પ્રમાણમાં છે અને બાકીના બધા દ્વીપ સમુદ્રો અર્ધ રજ્જુ પ્રમાણમાં છે. સ્વયંભૂરમણના પૂર્વના છેડાથી પશ્ચિમના છેડા સુધી એક દોરી બાંધવામાં આવે તો તે દોરી એક રજ્જુ (રાજ) પ્રમાણની થાય. ટુંકામાં પૃથ્વી ઉપરના સર્વ દ્વીપો અને સર્વ સમુદ્રોની જેટલી લંબાઇ અથવા પહોળાઈ છે તેટલું પ્રમાણ એક રાજનું છે. આ રજ્જુથી (રાજથી) જો લોકોને માપવામાં આવે એટલે કે લોકોના નીચેના છેડાથી લોકોનો ઉપરનો છેડો રજ્જુથી માપીએ તો ચૌદ રજ્જુ થાય. લોકનું મધ્યબિંદુ મેરૂ પર્વતના મૂળમાં છે. ત્રીછા લોકની કે જંબુદ્વીપની વચ્ચોવચ્ચ મેરૂ નામનો પર્વત છે. તેનો પાયો એક હજાર જોજનનો જમીનમાં ઉંડો છે અને ૯૯૦૦૦ જોજન જમીન ઉપર ઉંચો છે. જમીનની સપાટી ઉપર દશ હજાર જોજનની તેની લંબાઇ પહોળાઇ છે. તેના બરાબર મધ્ય ભાગમાં ગોસ્તનાકારે ચાર ઉપર ને ચાર નીચે એમ આઠ રૂચક પ્રદેશ છે. તે દશ દિશાઓના કેંદ્રસ્થાનરૂપ છે, અર્થાત્ ત્યાંથી સઘળી દિશાઓ શરૂ થાય છે. તેનાથી નવસેં જોજન નીચે અધો લોકની શરૂઆત થાય છે, તે નીચે છેક સાતમી નર્કના તળીયા સુધી અધો લોક છે. અધો લોકની ઉપર ૧૮૦૦ જોજન સુધી, એટલે રૂચક પ્રદેશથી નવસેં જોજન નીચે અને ૯૦૦ જોજન ઉપર, એમ ૧૮૦૦ જોજનમાં તિર્યક્ લોકની હદ છે અને ત્યારપછી તેના ઉપર છેક મોક્ષ સુધી ઉર્ધ્વ

લોક ગણાય છે. આ ત્રણ વિભાગને જ સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ લોક પણ કહે છે. તિર્યક્ લોક મધ્ય લોક તરીકે પણ પ્રસિદ્ધ છે. ત્રણ લોકમાં અધો લોક અને ઉર્ધ્વ લોકની પહોળાઇ કરતાં ઉંચાઈ વધારે અને અમુક ભાગમાં સરખી છે, ત્યારે ત્રીછા લોકની ઉંચાઇ કરતાં લંબાઇ પહોળાઇ વધારે છે, કેમકે ઉંચાઇ માત્ર ૧૮૦૦ જોજનની જ છે, ત્યારે લંબાઇ પહોળાઇ એક રજ્જુની છે. અધો લોક અને ઉર્ધ્વ લોકની લંબાઇ પહોળાઇ એકસરખી નથી. છેક નીચેથી લઇએ તો અધો લોકમાં સાત પૃથ્વીઓ છે. તેમાં સાતમી પૃથ્વી કે જે સાતમી નર્ક કહેવાય છે, તેની લંબાઇ પહોળાઇ સાત રાજની છે, કે જે અધો લોકની ઉચાઇ કરતાં કંઇક ઓછી છે, પણ નીચેના ભાગથી એકેક પ્રદેશ ચારે તરફથી ઘટતાં ઘટતાં છઠી નર્ક આગળ એક રાજનો ઘટાડો થયો. છઠી પૃથ્વી–છઠી નર્ક છ રાજની લાંબી પહોળી છે. આ ક્રમે એકેક પ્રદેશ ઘટતાં પાચમી પૃથ્વી પાંચ રાજની, ચોથી પૃથ્વી ચાર રાજની, ત્રીજી ત્રણ રાજની, બીજી બે રાજની અને પહેલી પૃથ્વી–પ્રથમ નર્ક એક રાજની લાંબી પહોળી છે. ત્રીછા લોકની પણ આ જ લંબાઇ પહોળાઇ છે. ત્યારપછી ઉપર ચડીએ તો એકેક પ્રદેશની વૃદ્ધિ થતાં, ઉર્ધ્વ લોકમાં પાંચમા દેવલોકની હદમાં પાંચ રાજ પહોળાઇ છે. આટલી પહોળાઇએ પહોંચ્યા પછી પાછો એકેક પ્રદેશનો ઘટાડો થવા માંડે છે, તે લોકને ઉર્ધ્વ છેડે પહોંચતાં એક રાજની પહોળાઇ રહે છે. આ પ્રમાણે લોકની આકૃતિ ત્રણ સરાવળા જેવી થાય છે, એટલે કે પહેલો સરાવળો ઉંધો મૂકીએ, તેના ઉપર બીજો સરાવળો સીધો અને ત્રીજો તેના ઉપર ઉંધો મૂકીએ. પ્રથમના ઉંધા સરાવળા જેવો અધોલોક નીચે પહોળો અને ઉપર સાંકડો, બીજા સીધા સરાવળા જેવો ત્રીછા લોકની ઉપર પાંચમા દેવલોક સુધીનો ભાગ નીચે સાંકડો અને ઉપર પહોળો, ત્રીજા ઉંધા સરાવળા જેવો પાંચમા દેવલોક ઉપરનો ભાગ નીચે પહોળો અને ઉપર સાંકડો, અથવા જામો પહેરી કેડની બે તરફ બે હાથ રાખી ફુદડી ફરતા માણસના આકાર જેવો લોકનો આકાર છે. પગ પાસે પહોળો, નાભી પાસે સાંકડો, કોણી પાસે પહોળો અને મસ્તક પાસે સાંકડો છે. પગને ઠેકાણે સાતમી નર્ક, નાભિને ઠેકાણે ત્રીછો લોક, કોણીને સ્થાને પાંચમો

બ્રહ્મલોક અને મસ્તકને સ્થાને મોક્ષ છે. પહેલી નર્કના ઘનોદધિ ઘનવા અને તનવાની નીચે જે અસંખ્યાત જોજન પ્રમાણ આકાશ છે તેમાં અસંખ્યાત જોજન નીચે જઇએ ત્યાં લોકનો મધ્યભાગ છે. ચોથી નર્કની નીચે ઘનોદધિ ઘનવા અને તનવા પછી આકાશમાં અર્ધ ઝાઝેરૂં જઇએ ત્યાં અધોલોકનો મધ્યભાગ છે. પાંચમા દેવલોકના રિષ્ટનામને પાથડે ઉર્ધ્વ લોકનો મધ્યભાગ છે. આ લોકને જો ઘનાકારે કલ્પીએ—એટલે કે લંબાઇ, પહોળાઇ અને ઉંચાઇ એકસરખી કરીએ, તો સાત રાજની ઉંચાઇ, સાત રાજની લંબાઇ અને સાત રાજની પહોળાઇ આ લોકની થઇ શકે, કેમકે આ લોકના એકેક રાજના કકડા કલ્પીએ તો ૩૪૩ થાય, તેમાં અધોલોકના ૧૯૬ અને ઉર્ધ્વલોકના ૧૪૭ ઘનરાજ છે. ત્રણસેં તેંતાળીશ રાજનું ઘનમૂળ ૭ થાય માટે ઘનીકૃત લોકનું પ્રમાણ સાત રાજ છે, તે આ પ્રમાણે. લોકના મધ્યમાં એક રાજની લંબાઇ, પહોળાઇ અને ચૌદ રાજની ઉંચાઇ પ્રમાણે ત્રસનાડી છે. તેના સાત રાજના બે કકડા કરી ભેગા કરીએ એટલે બે રાજની પહોળાઇ અને સાત રાજની ઉંચાઇનો એક કકડો થયો, પછી અધોલોકનો ત્રસનાડીની દક્ષિણના અર્દ્ધ ઉપર ઉત્તરનું અર્દ્ધ ઉંધું કરી મૂકીએ, તો તે ત્રણ રાજની પહોળાઇ અને સાત રાજની ઉચાઇનો એક કકડો થયો. તે પહેલામાં ઉમેરીએ તો પાંચ રાજની પહોળાઈ અને સાત રાજની ઉંચાઇનો કકડો થયો. પછી ઉર્ધ્વ લોકમાં પાંચમા દેવલોકમાં જયાં પાંચ રાજની પહોળાઇ છે તેની ઉપર અને નીચેના બંને બાજુના કકડા એક બીજા ઉપર ઉંધા મૂકીએ તો બે રાજની પહોળાઇ અને સાત રાજની ઉંચાઇનો એક કકડો થયો. તે પાંચ રાજના કકડામાં ઉમેરીએ ત્યારે સાત રાજની ઉંચાઇ અને સાત રાજની લંબાઇ પહોળાઇનો ઘનીકૃત લોક થયો. સાત રાજ લાંબો, સાત રાજ પહોળો અને સાત રાજ ઉંચો હોય, તેના ઘનરાજ ૩૪૩ થાય છે. અધોલોકમાં રત્નપ્રભા, શક્કરપ્રભા, વાલુપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમપ્રભા અને તમતમાપ્રભા નામની સાત પૃથ્વીઓ—સાત નર્કો છે. એકેક નર્કમાં મેડીના માળની પેઠે પાથડા અને આંતરા છે. પાથડામાં નાર્કીને ઉત્પન્ન થવાના અને રહેવાના નર્કાવાસા છે. સાતે નર્કમાં એકંદર ૮૪૦૦૦૦૦ નર્કા-

વાસા છે. તેમાં નાર્કીઓ શીત, ઉષ્ણુ, ભૂખ, તરસ વગેરે અત્યંત દુઃખ ભોગવે છે. પ્રથમની ત્રણ નર્ક સુધી પરમાધામીઓ દુઃખ આપે છે અને નીચેની ચાર નર્કમાં અંદર અંદર લડી દુઃખ ભોગવે છે. પહેલી રત્નપ્રભા પૃથ્વીનું એક લાખ એંસી હજાર જોજનનું પિંડ છે, તેમાં એક હજાર જોજન ઉપર મૂકીએ અને એક હજાર જોજન નીચે મૂકીએ, વચ્ચે ૧૭૮૦૦૦ જોજનની પોલારમાં ૧૩ પાથડા અને ૧૨ આંતરા છે. આંતરામાં દશ ભવનપતિ જાતિના દેવતાઓનાં સાત ક્રોડ ૭૨ લાખ ભુવનો છે. તેમાં ભવનપતિ દેવતાઓ વસે છે, ઉપરના એક હજાર જોજનમાં ઉપર નીચે એકેક સો જોજન મૂકીએ તો વચ્ચે ૮૦૦ જોજનની પોલારમાં વાણુવ્યંતર જાતિના દેવતાઓનો નિવાસ છે. ઉપરના સો જોજનમાં ઉપર નીચે દશ દશ જોજન બાદ કરતાં વચ્ચેના ૮૦ જોજનની પોલારમાં જંભકા દેવતાઓ વસે છે. પહેલી પૃથ્વીની સપાટી ઉપર અસંખ્યાત-દ્વીપસમુદ્રો છે, તેમાં મનુષ્ય અને તિર્યંચ ઉપરાંત વાણુવ્યંતર જાતના દેવતાઓનાં પણુ નગર છે, અને જ્યોતિષી દેવતાઓની રાજધાની છે અને જંબુદ્વીપ, ધાતકીખંડદ્વીપ અને અર્ધપુષ્કરદ્વીપ એમ અઢી દ્વીપમાં મનુષ્યની વસ્તી છે. અઢી દ્વીપની બહાર મનુષ્યો નથી, કિન્તુ એકલા તિર્યંચો છે, તે ઉપરાંત કોઇ કોઇ ઠેકાણે વ્યંતર અને જ્યોતિષી દેવતાઓનાં ક્રીડાસ્થાન તથા નિવાસસ્થાન છે, ત્યાં તેમની આવજા છે પૃથ્વીની સપાટી ઉપરથી ૭૮૦ જોજન જઇએ ત્યાં જ્યોતિષ્ચક્ર આવે છે. ચંદ્રમા, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા એ પાંચ જાતના જ્યોતિષી દેવતા છે. તેનાં વિમાનોને જ્યોતિષ્ચક્ર કહેવામાં આવે છે. તે જ્યોતિષ્ચક્ર ૧૧૦ જોજનની ઉંચાઇમાં છે. ૭૮૦ જોજનથી ૯૦૦ જોજન સુધીમાં તેની હદ પુરી થાય છે. ત્યાંથી અસંખ્યાત ક્રોડાક્રોડ જોજન ઉપર બાર દેવલોક પૈકી પહેલો અને બીજો દેવલોક આવે છે. તે બંને જોડાજોડ છે. એકેક અર્દ્ધ ચંદ્રમા અને બન્ને પૂર્ણ ચંદ્રમાને આકારે છે. અસંખ્યાતા જોજનની લંબાઇ પહોળાઇનાં છે. ત્યાં વૈમાનિક જાતિના દેવતાઓ વસે છે. ત્યાંથી અસંખ્યાત જોજન ઉપર ત્રીજો અને ચોથો દેવલોક જોડાજોડ અર્ધ અર્ધ ચંદ્રમાને આકારે છે. ત્યાંથી અસંખ્યાત અસંખ્યાત જો-

જનને આંતરે ઉપરાઉપર પાંચમો, છઠ્ઠો, સાતમો અને આઠમો દેવલોક છે. ત્યાંથી અસંખ્યાત જોજનને આંતરે નવમો અને દશમો દેવલોક જોડાજોડ છે. ત્યાંથી તેટલે જ આંતરે ૧૧ મો અને ૧૨ મો દેવલોક જોડાજોડ છે. ત્યાંથી અસંખ્યાત જોજન ઉપર લોકરૂપ પુરૂષની ગ્રીવાને સ્થાને નવ ગ્રૈવેયક છે, તે ત્રણ પ્રતર–પાથડા ઉપર છે. એકેક પ્રતર ઉપર ત્રણ ત્રણ ગ્રૈવેયક છે. આંહિ ગ્રૈવેયક જાતિના દેવતાઓ વસે છે. તેના ઉપર મુખને સ્થાને પાંચ અનુત્તર વિમાન છે. ચાર દિશામાં ચાર અને એક સર્વાર્થસિદ્ધ વિમાન વચ્ચે છે. આમાં વસનારા દેવતાઓ સર્વોત્કૃષ્ટ છે. એકલા સમ્યક્દૃષ્ટિ જ છે. સર્વથા બાળ કે યોગીની માફક નિર્વિકાર છે. નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનમાં રાજ્યતંત્ર નથી, સર્વ સ્વતંત્ર અહમિંદ્ર દેવતા છે. જેને ઘણામાં ઘણા ત્રણ કે પાંચ ભવ કરવાના છે તેવા જીવો જ અનુત્તર વિમાનમાં આવી શકે છે. પાંચ અનુત્તર વિમાનની ઉપરે બાર જોજનને અંતરે સિદ્ધિશિલા છે. આઠ જોજનની મધ્ય ભાગમાં જાડી છે. મધ્ય ભાગથી ચારે બાજુએ એકેક પ્રદેશ પાતળી પડતાં છેડે માંખીની પાંખ કરતાં પણ પાતળી સ્ફટિકમય છે. તેના ઉપર એક જોજનના છેલ્લા ગાઉને છઠ્ઠે ભાગે એટલે ૩૩૩ ધનુષ્ય અને ૩૨ અંગુલ જેટલા ક્ષેત્રમાં સિદ્ધ ભગવાન્ સ્વસ્વરૂપમાં લીન થયા થકા રહ્યા છે. આંહિ લોકની હદ, અથવા ધર્માસ્તિકાય આદિ પાંચ દ્રવ્યની હદ પૂરી થાય છે. ત્યારપછી અલોક છે. માત્ર એક આકાશ દ્રવ્ય છે. લોકના સર્વ સ્થાનમાં દરેક જીવ અનંતી અનંતી વાર ઉપજી આવ્યો છે, છતાં હજી કાર્યની સિદ્ધિ થઇ નથી, તેથી એમ ચિંતવવું કે લોકના અગ્રભાગે અક્ષયસ્થાન છે, તેમાં મારો નિવાસ કેવી રીતે પ્રાપ્ત થાય? (૭૬–૭૭–૭૮)

लोकस्य स्थितिः ।

पृथ्वी तोये तच्च वायुप्रतिष्ठं ।
सोप्याकाशे स्यात्ततोऽलोकदेशः ॥

यत्राकाशं द्रव्यमेकं विहाय ।
नान्यत्किञ्चिद्विद्यतेऽनन्तकेऽस्मिन् ॥७९॥

### લોકની સ્થિતિ.

**અર્થ**—જેના ઉપર સર્વ પ્રાણીઓ રહે છે તે પૃથ્વી ઘનોદધિ-જળને આધારે છે. તે ઘનોદધિ, વાયુ-ઘનવાને આધારે અને ઘનવા તનવાને આધારે રહે છે. તે તનુવાયુ પણ આકાશને આધારે છે. આ આકાશનો અમુક ભાગ મૂકયા પછી અલોકની હદ આવે છે. તે અલોકમાં એક આકાશાસ્તિ સિવાય બીજું એકે દ્રવ્ય નથી. માત્ર એક આકાશ તે પણ સીમા વગરનું અનંત છે તેથી અલોક પણ અનંત છે (૭૯)

**વિવેચન**—कइविहाणं भंते लोगठिइ पन्नत्ता ? गोयमा ! अठविहा लोगठिइ पन्नत्ता तंजहा आगासपइठिए वाए, वायपइठिए उदही, उदहिपइठिया पुढवी, पुढवीपइठिया तसा थावरा पाणा, अजीवा जीवपइठिया जीवा कम्मपइठिया, अजीवा जीवसंग्गहिया जीवा कम्मसंग्गहिया. ભગ. શ. ૧ ઉ. ૬ ઠા.

અર્થ—લોકસ્થિતિ કેટલા પ્રકારની છે? હે ગૌતમ! આઠ પ્રકારે લોકની સ્થિતિ કહી છે, તે આ પ્રમાણે-પ્રથમ આકાશને આધારે વાયુ, (તનવા) વાયુને આધારે ઉદધિ-ઘનોદધિ, ઘનોદધિને આધારે પૃથ્વી, પૃથ્વીને આધારે ત્રસ અને સ્થાવર જીવો, જીવને આધારે અજીવ-ઉદારિકાદિ શરીર; કર્મને આધારે જીવ રહે છે. અજીવ જીવથી સંગ્રહિત છે અને જીવ કર્મથી સંગ્રહાએલો છે. આ રીતે આઠ પ્રકારે લોકની સ્થિતિ છે.

ભગવતીના ઉપલા સિદ્ધાંતમાં લોકની સ્થિતિ દર્શાવી છે. સ્થાવર, ત્રસ, જીવ, અજીવ વગેરે પદાર્થો પૃથ્વી ઉપર રહે છે, એ તો સુવિદિત છે, પણ આ પૃથ્વી શાને આધારે રહી છે, એ એક ગંભીર સવાલ છે. આના સંબંધમાં અન્ય શાસ્ત્રકારોની જૂદી જૂદી કલ્પના છે. કોઇ તો કહે છે કે આ પૃથ્વી શેષનાગની ફેણ ઉપર તેને આધારે રહી છે. આ ઘટના સંભવિત લાગતી નથી, કેમકે આવી મ્હોટા પાયાવાળી, અને અતુલ વજનવાળી પૃથ્વી શેષનાગની ફેણ

ઉપર રહે, એ ન માની શકાય તેવી વાત છે. જૈન શાસ્ત્ર આ સંબંધે એવો ખુલાસો કરે છે, કે આ પૃથ્વીનો પાયો ઘનોદધિ ઉપર છે. પૃથ્વી અપરિમિત-અસંખ્યાત જોજનની છે, તેમ ઘનોદધિ પણ અસખ્યાત જોજનના વિસ્તારમાં છે. નીચેના ભાગમાં સાત પૃથ્વીઓ છે. તે પ્રત્યેકની નીચે ફરતો ઘનોદધિ છે. જેમ ઝાડને ફરતી છાલ હોય છે, તેમ પૃથ્વીની ચારે બાજુએ ફરતો ઘનોદધિ નામનો પદાર્થ છે. તે જાત પાણીની છે, પણ તે થીણા ઘી સરખો છે. નીચેના મધ્ય ભાગમાં ૨૦ હજાર જોજનની તેની જાડાઇ છે પણ ત્યાંથી એકેક પ્રદેશની પાતળાઇ થતાં છેક ઉપરને છેડે માત્ર છ જોજનની જાડાઇ રહે છે. બીજી પૃથ્વીના ઘનોદધિની પણ એવી જ સ્થિતિ છે, પણ છેડાની જાડાઇમાં જોજનના એક તૃતીયાંશનો વધારો થાય છે. એમ દરેક પૃથ્વીના ઘનોદધિની જાડાઇમાં એકેક તૃતીયાંશનો વધારો થતાં સાતમી નર્કના ઘનોદધિની જાડાઇ છેડે આઠ જોજનની છે. મધ્ય ભાગમાં સાતેના ઘનોદધિની જાડાઇ ૨૦ હજાર જોજનની છે. લંબાઇ પહોળાઇ અને પરિધિ અસંખ્યાત જોજનની છે. ઘનોદધિની નીચે ઘનવાયુનું વષ્ટન છે. તે વિધર્યા ઘી સરખો છે. તે ઘનોદધિની ચારે બાજુએ ફરતો છે. લંબાઇ, પહોળાઇ અને પરિધિ અસંખ્યાત જોજનની છે, તેમ મધ્યમાં જાડાઇ પણ અસંખ્યાત જોજનની છે, પણ પાતળું પડતાં પડતાં છેડે માત્ર સાડાચાર જોજનની જ પાતળાઇ રહે છે. આ પ્રમાણે પહેલી નર્કના ઘનવાયુનું છે. બીજી નર્કના ઘનવાયુની જાડાઇમાં એક ગાઉનો ઉમેરો થાય છે, એટલે બીજી નર્કે ૪॥ જોજન, ત્રીજીએ ૫ જોજન, ચોથીએ ૫। જોજન, પાંચમીએ ૫॥ જોજન, છઠીએ ૫॥। જોજન અને સાતમીના ઘનવાયુની જાડાઇ ૬ જોજનની છે. ઘનવાયુની નીચે તેની ચારે બાજુએ ફરતો તનુવાયુ છે તે તપાવ્યા ઘી સરખો છે. તેની લંબાઇ પહોળાઇ પરિધિ અને મધ્યમાં જાડાઇ અસંખ્યાત જોજનની છે. જાડાઇ ઘટતાં ઘટતાં છેડે માત્ર દોઢ જોજનની જાડાઇ રહે છે. નીચેની પૃથ્વીઓમાં પ્રત્યેક પૃથ્વીએ $\frac{1}{12}$ ભાગનો વધારો થતાં સાતમી નર્કના તનુવાયુની જાડાઇ બે જોજનની છે. તનુવાયુની નીચે અસંખ્યાત જોજન પ્રમાણે આકાશ છે. સાતમી નર્કના આકાશના અસંખ્યાત જોજન મૂક્યા

પછી ધર્માસ્તિકાયાદિ બીજા પાંચ દ્રવ્ય પૂરા થાય છે, એટલે ત્યાં લોકની હદ પણ પૂરી થાય છે. પછી અલોક આવે છે. તેમાં આકાશ સિવાય બીજું કોઇ પણ દ્રવ્ય નથી. લાકડાના ત્રણ પાત્રાનો ઝુંડો હોય, તેમાં જેમ ત્રણ પાત્રા એક બીજાની અંદર રાખ્યા હોય, તેવી રીતે તનવા, ઘનવા અને ઘનોદધિ એ ત્રણે વલય એક બીજાની અંદર ગોઠવાએલા છે. ત્રીજા ન્હાના પાત્રામાં જેમ કોઇ વસ્તુ રાખવામાં આવે તેમ ઘનોદધિના વલયની અંદર પ્રત્યેક પૃથ્વી છે. મ્હોટા પાત્રાની બહાર જેમ આકાશ હોય તેમ તનવાને ફરતું આકાશ છે. પાત્રાના સાત ઝુંડા આકાશમાં થોડે થોડે આંતરે ઉપર ઉપર લટકાવેલા હોય, તેમ સાત પૃથ્વીઓ પોતપોતાના ઘનોદધિમાં ઉપર ઉપર સ્થિત છે. પૃથ્વી અને અલોક વચ્ચે ઉપલા ભાગમાં માત્ર બાર જોજનનું અંતર છે. તે ૬ જોજનનો ઘનોદધિ, ૪।। જોજનનો ઘનવા અને ૧।। જોજનનો તનવા, એમ બાર જોજન. પછી અલોક આવે અને સાતમી નર્કના ત્રણ વલયના ૧૬ જોજન થતા હોવાથી ૧૬ જોજનનું અંતર છે. આ સાત પૃથ્વી ઉપરાંત દેવલોકો પણ ઘનોદધિને આધારે રહ્યા છે. તે આવી રીતઃ-પહેલા બે દેવલોક ઘનોદધિને આધારે છે; ત્રીજો, ચોથો અને પાંચમો દેવલોક ઘનવાને આધારે છે; છઠો, સાતમો અને આઠમો ઘનોદધિ અને ઘનવા એ બેને આધારે છે; નવમાથી સર્વાર્થસિદ્ધ સુધી એક આકાશને આધારે પ્રતિષ્ઠિત છે. (૭૯)

सुखदुःखहानिवृद्धी ।

उच्चैरुच्चैर्वर्त्तते सौख्यभूमि-
र्नीचैर्नीचैर्दुःखवृद्धिः प्रकामम् ॥
लोकस्याग्रेस्त्युत्कटं सौख्यजातं ।
नीचैः प्रान्ते दुःखमत्यन्तमुग्रम् ॥८०॥

दशमभावनाया उपसंहारः ।

उच्चैःस्थानं त्वात्मनश्चित्स्वभावा-

नीचैर्यानं कर्मलेपाद्गुरुत्वे ॥
तस्माद्धर्मं कर्ममुक्त्यै विधेयाः ।
लोकाग्रे स्याद्येन ते स्थानमर्हम् ॥८१॥

## સુખ-દુઃખની હાનિ-વૃદ્ધિને ક્રમ.

**અર્થ**—લોકના નીચેના છેડાથી જેમ જેમ ઉપર જઇએ તેમ તેમ દુઃખ ઓછું અને સુખની વૃદ્ધિ થતી આવે અને ઉપરના છેડાથી જેમ જેમ નીચે જઇએ તેમ તેમ સુખની હાનિ અને દુઃખની વૃદ્ધિ. ઉપર ઉપર સુખની વૃદ્ધિ થતાં લોકના અગ્રભાગે-ઉપરના શિખરે જ્યાં સિદ્ધ મુક્ત જીવો રહે છે ત્યાં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સુખ છે અને લોકને જે નીચેનો પ્રાન્ત સાતમી નર્કનો પ્રદેશ ત્યાં ઉત્કટમાં ઉત્કટ ભયંકર દુઃખ છે. (૮૦)

## દશમી ભાવનાનો ઉપસંહાર.

જીવની ચૈતન્ય શક્તિ અગુરૂલઘુ સ્વભાવવાળી છે, એટલે તેનો સ્વભાવ ઉર્ધ્વગામી છે, અને તેજસ્ શરીરાદિ પુદ્ગલ ગુરૂલઘુ છે. ગુરૂત્વવાળી વસ્તુનો નીચે જવાનો સ્વભાવ છે, જેથી પુદ્ગલના સંગે જીવનું નીચે ગમન થાય છે. જેમ જેમ કર્મનો લેપ અધિક અને પુદ્ગલનો સંગ વિશેષ, તેમ તેમ આ જીવ નીચેના સ્થાનમાં જન્મ ધરે છે, અને જેમ ચિત્સ્વભાવની નિર્મળતા, તેમ તેમ જીવનું ઉર્ધ્વગમન થાય છે. જ્યારે સર્વથા કર્મ નિર્લેપ થાય છે ત્યારે કેવળ ચિત્સ્વભાવથી લોકને અગ્ર ભાગે અવસ્થિતિ થાય છે. માટે હે ભવ્ય ! જો લોકોના અગ્ર ભાગે સ્થિતિ કરવાની અભિલાષા હોય તો કર્મનો લેપ ટાળવાને અને ચિત્તનો નિર્મળ સ્વભાવ પ્રકટ કરવાને ધર્મનું સેવન કરી આત્મિક ગુણોને પ્રકટ કર. (૮૧)

**વિવેચન**—ઉપરનાં બે કાવ્યમાં લોકના ઉચ્ચ પ્રદેશમાં અને નીચ પ્રદેશમાં સુખ દુઃખની કેવી સ્થિતિ છે, તથા તે શાથી પ્રાપ્ત થાય છે, તે બતાવ્યું છે. આગલા કાવ્યથી એટલું તો જણાયું છે કે નીચે નાર્કી, વચ્ચે મનુષ્ય તથા તિર્યંચ, ઉપર દેવતા અને સર્વથા લોકને અગ્ર ભાગે સિદ્ધ ભગવાન્

પછી ધર્માસ્તિકાયાદિ બીજા પાંચ દ્રવ્ય પૂરા થાય છે, એટલે ત્યાં લોકની હદ પણ પૂરી થાય છે. પછી અલોક આવે છે. તેમાં આકાશ સિવાય બીજું કોઇ પણ દ્રવ્ય નથી. લાકડાના ત્રણ પાત્રાનો ઝુંડો હોય, તેમાં જેમ ત્રણ પાત્રા એક બીજાની અંદર રાખ્યા હોય, તેવી રીતે તનવા, ઘનવા અને ઘનોદધિ એ ત્રણે વલય એક બીજાની અંદર ગોઠવાએલા છે. ત્રીજા ન્હાના પાત્રામાં જેમ કોઇ વસ્તુ રાખવામાં આવે તેમ ઘનોદધિના વલયની અંદર પ્રત્યેક પૃથ્વી છે. મ્હોટા પાત્રાની બહાર જેમ આકાશ હોય તેમ તનવાને ફરતું આકાશ છે. પાત્રાના સાત ઝુંડા આકાશમાં થોડે થોડે આંતરે ઉપર ઉપર લટકાવેલા હોય, તેમ સાત પૃથ્વીઓ પોતપોતાના ઘનોદધિમાં ઉપર ઉપર સ્થિત છે. પૃથ્વી અને અલોક વચ્ચે ઉપલા ભાગમાં માત્ર બાર જોજનનું અંતર છે. તે ૬ જોજનનો ઘનોદધિ, ૪॥ જોજનનો ઘનવા અને ૧॥ જોજનનો તનવા, એમ બાર જોજન. પછી અલોક આવે અને સાતમી નર્કના ત્રણ વલયના ૧૬ જોજન થતા હોવાથી ૧૬ જોજનનું અંતર છે. આ સાત પૃથ્વી ઉપરાંત દેવલોકો પણ ઘનોદધિને આધારે રહ્યા છે. તે આવી રીતઃ-પહેલા બે દેવલોક ઘનોદધિને આધારે છે; ત્રીજો, ચોથો અને પાંચમો દેવલોક ઘનવાને આધારે છે; છઠો, સાતમો અને આઠમો ઘનોદધિ અને ઘનવા એ બેને આધારે છે; નવમાથી સર્વાર્થસિદ્ધ સુધી એક આકાશને આધારે પ્રતિષ્ઠિત છે. ( ૭૯ )

सुखदुःखहानिवृद्धी ।

उच्चैरुच्चैर्वर्त्तते सौख्यभूमि-
र्नीचैर्नीचैर्दुःखवृद्धिः प्रकामम् ॥
लोकस्याग्रेस्त्युत्कटं सौख्यजातं ।
नीचैः प्रान्ते दुःखमत्यन्तमुग्रम् ॥८०॥

दशमभावनाया उपसंहारः ।

उच्चैःस्थानं त्वात्मनश्चित्स्वभावा-

नीचैर्यानं कर्मलेपाद्गुरुत्वे ॥
तस्माद्धर्मं कर्ममुक्त्यै विधेयाः ।
लोकाग्रे स्याद्येन ते स्थानमर्हम् ॥८१॥

### સુખ-દુઃખની હાનિ-વૃદ્ધિનો ક્રમ.

અર્થ—લોકના નીચેના છેડાથી જેમ જેમ ઉપર જઇએ તેમ તેમ દુઃખ ઓછું અને સુખની વૃદ્ધિ થતી આવે અને ઉપરના છેડાથી જેમ જેમ નીચે જઇએ તેમ તેમ સુખની હાનિ અને દુઃખની વૃદ્ધિ. ઉપર ઉપર સુખની વૃદ્ધિ થતાં લોકના અગ્રભાગે-ઉપરના શિખરે જ્યાં સિદ્ધ મુક્ત જીવો રહે છે ત્યાં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સુખ છે અને લોકનો જે નીચેનો પ્રાન્ત સાતમી નર્કનો પ્રદેશ ત્યાં ઉત્કટમાં ઉત્કટ ભયંકર દુઃખ છે. (૮૦)

### દશમી ભાવનાનો ઉપસંહાર.

જીવની ચૈતન્ય શક્તિ અગુરૂલઘુ સ્વભાવવાળી છે, એટલે તેનો સ્વભાવ ઉર્ધ્વગામી છે, અને તેજસ્ શરીરાદિ પુદ્ગલ ગુરૂલઘુ છે. ગુરૂત્વવાળી વસ્તુનો નીચે જવાનો સ્વભાવ છે, જેથી પુદ્ગલના સંગે જીવનું નીચે ગમન થાય છે. જેમ જેમ કર્મનો લેપ અધિક અને પુદ્ગલનો સંગ વિશેષ, તેમ તેમ આ જીવ નીચેના સ્થાનમાં જન્મ ધરે છે, અને જેમ ચિત્સ્વભાવની નિર્મળતા, તેમ તેમ જીવનું ઉર્ધ્વગમન થાય છે. જ્યારે સર્વથા કર્મ નિર્લેપ થાય છે ત્યારે કેવળ ચિત્સ્વભાવથી લોકને અગ્ર ભાગે અવસ્થિતિ થાય છે. માટે હે ભવ્ય ! જો લોકોના અગ્ર ભાગે સ્થિતિ કરવાની અભિલાષા હોય તો કર્મનો લેપ ટાળવાને અને ચિત્તનો નિર્મળ સ્વભાવ પ્રકટ કરવાને ધર્મનું સેવન કરી આત્મિક ગુણોને પ્રકટ કર. (૮૧)

વિવેચન—ઉપરનાં બે કાવ્યમાં લોકના ઉચ્ચ પ્રદેશમાં અને નીચ પ્રદેશમાં સુખ દુઃખની કેવી સ્થિતિ છે, તથા તે શાથી પ્રાપ્ત થાય છે, તે બતાવ્યું છે. આગલા કાવ્યથી એટલું તો જણાયું છે કે નીચે નાર્કી, વચ્ચે મનુષ્ય તથા તિર્યંચ, ઉપર દેવતા અને સર્વથા લોકને અગ્ર ભાગે સિદ્ધ ભગવાન્

બિરાજે છે. નીચાણુના ભાગમાં સાતમી નર્કના નાર્કીને જેટલું દુઃખ છે, તેટલું ઉંચાણના ભાગમાં વસતા સર્વાર્થસિદ્ધ વિમાનના દેવતાને સુખ છે. આયુષ્ય બનેનું ૩૩ સાગરોપમનું છે. પહેલાને તેટલા વખત સુધી જ્યારે દુઃખ ભોગવવાનું છે, ત્યારે બીજાને તેટલા વખત સુધી સુખ ભોગવવાનું છે. એથી પણ ઉપર સિદ્ધ ભગવાન્‌ને હદ વગરનું અનહદ સુખ-શાંતિ હોય છે. ઉંચી અને નીચી સ્થિતિ વચ્ચે સુખ દુઃખનો કેટલો તફાવત છે, તે થોડા શાસ્ત્રીય દાખલાથી સમજી શકાશે. સુયગડાંગ સૂત્રના પાંચમા અધ્યયનમાં નાર્કીની સ્થિતિ પરત્વે આ પ્રમાણે વર્ણન છેઃ-

ते घोररूवे तमिसंधयारे तिव्वाभितावे नरए पडंति, ગા. ૩.

અર્થ—તેઓ નર્કમાં પડે છે, કે જે નર્કનો દેખાવ અત્યંત ઘોર-ભયંકર છે, જેમાં પ્રકાશનું તો નામ નથી, પ્રકાશને બદલે ગાઢ અંધકાર ભર્યો છે અને તાપ-સ્વાભાવિક ક્ષેત્રની ગરમી એટલી તો પ્રચંડ છે કે તેની આગળ અગ્નિનો તાપ કશા હિસાબમાં જ નથી.

ત્યાં તાપ અને ટાઢ કેટલી છે, તે સ્પષ્ટ શબ્દોમાં ઉત્તરાધ્યયનના ૧૯ મા અધ્યયનમાં મૃગાપુત્ર આ પ્રમાણે કહે છેઃ-

जहा इहं अगणि उण्हो । इत्तोणंतगुणो तहिं ॥
नरएसु वेयणा उण्ह । असाया वेइया मए ॥ ઉ. અ. ૧૯.

અર્થ—આ લોકમાં અગ્નિ જેવો ઉષ્ણ છે, તેના કરતાં અનંતગુણ વધારે નર્કમાં ઉષ્ણ વેદના છે. ( મૃગાપુત્ર કહે છે કે ) તેવી વેદના મેં ભોગવી છે.

નર્કમાં કેવા ભયભીત શબ્દો બોલાય છે?

हण छिंद भिंद णं दहेति । सद्दे सुणित्ता परहम्मियाणं ।
ते नारगाओ भयभिन्नसन्ना । कंखंति कन्नाम दिसं वयामो ॥

સુય. અ. ૫ ગા. ૬.

અર્થ—આને મુદ્‌ગરથી મારો, આને તરવારથી છેદો, આને ભાલાથી ભેદી નાંખો, આને અગ્નિમાં બાળો, આવા પરમાધામીઓના શબ્દો સાંભળી ભયભીત થતા નાર્કીઓ નાસી છુટી જવાનો રસ્તો શોધે છે, પણ ક્યાંય જવાની બારી નથી.

.......................... ..........................

अन्ने तु सूलाहिं तिसूलियाहिं । दीहाहिं विध्धूण अहे करंति ॥

सुय. अ. ५. गा. ९.

અર્થ—જ્યારે કોઇ નાર્કી ભાગવાનું કરે છે, ત્યારે તેને લાંબા ભાલા કે ત્રિશૂળથી વીંધીને પરમાધામીઓ હેઠે પાડે છે. નર્કના દુઃખનું એટલું બધું વર્ણન છે, કે જે સાંભળતાં હૃદય કંપી ઉઠે. આવી વેદના નાર્કીના જીવો દિનરાત ભોગવ્યાં કરે છે. સાત નર્કમાં પહેલી કરતાં બીજીમાં, અને બીજી કરતાં ત્રીજીમાં યાવત્ સર્વથી નીચે સાતમી નર્કમાં અતુલ વેદના–દુઃખ છે. અધોલોકની ઉપર ત્રિછા લોકમાં મુખ્યત્વે તિર્યંચ અને મનુષ્યો વસે છે, ત્યાં જોકે દુઃખ છે, यदुक्तम्–

सारीरमाणसाइं दुक्खाइं तिरिक्ख जोणीए ।
माणुस्सं च अणिच्चं वाहिजरामरणवेयणा पउरं ॥

उववाइ.

અર્થ—તિર્યંચ યોનિમાં શારીરિક અને માનસિક દુઃખો છે, ત્યારે મનુષ્યભવમાં આયુષ્યની અસ્થિરતા, વ્યાધિ, રોગ, જરા, મરણ વગેરેની પ્રચુર વેદના છે; પણ આ દુઃખ નર્કથી ઓછું છે. નર્ક જેટલી ઉષ્ણ વેદના, શીત વેદના, ભુખ, તરસ, ત્રિછા લોકના પ્રાણીઓને નથી. ત્યાંથી ઉપર જતાં વૈમાનિક દેવતાઓ કે જે ઉર્ધ્વલોકમાં રહે છે, ત્યાં ત્રિછા લોક જેટલું દુઃખ નથી, પણ ત્યાં આયુષ્ય લાંબું, વૈક્રિયશક્તિ, મનવાંછિત ભોગ, દિવ્યર્દ્ધિ, દિવ્ય સુખ, દિવ્ય અનુભાવ વગેરે સુખ છે. જેમ જેમ ઉપર જઇએ તેમ તેમ લાંબી જીંદગી, નિર્વિષયતા, કષાયની મંદતા, અધિક ઋદ્ધિ, અધિક ઉજ્વલતા અને અધિક સુખ છે. સૌથી ઉપરના સર્વાર્થસિદ્ધના દેવતાઓનું અવર્ણનીય સુખ છે. તેત્રીસ સાગરનું તેમનું આયુષ્ય છે. તેમના એક વખતના આહારની તૃપ્તિ ૩૩ હજાર વરસ સુધી ચાલે છે. તેત્રીશ પખવાડીએ શ્વાસોશ્વાસ લે છે. પોતાની શય્યા ઉપર ચંદ્રવાને ઠેકાણે મોતીના ઝુમખામાંથી રાગ–રાગિણીઓની ધ્વનિ અને બત્રીશવિધ નાટકની રચના થાય છે. તે જોતાં જોતાં ખટપટ વગરના ચિરંકાલીન સુખમાં સમય નિર્ગમન કરે છે. તેના ઉપર લોકના અગ્રભાગે સિદ્ધ ભગવાન્ બિરાજે છે; यदुक्तम्–

कहिं पडिहया सिद्धा ? । कहिं सिद्धा पडिठिया ? ॥
कहिं बोंदिं चइत्ता णं । कत्थ गंतूण सिज्झई ? ॥ १ ॥
अलोगे पडिहया सिद्धा । लोयग्गेय पडिठिया ॥
इहं बोंदिं चइत्ता णं । तत्थ गंतूण सिज्झई ॥ २ ॥

ઉવવાઇ.

અર્થ—પ્રશ્ન–સિદ્ધ ભગવાન્ કયે ઠેકાણે અટક્યા ? કયે ઠેકાણે સ્થિત થયા ? ક્યાં શરીર છોડ્યું અને ક્યાં જઇને સિદ્ધ થાય છે ? ઉત્તર—અલોક આગળ સિદ્ધ અટક્યા, લોકને અગ્રભાગે–છેડે સિદ્ધ સ્થિત થયા, આંહિ–આ જમીન ઉપર શરીરને છોડી લોકને અગ્રભાગે જઇ સિદ્ધ બુદ્ધ મુક્ત થયા. આ સ્થાનમાં કેટલું સુખ છે, તેનું વર્ણન શાસ્ત્રીય પ્રમાણપુરઃસર કરવું વધારે ઉચિત છે.

णवि अत्थि माणुसाणं । तं सोक्खं णविय सव्वदेवाणं ॥
जं सिद्धाणं सोक्खं । अव्वाबाहं उवगयाणं ॥ १ ॥
जं देवाणं सोक्खं । सव्वद्धा पिंडिअ अणंतगुणं ॥
णय पावइ मुत्तिसुहं । णंताहिं वग्गवग्गूहिं ॥ २ ॥
सिद्धस्स सुहो रासी । सव्वद्धा पिंडिओ जइ हवेज्जा ॥
सोऽणंत वग्ग भइओ । सव्वागासे ण माएज्जा ॥ ३ ॥
जह णाम कोइ मिच्छो । नगरगुणे बहुविहे वियाणंतो ॥
न चइए परिकहेउं । उवमाहिं तहिं असंतीए ॥ ४ ॥

ઉવવાઇ.

અર્થ—દરેક જાતની બાધા–પીડાથી રહિત થએલા સિદ્ધ ભગવાન્ જે સુખ ભોગવે છે, તે સુખ મનુષ્ય કે દેવતા, કોઇને પણ નથી. ૧. દેવતાના સર્વ કાળનું સુખ એકત્ર કરી તેનું એક પિંડ બનાવી તેને અનંતગુણ કરીએ, એટલું જ નહિ, પણ તેનો અનંતી વાર વર્ગનો વર્ગ કરીએ તોપણ સિદ્ધના સુખની બરાબર તે સુખ થઇ શકે નહિ. ૨. સિદ્ધના સર્વ સુખનું એક પિંડ બનાવી તેના અનંતા ભાગ કરીએ, તેમાંનો એક ભાગ આકાશમાં વિખેરીએ, તો લોક અને અલોક બંનેનો આકાશ ભરાઇ જાય, તોપણ તે ખુટે નહિ. ૩.

દૃષ્ટાંત—કોઇ એક રાજા વનમાં ક્રીડા કરવા ગયો હતો. તેનો ઘોડો તેને અટવિના વિષમ માર્ગમાં લઇ ગયો. ભૂખ, તરસ અને શ્રમથી ખિન્ન થએલો રાજા પાણીની શોધ કરવા લાગ્યો, તેટલામાં એક જંગલી માણસ તેને મળ્યો. તેણે પાણી પાયું અને ખાવાનું પણ આપ્યું. રાજાને તેથી ઘણી શાંતિ થઇ, તેથી સંતુષ્ટ થએલો રાજા તે ભિલ્લને પોતાની સાથે લઇ આવ્યો. એક ભવ્ય મંદિરમાં તેને ઉતારો આપ્યો. ઉમદામાં ઉમદા ખાનપાનની ચીજો તેને આપવામાં આવી. પહેરવાને કિંમતી વસ્ત્રો અને આભૂષણો આપ્યાં. ખિજમતમાં એક બે નોકરો રાખવામાં આવ્યા. થોડા દિવસ તે ત્યાં રહ્યો, પણ પછીથી તેને પોતાનું કુટુંબ સાંભરી આવ્યું. આ મજાનો સંદેશો પહોંચાડવા ત્યાં જવાનું તેને મન થયું. આંહિથી છૂટવાને જીવ તલપાપડ થવા લાગ્યો. આખરે એકાંતની તક જોઇ પોતાનાં જુનાં વસ્ત્રો પહેરી ભાગી ગયો. કુટુંબીઓની પાસે ગયો અને ઘણા સ્નેહથી તેમને ભેટ્યો. તેઓ પૂછવા લાગ્યા કે આટલા દિવસ સુધી ક્યાં જતો રહ્યો હતો? અમે તો તને શોધી શોધીને થાકી ગયા. તેણે કહ્યું કે હું તો એક ઘોડાવાળાની સાથે ગયો હતો, ત્યાં ભારે મજા હતી. સંબંધીઓએ પૂછ્યું, શેની મજા હતી? તેણે કહ્યુંઃ વાહ! વાહ! બહુ જ મજા! તેઓએ પોતાનાં સારામાં સારાં લુગડાં, વાસણ, ખોરાક, ઝુંપડી બતાવી કહ્યું કે આવી વસ્તુઓ તને મળી હતી? તેણે કહ્યું, આથી પણ વધારે સારાં. તે ભિલ્લે જે જે જોયું, ચાખ્યું, સુંઘ્યું, સ્પર્શ્યું અને અનુભવ્યું તે બધું મનમાં જાણે છે પણ શબ્દથી બોલવાને સમર્થ થયો નહિ, કારણકે તે સુખ બતાવવાને તેની પાસે શબ્દો જ હતા નહિ, તેથી બધા કહેવા લાગ્યા કે તું જુઠો છે. આથી વધારે બીજું કોઈ સુખ જ નથી. " મુગેકા સ્વપ્ના ભયા, સમજ સમજ પિછતાય " એની માફક ભિલ્લ મનમાં ને મનમાં મુંઝાઇ બેસી રહ્યો.

આમાંથી સમજવાનું એ છે કે ભિલ્લે ઇંદ્રિયજન્ય સુખોનો જે અનુભવ કર્યો હતો, તેનું પણ તેનાથી વર્ણન થઇ શક્યું નહિ, તેમ આત્માના સુખોનું કે સિદ્ધના વાસ્તવિક આનંદનું વર્ણન કોઇથી પણ થઇ શકે

તેમ નથી, કારણકે તેને કોઇ ઉપમા લાગી શકતી નથી. ખરેખર તે અનુપમ સુખ છે. આવી રીતે ઉંચામાં ઉંચે સ્થાને સંપૂર્ણ નિરૂપાધિક દુઃખરહિત એકાંત સુખ છે, ત્યાંથી નીચે નીચે સુખની ન્યૂનતા થતાં, ત્રિછા લોકમાં મધ્યમ સ્થિતિ અને અધોલોકમાં દુઃખ દુઃખ ને દુઃખ છે. અધોલોકમાંથી ઉર્ધ્વ ઉર્ધ્વ જવાનો અને આખરે લોકને અગ્રસ્થાને પહોંચવાનો પ્રયત્ન કરવો, વા ભાવના ભાવવી, તે લોકભાવનાનું રહસ્ય છે. આ કાવ્યમાં બતાવ્યું છે કે ઉપર જવું તે આત્માનો સ્વભાવ છે, ત્યારે નીચે ઉતરવું તે કર્મની ગુરૂતાનો સ્વભાવ છે. જેમ એક તુંબડાની ઉપર માટીનો લેપ કરવામાં આવ્યો હોય, તો તે તુંબડું ભારે થઇને પાણીમાં ડુબે છે. લેપ દૂર થતાં તે પોતાના સ્વભાવથી પાણીની સપાટી ઉપર તરવા માંડે છે, તેમ આત્માને પણ જેમ જેમ કર્મનો વધારે લેપ લાગે છે તેમ તેમ તે ભારે થઇને નીચે અધોગતિમાં ચાલ્યો જાય છે. તેમાં મહા આરંભ, મહા પરિગ્રહ, માંસાહાર અને પંચેંદ્રિયોની ઘાત કરવી એ ચાર પ્રકારના કર્મથી નર્કનું આયુષ્ય બંધાય છે અને અધોલોકમાં ગમન થાય છે. માયા, કપટ, વિશ્વાસઘાત અને કાવત્રાં, જુઠ ભાષણ અને ખોટાં તોલ માપ રાખવાં, એ ચાર કારણથી તિર્યંચની ગતિમાં જન્મ ધારણ કરવો પડે છે. ભદ્ર પ્રકૃતિ, સરળ સ્વભાવ, અનુકંપા, અને અમત્સરભાવ, એ ચાર કારણથી મનુષ્યનો જન્મ મળે છે. સરાગ સંયમ, દેશવિરતિ, શ્રાવકપણું, બાળભાવ સહિતનું તપ અને અકામ નિર્જરા, એ ચાર કારણથી દેવગતિ મળે છે. ત્યારે રાગદ્વેષને સર્વથા કાપી વીતરાગ દશા પ્રાપ્ત કરવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, લોકને અગ્રભાગે સિદ્ધ-મુક્તપણે નિવાસ થાય છે કે જે નિવાસ કાયમનો છે, જ્યાં ગયા પછી કદી પણ પાછા ફરવાનું નથી. તેવી શાશ્વત સ્થિતિ પ્રાપ્ત થાય તો જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ સર્વ ટળી જાય, માટે ઉચ્ચ સ્થાન મેળવવાને કર્મોના કારણને દૂર કરી આત્મભાવ પ્રાપ્ત કરવો. પરભાવમાંથી સ્વભાવમાં સ્થિત થઇ લોકભાવનાનું સ્વરૂપ ચિંતવવું. ( ૮૦-૮૧ )

# (૧૨) बोधिदुर्लभ भावना.

[ લોકની મહત્તા-વિશાળતા દર્શાવીને તે લોકામાં કેવી રીતે ભવભ્રમણ થયું છે અને હમણાં કઇ અપૂર્વ વસ્તુ મળી છે, તે હવેની ભાવનામાં બતાવવામાં આવે છે. ]

रथोद्धतावृत्तम् ।

एकेन्द्रियेषु भवभ्रमणम् ।

सूक्ष्मबादरनिगोदगोलके-
ऽनन्तकालमघयोगतः स्थितः ॥
सूक्ष्मबादरधरादिके ततो-
ऽसङ्ख्यकालमथ दुःखसङ्कुले ॥८२॥

विकलेन्द्रियेषु भ्रमणम् ।

द्व्यक्षमुख्यविकलेन्द्रिये क्रमा-
त्सङ्ख्यकालमटितो व्यथान्वितः ॥
नारके पशुगणे पुनः पुन-
र्यापितोऽतिसमयः सुखोज्झितः ॥८३॥

એકેન્દ્રિયમાં ભ્રમણ.

અર્થ—ભૂતકાળમાં પાપને યોગે અશુભ કર્મોના દબાણથી આ જીવ નિગોદના ગોળા કે જ્યાં ચૈતન્યશક્તિ એકદમ દબાયલી હોય છે અને એક સ્પર્શેન્દ્રિય પણ જ્યાં બહુ જ ઓછી શક્તિવાળી હોય છે, ત્યાં ઉત્પન્ન થયો.

અનંત જીવ વચ્ચે એક શરીર પામ્યો, એટલું જ નહિ પણ સૂક્ષ્મ અને બાદર નિગોદની અંદર નિરંતર અનંત કાળ-અનંતા પુદ્ગલપરાવર્તન સુધી નિવાસ કર્યો. બીજે ક્યાંય પણ ગયા વિના તેમાં ને તેમાં જ ભવભ્રમણ કર્યું. નિગોદમાં અનંત કાળ વ્યતીત કર્યા પછી, સૂક્ષ્મ અને બાદર પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને પ્રત્યેક વનસ્પતિ એ દરેક સ્થળ, કે જ્યાં પણ કેવળ દુઃખ જ છે, ત્યાં અસંખ્ય કાળ-અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી પર્યન્ત લગોલગ ભવભ્રમણ કર્યું. (૮૨)

## વિકલેન્દ્રિયપણે ભ્રમણ.

જ્યારે એકેન્દ્રિયમાં ભ્રમણ કરતાં, દુઃખ વેઠતાં, કંઇક અશુભ કર્મો ઓછાં થયાં, ત્યારે કંઇક ઉંચી પદવી ઉપર આવ્યો, એટલે એકેન્દ્રિયમાંથી આ જીવ બે ઇન્દ્રિયવાળો થયો. ત્યાં પણ સંખ્યાત કાળ સુધી પર્યટન કરીને અનુક્રમે ત્રીન્દ્રિય અને ચઉરિંદ્રિયમાં ઉપજ્યો. ત્યાં પણ દુઃખ ભોગવતો ભોગવતો સંખ્યાત કાળ પર્યન્ત ભમ્યો. ત્યારપછી પંચેદ્રિયમાં પ્રવેશ કર્યો. તેમાં પણ નાર્કી તિર્યંચ કે જ્યાં પણ દુઃખ ને દુઃખ જ છે ત્યાં સુખ વગરનો ઘણો કાળ વ્યતીત કર્યો, અને વારંવાર તે બે યોનિમાં જ ભવભ્રમણ કર્યું. (૮૩)

**વિવેચન**—જીવને ઉપજવાનું ક્ષેત્ર લોકાકાશ અપરિમિત છે, ઉપજવાની યોનિઓ પણ અનેક છે, અને કાળ પણ અપરિમિત છે. આ ત્રણની અપરિમિતતાને લીધે કર્મને વશે આ જીવને ઘણું પરિભ્રમણ કરવું પડયું છે. આ સંસારસમુદ્રમાં તરવાનાં સાધનો કરતાં બુડવાનાં સાધનો ઘણાં જ વધારે છે. શાસ્ત્રમાં પણ પુણ્યના નવ પ્રકાર કહ્યા છે, તો પાપના અઢાર પ્રકાર કહ્યા છે. પુણ્ય-ધર્મ કરવાનો સ્વલ્પ કાળ છે, ત્યારે પાપને માટે અનંત કાળ છે; જોકે સમયે સમયે પુણ્ય અને પાપ બંનેનો બંધ થાય છે એમ કહ્યું છે, પણ તે નિશ્ચયનયાશ્રિત વચન છે. અહિં વ્યવહારમાં તેની અનુપયોગિતા હોવાથી તેની અપેક્ષા લીધી નથી. સાધારણ રીતે જ્યાં ત્યાં આ જીવને પાપનો યોગ મળવાથી અશુભ કર્મનો

ક્ષેપ થવાથી નીચ યોનિમાં ઘણો વખત પસાર કરવો પડ્યો છે. એકેક ઠેકાણે કેટલો કેટલો વખત પસાર કર્યો, તે ઉપરના બે કાવ્યમાં જણાવ્યું છે. આ શ્લોકમાં નિષ્કૃષ્ટમાં નિષ્કૃષ્ટ સ્થાન નિગોદનું છે, કારણકે ત્યાં એક શરીર અનંત જીવોની ભાગીદારી વચ્ચેનું હોય છે. એક તો ભાગદાર ઘણા અને બીજું તે શરીર કીડી કે કંથવા જેવડું હોત તો હજીએ ઠીક, પણ તે તો અત્યંત સૂક્ષ્મ હોય છે, એટલે કે સોના અગ્ર ભાગ ઉપર કંદનો જેટલો ભાગ રહી શકે તેટલામાં અસંખ્યાત શ્રેણી અને પ્રતર છે. એકેક શ્રેણી ઉપર અસંખ્યાત ગોળા છે, અને એકેક ગોળામાં અસંખ્યાત શરીર છે. ત્યારે વિચાર કરો કે એક શરીરના ભાગમાં કેટલી બધી થોડી જગા આવી ? ! આવા નિષ્કૃષ્ટ ક્ષુદ્ર શરીરમાં ઇંદ્રિય માત્ર એક સ્પર્શેન્દ્રિય જ છે. પર્યાપ્તિ ચાર છે પણ તે અનંત જીવો વચ્ચે છે. એટલે અનંતા જીવોને એક જ શ્વાસોશ્વાસ–પર્યાપ્તિથી શ્વાસોશ્વાસ લેવાનો છે. તે જીવોની ભવસ્થિતિ ઘણી જ થોડી છે. તનદુરસ્ત માણસનાં એક શ્વાસોશ્વાસ જેટલા વખતમાં તો તેના ઝાઝેરા સાડાસત્તર ભવ થઇ જાય છે. આ રીતે એક અંતર્મુહૂર્તમાં ૬૫૫૩૬ ભવ કરે છે, એટલે ૬૫૫૩૬ વાર જન્મે છે, અને તેટલી વાર મરે છે. આશ્ચર્યભૂત એ છે કે મરી મરીને પુનઃ તે જ કાયમાં ઉત્પન્ન થાય છે, અર્થાત્ અનંત કાળ સુધી–અનંતા પુદ્ગલપરાવર્તન સુધી સૂક્ષ્મ બાદર નિગોદમાં ને નિગોદમાં જ ભવ કર્યા કરે છે. આને કાયસ્થિતિ કહેવામાં આવે છે. એક ભવની સ્થિતિ તે ભવસ્થિતિ, અને બીજી કાયમાં ગયા વિના એક જ કાયમાં સ્થિતિ તે કાયસ્થિતિ. દરેક જાતના પ્રાણીની કેટલી કેટલી કાયસ્થિતિ છે તેનું વિસ્તૃત બ્યાન જીવાભિગમ સૂત્રમાં કર્યું છે. જિજ્ઞાસુએ ત્યાંથી જોઇ લેવું. સંક્ષેપથી તેનું નિરૂપણ ઉત્તરાધ્યયનની ગાથામાં આ પ્રમાણે કર્યું છે તે આ સ્થાને બતાવવું ઉચિત છે.

पुढवीकायमइगओ । उक्कोसं जीवो य संवसे ॥
कालं संखाइयं । समयं गोयम मा पमायए ॥ १ ॥
आउकायमइ० ॥ २ ॥ तेउक्काय० ॥ ३ ॥ वाउकाय० ॥ ४ ॥
वणस्सइकाय० उक्कोसं० । कालमणंत दुरंतं समयं० ॥ ५ ॥

वेइंदियकाय० उक्कोसं० । कालं संखिज्ज सण्णियं समयं० ॥ ६ ॥
तेइंदियकाय० ॥ ७ ॥ चउरिंदिय० ॥ ८ ॥ पंचिंदियकायमइगओ
उक्कोसं० सत्तट्ठभवग्गहणे समयं० ॥ ९ ॥

ઉ. અ. ૧૦ ગા. ૫ થી ૧૩.

અર્થ—આ જીવ પૃથ્વીકાય-સૂક્ષ્મ અને બાદર પૃથ્વીમાં ગયો થકો વધારેમાં વધારે વખત ત્યાં નિવાસ કરે તો સંખ્યાતીત-અસંખ્યાત કાળ સુધી રહે. એટલે અસંખ્યાતી ઉત્સર્પિણી અને અવસર્પિણી પસાર થઇ જાય ત્યાંસુધી માત્ર પૃથ્વીમાં ને પૃથ્વીમાં જ ભ્રમણ કરે. બીજી યોનિમાં ગયા સિવાય પૃથ્વીમાં જ જન્મ મરણ કરે. અપ્કાય (પાણી), તેઉકાય (અગ્નિ) અને વાઉકાયમાં પણ પ્રત્યેક સ્થળે વધારેમાં વધારે અસંખ્યાત અવસર્પિણી અસંખ્યાત ઉત્સર્પિણી પર્યન્ત રહે. વનસ્પતિકાયમાં અનંત અવસર્પિણી ઉત્સર્પિણી પર્યંત ભવભ્રમણ કરે એટલે સૂક્ષ્મ નિગોદમાંથી બાદર નિગોદમાં, અને બાદર નિગોદમાંથી પ્રત્યેક વનસ્પતિમાં ભ્રમણ કરે. પણ વનસ્પતિકાય છોડી અનંત કાળ સુધી બીજે ક્યાંય ન જાય. આવી રીતે પાંચ સ્થાવરમાં ઉત્કૃષ્ટો આટલો બધો વખત દરેક જીવને નિવાસ કરવો પડ્યો છે. સ્થાવર નામ કર્મનો વ્યય થતાં જ્યારે ત્રસ નામ કર્મનો ઉદય થયો, ત્યારે બેઇંદ્રિય તેઇંદ્રિય ચઉરિંદ્રિય અને પંચેંદ્રિયમાં ક્રમે ક્રમે ચડ્યો, પણ ત્યાં પણ દરેક સ્થળે રોકાણ તો ખરી: બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચઉરિંદ્રિય એ ત્રણેમાંના પ્રત્યેકની સંખ્યાત હજાર વરસની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ છે. કર્મનું જો વધારે દબાણ હોય તો એ દરેકમાં ઉત્કૃષ્ટ કાયસ્થિતિએ વખત પસાર કરતો જ્યારે જીવ પંચેંદ્રિયમાં આવે ત્યારે નાર્કી અને દેવતામાં તો એકેક ભવ જ થાય છે, કેમકે ત્યાં ભવસ્થિતિ એ જ કાયસ્થિતિ છે. તિર્યંચ અને મનુષ્યમાં નિરંતર સાત આઠ ભવનો નિવાસ થઇ શકે પણ તેમાં મનુષ્યભવ તો પૂરા પુણ્યને યોગે જ મળે, બાકીને માટે તો તિર્યંચનો ભવ છે. ત્યાં ઉત્કૃષ્ટ સાત આઠ ભવ કરે. આ કાયસ્થિતિ પ્રમાણે એકેક સ્થાવરમાં લગોલગ અસંખ્યાતા અને વનસ્પતિમાં તો અનંતા ભવ કર્યા, કેમકે પૃથ્વીની ભવસ્થિતિ ઉત્કૃષ્ટ બાવીસ હજાર વરસની, પાણીની સાત હજાર વરસની, અગ્નિની ત્રણ અહોરાત્રની,

વાયરાની ત્રણ હજાર વરસની અને વનસ્પતિમાં પ્રત્યેકની દશ હજાર વરસની અને સાધારણની અંતર્મુહૂર્તની, બેઇંદ્રિયની બાર વરસની, તેઇંદ્રિયની ૪૯ દિવસની, ચઉરિંદ્રિયની ૭ માસની, નાર્કી દેવતાની તેત્રીશ સાગરોપમની અને મનુષ્ય તિર્યંચની ત્રણ પલ્યોપમની છે. જઘન્ય ભવસ્થિતિ નાર્કી અને દેવતાની દશ હજાર વરસની, બાકી બધાની અંતર્મુહૂર્તની છે, પણ અંતર્મુહૂર્તના અનેક ભેદ હોવાથી અંતર્મુહૂર્તમાં એક ભવ પણ થાય, અને અનેક પણ થાય છે; તે એટલેસુધી કે સાધારણ વનસ્પતિમાં ન્હાનામાં ન્હાના ભવો એક અંતર્મુહૂર્તમાં ૬૫૫૩૬ થાય છે, પ્રત્યેક વનસ્પતિમાં ૩૨૦૦૦, પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુમાં ૧૨૮૨૪, બેઇંદ્રિયમાં ૮૦, તેઇંદ્રિયમાં ૬૦, ચઉરિંદ્રિયમાં ૪૦, અસંજ્ઞી પંચેંદ્રિયમાં ૨૪ અને સંજ્ઞી પંચેદ્રિયમાં એક અંતર્મુહૂર્તમાં એક ભવ થાય છે આવી રીતે ન્હાના અને મ્હોટા ભવો એકેક કાયમાં સંખ્યાતા અસંખ્યાતા અને અનંતા પણ કર્યા. મનુષ્ય અને દેવતા સિવાય દરેક યોનિમાં–કાયમાં પારવિનાનું દુઃખ ભોગવ્યું અને અવ્યક્તપણામાં અનંત કાળ પસાર કર્યો. ( ૮૨–૮૩. )

मनुष्यभवलब्धि. ।

तत्र तत्र दुरितातिभोगतः ।
कर्मणामपनयो यदाऽभवत् ॥
प्राप रत्नमिव दुर्लभं भृशं ।
मानवत्वमतिपुण्ययोगतः ॥८४॥

## મનુષ્યભવની પ્રાપ્તિ.

**અર્થ**—ઉપર કહ્યા પ્રમાણે તે તે સંકીર્ણ યોનિમાં ભવભ્રમણ કરતાં અને દુઃખ ભોગવતાં જ્યારે વધારે અશુભ કર્મો ભોગવાઇને ખરી ગયાં, ત્યારે શુભ કર્મોનો થર નિકળ્યો, અથવા ત્યાં કંઇ સુકૃતનો યોગ મળતાં પુણ્યનો સંચય થયો, ત્યારે અતિ પુણ્યના યોગથી ચિંતામણિ રત્ન કરતાં

પણ વધારે કિમ્મતવાળો અને ઘણી મુસ્કેલીથી મળી શકે તેવો મનુષ્યનો અવતાર અથવા માનવપણું આ જીવને પ્રાપ્ત થયું. (૮૪)

**વિવેચન—**

कम्मसंगेहिं संमूढा, दुक्खिया बहुवेयणा ॥
अमाणुसासु जोणीसु, विणिहम्मंति पाणिणो ॥ १ ॥
कम्माणं तु पहाणाए, आणुपूव्वी कयाइ उ ॥
जीवा सोहिमणुपत्ता, आययंति मणुस्सयं ॥ २ ॥

ઉત્ત. અ. ૩ જું ગા. ૬-૭.

અર્થ—કર્મના સંગથી દુઃખી થતા અને વેદના ભોગવતા મૂઢ પ્રાણીઓ મનુષ્ય સિવાયની એકેંદ્રિયાદિક યોનિમાં રખડે છે ॥ ૧ ॥. અનુક્રમે ભટકતાં ભટકતાં કદાચ કર્મની હાનિ થાય, અર્થાત્ અશુભ કર્મોનું દબાણ કમી થાય અને કંઈક અંશે આત્મશુદ્ધિ થાય, ત્યારે જીવો મનુષ્યનો અવતાર મેળવે છે. ॥ ૨ ॥

ઉત્તરાધ્યયનની ઉપલી ગાથાઓમાં અન્ય અવતારો સાથે મનુષ્ય અવતારની સરખામણી ગર્ભિત રીતે કરી છે. પ્રાયે બીજા અવતારો કર્મના દબાણથી અશુભ કર્મના જોરથી પ્રાપ્ત થાય છે, ત્યારે મનુષ્ય અવતાર કર્મની શુદ્ધિ થવાથી કર્મની અશુભતા ઘટવાથી પ્રાપ્ત થાય છે. આગળ કહ્યા પ્રમાણે પૃથ્વી આદિમાં ઘણા કાળ પર્યંત દુઃખ ભોગવતાં, અશુભ કર્મોને ખપાવતાં, જ્યારે શુભ કર્મની સત્તા વધે છે, ત્યારે મનુષ્યભવ મળે છે. એક રીતે દેવતાના ભવ કરતાં પણ મનુષ્યભવ શ્રેષ્ઠ ગણવામાં આવ્યો છે, તે એટલા માટે કે દરેક ધર્માચરણ અને તેનાથી થતી મોક્ષસંપત્તિ માત્ર મનુષ્યભવમાં જ મેળવી શકાય છે. મોક્ષના દરવાજા માત્ર એક જ જીવન માટે ખુલ્લા છે, અને તે મનુષ્યજીવન માટે જ. સર્વાર્થસિદ્ધ મહાવિમાન સુધી ઉંચે ગએલા જીવો પણ મનુષ્યમાં આવે છે, ત્યારે જ મોક્ષે જઇ શકે, પરભાર્યા જઇ શકતા નથી. એટલા માટે જ સમજુ દેવતાઓ પણ મનુષ્યના ભવની ઇચ્છા રાખે છે. મનુષ્યના ઉદારિક શરીર કરતાં દેવતાનું વૈક્રિય શરીર ઉચ્ચ પ્રકારનું છે. મનુષ્યને વૈક્રિય શક્તિ નથી. દેવતાને તે છે. મનુષ્યની બાહ્ય ઋદ્ધિ કરતાં દેવતાની

ઋદ્ધિ વધારે છે, એ બધું ખરૂં, પણ તેમ છતાં જે કાર્યસિદ્ધિ દેવતાથી થઇ શકતી નથી તે સિદ્ધિ મનુષ્યપણામાંથી મેળવી શકાય છે. એટલા સારૂ જ મનુષ્યભવને રત્નની ઉપમા આપી છે. બધી દ્રવ્યની જાતિમાં જેમ રત્ન વધારે કિમતી ગણાય છે, તેમ બધા અવતારોમાં મનુષ્યનો અવતાર શ્રેષ્ઠ છે. રત્નો જ્યાં ત્યાં અને જેને તેને મળી શકતાં નથી, તેમ મનુષ્યનો ભવ પણ જ્યાં ત્યાં જેને તેને મળતો નથી. અત્યંત પુણ્યને યોગે જ તેની પ્રાપ્તિ થાય છે. પરીક્ષક ઝવેરીઓ રત્નની પુરતી સંભાળ રાખે છે, પણ અબુઝ જંગલી માણસો તેને જ્યાં ત્યાં ફેંકી દે છે; તેમ સુજ્ઞ પુરૂષો વિષયભોગમાં મનુષ્યભવરૂપ રત્નનો ક્ષય કરતા નથી, પણ ધર્મ કરણી કરી તેનું જતન કરે છે. મનુષ્યભવના સદ્દ્વ્યય અને દુર્વ્યયના સંબંધમાં સોમપ્રભસૂરિએ 'સિંદૂરપ્રકર' નામે ગ્રંથમાં સારો ચિતાર આપ્યો છે. આ સ્થળે તેનું નિદર્શન અનુચિત ન ગણાય.

इन्द्रवज्रावृत्तं ।

यः प्राप्य दुष्प्राप्यमिदं नरत्वं ।
धर्मं न यत्नेन करोति मूढः ॥
क्लेशप्रबन्धेन स लब्धमब्धौ ।
चिन्तामणिं पातयति प्रमादात् ॥ १ ॥

અર્થ—જે માણસ દુર્લભમાં દુર્લભ મનુષ્યપણું પામી યત્નપૂર્વક ધર્મ કરતો નથી, તે મૂઢ પુરૂષ મુસ્કેલીથી મળેલા ચિંતામણિ રત્નને પ્રમાદ—ગફલતથી સમુદ્રમાં નાંખી દે છે. વળી કહે છે કેઃ—

मन्दाक्रान्ता ।

स्वर्णस्थाले क्षिपति स रजः पादशौचं विधत्ते ।
पीयूषेण प्रवरकरिणं वाहयत्यैन्धभारम् ॥
चिन्तारत्नं विकिरति कराद्वायसोड्डायनार्थं ।
यो दुष्प्रापं गमयति मुधा मर्त्यजन्म प्रमत्तः ॥ २ ॥

અર્થ—જે માણસ દુષ્પ્રાપ્ય મનુષ્યજન્મ પ્રમાદી થઇ વ્યર્થ ગુમાવી નાંખે છે, તે માણસ સોનાની થાળીમાં ધૂળ—રજ નાંખે છે, અમૃતથી પાદ-

પ્રક્ષાલન કરે છે, હાથીની પીઠ ઉપર ઇંધણા લાદે છે, કાગડાને ઉડાડવા ચિંતામણિ રત્ન હાથમાંથી ફેંકી દે છે, અર્થાત્ સોનાની થાળી, અમૃત, હાથી અને ચિંતામણિ રત્ન જેવી ઉત્તમ વસ્તુઓનો કેવો ઉપયોગ કરવો જોઇએ અને પ્રમાદી માણુસ કેવો ઉપયોગ કરે છે!!

शार्दूलविक्रीडितं ।

ते धत्तूरतरुं वपन्ति भवने प्रोन्मूल्य कल्पद्रुमं ।
चिन्तारत्नमपास्य काचशकलं स्वीकुर्वते ते जडाः ॥
विक्रीय द्विरदं गिरीन्द्रसदृशं क्रीणन्ति ते रासभं ।
ये लब्धं परिहृत्य धर्ममधमा धावन्ति भोगाशया ॥ ३ ॥

અર્થ—જે અધમ માણુસો પ્રાપ્ત થએલ ધર્મને ત્યજી દઇ, ભોગની આશાએ આમ તેમ ફાંફાં મારે છે, તે પોતાના ઘરમાં ઉગેલા કલ્પવૃક્ષને ઉખેડી તેને ઠેકાણે ધતુરો વાવે છે, ચિંતામણિ રત્નને છોડી કાચના કકડા ઉપાડે છે, પહાડ જેવા હાથીને વેચી તેને બદલે ગધેડો સ્વીકારે છે.

शिखरिणी ।

अपारे संसारे कथमपि समासाद्य नृभवं ।
न धर्मं यः कुर्याद्विषयसुखतृष्णातरलितः ॥
ब्रुडन् पारावारे प्रवरमपहाय प्रवहणं ।
स मुख्यो मूर्खाणामुपलमुपलब्धुं प्रयतते ॥ ४ ॥

અર્થ—આ અપાર સંસારમાં કોઇ પણ રીતે મનુષ્યભવ પામી, જે માણુસ વિષયસુખની તૃષ્ણામાં વિહ્વળ બની ધર્મ કરતો નથી, તે મૂર્ખનો સરદાર સમુદ્રમાં ડુબતાં ડુબતાં મળેલ વહાણને છોડી દઇ પથ્થરને પકડવા પ્રયત્ન કરે છે.

ઉક્ત ચારે શ્લોકોમાં ઉત્તમ મનુષ્યભવનો કેવી રીતે સદુપયોગ અને કેવી રીતે દુરૂપયોગ થાય છે, તે દૃષ્ટાંતપૂર્વક સમજાવ્યું છે. તેનો ઉપયોગ ધર્મમાં કરવાથી તે કલ્પવૃક્ષ, ચિંતામણિ રત્ન, અમૃત, હાથી અને સોનાની થાળી જેવો ઉત્તમ બને છે, અને અન્યથા ધતુરા આદિ જેવો અધમ બને છે. (૮૪).

कुलीनतादिसंपत्तिः ।

**मानवेऽपि न हि पुण्यमन्तरा ।**
**प्राप्यते सुकुलदेशवैभवम् ॥**
**रोगहीनमखिलाक्षसंयुतं ।**
**कान्तगात्रमपि दीर्घजीवितम् ॥८५॥**

**સુકુલ જન્માદિક સંપત્તિ.**

**અર્થ**—મનુષ્યના અવતારમાં પણ વિશિષ્ટ પુણ્ય વિના આર્ય દેશ અને ઉત્તમ ગુણના સંસ્કારવાળા કુળમાં જન્મ મળતો નથી, અર્થાત્ વિશિષ્ટ પુણ્ય હોય તો જ ધર્મસામગ્રીવાળા દેશ અને કુળમાં જન્મ મળે છે. તે કરતાં પણ વધારે વિશિષ્ટ પુણ્ય હોય છે, ત્યારે જ સુંદર શરીર, ઇન્દ્રિયોની પરિપૂર્ણ શક્તિ, શરીરના આરોગ્યની સાથે મનની સ્વસ્થતા અને લાંબું આયુષ્ય પ્રાપ્ત થાય છે, પણ વિશિષ્ટ પુણ્ય વિના ઉપર કહેલ ઉત્તરોત્તર સંપત્તિ મળી શકતી નથી. ( ૮૫ )

**વિવેચન—**

लद्धूणऽवि माणुसत्तणं, आयरियत्तणं पुणरावि दुल्लहं ।
बहवे दसुया मिलेक्खुया, समयं गोयम मा पमायए ॥ १ ॥
लद्धूणवि आयरियत्तणं, अहीणपंचिंदियया हु दुल्लहा ।
विगलिंदियता हु दीसइ, समयं गोयम मा पमायए ॥ २ ॥

ઉ. અ. ૧૦ ગા. ૧૬–૧૭.

અર્થ—મનુષ્યપણું કદાચ મળ્યું, પણ આર્યક્ષેત્ર, આર્યજાતિ અને આર્ય કુળ વિના તે શા કામનું? સામાન્ય મનુષ્યભવ મળવો જેટલો દુર્લભ છે, તેના કરતાં પણ આર્યક્ષેત્રમાં માનવજન્મ વધારે દુર્લભ છે, કેમકે આ લોકમાં ચોરી લુંટફાટ ખૂન વગેરે અનાર્ય કર્મ કરનારા અને અનાર્ય ક્ષેત્રમાં ઉત્પન્ન થનારા મ્લેચ્છોનો તોટો નથી, તેની સંખ્યા ઘણીએ છે, પણ આર્યોનો

તોરો છે. આર્યપણું મેળવીને પણ પરિપૂર્ણ પાંચ ઇંદ્રિયો મેળવવી મુશ્કેલ છે, અર્થાત્ આર્યક્ષેત્રમાં માનવજન્મ સાથે પાંચે ઇંદ્રિયોની પરિપૂર્ણતા મળવી દુર્લભ છે. ઘણાએ માણસો આર્યક્ષેત્રમાં માનવજન્મ પામ્યા છતાં, કેટલાએક આંખે આંધળા તો કેટલાએક બ્હેરા, કેટલાએક પાંગળા, તો કેટલા એક ઠુંઠા, કેટલાએક મુંગા, તો કેટલાએક ગાંડા, કેટલાએક જન્મથી તેવા હોય છે તો કેટલાએક પાછળથી રોગાદિકને કારણે તેવા બને છે. આમ પુણ્યની ખામી હોય તો આર્ય માનવ બન્યા છતાં ઇંદ્રિય વિકલ થાય છે કે જેથી મનુષ્ય જીંદગીની કિમ્મત ઘણી ઓછી થઇ જાય છે. હીન ઇંદ્રિયવાળાને ચારિત્રધર્મની પ્રાપ્તિ થઇ શકતી નથી. આંખ વિના હાલતાં ચાલતાં પગ નીચે જીવ દબાઇ જાય તેની ખબર પડતી નથી. કાન વિના શાસ્ત્રશ્રવણ કે ગુરૂનો બોધ સાંભળી શકાતો નથી. જીભ વિના બીજાને સાચી સલાહ કે સદુપદેશ આપી શકાતો નથી, તેમ મુંગા માણસોને બ્હેરાશ પણ સાથે જ હોય છે, તેથી સાંભળી પણ શકતા નથી. પગ વિના દેવગુરૂદર્શન કે ધર્મસ્થાનગમન પણ થઇ શકતું નથી. હાથ વિના દાન આપી શકાતું નથી. કદાચ પુણ્યયોગે ઇંદ્રિયો પરિપૂર્ણ મળે, પણ શરીર રોગી હોય તોપણ ધાર્યું કાર્ય થઇ શકતું નથી. રોગોનો શરીરમાં કાંઇ તોટો નથી. રોમે રોમે પોણા બબે રોગ તો સત્તામાં રહેલા છે તેમાંનો એકાદ રોગ જોરથી ફાટી નીકળે તોપણ ધર્મ આદિ કાર્યમાં ભંગાણ પાડી દે, તો વધારે ભેગા થાય, ત્યાં તો વાત જ શી કરવી ? રોગી માણસ રોગની પીડામાં જ કંટાળી જાય છે, તેનું મન ખિન્ન અસ્વસ્થ થઇ જાય છે અને અસ્વસ્થ મનમાં ધર્મના વિચારો ઉદ્ભવી કે ટકી શકતા નથી. કદાચ નીરોગી શરીર પણ મળ્યું, પણ જીંદગી જ ટુંકી હોય, એટલે કે બાલ્ય અવસ્થામાં કે ભરજુવાનીમાં જ આયુષ્ય પૂરૂં કરી જાય, તો મનુષ્ય જીંદગી મળી ન મળ્યા બરાબર થઇ જાય છે. કદાચ આયુષ્ય લાંબી સ્થિતિનું બાંધ્યું હોય તોપણ તેને ઉપક્રમ લાગતાં ટુંકું થઇ જાય છે. મરકી, પ્લેગ, રેલ, મોટર, સર્પદંશ, ઝેર, સમુદ્રમાં ડુબી જવું, ગોળી વાગવી, વગેરે અનેક ઉપઘાતોથી લાંબું આયુષ્ય પણ ટુંકું થઇ જાય છે, કેમકે નિરૂપક્રમી-નિકાચિત આયુષ્ય-

વાળા જ માત્ર પૂરી જીંદગી ભોગવી શકે છે. બાકીના ઘણાખરા તો સોપક્રમ આયુષ્યવાળા જ હોય છે, તેથી અધુરે આયુષ્યે પણ મરી જાય સંધ્યારંગ, ડાભની અણી ઉપર જામેલું જળબિંદુ અને વિદ્યુતના ચમકારાના જેવું આયુષ્ય અસ્થિર છે. તેથી મનની ધારણા મનમાં જ રહી જાય છે. નીરોગી શરીર, પરિપૂર્ણ ઇંદ્રિયો અને લાંબું આયુષ્ય, એ બધા બોલ પૂરા પુણ્યને યોગે જ મળી શકે છે. (૮૫)

सद्गुरुसमागमः ।

पूर्वपुण्यवशतोऽखिलं हि त–
लभ्यते यदि सुकर्मपाकतः ॥
दुर्लभस्तदपि कल्पवृक्षव–
द्योग्यसंयमिगुरोः समागमः ॥८६॥

श्रवणबोधयोर्दुर्लभता ।

दुर्लभादपि सुदुर्लभं मतं ।
वीरवाक्श्रवणमात्मशान्तिदम् ॥
हा ततोऽपि खलु बोधिवैभवो ।
यो न कर्मलघुतां विनाप्यते ॥८७॥

સદ્ગુરુનો સમાગમ.

અર્થ—પૂર્વ ભવના પુણ્યને યોગે શુભ કર્મના વિપાકથી કદાચ તે બધી સામગ્રી મળી, તોપણ શુદ્ધ સંયમધારક ત્યાગી સદ્ગુરુનો સમાગમ ન થાય ત્યાંસુધી તે સામગ્રી પણ શા કામની? તેવા તારક સદ્ગુરુનો સમાગમ પણ શું સુલભ છે? ના ના. કલ્પવૃક્ષની પેઠે તારક સદ્ગુરુનો મેળાપ પણ દુર્લભ છે. પૂરા પુણ્ય સિવાય સદ્ગુરુનો યોગ પણ મળી શકતો નથી. (૮૬)

## શ્રવણ અને બોધિની દુર્લભતા.

સદ્દગુરૂનો સમાગમ થવો જેટલો દુર્લભ છે, તેના કરતાં પણ વીતરાગની વાણીનું સાંભળવું વધારે દુર્લભ છે, કે જે શ્રવણ પછી અવશ્યમેવ આત્મામાં શાન્તિની લહરિઓ ઉત્પન્ન થાય. શ્રવણ કરીને પણ તેમાંથી બોધ-જ્ઞાન પ્રાપ્ત કરી સમકિતદૃષ્ટિની સંપત્તિ મેળવવી તે વધારે મુશ્કેલ છે. ખરેખર, તે સંપત્તિ કર્મોની લઘુતા વિના મળી શકતી નથી, અર્થાત્ એક કોડાકોડી સાગરોપમ કરતાં વધારે સ્થિતિનાં કર્મો જ્યાંસુધી લાગેલાં હોય ત્યાંસુધી સમકિતદૃષ્ટિ પ્રાપ્ત થતી નથી. (૮૭)

**વિવેચન**—અતિ દુર્લભ મનુષ્યનો ભવ પણ કદાચ પુણ્ય યોગે પ્રાપ્ત થાય, એટલું જ નહિ પણ તેની સાથે શારીરિક સંપત્તિ અને લાંબું જીવન પણ કદાચ મળે, તોપણ એટલાથી આત્મસિદ્ધિ થઇ જતી નથી. તેને માટે સદ્દગુરૂના સમાગમની જરૂર છે. વિષમ પ્રદેશમાં મુસાફરી કરતાં અજાણ્યા માણસને ભોમીયાની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર ભવાટવિમાં ભટકતા માણસને સદ્દગુરૂના સમાગમની છે. કાવ્યમાં યોગ્ય અને સંયમવાન્ ગુરૂની આવશ્યકતા એટલા માટે દર્શાવી છે કે જેનામાં ખરો ત્યાગ નથી, તેમ સંયમ નથી અને કહેવાય છે ગુરૂ, તેવા કહેવાતા ગુરૂ પોતે આત્મસાધન કરતા નથી અને બીજાનું પણ કલ્યાણ કરી શકતા નથી, એક ભોમીયા તરીકેની ખરી ફરજ બજાવી શક્તા નથી. પથ્થરની નાવા કે શિલા પોતે તરતી નથી અને બેસનારને તારતી નથી, કિન્તુ બન્ને બૂડે છે. એક વિદ્વાને ખરૂં જ કહ્યું છે કે—

ગુરૂ લોભી શિષ્ય લાલચુ, દોનું ખેલે દાવ
દોનું બુડે બાપડા, બેઠ પથ્થરકી નાવ.

મણિરત્નમાળામાં ગુરૂનું લક્ષણ આ પ્રામણે કહ્યું છે—

गुरुस्तु को यश्च हितोपदेष्टा।

અર્થ—શિષ્ય પૂછે છે, કે ગુરૂ કોણ? ઉત્તર-જે શિષ્યના હિતનો ઉપદેશ આપે તે ગુરૂ. આ લક્ષણ ઠીક છે પણ જોઇએ તે કરતાં ટુંકું છે.

ખરી રીતે પોતાનું અને પરનું હિત કરે, પોતે તરે અને બીજાને તારે, તે ગુરૂ. ખરી શુદ્ધિ અને ખરા સંયમ વિના પોતે તરી શકે નહિ, અને પોતે ન તરે, તે બીજાને પ્રાયે તારી શકે નહિ. આજકાલ ખરા ગુરૂઓ કરતાં કહેવાતા ગુરૂઓનો વધારો જણાય છે.

बहवो गुरवो लोके, शिष्यवित्तापहारकाः ।
दुर्लभस्तु गुरुर्लोके, शिष्यचित्तापहारकः ॥ १ ॥

અર્થ—શિષ્યના પૈસાને હરે, તેવા ગુરૂઓ લોકમાં ઘણા છે, પણ શિષ્યના વિત્ત–પૈસાને બદલે શિષ્યના ચિત્તના દોષોને હરે તેવા ગુરૂ દુર્લભ છે.

લાખો કરોડો વરસની મહેનતથી જે કાર્ય સિદ્ધ ન થાય, તે કાર્ય સદ્ગુરૂની કૃપાથી એક પળમાં સુધરી જાય છે. આવા ગુરૂ ખરેખર હાલતા ચાલતા કલ્પવૃક્ષ જ છે, ખરૂં કહીએ તો કલ્પવૃક્ષ પારસમણિ કરતાં પણ ચ્હડી જાય છે. તુલસીદાસે કહ્યું છે કે—

પારસમેં ઓર સંતમેં, બડા અંતરા જાન ।
વો લોહા કંચન કરે, વો કરે આપ સમાન ॥ ૧ ॥
લોહા પારસસ્પર્શસેં, કંચન ભઇ તરવાર ।
તુલસી તિનો ના મીટે, ધાર માર આકાર ॥ ૨ ॥
જ્ઞાન હથોડા હાથ લઈ, સદ્ગુરૂ મળે સોનાર ।
તુલસી તિનો મીટ ગયે, ધાર માર આકાર ॥ ૩ ॥

આવા સદ્દગુરૂનો સમાગમ પુણ્યના બળ સિવાય મળવો મુશ્કેલ છે. સુંદરદાસ કહે છે કે—

માત મિલે પુનિ તાત મિલે, સુત ભ્રાત મિલે યુવતિ સુખદાઈ ।
રાજ મિલે સબ સાજ મિલે, ગજ બાજ મિલે મનવંછિત પાઈ ।
લોક મિલે સુરલોક મિલે, બિધિલોક મિલે વૈકુંઠમેં જાઇ ।
સુંદર ઓર મિલે સબહી–સુખ, દુર્લભ સંતસમાગમ થાઇ ॥ ૧ ॥

સત્સમાગમનું પ્રાથમિક ફળ શાસ્ત્રીય તત્ત્વશ્રવણ છે તે પણ સત્સમાગમ જેટલું, બલ્કે તેથી પણ વધારે દુર્લભ છે.

## શ્રવણ અને બોધિની દુર્લભતા.

સદ્દગુરૂનો સમાગમ થવો જેટલો દુર્લભ છે, તેના કરતાં પણ વીતરાગની વાણીનું સાંભળવું વધારે દુર્લભ છે, કે જે શ્રવણ પછી અવશ્યમેવ આત્મામાં શાન્તિની લહરિઓ ઉત્પન્ન થાય. શ્રવણ કરીને પણ તેમાંથી બોધ-જ્ઞાન પ્રાપ્ત કરી સમકિતદષ્ટિની સંપત્તિ મેળવવી તે વધારે મુશ્કેલ છે. ખરેખર, તે સંપત્તિ કર્મોની લઘુતા વિના મળી શકતી નથી, અર્થાત્ એક કોડાકોડી સાગરોપમ કરતાં વધારે સ્થિતિનાં કર્મો જ્યાંસુધી લાગેલાં હોય ત્યાંસુધી સમકિતદષ્ટિ પ્રાપ્ત થતી નથી. (૮૭)

**વિવેચન**—અતિ દુર્લભ મનુષ્યનો ભવ પણ કદાચ પુણ્ય યોગે પ્રાપ્ત થાય, એટલું જ નહિ પણ તેની સાથે શારીરિક સંપત્તિ અને લાંબું જીવન પણ કદાચ મળે, તોપણ એટલાથી આત્મસિદ્ધિ થઇ જતી નથી. તેને માટે સદ્દગુરૂના સમાગમની જરૂર છે. વિષમ પ્રદેશમાં મુસાફરી કરતાં અજાણ્યા માણસને ભોમીયાની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર ભવાટવિમાં ભટકતા માણસને સદ્દગુરૂના સમાગમની છે. કાવ્યમાં યોગ્ય અને સંયમવાન્ ગુરૂની આવશ્યકતા એટલા માટે દર્શાવી છે કે જેનામાં ખરો ત્યાગ નથી, તેમ સંયમ નથી અને કહેવાય છે ગુરૂ, તેવા કહેવાતા ગુરૂ પોતે આત્મસાધન કરતા નથી અને બીજાનું પણ કલ્યાણ કરી શકતા નથી, એક ભોમીયા તરીકેની ખરી ફરજ બજાવી શકતા નથી. પથ્થરની નાવા કે શિલા પોતે તરતી નથી અને બેસનારને તારતી નથી, કિન્તુ બન્ને બૂડે છે. એક વિદ્વાને ખરૂં જ કહ્યું છે કે—

ગુરૂ લોભી શિષ્ય લાલચુ, દોનું ખેલે દાવ
દોનું બુડે બાપડા, બૈઠ પથ્થરકી નાવ.

મણિરત્નમાળામાં ગુરૂનું લક્ષણ આ પ્રામણે કહ્યું છે—

गुरुस्तु को यश्च हितोपदेष्टा ।

અર્થ—શિષ્ય પૂછે છે, કે ગુરૂ કોણ ? ઉત્તર-જે શિષ્યના હિતનો ઉપદેશ આપે તે ગુરૂ. આ લક્ષણ ઠીક છે પણ જોઇએ તે કરતાં ટુંકું છે.

ખરી રીતે પોતાનું અને પરનું હિત કરે, પોતે તરે અને બીજાને તારે, તે ગુરૂ. ખરી શુદ્ધિ અને ખરા સંયમ વિના પોતે તરી શકે નહિ, અને પોતે ન તરે, તે બીજાને પ્રાયે તારી શકે નહિ. આજકાલ ખરા ગુરૂઓ કરતાં કહેવાતા ગુરૂઓનો વધારો જણાય છે.

बहवो गुरवो लोके, शिष्यवित्तापहारकाः ।
दुर्लभस्तु गुरुर्लोके, शिष्यचित्तापहारकः ॥ १ ॥

અર્થ—શિષ્યના પૈસાને હરે, તેવા ગુરૂઓ લોકમાં ઘણા છે, પણ શિષ્યના વિત્ત–પૈસાને બદલે શિષ્યના ચિત્તના દોષોને હરે તેવા ગુરૂ દુર્લભ છે.

લાખો કરોડો વરસની મહેનતથી જે કાર્ય સિદ્ધ ન થાય, તે કાર્ય સદ્ગુરૂની કૃપાથી એક પળમાં સુધરી જાય છે. આવા ગુરૂ ખરેખર હાલતા ચાલતા કલ્પવૃક્ષ જ છે, ખરૂં કહીએ તો કલ્પવૃક્ષ પારસમણિ કરતાં પણ ચ્હડી જાય છે. તુલસીદાસે કહ્યું છે કે—

પારસમેં ઓર સંતમેં, બડા અંતરા જાન ।
વો લોહા કંચન કરે, વો કરે આપ સમાન ॥ ૧ ॥
લોહા પારસસ્પર્શસેં, કંચન ભઇ તરવાર ।
તુલસી તિનો ના મીટે, ધાર માર આકાર ॥ ૨ ॥
જ્ઞાન હથોડા હાથ લઈ, સદ્ગુરૂ મળે સોનાર ।
તુલસી તિનો મીટ ગયે, ધાર માર આકાર ॥ ૩ ॥

આવા સદ્ગુરૂનો સમાગમ પુણ્યના બળ સિવાય મળવો મુશ્કેલ છે. સુંદરદાસ કહે છે કે—

માત મિલે પુનિ તાત મિલે, સુત ભ્રાત મિલે યુવતિ સુખદાઈ ।
રાજ મિલે સબ સાજ મિલે, ગજ બાજ મિલે મનવંછિત પાઈ ।
લોક મિલે સુરલોક મિલે, બિધિલોક મિલે વૈકુંઠમેં જાઇ ।
સુંદર ઓર મિલે સબહી–સુખ, દુર્લભ સંતસમાગમ ભાઇ ॥ ૧ ॥

સત્સમાગમનું પ્રાથમિક ફળ શાસ્ત્રીય તત્ત્વશ્રવણ છે તે પણ સત્સમાગમ જેટલું, બલ્કે તેથી પણ વધારે દુર્લભ છે.

यदुक्तम्—माणुस्सं विग्गहं लद्धुं, सुई धम्मस्स दुल्लहा ।

ઉ અ. ૩ ગા. ૮ મી.

અર્થ—મનુષ્યનો જન્મ મળ્યા પછી પણ ધર્મશાસ્ત્રશ્રવણ કોઇકને જ મળી શકે છે, કારણકે દુર્લભ હોવાથી ભાગ્યોદયવાળાને જ પ્રાપ્ત થાય છે.

अहीणपंचिंदियत्तंपि से लहे, उत्तम धम्मसुई हु दुल्लहा ॥

ઉ. અ. ૧૦ ગા. ૧૮ મી.

અર્થ—પાંચ ઇંદ્રિયોની પરિપૂર્ણતા કદાચ મળે પણ ઉત્તમ ધર્મશાસ્ત્રનું શ્રવણ મળવું દુર્લભ છે. સંભળાવનાર, સાંભળવાનાં શાસ્ત્રો અને સાંભળવાની શક્તિ એ બધું મળ્યા છતાં, પણ શ્રવણના પ્રતિબંધકો દૂર કરવામાં ન આવે ત્યાંસુધી શ્રવણનો લાભ મળી શકતો નથી. શ્રવણના ૧૩ પ્રતિબંધકો છે.

आलस्स मोहऽवन्ना, थंभा कोहा पमाय किविणत्ता ।
भय सोगा अन्नाणा, विक्खेवं कुऊहला रमणा ॥ १ ॥
एएहिं कारणेहिं लद्धूण सुदुल्लहंपि माणुस्सं ।
न लहइ सुइं, हिअकरिं संसारुत्तारिणिं जीवो ॥ २ ॥

અર્થ—આલસ્ય, મોહ, અવજ્ઞા, અહંકાર, ક્રોધ, પ્રમાદ, કૃપણતા, ભય, શોક, અજ્ઞાન, વિક્ષેપ-વ્યાકુળતા, કુતૂહળ અને રમ્મત-ગમ્મતની પ્રીતિ એ તેર કારણોથી જીવ માણસનો જન્મ પામીને પણ સંસારસમુદ્રમાંથી તારે એવું હિતકર શ્રવણ કરી શકતો નથી. શ્રવણ અને ચારિત્ર્ય-પુરૂષાર્થ વચ્ચે એક વસ્તુની ખાસ જરૂર છે, તે વસ્તુ સદ્દહણા-શ્રદ્ધા છે.

आहच्च सवणं लद्धुं, सद्धा परमदुल्लहा ॥

ઉ. અ. ૩, ગા. ૯ મી.

અર્થ—કદાચ પુણ્યયોગે શાસ્ત્રશ્રવણનો યોગ મળે, પણ તેમાં શ્રદ્ધા થવી અતિદુર્લભ છે.

लद्धूण वि उत्तमं सुइं, सद्दहणा पुणरावि दुल्लहा ।

ઉ. અ. ૧૦ ગા. ૧૯ મી.

અર્થ—ઉત્તમ શ્રુતિ–શ્રવણ થયા પછી પણ તેના ઉપર સદ્દહણા–શ્રદ્ધા થવી અત્યંત મુશ્કેલ છે. શ્રદ્ધા એટલે તત્ત્વનો પૂરો નિશ્ચય, દેવ ગુરૂ અને ધર્મની ખરી પિછાન, સત્ય માર્ગમાં પૂરેપૂરી અભિરૂચિ–પ્રેમ એ જ શ્રદ્ધા. આ શ્રદ્ધાને જ બોધિ કહેવામાં આવે છે. તે કર્મની લઘુતા વિના પ્રાપ્ત થઇ શકે નહિ. જ્ઞાનાવરણીય આદિ કોઇ પણ કર્મની સ્થિતિ એક કોડાકોડી સાગરોપમ કરતાં વધારે ન હોય, કિન્તુ કંઇક ઓછી થાય, ત્યારે રાગદ્વેષની નિવડગાંઠનું ભેદન–ગ્રંથિભેદ થાય છે. ગ્રથિભેદ કર્મની લઘુતાનુ જ ચિન્હ છે. ગ્રંથિભેદ થવાથી બોધિસમ્યક્ત્વ રત્નની પ્રાપ્તિ થાય છે. બોધિનો એટલો બધો પ્રભાવ છે કે તે એક વાર જેને પ્રાપ્ત થાય, તેનું ભવભ્રમણ ઘણે ભાગે અટકી જાય, અર્થાત્ પ્રાપ્ત થયા પછી તે જો કાયમ રહે, તો પંદર ભવની અંદર મુક્તિ મળે છે. જો કદાચ તે આવીને ચાલી જાય, તોપણ અર્દ્ધ પુદ્ગલ પરાવર્તનમાં તેને અવશ્ય મોક્ષ મળે છે. ચારિત્ર્યનું મૂળ પણ આ બોધિ જ છે. એના વિના સઘળી ક્રિયા તુચ્છ ફળ આપનારી છે–એકડા વિનાના મિંડા જેવી છે, અર્થાત્ બોધિ એકડાને સ્થાને છે, ત્યારે ચારિત્ર્યની ક્રિયા શૂન્યને સ્થાને છે. આગળ એકડો હોય તો મિંડાંઓની કિમ્મત છે, પણ એકડો ન હોય તો સઘળાં મિંડાં કિમ્મત વગરના છે. તેમ બોધિ–સમ્યક્ત્વથી જ ચારિત્રની સફળતા છે. મનુષ્યભવ, આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ, નીરોગી શરીર, અહીન ઇંદ્રિયો, લાંબી જીંદગી, શાસ્ત્રશ્રવણ અને શ્રદ્ધા એ સઘળી વસ્તુઓની દુર્લભતા બતાવવાનો હેતુ એ છે કે તે બહુ કિમતી છે, કેમકે જે વસ્તુઓ વધારે કિમતી હોય છે, તે જ દુર્લભ થાય છે. જે વધારે કિમતી હોય તે મેળવવાને આપણું મન લલચાય છે. જો તે વસ્તુ મળી હોય તો તે દુર્લભ અને કિમતી સમજી તેનું બરાબર રક્ષણ કરાય છે કેમકે એ વસ્તુ મળવાની તક જો હાથમાંથી ગઇ તો પુનઃ પુનઃ તે તક પાછી મળવાની નથી. ફરી અનંત કાળ પસાર થતાં પણ ભાગ્યે જ મળી શકશે. માટે મળેલ ન હોય તો મેળવવામાં અને મળેલ હોય તો તેને વધારે શુદ્ધ બનાવવામાં કે તેનું રક્ષણ કરવામાં કાળજી રાખવી–પુનઃ પુનઃ પ્રયત્ન કરવો. (૮૬–૮૭).

सर्वेभ्योपि बोधिरत्नस्य महार्घता ।

संसदग्र्यपदमाप्यते श्रमा-
द्राज्यसम्पदपि शत्रुनिग्रहात् ॥
इन्द्रवैभवबलं तपोव्रतै-
र्बोधिरत्नमखिलेषु दुर्लभम् ॥८८॥

एकादशभावनाया उपसंहारः ।

भ्राम्यता भववनेऽघघर्षणा-
त्काकतालवदिदं सुसाधनम् ॥
प्राप्य मूर्ख किमु भोगलिप्सया ।
रत्नमेतदवपात्यतेऽम्बुधौ ॥८९॥

### બધા કરતાં બોધિરત્નની દુર્લભતા.

અર્થ—મ્હોટી સભા કે કોંગ્રેસ જેવી મ્હોટી સંસ્થાના પ્રમુખ તરીકેનું પદ મળવું તેટલું મુશ્કેલ નથી, પુણ્યના યોગથી રાજ્યની સત્તા કે મ્હોટા અધિકારીની પદવી પણ સુખેથી મળી શકે છે અને દેવતાની ઋદ્ધિ કે ઇંદ્રનું પદ પણ અનેકશઃ પ્રાપ્ત થયું, અને થઇ શકે છે; પણ એ બધા કરતાં બોધિરૂપ રત્ન મળવું મહા મુશ્કેલ છે. જો કદાચ એક વાર પણ તે બોધિરત્નની પ્રાપ્તિ થાય તો સંસારનું પરિભ્રમણ ટળી જાય. (૮૮).

### અગીયારમી ભાવનાનો ઉપસંહાર.

સંસારરૂપ અટવિમાં ભવભ્રમણ કરતાં અને દુઃખ ભોગવતાં જ્યારે પાપકર્મ-અશુભ કર્મોનું ઘર્ષણ થયું, ત્યારે કાકતાલીય ન્યાયે મનુષ્યભવ, સુકુળજન્મ, નીરોગી શરીર, પરિપૂર્ણ ઇન્દ્રિયો, લાંબું આયુષ્ય અને સદ્‌ગુરૂનો સમાગમ, આ બધી સામગ્રી ત્હને મળી. છતાં હજુ પણ હે મૂર્ખ !

મોહમાયામાં લપટાઇ રહી વિષયભોગમાં આસક્તિ રાખી બોધિરત્ન પ્રાપ્ત કરવાને સદુદ્યમ કરતો નથી, તે ખરેખર હાથમાં આવેલા ચિંતામણિ રત્નને સમુદ્રમાં ફેંકી દેવાનો પ્રયત્ન કરવા બરાબર છે. માટે હે ભદ્ર ! આ ઉત્તમ સમયને વ્યર્થ ગુમાવી ન નાંખતાં શુદ્ધ પુરૂષાર્થ કર, કે જેથી ભવભ્રમણ ટળી જાય. (૮૯)

**વિવેચન**—સામાજિક, ધાર્મિક અને રાજકીય સભા કમીટી અને કોન્ફરન્સ કે કોંગ્રેસના પ્રેસીડેન્ટ–પ્રમુખ બનવા ઇચ્છનારે, સામાજિક, ધાર્મિક અને રાજકીય કાર્યોમાં કુશળતા મેળવવી જોઇએ. જાતિભોગ–આત્મભોગ આપવો જોઇએ. જોકે તેમાં શ્રમ પડે છે, મુસ્કેલીઓ વેઠવી પડે છે, પણ તે છતાં શ્રમથી તે સાધ્ય થઇ શકે છે. એક સાધારણ કુટુંબમાં જન્મેલા માણસને રાજ્ય મેળવવાની ઇચ્છા થાય, અને પરાક્રમથી સતત્ પ્રયાસ કરે, તો સૈન્ય એકઠું કરી કોઇ શત્રુની સાથે લડી, કદાચ રાજ્ય પણ મેળવી શકે. શિવાજીએ સાધારણ સ્થિતિમાંથી પ્રયાસ કરી, મરાઠા સૈન્યને ભેગું કરી, પરાક્રમથી લડાઇ કરી, રાજ્યનો વિસ્તાર વધાર્યો. ઇંદ્રની પદવી પણ તપના બળથી પ્રાપ્ત થાય છે. પૂરણ તાપસે ચમરેંદ્રની, તામલી તાપસે ઇશાનેંદ્રની અને કાર્તિક શેઠે શક્રેંદ્રની પદવી તપોબળથી મેળવ્યાના દાખલા ભગવતી સૂત્રમાં મશહુર છે. સભાપતિનું પદ, રાજ્ય પદ અને ઇંદ્રિપદ એ ત્રણ પદવીઓ જોકે સહજ મળી શકે તેમ નથી, પ્રયાસસાધ્ય છે, તોપણ તે બોધિરત્ન–સમ્યક્ દૃષ્ટિ જેટલી દુષ્પ્રાપ્ય નથી. ઉપલક દૃષ્ટિએ એ ત્રણ પદવીઓ ભપકાદાર અને મ્હોટી લાગે છે, પણ ખરી રીતે જોતાં બોધિરત્ન જેટલી તેની મહત્તા નથી. તે પદવીઓ થોડા દિવસ, થોડા માસ, થોડાં વર્ષ, કે થોડા સાગરોપમ સુધી પોતાનો ચળકાટ બતાવે છે. એકેક ભવની જ મહત્તા મેળવી આપે છે. ત્યારે બોધિરત્નનો પ્રકાશ તેની મહત્તા ભવોભવ પર્યંત પહોંચે છે, એટલું જ નહિ, પણ અનંત, અક્ષય, અવ્યાબાધ મોક્ષનો શાશ્વત આનંદ આપનાર પણ તે જ છે. ઇંદ્રપદ કરતાં પણ જેની કિમ્મત વધારે છે, એવું બોધિ રત્ન કે જે મોક્ષનું પ્રથમ સાધન છે, સાધારણ મનુષ્યને પ્રાપ્તિનો સંભવ કાકતા-

લીય ન્યાયને જ અનુસરે છે. એટલે કે જેમ કાગડાને બેસવું અને તાડને પડવું એ આકસ્મિક યોગ છે, ખરી રીતે કાગડાના ભારથી તાડવૃક્ષ પડી શકતું નથી, પણ કાળ જતાં જીર્ણતાના યોગથી તાડવૃક્ષને પડવાનું હતું જ એટલામાં કાગડો ઝાડ ઉપર બેઠો, લોકોને કહેવાનું મળ્યું કે "કાગડો બેઠો ને ઝાડ પડયું" તેવી જ રીતે એક જીવને સંસાર અટવિમાં પરિભ્રમણ કરતાં અશુભ કર્મનો ઘસારો થાય છે ત્યારે મનુષ્યનો ભવ, પૂર્ણ ઇંદ્રિયો, નીરોગી શરીર અને લાંબું જીવન વગેરે વસ્તુનો યોગ મળે છે, અને તેમાં બોધિરત્નની પ્રાપ્તિ થાય છે. તે સાધારણ રીતે સહજ–સુલભ માની શકાય, પણ ખરી રીતે તે સુલભતા કાકતાલીય ન્યાય જેવી છે. તેની પ્રાપ્તિ સહજ સુલભતાથી નથી પણ અનેક ભવના દુઃખનો અનુભવ અને પ્રયાસ થયા પછી જ તેની પ્રાપ્તિ થાય છે. અનેક મુશ્કેલીઓ ખમ્યા પછી મળેલા આ રત્નને વિષયભોગોની લાલસામાં ને લાલસામાં તુચ્છ વસ્તુ મેળવવામાં ખરચી નાંખે, તો ખરેખર એમ જ કહેવાય કે તેણે ચિંતામણિ રત્નને જાળવવાને બદલે સમુદ્રના અથાગ પાણીમાં ફેંકી દીધું અને આવા કૃત્યને માટે તેને મૂર્ખના શિરોમણિનું જ સર્ટિફિકેટ કે ઉપનામ આપી શકાય.

**દૃષ્ટાંત**—એક દરિદ્ર બ્રાહ્મણ કોઇ એક બંદરકાંઠે વહાણમાં મુસાફરી કરતા મુસાફરો પાસેથી દક્ષિણા લેવાની આશાએ જતો હતો. મહીનામાં ચાર છ વખત તેવો પ્રસંગ મળતો તેના ઉપર તે બ્રાહ્મણનો જેમ તેમ નિર્વાહ ચાલતો. એકદા તેની સ્ત્રીને પ્રસૂતિનો પ્રસંગ આવ્યો. હમેશ કરતાં પૈસાની વધારે જરૂરીયાત પડી તેથી બ્રાહ્મણને વધારે પ્રયત્ન કરવો પડયો. મુસાફરોની પાસે પૈસા મેળવવામાં વધારે આજીજી કરવી પડી તેમાં વખત વધારે લાગી જવાથી વહાણ હંકારી ગયું. થોડેક ચાલ્યા પછી બ્રાહ્મણને ખબર પડી. વહાણ ઉભું રાખવાને ઘણું કહ્યું, પણ તેની દાદ કોણ સાંભળે? આખરે રોતો કકળતો બીજા મુસાફરોની સાથે તે પડયો રહ્યો. રસ્તામાં જ્યારે તેની નિરાધાર સ્ત્રી યાદ આવતી ત્યારે ઘણું દુઃખ લાગી આવતું પણ પાછા વળવાનો કોઇ ઉપાય તના હાથમાં રહ્યો નહોતો. કેટલેક વખતે દૂર દેશાવરમાં તે નિકળી ગયો. ત્યાં ઘણા કષ્ટથી કોઈ દેવતાનું આરા–

ધન કરતાં પુણ્યયોગે તેને ચિંતામણિ રત્ન મળી ગયું. ખુશી થતો તે પાછો પોતાના દેશ તરફ વળ્યો. ચિંતામણિ રત્નને ખીસામાં પોકેટમાં કે લુગડાને છેડે ન બાંધતાં હાથમાં ને હાથમાં રહેવા દીધું, એવા ભયથી કે વખતે કોઇ ખીસ્સું કાતરી જાય કે ગાંઠ છોડી જાય. માણસોએ ઘણું સમજાવ્યા છતાં તેણે બીજે ક્યાંય ન રાખતાં હાથમાં જ રત્ન રાખ્યું. હાથ પણ વ્હાણુથી બહાર રાખ્યો, એટલા માટે કે અંદરનો કોઇ માણસ છિનવી લે નહિ. એક વખત તેને બેઠા બેઠા ઝોલું આવ્યું તેમાં મુઠી ઢીલી થઇ ગઇ અને રત્ન દરિયાને તળીયે પડ્યુ પડતાં તેની આખ ઉઘડી, પણ અફસોસ! નિરાશા અને વિલાપ સિવાય તેની પાસે કંઇ રહ્યું નહિ. પેલું રત્ન કોઇ પણ રીતે તેના હાથમાં આવે એવું નહોતું, તેથી પોક નાંખી રોવા લાગ્યો. માણસો તેને ધીરજ આપવા લાગ્યા, પણ તેણે રોતાં રોતાં કહ્યું કે હાય! આટલી બધી તંગી–દરિદ્રતા ભોગવ્યા પછી મહામુસીબતે ઇચ્છિત વસ્તુ–ચિંતામણિ રત્ન મળ્યું પણ તેનો કંઇ ઉપભોગ મળી શક્યો નહિ. હવે જીંદગીપર્યંત આવી ને આવી દરિદ્ર અવસ્થા મારે ભોગવવી પડશે. શું ગએલું રત્ન ફરી હવે મને મળવાનું છે? નહિ જ. એમ કહેતો માથું કુટવા લાગ્યો. ખેદ કરતો જેવો નિકળ્યો હતો તેવો જ પાછો ઘેર પહોંચ્યો પણ જીંદગીસુધી તેને પશ્ચાત્તાપનો પાર રહ્યો નહિ. એવી જ રીતે મનુષ્ય ભવ અને બોધિરત્નની તક જો હાથમાંથી ગઇ તો મૂર્ખ બ્રાહ્મણની પેઠે પશ્ચાત્તાપ કરવો પડશે, હાનિ અને હાંસિ બંને થશે, માટે બોધિરત્ન પ્રાપ્ત કરી તેનું બહુ યત્નથી રક્ષણ કરવું. (૮૮–૮૯).



# (૧૨) ધર્મ ભાવના.

[ બોધિરત્નની પ્રાપ્તિ થતાં ધર્મની હદમાં પ્રવેશ થાય છે, માટે બોધિદુર્લભ ભાવના પછી ધર્મ ભાવનાનું નિરૂપણ કરવામાં આવે છે. ]

**गीतिवृत्तम् ।**

द्वादशी धर्मभावना ।

**येन समग्रा सिद्धि–र्दिव्यर्द्धिश्चापि जायते शुद्धिः ॥**
**धर्मः स किं स्वरूपो । जानीहि त्वं तत्त्वधिया तच्च ॥९०॥**

धर्मपरीक्षा ।

**मम सत्यं मम सत्यं । वदन्ति सर्वे दुराग्रहाविष्टाः ॥**
**नैतद्वचसा मुह्ये–त्किन्तु परीक्षा बुद्धिमता कार्या ॥९१॥**

### બારમી ધર્મ ભાવના.

અર્થ—જે વસ્તુ સકળસિદ્ધિ દિવ્યસિદ્ધિ અને આત્મશુદ્ધિને આપનાર છે, તે ધર્મનું શું સ્વરૂપ છે તેનો વિચાર કરવો જોઇએ. હે ભદ્ર ! તે વિચાર કોઇ પણ જાતનો પક્ષપાત રાખીને કે ઉપલક ઉપલક બુદ્ધિથી કરવાનો નથી, પણ નિષ્પક્ષપાતપણે તાત્ત્વિક બુદ્ધિવડે તું ધર્મનો વિચાર કર. (૯૦).

### ધર્મની પરીક્ષા.

મતવાદીઓ બહુધા દુરાગ્રહના આવેશવાળા હોય છે, જેથી તેઓ ખરૂં તત્ત્વ શોધી શકતા નથી અને બતાવી પણ શકતા નથી, કિન્તુ અમે કહીએ છીએ તે જ સત્ય છે, અમે માનીએ છીએ તે જ તત્ત્વ છે, બીજાની પાસે સત્ય નથી એમ મ્હોઢેથી બોલ્યા કરે છે. પણ તે વચનો દુરાગ્રહવાળા હોવાથી વિશ્વાસ રાખવાલાયક કે ગ્રહણ કરવાલાયક ગણી શકાય નહિ,

માટે તેના ઉપર મોહી જવું નહિ; કિન્તુ પોતાની વિચારશક્તિ અને પરીક્ષાબુદ્ધિની કસોટી ઉપર તે વચનને તપાસી ગ્રહણ કરવાલાયક હોય તે ગ્રહણ કરવાં. ( ૯૧ ).

**વિવેચન**—જગત્‌માં ઇચ્છવાલાયક સામાન્ય રીતે ત્રણ ચીજો ગણાય છે, ઋદ્ધિ, સિદ્ધિ અને શુદ્ધિ. ઋદ્ધિમાં માનુષિક અને દિવ્ય તમામ વૈભવોનો સમાવેશ થાય છે. સિદ્ધિમાં અણિમા આદિ વિભૂતિઓ, જંઘાચારણ વિદ્યાચારણ વગેરે લબ્ધિઓ અને ચમત્કારિક શક્તિઓનો સમાવેશ થાય છે. શુદ્ધિ શબ્દથી કર્મનાં આવરણો દૂર થતાં જે આત્માની વિશુદ્ધિ થાય તે વિશુદ્ધિ આંહિ અભિપ્રેત છે. ઋદ્ધિ એ સંસારી જીવોની ઇચ્છાનો વિષય છે, સિદ્ધિ યોગીઓની ઇચ્છાનો વિષય છે અને શુદ્ધિ જિજ્ઞાસુ અને મુમુક્ષુ જીવોને સ્પૃહણીય છે. સાધારણ રીતે દુનિયાની દરેક પ્રવૃત્તિનું લક્ષ્ય આ ત્રણમાંનું કોઇ પણ એક હોય છે. જેને માટે દુનિયાના લોકો મથન કરે છે, દેશ વિદેશ ભટકે છે, જીંદગીને પણ જોખમમાં નાખે છે, શારીરિક કષ્ટ વેઠે છે, તે ત્રણે ચીજો મેળવવાનું મુખ્ય સાધન એક ધર્મ છે. માત્ર ધર્મ જ એક એવું ક્ષેત્ર છે કે જેમાં ઋદ્ધિ, સિદ્ધિ અને શુદ્ધિ એ ત્રણેનો પાક આબાદ ઉતરે છે. જે ધર્મનું આટલું બધું વિશાળ અને મધુર ફળ છે તે ધર્મનું સ્વરૂપ જાણવાની અગત્ય કંઇ થોડી નથી, અર્થાત્ ધર્મનુ સ્વરૂપ જાણવાની દરેકને પુરેપુરી અગત્ય છે, માટે કહ્યું છે કે "जानीहि त्वं तत्त्वधिया." ત્વં શબ્દ જિજ્ઞાસુને ઉદ્દેશી વપરાયેલ છે. અર્થાત્ હે જિજ્ઞાસો ! ઉપર બતાવેલ ફળની ત્હારે ઇચ્છા હોય તો ધર્મના સ્વરૂપની પિછાન કર. તે પણ ઉપલક દૃષ્ટિથી નહિ, પણ તત્ત્વ બુદ્ધિથી; કોઇના કહેવા ઉપરથી નહિ પણ હેતુન્યાયપૂર્વક પર્યાલોચન કરવાથી. ઉપલક દૃષ્ટિથી જોતાં ધર્મનું ખરૂં રહસ્ય જાણી શકાતું નથી. તેમ આજકાલ તેવા નિષ્પક્ષપાતી માણસો પણ થોડા જ ઉપલબ્ધ થાય છે કે જેઓ પોતાના માની લીધેલા એકદેશી વિચારોને ભેળવ્યા સિવાય ધર્મનું ( pure ) શુદ્ધ સ્વરૂપ બતાવે. ઘણાખરા ધર્મના ઉપદેશકો તો દુકાનદારની પેઠે "મારૂં તે જ સારૂં, બીજા કોઇની પાસે સારૂં નથી; એકલા અમે જ ધર્મના ખરા પ્રકાશક છીએ, અમારી પાસેથી જ મોક્ષનું

# (૧૨) ધર્મ ભાવના.

[ બોધિરત્નની પ્રાપ્તિ થતાં ધર્મની હદમાં પ્રવેશ થાય છે, માટે બોધિદુર્લભ ભાવના પછી ધર્મ ભાવનાનું નિરૂપણ કરવામાં આવે છે. ]

## गीतिवृत्तम् ।

द्वादशी धर्मभावना ।

**येन समग्रा सिद्धि–र्दिव्यर्द्धिश्चापि जायते शुद्धिः ॥**
**धर्मः स किं स्वरूपो । जानीहि त्वं तत्त्वधिया तच्च ॥९०॥**

धर्मपरीक्षा ।

**मम सत्यं मम सत्यं । वदन्ति सर्वे दुराग्रहाविष्टाः ॥**
**नैतद्वचसा मुह्ये–त्किन्तु परीक्षा बुद्धिमता कार्या ॥९१॥**

### બારમી ધર્મ ભાવના.

અર્થ—જે વસ્તુ સકળસિદ્ધિ દિવ્યસિદ્ધિ અને આત્મશુદ્ધિને આપનાર છે, તે ધર્મનું શું સ્વરૂપ છે તેનો વિચાર કરવો જોઇએ. હે ભદ્ર ! તે વિચાર કોઇ પણ જાતનો પક્ષપાત રાખીને કે ઉપલક ઉપલક બુદ્ધિથી કરવાનો નથી, પણ નિષ્પક્ષપાતપણે તાત્ત્વિક બુદ્ધિવડે તું ધર્મનો વિચાર કર. (૯૦).

### ધર્મની પરીક્ષા.

મતવાદીઓ બહુધા દુરાગ્રહના આવેશવાળા હોય છે, જેથી તેઓ ખરૂં તત્ત્વ શોધી શકતા નથી અને બતાવી પણ શકતા નથી, કિન્તુ અમે કહીએ છીએ તે જ સત્ય છે, અમે માનીએ છીએ તે જ તત્ત્વ છે, બીજાની પાસે સત્ય નથી એમ મ્હોઢેથી બોલ્યા કરે છે. પણ તે વચનો દુરાગ્રહવાળા હોવાથી વિશ્વાસ રાખવાલાયક કે ગ્રહણ કરવાલાયક ગણી શકાય નહિ,

માટે તેના ઉપર મોહી જવું નહિ; કિન્તુ પોતાની વિચારશક્તિ અને પરીક્ષાબુદ્ધિની કસોટી ઉપર તે વચનને તપાસી ગ્રહણ કરવાલાયક હોય તે ગ્રહણ કરવાં. ( ૯૧ ).

**વિવેચન**—જગતમાં ઇચ્છવાલાયક સામાન્ય રીતે ત્રણ ચીજો ગણાય છે, ઋદ્ધિ, સિદ્ધિ અને શુદ્ધિ. ઋદ્ધિમાં માનુષિક અને દિવ્ય તમામ વૈભવોનો સમાવેશ થાય છે. સિદ્ધિમાં અણિમા આદિ વિભૂતિઓ, જંઘાચારણ વિદ્યાચારણ વગેરે લબ્ધિઓ અને ચમત્કારિક શક્તિઓનો સમાવેશ થાય છે. શુદ્ધિ શબ્દથી કર્મનાં આવરણો દૂર થતાં જે આત્માની વિશુદ્ધિ થાય તે વિશુદ્ધિ આંહિ અભિપ્રેત છે. ઋદ્ધિ એ સંસારી જીવોની ઇચ્છાનો વિષય છે, સિદ્ધિ યોગીઓની ઇચ્છાનો વિષય છે અને શુદ્ધિ જિજ્ઞાસુ અને મુમુક્ષુ જીવોને સ્પૃહણીય છે. સાધારણ રીતે દુનિયાની દરેક પ્રવૃત્તિનું લક્ષ્ય આ ત્રણમાંનું કોઇ પણ એક હોય છે. જેને માટે દુનિયાના લોકો મથન કરે છે, દેશ વિદેશ ભટકે છે, જીંદગીને પણ જોખમમાં નાખે છે, શારીરિક કષ્ટ વેઠે છે, તે ત્રણે ચીજો મેળવવાનું મુખ્ય સાધન એક ધર્મ છે. માત્ર ધર્મ જ એક એવું ક્ષેત્ર છે કે જેમાં ઋદ્ધિ, સિદ્ધિ અને શુદ્ધિ એ ત્રણેનો પાક આબાદ ઉતરે છે. જે ધર્મનું આટલું બધું વિશાળ અને મધુર ફળ છે તે ધર્મનું સ્વરૂપ જાણવાની અગત્ય કંઇ થોડી નથી, અર્થાત્ ધર્મનું સ્વરૂપ જાણવાની દરેકને પુરેપુરી અગત્ય છે, માટે કહ્યું છે કે “जानीहि त्वं तत्त्वधिया.” त्वं શબ્દ જિજ્ઞાસુને ઉદ્દેશી વપરાયેલ છે. અર્થાત્ હે જિજ્ઞાસો ! ઉપર બતાવેલ ફળની ત્હારે ઇચ્છા હોય તો ધર્મના સ્વરૂપની પિછાન કર. તે પણ ઉપલક દૃષ્ટિથી નહિ, પણ તત્ત્વ બુદ્ધિથી; કોઇના કહેવા ઉપરથી નહિ પણ હેતુન્યાયપૂર્વક પર્યાલોચન કરવાથી. ઉપલક દૃષ્ટિથી જોતાં ધર્મનું ખરૂં રહસ્ય જાણી શકાતું નથી. તેમ આજકાલ તેવા નિષ્પક્ષપાતી માણસો પણ થોડા જ ઉપલબ્ધ થાય છે કે જેઓ પોતાના માની લીધેલા એકદેશી વિચારોને ભેળવ્યા સિવાય ધર્મનું ( pure ) શુદ્ધ સ્વરૂપ બતાવે. ઘણાખરા ધર્મના ઉપદેશકો તો દુકાનદારની પેઠે “ મારૂં તે જ સારૂં, બીજા કોઇની પાસે સારૂં નથી; એકલા અમે જ ધર્મના ખરા પ્રકાશક છીએ, અમારી પાસેથી જ મોક્ષનું

સર્ટીફિકેટ મળી શકશે, બીજા કોઇની પાસેથી નહિ મળે” એવી રીતે બીજાનો તિરસ્કાર કરી પોતાની જ મહત્તાના બણુગા ફુંક્યા કરે છે. જેઓ દુરાગ્રહથી વિતંડાવાદ કરી ખંડન મંડનની પ્રવૃત્તિમાં પડે છે, તેઓના કથન ઉપરથી ધર્મનું રહસ્ય ક્યાંથી જાણી શકાય? પ્રથમ તો ધર્મની ખરી કુંચી જે સત્ય, તેની જ તેમનામાં ખામી હોય છે. રાગદ્વેષ અને પક્ષપાતથી તેઓની રીતિ ઉલટી સુલટી હોય છે એટલે કે તેઓ કાળી બાજુને ઉજળી તરીકે અને ઉજળી બાજુને કાળી તરીકે દર્શાવે છે, તેથી માત્ર કથન ઉપર પણ વિશ્વાસ રખાય તેમ નથી. ઘણા મતવાદીઓમાં કદાચ ગણ્યા ગાંઠ્યા સત્યવાદી નિષ્પક્ષપાતી હોય તો તેઓની પણ પરીક્ષા વિના અચાનક ઓળખાણ પડી શકતી નથી, એટલું જ નહિ પણ દુનીયામાં દંભનું જોર હોવાથી કેટલીક વાર અંદરખાને રાગદ્વેષથી ભરેલા પણ ઉપરથી મધ્યસ્થ-તટસ્થતાનો ડોળ રાખનારા કેટલાએક દંભી મહાત્માઓ પોતાને એક શુદ્ધ મહાત્માં તરીકે ઓળખાવે છે અને ઘણા ભોળા લોકો અંદરની પરીક્ષા કર્યા વિના તેમના ડોળમાં અંજાઇ જઇ સત્યવાદીને મતવાદી અને મતવાદીને સત્યવાદી માનવાની ભૂલમાં પડી જાય છે. એટલા માટે કહ્યું કે “परीक्षा बुद्धिमता कार्या” બુદ્ધિમાન્ પુરૂષોએ ધર્મનું સ્વરૂપ સમજવાને અંદરથી અને બહારથી બંને રીતે ધર્મની પરીક્ષા-કસોટી કરવી.

तदुक्तम्—

यथा चतुर्भिः कनकं परीक्ष्यते, निघर्षणच्छेदनतापताडनैः ।
तथा च धर्मो विशदोपदेशकैः, श्रुतेन शीलेन समाधिभावतः ॥

અર્થ—સોનાના ગ્રાહકો સોનું લીધા પહેલાં ચાર પ્રકારે તેની પરીક્ષા કરે છે; પ્રથમ કસોટી ઉપર ઘસે છે, તેથી નિશ્ચય ન થાય તો તેને કાપ મારે છે; તેથી પણ નિશ્ચય ન થાય તો અગ્નિમાં તપાવે છે અને પછી હથોડીથી ટીપે છે. તેવી રીતે ધર્મના જિજ્ઞાસુઓએ પણ ધર્મની ચાર પ્રકારે પરીક્ષા કરવી. પ્રથમ તેના ઉપદેશકો કેવા ચારિત્ર્યવાળા છે તે જોવું, પછી તે ધર્મના શાસ્ત્રો કેવાં સંગત છે તે જોવું, એટલેથી નિશ્ચય ન થાય તો તે ધર્મનો આચાર-વર્તન કેવા પ્રકારનું છે અને તેમાં શાંતિ-સમાધિનો આવિ-

ર્ભાવ કેટલે અંશે થાય છે તે જોવું. આ ચાર બાબતો જેમાં બરાબર હોય તે જ ધર્મ માનનીય થઇ શકે. એક બે પૈસાની હાંલ્લી લેવી હોય તોપણ ચારે તરફ ફેરવી ટકોરા મારી તેની તપાસ કરવામાં આવે છે તો ધર્મની પિછાન માટે કેમ પૂરી તપાસ ન કરવી? ધર્મનું અજાણપણું જેટલી નુકસાની કરે છે, તેથી વધારે નુકસાની અંધ શ્રદ્ધા કરે છે. પરીક્ષા કર્યા વિના અને ઉંડા ઉતર્યા વિના ધર્મને નામે ચાલતી ખોટી રૂઢીઓની અને ખોટી માન્યતાની પકડ કરવી તે અંધશ્રદ્ધા કહેવાય છે. આવી અંધશ્રદ્ધા પોતાને અને બીજાઓને અજ્ઞાનના ખાડામાં ઉતારી વિપરીત પરિણામ નિપજાવે છે. એટલા માટે અંધશ્રદ્ધા અજ્ઞાનને દૂર કરી તાત્ત્વિક બુદ્ધિથી ધર્મની પિછાન કરવી. ( ૯૦-૯૧ )

केनोक्तो धर्मः सत्यम् ?

**यस्य न रागद्वेषौ । नापि स्वार्थो ममत्वलेशो वा ॥**
**तेनोक्तो यो धर्मः । सत्यं पथ्यं हितं हि तं मन्ये ॥९२॥**

### કેવા પુરૂષનો બતાવેલો ધર્મ ચુકત ગણાય?

અર્થ—જેનામાં રાગ અને દ્વેષનો સર્વથા વિલય થયો હોય, જેને દ્રવ્ય કીર્તિ ગૌરવ કે પ્રતિષ્ઠા મેળવવાની સ્વાર્થવૃત્તિ નથી, જેને ખોટું કે સાચું પણ મારૂં કહેલું કે માનેલું સત્ય છે એવો આગ્રહ કે મમત્વનો લેશ માત્ર પણ નથી, તેવા પરમાર્થી પુરૂષે કેવળ લોકોના ઉપકાર અર્થે બતાવેલો જે ધર્મ, તે જ ધર્મ સત્ય પથ્ય અને હિતકારક હોઇ શકે, અને બુદ્ધિની કસોટી ઉપર પણ તે જ ચડી શકે. માટે તેવા પરમાર્થી પુરૂષે આચરેલો અને તે જ પ્રમાણે દર્શાવેલો ધર્મ શ્રેષ્ઠ માની શકાય છે. ( ૯૨ )

વિવેચન—આગલા કાવ્યમાં જણાવ્યું કે ધર્મની પ્રથમ પરીક્ષાનો આધાર તે ધર્મના પ્રકાશક અથવા ઉપદેશક પુરૂષ ઉપર છે. રસાયણિક દવા સારી કે ખરાબ નિપજવાનો આધાર તેની બનાવટ કરનાર વૈદ્ય ઉપર રહે છે. સારો ઉસ્તાદ જોઇતા પ્રમાણમાં વસ્તુઓ મેળવી, જોઇતા પ્રમાણમાં

પુટ આપી, પકવી, અસરકારક ઉત્તમ દવા બનાવે છે. સારાને બદલે અજાણ્યા હકીમ-ઉસ્તાદને હાથે તેને તે વસ્તુઓની માત્રમાં, પુટમાં, પકવવામાં ફેરફાર પડવાથી એવી ખરાબ દવા બને છે કે જે દર્દને હઠાવવાને બદલે વધારી નાંખે. એક કહેવત છે કે "નીમ મુલ્લા ખતરે ઇમાન, નીમ હકીમ ખતરે જાન" અર્થાત્ અધુરો ગુરૂ ધર્મને જોખમમાં નાંખે છે અને અધુરો હકીમ-વૈદ્ય દર્દીની જાનને જોખમમાં નાંખે છે. દવા બનાવનાર અને આપનાર હકીમ જેમ કાબેલ જોઇએ તેમ ધર્મના સ્થાપનાર અને તેનો ઉપદેશ કરનાર પણ પૂર્ણ યોગ્યતાવાળા જોઇએ. તેની યોગ્યતા કેવા પ્રકારની જોઇએ તે આ કાવ્યમાં બતાવ્યું છે. પ્રથમ તો રાગદ્વેષ વિનાનો અને મધ્યસ્થ-તટસ્થ જોઇએ. પ્રકાશક-સ્થાપક અને ઉપદેશકમાં રાગદ્વેષ ભર્યો હોય તો તે રાગદ્વેષ તેના બતાવેલા ધર્મમાં દાખલ થયા સિવાય રહે નહિ. જ્યાં ધર્મમાં રાગદ્વેષની પરિણતિ દાખલ થઇ ત્યાં ધર્મનો ટકાવ જ થઇ શકતો નથી, કેમકે ધર્મનું લક્ષ્ય સમાન ભાવ અથવા માધ્યસ્થ્ય છે. રાગદ્વેષની પરિણતિ ધર્મને તેના લક્ષ્યસ્થાનમાંથી ચુકાવી દે છે એટલે ધર્મનું પતન થાય છે, માટે ધર્મના સ્થાપક-પ્રકાશક વીતરાગ-રાગદ્વેષરહિત હોવા જોઇએ. પ્રકાશકે રાગદ્વેષ વિનાનો શુદ્ધ ધર્મ બતાવ્યો હોય પણ પાછળના ઉપદેશકો તેમાં રાગદ્વેષરૂપ ઝેર ભેળવી દે તો ફરી ધર્મની તે જ અવદશા થાય, એટલા માટે ઉપદેશકો પણ સર્વથા યા રાગદ્વેષને ચોક્કસ અંશે જીતનાર હોવા જોઇએ. ધર્મના પ્રકાશક દેવ કહેવાય છે અને ધર્મના ઉપદેશક ગુરૂ કહેવાય છે. દેવ અને ગુરૂ એ બે તત્ત્વ શુદ્ધ હોય તો તેમાંથી ઉતરી આવતું ત્રીજું ધર્મ તત્ત્વ પણ શુદ્ધ રહી શકે. દેવ અને ગુરૂમાં સ્વાર્થવૃત્તિ પણ ન હોવી જોઇએ. સ્વાર્થી માણસથી ધર્મનો સત્ય ઉપદેશ આપી શકાય નહિ. જેને પૈસાનો સ્વાર્થ હોય તે પૈસાવાળા માણસની સ્હેમાં દબાઇ જાય છે. માન કે કીર્તિનો સ્વાર્થ-લોભ હોય તે સમાજના ઘણાખરા માણસોના દબાણમાં રહે છે તેથી નિઃસ્પૃહપણે તટસ્થતાથી સત્ય ઉપદેશ આપતાં અચકાવું પડે છે. નિઃસ્વાર્થી અને નિઃસ્પૃહી પુરૂષ સત્યોપદેષ્ટા થઇ શકે છે. વક્તા અને ઉપદેષ્ટાનો ત્રીજો ગુણ નિર્મમત્વ છે. મમતા એટલે ખોટી વાતની પકડ અથવા ખોટી વસ્તુઓમાં મારાપણાની માન્યતા. જ્યાં મમતા

રહે ત્યાં નિષ્પક્ષપાતપણું રહી શકતું નથી. નિષ્પક્ષપાત વિના મધ્યસ્થતા રહી શકતી નથી અને મધ્યસ્થતા વિના સમાન ભાવ ઉત્પન્ન થતો નથી. ધર્મના ઉપદેષ્ટામાં સમાન ભાવની પુરતી આવશ્યકતા છે, તેથી તેમાં મમતાનો અભાવ થવો જોઇએ. ઉપર કહ્યા પ્રમાણે વીતરાગ દશા, નિઃસ્વાર્થ વૃત્તિ અને નિર્મમત્વ એ ત્રણ ગુણો જેનામાં ઝળકતા હોય તેનો પરૂપેલો-પ્રકાશેલો ધર્મ ખરી કસોટીએ ચ્હડી શકે છે. જોકે વીતરાગ દશા હોય ત્યાં નિઃસ્વાર્થવૃત્તિ અને નિર્મમત્વ નિયમે હોય છે તો એ વિશેષણ કહેવાની આંહિ જરૂર રહેતી નથી, તોપણ પ્રથમ ગુણ દેવને માટે અને બીજા બે ગુણ ગુરૂને માટે બતાવ્યા છે. વીતરાગ દેવ અને નિઃસ્વાર્થી તથા નિર્મમત્વી ગુરૂનો બતાવેલો ધર્મ જ સત્ય હોઇ શકે. (૯૨)

धर्मभेदाः ।

**श्रुतचरणाभ्यां द्विविधः। सज्ज्ञानदर्शनचरित्तभेदाद्वा ॥**
**धर्मस्त्रेधा गदितः। सोयं श्रेयःपथः समाख्यातः ॥९३॥**

धर्माविर्भावक्रमः ।

**सप्तप्रकृत्युपशमाऽऽ-दित उदयति गुणपदे चतुर्थेऽलम् ॥**
**धर्मः केवलमाद्योऽ-न्यलवोपि च पञ्चमे द्वयं षष्ठे ॥९४॥**

### ધર્મના ભેદો.

અર્થ—આત્માને પરભાવમાં જવા ન દેતાં પોતાના સ્વભાવમાં ધરી રાખે તે ધર્મ. તે ધર્મ બે પ્રકારનો છેઃ શ્રુત ધર્મ અને ચારિત્ર ધર્મ. તેમાં શ્રુત ધર્મના વળી બે પ્રકાર છેઃ જ્ઞાન ધર્મ અને દર્શન ધર્મ; એટલે જ્ઞાન દર્શન અને ચારિત્ર્ય એ ત્રણ ભેદને રત્નત્રયી કહેવામાં આવે છે અને તે રત્નત્રય મોક્ષમાર્ગ—મોક્ષના ઉપાય તરીકે પ્રસિદ્ધ છે. सम्यग्ज्ञान सम्यग्दर्शन सम्यक्चारित्राणि मोक्षमार्गः " इति वचनात्—મોક્ષનો જે માર્ગ તેજ ધર્મનું વાસ્તવિક સ્વરૂપ સમજવું. (૯૩)

## ધર્મના આવિર્ભાવનો ક્રમ.

અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ, સમકિત મોહનીય, મિથ્યાત્વ મોહનીય અને મિશ્રમોહનીય એ સાત પ્રકૃતિના ઉપશમ ક્ષયોપશમ કે ક્ષયથી ચોથે ગુણસ્થાનકે પ્રથમ શ્રુત ધર્મનો આવિર્ભાવ થાય છે. આ ગુણસ્થાનકે જોકે વિરતિરૂપ ચારિત્ર્ય ધર્મ નથી પણ દૃષ્ટિ શુદ્ધ થવાથી શ્રુતધર્મની સંપત્તિ થાય છે. બીજા ચારિત્ર્ય ધર્મના બે ભેદ છેઃ દેશથી ચારિત્ર્ય અને સર્વથી ચારિત્ર્ય; તેમાં દેશવિરતિ-ચારિત્ર્ય અપ્રત્યાખ્યાની ક્રોધ માન માયા અને લોભને દૂર કરવાથી પાંચમે ગુણસ્થાનકે આવિર્ભાવ પામે છે અને સર્વવિરતિ-સર્વથી ચરિત્ર્ય પ્રત્યાખ્યાનીની ચોકડીને પણ દૂર કરવાથી છઠે ગુણસ્થાનકે પ્રાપ્ત થાય છે, અર્થાત્ મોહનીયની અમુક અમુક પ્રકૃતિઓના ક્ષય ક્ષયોપશમ ઉપર શ્રુત અને ચારિત્ર્ય ધર્મના આવિર્ભાવનો આધાર છે એટલે ચોથે ગુણસ્થાનકે એકલો શ્રુત ધર્મ, પાંચમે શ્રુત ધર્મ અને દેશથી ચારિત્ર્ય ધર્મ, અને છઠે ગુણસ્થાનકે શ્રુત અને સર્વથી ચારિત્ર્ય ધર્મનો ઉદય થાય છે. (૯૪)

**વિવેચન**—દેવગુરૂની યોગ્યતાથી ધર્મની યોગ્યતા જણાવી પ્રકૃત બે કાવ્યમાં ધર્મનું સ્વરૂપ દર્શાવતાં ધર્મની સ્વતઃસિદ્ધ યોગ્યતા બતાવવામાં આવે છે. ધર્મની બીજી પરીક્ષાઓ શ્રુત, શીલ અને સમાધિ છે. જે ધર્મનાં શાસ્ત્રો અવિરૂદ્ધ, નિર્બાધ અને પ્રમાણસિદ્ધ સત્ય તત્ત્વનું પ્રતિપાદન કરે અને અસદ્ ઉપદેશ ન કરે, તે શ્રુત-શાસ્ત્ર ધર્મની બીજી પરીક્ષા છે. જો ધર્મ સદાચારરૂપ હોય અને સમાધિ ઉપજાવતો હોય તે ધર્મની ત્રીજી અને ચોથી પરીક્ષા છે. દાખલા તરીકે જૈન ધર્મના પ્રકાશક શ્રીઋષભદેવથી શ્રીમહાવીરસ્વામી સુધી ૨૪ તીર્થંકરો થયા. ચોવીશેનાં ચરિત્રો વાંચતાં જણાય છે કે તેઓ કામ ક્રોધ મોહ મદ આદિ દોષોથી રહિત હતા. રાજ્યર્દ્ધિ મળ્યા છતાં તેનો ત્યાગ કરી ત્યાગી બન્યા હતા. મહાપુરૂષને છાજે તેવી પવિત્રમાં પવિત્ર જીંદગી ગાળનારા હતા. શત્રુ કે મિત્ર, તૃણ કે મણિ, પથ્થર કે ધન, એ સર્વને એકસરખી રીતે ગણતા સમાન ભાવ ધરનારા હતા. રાગ અને દ્વેષને દૂર કરી વીતરાગ દશા ગાળનારા હતા. સર્વજ્ઞ અને સર્વદર્શી હતા. તેથી જૈન ધર્મના પ્રકાશક દેવ પુરેપુરી યોગ્યતા

ધરાવનારા છે. ઉપદેશક ધર્મગુરૂઓ પણ કંચન કામિનીના ત્યાગી, માયા મમતાના ત્યાગી, પંચમહાવ્રતધારી, અખંડ બ્રહ્મચારી, સત્યવાદી, સ્વાશ્રયી, નિઃસ્વાર્થી અને પરમાર્થે જીંદગી ગાળનારા છે. દેવ અને ગુરૂની ઉત્તમતાથી જૈન ધર્મની ઉત્તમતા સર્વત્ર વિખ્યાત છે. જૈન ધર્મનાં શાસ્ત્રો જીવ અજીવ આદિ પ્રમાણસિદ્ધ નવ તત્ત્વોનું પ્રતિપાદન કરનારા છે કે જે નવ તત્ત્વો જાણવાથી જીવને દુઃખ-બંધન કેમ થાય અને છુટકારો કેમ મળે, પુણ્ય શું અને પાપ શું, ધર્મ શું અને અધર્મ શું, કર્મની વૃદ્ધિ અને કર્મની હાનિ-નિર્જરા કેવી રીતે થાય તેનું યથાર્થ જ્ઞાન થાય. આ શાસ્ત્રો તીર્થંકરે કહેલ અને ગણધરોએ રચેલ હોવાથી પ્રમાણરૂપ છે, અબાધિત તત્ત્વને દર્શાવનારાં છે, તેથી તે પણ ધર્મની ઉત્તમતા સાબીત કરે છે. જૈન ધર્મનું સ્વરૂપ શ્રુતધર્મ અને ચારિત્રધર્મ એમ બે ભાગમાં વ્હેંચાએલું છે. શ્રુતધર્મ સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન એમ બે ભાગમાં વહેંચાએલો છે, એટલે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્ર, એમ ત્રણ સર્કલમાં ધર્મનો સમાવેશ થાય છે. સમ્યગ્જ્ઞાન એટલે પદાર્થોનું યથાર્થ જ્ઞાન-તત્ત્વજ્ઞાન. સમ્યગ્દર્શન એટલે તત્ત્વનો યથાર્થ નિશ્ચય-શ્રદ્ધાન. સમ્યક્ચારિત્ર એટલે શુદ્ધ વર્તન, જેમકે કોઇને દુઃખ દેવું નહિ, અસત્ય ભાષણ કરવું નહિ, અદત્ત વસ્તુ લેવી નહિ, બ્રહ્મચર્ય પાળવું, નિષ્પરિગ્રહી-સંતોષી થવું, ચાલવામાં, બોલવામાં, જીવનનિર્વાહ કરવામાં, વસ્તુ લેવા મૂકવામાં અને શરીરની હાજતો સાચવવામાં બેદરકાર ન થતાં યતનાવંત થવું. ટુંકામાં ઉંચા પ્રકારનો સદાચાર તે ચારિત્ર. આ ત્રણ વસ્તુને જ જૈનધર્મ મોક્ષમાર્ગ તરીકે ઓળખાવે છે. ખરી રીતે મોક્ષમાર્ગ એ જ ધર્મ ગણાય છે. હિંસા, અસત્ય, ઠગાઇ, કપટ, વિશ્વાસઘાત, ચોરી, દારી, તૃષ્ણા, માંસ, મદિરા, જુગાર, વેશ્યાગમન, શિકાર, ક્રોધ, માન, માયા, લોભ, ચાડી-ચુગલી, નિન્દા વગેરે દોષોને જૈનધર્મ વખોડી કાઢી પોતાના સર્કલમાંથી બહાર ફેંકી દે છે, એટલે સદાચારની કસોટીમાં જૈન ધર્મની ઉત્તમતા પુરતી રીતે સાબીત થાય છે. સમાધ-સુલેહ શાંતિની બાબતમાં પણ જૈન ધર્મ ચ્હડતો દરજ્જો ભોગવવાને શક્તિમાન્ છે. જૈન ધર્મ બાહ્યાચાર કરતાં આંતર્ આચાર-ભાવશુદ્ધિને વધારે મહત્તા આપે છે. બાહ્યાચારમાં ગમે તેટલો ચ્હડીયાતો હોય પણ

મોહનીયની પ્રકૃતિઓનો ઉપશમ ક્ષયોપશમ કે ક્ષય કરે નહિ તો ગુણસ્થાનની શ્રેણી ઉપર ચ્હડી શકે નહિ અને તે ધર્મનો ઉત્તમ દરજ્જો મેળવી શકે નહિ. આને માટે અભવ્યનું દષ્ટાંત બસ છે. અભવ્ય જીવ બાહ્યાચાર ખામી વગરનો પાળે પણ આંતર્ શુદ્ધિને અભાવે પ્રથમ ગુણસ્થાનને મૂકી આગળ વધી શકે નહિ. ધર્મનો આવિર્ભાવ-ઉદય ચોથા ગુણસ્થાનથી જ થાય છે. ચોથું ગુણસ્થાન રાજ્યસત્તાથી કે શ્રીમંતાઇથી, અધિકારના દબદબાથી કે વગસગથી મેળવી શકાતું નથી, પણ મોહનીયની પ્રકૃતિઓને જીતવાથી-ઉપશમ ક્ષયોપશમ કે ક્ષય કરવાથી મેળવાય છે. આ ગુણસ્થાન સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ દર્શનરૂપ શ્રુતધર્મના બે સર્કલમાં સમાઇ જાય છે. ચારિત્રના સર્કલ-કુંડાળા સુધી ચોથા ગુણસ્થાનની સીમા લંબાતી નથી. આ ગુણસ્થાને માત્ર ધર્મનો પાયો પડે છે. ધર્મના એક અંગરૂપ તત્ત્વજ્ઞાન અને તત્ત્વનિશ્ચયનો આવિર્ભાવ થાય છે. ચારિત્ર ધર્મ કે જે ધર્મનું બીજું અંગ છે, તેનો ઉદય પાંચમે ગુણસ્થાને અંશથી અને છઠે ગુણસ્થાને સર્વથી થાય છે, કેમકે પાંચમું ગુણસ્થાન દેશવિરતિનું છે-ગૃહસ્થ-શ્રાવક ધર્મનું છે, ત્યારે છઠ્ઠું ગુણસ્થાન સર્વવિરતિ-સાધુનું છે કે જ્યાં ચારિત્ર્યની સર્વથા નિષ્પત્તિ થાય છે. ત્યારપછી જેમ જેમ મોહનીયની પ્રકૃતિઓનો વધારે ઉપશમ ક્ષય થતો આવે છે તેમ તેમ ચારિત્ર્યની વિશુદ્ધિ થાય છે અને જેમ જેમ ચારિત્ર્યની વિશુદ્ધિ થાય તેમ તેમ ગુણસ્થાનની શ્રેણી ઉપર ચ્હડાય છે. તે મોહનીયની સર્વ પ્રકૃતિઓનો ઉપશમ થાય ત્યારે અગીયારમું એક ક્ષય થાય, તો બારમું ગુણસ્થાન પ્રાપ્ત થાય છે અને તેના પરિણામ તરીકે કેવળ જ્ઞાનની ઉત્પત્તિ થતાં તેરમું ગુણસ્થાન મળે છે. આ ગુણસ્થાન પછી અવશ્ય આયુષ્યને અંતે ચૌદમે ગુણસ્થાને જઇ મોક્ષ મેળવાય છે. આવી રીતે કષાયોની ક્ષીણતાથી ચારિત્ર્ય ધર્મની વૃદ્ધિ બતાવતાં એમ જણાવ્યું કે શાંતિ અને સમાધિમાં જ ધર્મની ઉત્ક્રાંતિ થાય છે. ચારે કસોટીમાં જૈન ધર્મની શ્રેષ્ઠતા પ્રતીત થાય છે. તે શ્રેષ્ઠતા શ્રુત અને ચારિત્ર ધર્મની ખીલવણીમાં અને ગુણસ્થાન ઉપર ચ્હડવામાં છે-માત્ર વાતો કરવામાં નથી એ રહસ્ય ભૂલી જવાનું નથી. (૯૩-૯૪)

धर्मफलम् ।

तत्फलमवाप्यते नो । कामगवीतः सुरद्रुमेभ्यो वा ॥
सुरचिन्तामणितो वा । धर्मोऽपूर्वं हि यत्फलं दत्ते ॥९५॥

धर्ममाहात्म्यं ।

तद्वस्तु न त्रिलोके । जिनधर्मात्तु भवेन्न यत्साध्यम् ॥
तद्दुःखं नो किञ्चि-द्यस्य विनाशो न जायते धर्मात् ॥९६॥

### ધર્મનું ફળ.

અર્થ—જે ફળની સિદ્ધિ ધર્મના સેવનથી થાય છે, તે ફળ કામધેનૂ ગાય, કલ્પવૃક્ષ, દેવતા કે ચિંતમણિ રત્નના સેવનથી મળી શકતું નથી. કામધેનૂ વગેરેથી જે ફળ મળવાનો સંભવ છે, તે ફળ થોડા વખતને માટે પણ પૂર્ણ સિદ્ધિને આપનાર નથી ત્યારે ધર્મના સેવનથી મળતું મોક્ષરૂપ ફળ ચિરંકાળસ્થાયી અને સંપૂર્ણ સુખને આપનાર છે. (૯૫)

### ધર્મનું મહાત્મ્ય.

સ્વર્ગ મર્ત્ય અને પાતાળ લોકની અંદર ઉત્તમમાં ઉત્તમ એવી કઇ વસ્તુ છે કે જે વસ્તુની સિદ્ધિ પરમાર્થી પુરૂષે બતાવેલ ધર્મથી ન થઇ શકે? અથવા દુનીયામાં મ્હોટામાં મ્હોટું પણ એવું દુઃખ કયું છે કે જે દુઃખનો વિનાશ ધર્મથી ન થઇ શકે? અર્થાત્ સંપૂર્ણ દુઃખનો વિનાશ કરી સંપૂર્ણ સિદ્ધિને આપનાર ધર્મ છે. ધર્મ કરતાં બીજી કોઇ ઉત્તમ વસ્તુ નથી અને ધર્મ કરતાં વધારે કોઇનું સામર્થ્ય નથી. ધર્મનું માહાત્મ્ય અકથનીય છે. (૯૬)

**વિવેચન**—સાધારણ રીતે માણસને એવી શંકા થાય કે ધર્મ શા-માટે કરવો જોઇયે? ધર્મનું એવું શું ફળ છે કે જેની આશાએ ઐહિક સુ-ખનો ભોગ આપી ચારિત્ર આદિ શ્રમ ઉઠાવવો? આનો ઉત્તર ઉપરન બે

કાવ્યોમાં આપવામાં આવ્યો છે. દરેક પ્રવૃત્તિનું ફળ દુઃખનો અસ્ત અને સુખનો ઉદય માનવામાં આવે છે. માણસ ખોરાક એટલા માટે લે છે કે ભૂખરૂપ દુઃખની નિવૃત્તિ થાય અને તૃપ્તિરૂપ સુખની પ્રાપ્તિ થાય. દવા એટલા માટે પીએ છે કે રોગના દુઃખની નિવૃત્તિ થતાં આરોગ્ય સુખનો ઉદય થાય. પૈસા મેળવવાનો પ્રયાસ એટલા માટે કરે છે કે દરિદ્રતા-તંગીનું દુઃખ દૂર થતાં જોઈતી વસ્તુ મેળવી સુખી થઈ શકાય. ફળ બે પ્રકારનાં છે, તાત્કાળિક અને કાલાન્તરભાવિ. ખોરાકનું ફળ પહેલા પ્રકારનું છે, કારણકે ખોરાક લીધા પછી તત્કાળ ભૂખની નિવૃત્તિ અને તૃપ્તિ થાય છે. દવા અને પૈસા મેળવવાની પ્રવૃત્તિનું ફળ તેટલું તાત્કાલિક નથી, કેમકે આરોગ્ય અને પૈસાની પ્રાપ્તિ તત્કાળ ભાગ્યે જ થાય, બાકી તો કાળાંતરે થાય છે. ખેડુત જમીનમાં બી વાવે છે, તેનું ફળ બે ચાર મહીના પછી મળે છે. માળી ઝાડ રોપે છે તેનું વરસો પછી મળે છે અને રાયણુ જેવાં કેટલાએક ઝાડોનાં ફળો તેના વાવનારાને નથી મળતાં કિન્તુ તેની સંતતિને જ મળે છે. એવી જ રીતે શોધોના સંબંધમાં છે. ઘણા શોધકો શોધનો પાયો નાંખી ખ્યાતિ મેળવ્યા સિવાય એમ ને એમ દુનીયા છોડી ચાલ્યા ગયા; તેની શોધનું પરિણામ બીજા જ માણસોએ મેળવ્યું છે. દક્ષિણ ધ્રુવની શોધમાં ઘણાએ પ્રયાસ કરી ફળ બીજાને માટે મૂકી ચાલ્યા ગયા છે. તેમ છતાં તે પ્રવૃત્તિ હજુ બંધ પડી નથી. આ જ તેઓની મહત્તાનું એક લક્ષણ છે. મહાન્ પુરૂષો ઘણે ભાગે તાત્કાળિક ફળ કરતાં વિલંબે થતા ફળની કિમ્મત વધારે આંકે છે. મજુરો દિવસના ફળનો જ વિચાર કરે છે; ત્યારે વ્યાપારીઓ આખા વરસના ફળ ઉપર નજર ફેંકે છે. શોધકો એક શોધ પછવાડે આખી જીંદગી પસાર કરે છે તોપણ ફળ માટે આતુર થતા નથી; ત્યારે ધાર્મિકો ભવિષ્યની જીંદગી સુધી પણ આતુર થતા નથી. તેઓની આશાનો શ્રદ્ધા યા વિશ્વાસ ઉપર પાયો નાંખેલો હોવાથી કાળાન્તરભાવિ પણ સંગીન ફળવાળી પ્રવૃત્તિમાં તેઓ સતત મચ્યા રહે છે. “समयं गोयम मा पमायए” “कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन.” અર્થાત્ “કર્ત્તવ્ય બજાવવામાં એક સમયનો પણ વિલંબ ન કરવો; કામ કરવામાં જ

માણુસનો અધિકાર છે, ફળની શોધ કરવાનો માણુસને અધિકાર નથી.” આવાં વાક્યો ઉપર જ ભરોંસો રાખી ઐહિક લાલસાઓને તિલાંજલિ આપી મુસ્કેલીભર્યાં ધાર્મિક કાર્યો બુદ્ધિમાન્ પુરૂષો ઉઠાવે છે. માત્ર તાત્કાળિક ફ઼ળની જ શોધ કરનારા કદિ પણ મહાન્ કાર્યો કરી શકતા નથી; તેમ મહત્પદ પણ મેળવી શકતા નથી. એટલા માટે ધર્મનું ફળ શું છે એ પ્રશ્ન કરનારે માત્ર તાત્કાળિક ફળ ઉપર જ નજર ન રાખવી, કિન્તુ કાળાન્તરભાવિ અદૃસ્ય ફળ સુધી દૃષ્ટિ લંબાવવી જોઇએ. દૃસ્ય અને અદૃસ્ય ઉભય પરિણામનું અવલોકન કરવું, એ જ નિર્ણય કરવાની ખરી રીતિ છે. ધર્મનું ફળ જોકે તાત્કાળિક પણ છે, કેમકે ધર્મ કરનારને તત્કાળ જે હૃદયની શાંતિ મળે છે, અશુભ કર્મની નિવૃત્તિ થાય છે, તે ધર્મનું તાત્કાળિક ફળ છે પણ તે દૃસ્ય નથી. ચર્મચક્ષુથી જોવાય તેવું નથી. માત્ર પ્રજ્ઞાચક્ષુથી કે સ્વઅનુભવથી જ ગમ્યમાન થાય છે. ધર્મનું ખરૂં ફળ અદૃસ્ય જ છે. ભવિષ્યમાં મળવાનું ફળ પણ વર્તમાનમાં તો અદૃસ્ય જ છે, તેમ છતાં પણ તે ફળ સંકુચિત કે સ્વલ્પ નહિ પણ અત્યંત વિશાળ છે. ધર્મ જે ફળ આપે છે, તે ફળ બીજી કોઇ પણ વસ્તુથી મળી શકતું નથી. પુસ, માળા, વસ્ત્ર, આભૂષણ, સ્ત્રી, પુત્ર, મિત્ર, દ્રવ્ય, વૈભવ વગેરે સાધારણ પદાર્થોથી મળતા સુખની તો શી વાત કરવી ? પણ અસાધારણ પદાર્થો જેવા કે કામદુધા ગાય, ચિંતામણિ રત્ન, કલ્પવૃક્ષ, કલ્પલતા, પારસમણિ વગેરે અલૌકિક વસ્તુઓ જે ફળ આપે તેની સાથે પણ ધર્મના ફળની સરખામણી થઇ શકે તેમ નથી, કારણકે તે પદાર્થો જે ફળ આપે તે પૌદ્ગલિક ઐહિક દુઃખગર્ભિત સ્વલ્પકાળસ્થાયિ અને સાતિશય હોય છે. ધારો કે કોઇને ચિંતામણિ રત્ન મળ્યું, તેના પ્રભાવથી ખાન પાન વસ્ત્ર આભૂષણ મ્હેલ બગીચા વગેરે ચિંતિત પદાર્થો મળ્યા પણ તેથી શું તે માણુસને મોત નહિ આવે ? તેનું શરીર રોગ અને જરાગ્રસ્ત નહિ થાય ? અશુભ કર્મોનો વિલય થઇને ચિત્તની પુરેપુરી પ્રસન્નતા થઇ જાય ? નહિ જ. જરા રોગ મૃત્યુ અશાંતિ વગેરે બધા ઉપદ્રવો ઉપલી વસ્તુઓની સાથે રહી શકે છે, ત્યારે ધર્મની સાથે તે ઉપદ્રવોનો નિવાસ થઇ શકતો નથી. ધર્મ કાળાંતરે જે ફળ આપે છે તે આત્મિક આનંદ છે કે

જે અંત વગરનો શાશ્વત છે. તેની સાથે દુઃખનું મિશ્રણ રહેતું નથી. અનેક જાતના દુઃખમાંનું કોઇ પણ દુઃખ રહેવા પામતું નથી. ધર્મથી મોક્ષની પ્રાપ્તિ થતાં જન્મ, જરા, મરણ, રોગ, શોક, આધિ, વ્યાધિ, ઉપાધિ, પરતંત્રતા, ભય વગેરે સર્વનો વિલય થઇ જાય છે. આ ફળ માત્ર એક ધર્મથી જ મેળવી શકાય છે. સ્વર્ગીય અને મોક્ષરૂપ ફળ ધર્મ સિવાય બીજી કોઇ વસ્તુથી મેળવી શકાતું નથી. એટલા માટે ધર્મના ફળ સાથે કોઇ પણ ફળની સરખામણી થઇ શકે નહિ. ધર્મનું સંગીન અને સંપૂર્ણ ફળ ભલે આ ને આ જીંદગીમાં મળે નહિ, ભલે ભવાંતરમાં તેની પ્રાપ્તિ થાય તોપણ આવું ઉત્તમ અને સંગીન ફળ આપનાર ધર્મને માટે ધન, માલ, બાગ, બગીચા, મહેલ, મોલાત, ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષ, એ સર્વનો ભોગ આપવો પડતો હોય તો બહેતર છે કે સર્વને ભોગે પણ ધર્મનો સ્વીકાર કરવો, ધર્મનું ખરી લાગણીથી પાલન કરવું, નસેનસમાં તેના પ્રવાહને વ્હેવા દેવો. હાડની મિંજામાં પણ ધર્મનો રંગ લાગી જાય એટલેસુધી ધર્મની છાપ શરીર મન અને આત્મા ઉપર પડવા દેવી. ( ૯૫–૯૬. )

धर्मभावनाया उपसंहारः ।

**दुर्गतिकूपे पतता–मालम्बनमस्ति किं विना धर्मम् ॥**
**तस्मात्कुरु प्रयत्नं । समयेऽतीते प्रयासवैफल्यम् ॥९७॥**

## બારમી ભાવનાનો ઉપસંહાર.

**અર્થ**—હે ભદ્ર ! દુર્ગતિરૂપ કુવામાં પડેલા અથવા પડતા પ્રાણીઓને દુઃખમાંથી બચવા કે ઉપર આવવાને જો કંઇ પણ આલંબન હોય તો તે ધર્મ વિના બીજું કંઇ નથી. પૈસા સત્તા રાજ્ય કુટુંબ કે બીજી કોઇ વસ્તુ સદ્ગતિમાં લઇ જનાર નથી. દુર્ગતિમાંથી કહાડી સદ્ગતિમાં કે મુક્તિમાં લઇ જનાર માત્ર ધર્મ જ છે, માટે હે ભવ્ય ! જ્યાંસુધી સમય અનુકૂળ છે ત્યાંસુધી ધર્મને માટે ગમે તે પ્રયત્ન કર. સમય હાથમાંથી ગયો તો પછી પ્રયાસ નિષ્ફળ થશે અને પશ્ચાત્તાપ કરતાં પણ ફરી સમય નહિ મળે, માટે લાંબો

વિચાર કર અને વગર વિલંબે શુભ પુરૂષાર્થ કર. ફરી પસ્તાવો કરવો ન પડે તેવી દરેક જાતની ગોઠવણુ કર. (૯૧)

**વિવેચન**—ધર્મ શબ્દ 'ધ' ધાતુ ઉપરથી બનેલો છે. તેનો અર્થ ધારણુ કરવું-ટેકો આપવો થાય છે. "दुर्गतौ प्रपतत्प्राणि-धारणाद्धर्म उच्यते" અર્થાત્ દુર્ગતિમાં પડતા પ્રાણીઓને ધરી રાખે છે માટે ધર્મ કહેવાય છે. "वत्थुसहावो धम्मो" વસ્તુનો સ્વભાવ એ જ વસ્તુનો ધર્મ શાસ્ત્રકારે દર્શાવ્યો છે. સ્વભાવ વસ્તુને પોતાના સ્વરૂપમાં ધરી રાખે છે. દરેક વસ્તુ પોતાના સ્વભાવથી જો પતિત થાય તો ત્યાં અસ્ત વ્યસ્ત-અવ્યવસ્થા થાય છે. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, નદી, સમુદ્ર વગેરે પદાર્થો પોતપોતાના સ્વભાવમાં રહે છે, તો જ દુનીયાનો વ્યવહાર સુવ્યવસ્થિતપણે ચાલે છે; પણ જો તે વસ્તુઓ પોતપોતાના ધર્મને-સ્વભાવને મૂકી દે તો એક ઘડી તો શું પણ એક ક્ષણભર પણ જગત્ ટકે નહિ. પૃથ્વી સ્થિરતાનો સ્વભાવ છોડી કંપવા માંડે, સમુદ્ર ભરતીઓટના સ્વભાવને મૂકી પાણી ફેલાવા દે તો પ્રાણીઓની કેવી દશા થઇ પડે? એવી જ રીતે આત્માનો સ્વભાવ-ધર્મ સ્થિરતા શાંતિ સમાધિ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ છે. આ સ્વભાવમાં આત્મા ઉચ્ચગામી થાય છે એટલું જ નહિ પણ જન્મમરણરહિત થઇ મોક્ષમાં બિરાજે છે. તેથી વિપરીત પુદ્ગલના સ્વભાવમાં પડી જાય છે અને પોતાના સ્વભાવથી પતિત થાય છે ત્યારે ઉચ્ચગામી થવાને બદલે નીચગામી બને છે. સ્વર્ગ મોક્ષને બદલે નરક તિર્યંચરૂપ દુર્ગતિમાં પડે છે. આ વખતે દુર્ગતિમાં પડતા આત્માને બચાવનાર ધર્મ સિવાય બીજો કોણ સમર્થ છે? આ દુનીયામાં સદ્ગતિ અને સદ્વસ્તુઓ માત્ર ધર્મની શુભ છાયાના આશ્રયથી જ મળી શકે છે. तदुक्तम्—

शार्दूलविक्रीडितम् ।

धर्माज्जन्म कुले शरीरपटुता सौभाग्यमायुर्बलं ।
धर्मेणैव भवन्ति निर्मलयशो विद्यार्थसंपत्तयः ॥
कान्ताराच्च महाभयाच्च सततं धर्मः परित्रायते ।
धर्मः सम्यगुपासितो भवति हि स्वर्गापवर्गप्रदः ॥ १ ॥

અર્થ—ધર્મથી જ સારા કુળમાં જન્મ, નીરોગી શરીર, સૌભાગ્ય, લાંબી જીંદગી, બળ-સામર્થ્ય, નિર્મળ કીર્તિ, વિદ્યા, ધન અને સંપત્તિ મળે છે. અટવિ-જંગલના વિષમ પ્રદેશમાં મ્હોટી મુશ્કેલીઓમાં ધર્મ જ માણુસને હમેશ બચાવે છે. ધર્મની સારી રીતે આરાધના કરવામાં આવે તો સ્વર્ગ અને મોક્ષને આપનાર પણ તે જ છે.

ઘણા લોકો કહે છે કે નીતિથી વર્તીએ તો બસ છે. ધર્મની શું જરૂર છે ? આ કથન એકદેશી છે. નીતિનો પાયો ધર્મ ઉપર જ છે. પાયા વિના ઇમારત ટકે નહિ તેમ ધર્મ વિના નીતિ ટકી શકે જ નહિ. નીતિ એ સુવ્યવસ્થા છે, પણ ઉપર જણાવ્યું તેમ ધર્મ વિના વ્યવસ્થા થઇ શકતી જ નથી; પ્રાણીઓ પોતાના આત્માને સુસ્વભાવમાં રાખી શકતા નથી, ત્યારે જ લડાઇ, મારફાડ, લુંટફાટ વગેરે અમાનુષિક કાર્યો થાય છે અને નીતિનો ભંગ થાય છે. સુસ્વભાવમાં તેઓ રક્ષિત થયેલ હોય અને ધર્મની છાયાનો આશ્રય નીચે રહેલ હોય તો કદી પણ તેવાં કાર્યો થાય નહિ. નીતિ માત્ર ઐહિક સમાજસ્થિતિનું રક્ષણ કરે છે ત્યારે ધર્મ ઐહિક અને પરલૌકિક ઉભય સ્થિતિ સુધારે છે. ધર્મ સમાજને સ્વચ્છંદી અન્યાય અને અધર્મનાં કૃત્યોથી બચાવે છે અને અશુભ કર્મના હુમલામાંથી આત્માનું રક્ષણ કરે છે. નીતિશાસ્ત્ર પણ ધર્મના કાયદાને પહોંચી શકતું નથી ત્યારે જ્ઞાતિ અને સમાજના કાયદાઓની તો શી વાત કરવી ? ધર્મને કોઇ પણ પહોંચી શકતું નથી. ઉત્તમમાં ઉત્તમ વસ્તુ જો કંઇ હોય તો તે માત્ર ધર્મ છે. આવા ઉત્તમ ધર્મને મેળવવાનો અને વધારવાનો જ્યારે સમય મળ્યો છે, દરેક અનુકૂળ સામગ્રી મળી છે, ત્યારે જો આલસ્ય, પ્રમાદ, વિકથા, નિન્દા, હિંસા, મૃષા, ચોરી, દારી, તૃષ્ણા, ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષ્યા, અસૂયા, કુલેશ વગેરે પાપો-દોષો સેવવામાં વખત પસાર થાય તો તે એક મ્હોટામાં મ્હોટી ભુલ થઇ ગણાય. આવી ભૂલમાં ન પડવા માટે ઉપસંહાર તરીકે કહેવામાં આવે છે કે "तस्मात् कुरु प्रयत्नम्" હે ભદ્ર ! તેટલા માટે તું પ્રયત્ન કર. થાક્યા કે કંટાળ્યા વિના મોક્ષના માર્ગમાં ધર્મની સડક ઉપર સતત ચાલ્યા જ કર. લોકો શું કહે છે તેની પણ દરકાર કર્યા વિના એક દિશાભિમુખ પંથ કાપતો જા.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
.....................................

આ વાક્યોના મર્મને હૃદયમાં ઉતારી, નિડર થઇ, ધર્મના મેદાનમાં પડવાને કટિબદ્ધ થા. ધર્મ કોઇ જાતિ કે કોમને માટે રિઝર્વ્ડ (reserved) નથી. મારે તેની તલવાર અને પાળે તેનો ધર્મ, એ કહેવત પ્રમાણે ધર્મના મેદાનમાં પડવાનો હક્ક દરેક જાતિ કે કોમને માટે એકસરખો છે. શરત માત્ર એટલી જ કે ઉપર બતાવેલ પાપો કે દોષોથી દૂર રહેવું જોઇએ. ખાસ ભાર દઇને આદેશ કરવાનો હેતુ એ છે કે સમય વેગથી ચાલ્યો જાય છે. તે જરા પણ કોઇને માટે થોભે તેમ નથી. તેમ જ ગયો સમય કોઇ પણ શરતે પાછો વળે તેમ નથી. સમય પસાર થયા પછી તક વગરની મ્હેનત ફળદાયક નહિ નિવડે. મોસમનો થોડો વરસાદ પણ ઘણાં ફળને આપે છે ત્યારે કમોસમનો ઘણો વરસાદ પણ ઉલટું નુકસાન કરે છે. દરેકે મનમાં ચિંતવવું-ભાવવું જોઇએ કે એક પણ ક્ષણ વ્યર્થ ન ગુમાવતાં મળેલ સમયનો ધર્મમાં ઉપયોગ થાય તો જ જીવનની સફળતા છે. ( ૯૭ ).



અર્થ—ધર્મથી જ સારા કુળમાં જન્મ, નીરોગી શરીર, સૌભાગ્ય, લાંબી જીંદગી, બળ-સામર્થ્ય, નિર્મળ કીર્તિ, વિદ્યા, ધન અને સંપત્તિ મળે છે. અટવિ-જંગલના વિષમ પ્રદેશમાં મ્હોટી મુશ્કેલીઓમાં ધર્મ જ માણુસને હમેશ બચાવે છે. ધર્મની સારી રીતે આરાધના કરવામાં આવે તો સ્વર્ગ અને મોક્ષને આપનાર પણ તે જ છે.

ઘણા લોકો કહે છે કે નીતિથી વર્તીએ તો બસ છે. ધર્મની શું જરૂર છે? આ કથન એકદેશી છે. નીતિનો પાયો ધર્મ ઉપર જ છે. પાયા વિના ઇમારત ટકે નહિ તેમ ધર્મ વિના નીતિ ટકી શકે જ નહિ. નીતિ એ સુવ્યવસ્થા છે, પણ ઉપર જણાવ્યું તેમ ધર્મ વિના વ્યવસ્થા થઇ શકતી જ નથી; પ્રાણીઓ પોતાના આત્માને સુસ્વભાવમાં રાખી શકતા નથી, ત્યારે જ લડાઇ, મારફાડ, લુંટફાટ વગેરે અમાનુષિક કાર્યો થાય છે અને નીતિનો ભંગ થાય છે. સુસ્વભાવમાં તેઓ રક્ષિત થયેલ હોય અને ધર્મની છાયાના આશ્રય નીચે રહેલ હોય તો કદી પણ તેવાં કાર્યો થાય નહિ. નીતિ માત્ર ઐહિક સમાજસ્થિતિનું રક્ષણ કરે છે ત્યારે ધર્મ ઐહિક અને પરલૌકિક ઉભય સ્થિતિ સુધારે છે. ધર્મ સમાજને સ્વચ્છંદી અન્યાય અને અધર્મનાં કૃત્યોથી બચાવે છે અને અશુભ કર્મના હુમલામાંથી આત્માનું રક્ષણ કરે છે. નીતિશાસ્ત્ર પણ ધર્મના કાયદાને પહોંચી શકતું નથી ત્યારે જ્ઞાતિ અને સમાજના કાયદાઓની તો શી વાત કરવી? ધર્મને કોઇ પણ પહોંચી શકતું નથી. ઉત્તમમાં ઉત્તમ વસ્તુ જો કંઇ હોય તો તે માત્ર ધર્મ છે. આવા ઉત્તમ ધર્મને મેળવવાનો અને વધારવાનો જ્યારે સમય મળ્યો છે, દરેક અનુકૂળ સામગ્રી મળી છે, ત્યારે જો આલસ્ય, પ્રમાદ, વિકથા, નિન્દા, હિંસા, મૃષા, ચોરી, દારી, તૃષ્ણા, ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષ્યા, અસૂયા, ક્લેશ વગેરે પાપો-દોષો સેવવામાં વખત પસાર થાય તો તે એક મ્હોટામાં મ્હોટી ભુલ થઇ ગણાય. આવી ભૂલમાં ન પડવા માટે ઉપસંહાર તરીકે કહેવામાં આવે છે કે "तस्मात् कुरु प्रयत्नम्" હે ભદ્ર! તેટલા માટે તું પ્રયત્ન કર. થાકયા કે કંટાળ્યા વિના મોક્ષના માર્ગમાં ધર્મની સડક ઉપર સતત ચાલ્યા જ કર. લોકો શું કહે છે તેની પણ દરકાર કર્યા વિના એક દિશાભિમુખ પંથ કાપતો જા.

છુટતાં દુઃખનો પણ ધ્વંસ થાય છે. તેથી દુઃખનો વિલય કરનાર પણ આ ભાવના છે. મણિને ઘસતાં ઘસતાં જેમ ઓપ ચ્હડે છે, તેમ ભાવના ભાવતાં ભાવતાં આત્માને ઓપ ચ્હડે છે, અજ્ઞાન નષ્ટ થાય છે અને જ્ઞાનનો પ્રકાશ પ્રસરી રહે છે. કાવ્યના ઉત્તરાર્દ્ધમાં ભાવના ભાવવાનું શું ફળ છે તે બતાવ્યું છે. પૂર્વાર્દ્ધમાં ભાવના કેવી રીતે ભાવવી તે દર્શાવ્યું. એમાં બે વસ્તુઓની જરૂરીઆત છે. એક તો આદર–પ્રેમ અને બીજું ત્રિકરણ શુદ્ધિ. દેખાદેખી કે અજ્ઞપણે શબ્દ ઉચ્ચાર કે શ્રવણ કરવાથી ખરો લાભ મળી શકતો નથી. ખરો લાભ મેળવવાને તો તે વસ્તુ ઉપર ઉંડો પ્રેમ જોઇએ. ભાવનાબોધક શ્લોકોનો એક વાર કે અનેક વાર પ્રેમ વગર ખાલી ઉચ્ચાર કરી જવાથી દર્શાવેલ ફળ મળી શકે નહિ, પણ પ્રેમથી ખરા આદરથી જો પાઠ કે શ્રવણ કરવામાં આવે, અર્થાત્ ખરી લાગણીથી જો ભાવના ભાવવામાં આવે તો કષાયની શાંતિ વગેરે બતાવેલ ફળ અવશ્ય પ્રાપ્ત થાય. ક્ષેત્રમાં બી વાવ્યા પહેલાં મન, વચન અને કાયારૂપ ક્ષેત્રની શુદ્ધિ કરવી પણ આવશ્યક છે. સારી ખેડ સારો પાક આપે છે તેમ મન વચન અને કાયાની વિશુદ્ધિ પણ ભાવનાને ઉત્તેજિત બનાવી ઉત્તમ ફળ આપે છે. અર્થાત્ જે માણસ મન વચન અને કાયાની શુદ્ધિપૂર્વક ખરી લાગણીથી ભાવના ભાવે અગર આ ગ્રંથમાં બતાવેલ ભાવનાનું શ્રવણ, મનન–વિચારણ, પાઠ વગેરે કરે તો તે અવશ્ય કષાયો ઉપર વિજય મેળવી આધિ વ્યાધિ કે ઉપાધિઓને દબાવી જ્ઞાનપ્રકાશ ફેલાવી દુઃખનો વિલય કરી શકે અને તેમ કરતાં અંતે મોક્ષનું અક્ષય સુખ મેળવી શકે. ભાવનાનું સાક્ષાત્ ફળ શાંતિ તથા સમાધિ અને પરમ્પરાફળ મોક્ષની પ્રાપ્તિ છે. ( ૯૮ )

ग्रंथप्रशस्तिः ।

ख्यातोभुव्यऽजरामरो मुनिवरो लोकाख्यगच्छे मणि–
स्तत्पट्टे मुनिदेवराजसुकृती श्रीमौनसिंहस्ततः ॥
तस्माद्देवजिनामको बुधवरो धर्माग्रणीशेखर–

# उपसंहार तथा ग्रंथप्रशस्ति.

शार्दूलविक्रीडितवृत्तम् ।

ग्रन्थस्योपसंहारः

एतद्वादशभावनाभिरसुमानेकान्ततो योऽसकृ–
त्स्वात्मानं परिभावयेत्त्रिकरणैः शुद्धः सदा सादरम् ॥
शाम्यन्त्युग्रकषायदोषनिचया नश्यन्त्युपाध्याधयो–
दुःखं तस्य विलीयते स्फुरति च ज्ञानप्रदीपो ध्रुवम् ॥९८॥

## ગ્રંથનો ઉપસંહાર.

**અર્થ**—જે ભવ્ય જિજ્ઞાસુ પ્રાણી એકાન્તમાં દૃઢ આસન લગાડી મન વચન અને કાયાની શુદ્ધિપૂર્વક ઉત્કટ રૂચિ અને પ્રેમ સહિત આદરભાવ રાખી આ ગ્રંથમાં બાર ભાવનાવડે હમેશ અનુકૂળ સમયે આત્મતત્ત્વની વિચારણા કરશે, તેના મનમાં કષાયના ઉગ્ર દોષો શાન્ત થઇ જશે, આધિ અને ઉપાધિઓ નષ્ટ થશે, દુઃખ દૂર જતું રહેશે, જ્ઞાનરૂપી દીવો સ્ફુરાયમાન થશે અને અભિનવ આનંદ પ્રકટશે. (૯૮)

**વિવેચન**—જૈન આગમોમાં જિજ્ઞાસુઓ અને મુમુક્ષુઓના સંબંધમાં " अप्पाणं भावेमाणे विहरइ " આ વાક્ય વારંવાર જોવામાં છે. મુમુક્ષુ મુનિઓનું સમગ્ર જીવન આત્મભાવના–વિચારણામાં જ વ્યતીત થાય છે. તેમ જ જિજ્ઞાસુ ગૃહસ્થોનું જીવન પણ ઉક્ત ભાવનાઓથી જ શ્રેષ્ઠ બને છે. જીવનને કટુ અને કલંકિત બનાવનારા ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો છે. જીવનને દુઃખી કરનારા એ જ ચાર મહાદોષો છે. તેને ઉપશમાવવાનું ઉત્તમ ઔષધ ભાવના છે. આધિ અને ઉપાધિને વિખેરી નાખનાર પણ એ જ ભાવના છે. ખરી રીતે દુઃખનું મૂળ ઉપાધિ છે. ઉપાધ

છુટતાં દુઃખનો પણ ધ્વંસ થાય છે. તેથી દુઃખનો વિલય કરનાર પણ આ ભાવના છે. મણિને ઘસતાં ઘસતાં જેમ ઓપ ચ્હડે છે, તેમ ભાવના ભાવતાં ભાવતાં આત્માને ઓપ ચ્હડે છે, અજ્ઞાન નષ્ટ થાય છે અને જ્ઞાનનો પ્રકાશ પ્રસરી રહે છે. કાવ્યના ઉત્તરાર્દ્ધમાં ભાવના ભાવવાનું શું ફળ છે તે બતાવ્યું છે. પૂર્વાર્દ્ધમાં ભાવના કેવી રીતે ભાવવી તે દર્શાવ્યું. એમાં બે વસ્તુઓની જરૂરીઆત છે. એક તો આદર–પ્રેમ અને બીજું ત્રિકરણ શુદ્ધિ. દેખાદેખી કે અજ્ઞપણે શબ્દ ઉચ્ચાર કે શ્રવણ કરવાથી ખરો લાભ મળી શકતો નથી. ખરો લાભ મેળવવાને તો તે વસ્તુ ઉપર ઉંડો પ્રેમ જોઇએ. ભાવનાબોધક શ્લોકોનો એક વાર કે અનેક વાર પ્રેમ વગર ખાલી ઉચ્ચાર કરી જવાથી દર્શાવેલ ફળ મળી શકે નહિ, પણ પ્રેમથી ખરા આદરથી જો પાઠ કે શ્રવણ કરવામાં આવે, અર્થાત્ ખરી લાગણીથી જો ભાવના ભાવવામાં આવે તો કષાયની શાંતિ વગેરે બતાવેલ ફળ અવશ્ય પ્રાપ્ત થાય. ક્ષેત્રમાં બી વાવ્યા પહેલાં મન, વચન અને કાયારૂપ ક્ષેત્રની શુદ્ધિ કરવી પણ આવશ્યક છે. સારી ખેડ સારો પાક આપે છે તેમ મન વચન અને કાયાની વિશુદ્ધિ પણ ભાવનાને ઉત્તેજિત બનાવી ઉત્તમ ફળ આપે છે. અર્થાત્ જે માણસ મન વચન અને કાયાની શુદ્ધિપૂર્વક ખરી લાગણીથી ભાવના ભાવે અગર આ ગ્રંથમાં બતાવેલ ભાવનાનું શ્રવણ, મનન–વિચારણ, પાઠ વગેરે કરે તો તે અવશ્ય કષાયો ઉપર વિજય મેળવી આધિ વ્યાધિ કે ઉપાધિઓને દબાવી જ્ઞાનપ્રકાશ ફેલાવી દુઃખનો વિલય કરી શકે અને તેમ કરતાં અંતે મોક્ષનું અક્ષય સુખ મેળવી શકે. ભાવનાનું સાક્ષાત્ ફળ શાંતિ તથા સમાધિ અને પરમ્પરાફળ મોક્ષની પ્રાપ્તિ છે. ( ૯૮ )

ग्रंथप्रशस्तिः ।

ख्यातोमुष्यऽजरामरो मुनिवरो लोकाख्यगच्छे मणि-
स्तत्पट्टे मुनिदेवराजसुकृती श्रीमौनसिंहस्ततः ॥
तस्माद्देवजिनामको बुधवरो धर्माग्रणीशेखर-

स्तत्पट्टे नथुजिन्मुनिः श्रुतधरः सौजन्यसौभाग्यभूः॥९९॥
तच्छिष्यो हि गुलाबचन्द्रविबुधः श्रीवीरचन्द्राऽग्रज-
स्तत्पादाम्बुजसेवनैकरसिकः श्रीरत्नचन्द्रो मुनिः ॥
ग्रामे थानगढाभिधे युगरसाङ्केलाब्द (१९६२) दीपोत्सवे ।
तेनेदं शतकं हिताय रचितं वृत्तैर्वरैः शोभितम् ॥१००॥

ग्रंथ-प्रशस्ति.

અર્થ—લોંકા ગચ્છમાં મણિસમાન, લીંબડી સંપ્રદાયના નાયક, મુનિગણમાં પ્રધાન અને પૃથ્વીમાં પ્રસિદ્ધિ પામેલા પૂજ્ય શ્રી અજરામરજી સ્વામી થયા. તેમની પાટે તેમના શિષ્ય પંડિત શ્રી દેવરાજજી સ્વામી થયા. તેમની પાટે મુનિગુણે શોભિત મહાત્મા શ્રી મૌનસિંહ સ્વામી થયા. તેમની પાટે ધર્મનેતાઓમાં શિરોમણિ વિદ્વદ્વર્ગના માનનીય પ્રતાપી પુરૂષ દેવજી સ્વામી થયા. તેમની પાટે તેમના શિષ્ય સૌજન્ય અને સૌભાગ્યયુક્ત શાસ્ત્રવેત્તા પૂજ્ય શ્રી નથુજી સ્વામી થયા. તેમના શિષ્ય વિબુધવર પંડિત શ્રી ગુલાબચંદ્રજી સ્વામી કે જેમણે પોતાના લઘુભ્રાતા મહારાજ શ્રી વીરજી સ્વામીની સાથે દીક્ષા ધારણ કરી છે, તેમના ચરણસેવક મુનિ શ્રી રત્નચંદ્રજીએ સંવત ૧૯૬૨ ની દિવાળીને દિવસે શ્રી થાનગઢ ગામ મધ્યે વિવિધ પ્રકારના છંદોથી સુશોભિત આ ભાવનાશતક નામનો ગ્રંથ રચીને પૂર્ણ કર્યો. (૯૯-૧૦૦).

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

इति मुनि श्री रत्नचन्द्रविरचितं
भावना-शतकं समाप्तम् ।

# परिशिष्ट.

## मैत्री भावना.

राग—आशावरी । ताल—त्रिताल ।

मैत्र्या भूमिरतीव रम्या
भव्यजनैरेव गम्या ॥ मैत्र्या ॥ ध्रुवपदम् ॥
भ्रातृभगिनीसुतजायाभिः ।
स्वजनैः सम्बन्धिवर्गैः ॥
समानधर्मैर्ज्ञातिजनैश्च
क्रमशो मैत्री कार्या ॥ मैत्र्या ॥ १ ॥
कालेऽतीते भवेत्प्रवृद्धः ।
यथा च मैत्रीप्रवाहः ॥
ग्रामजना ये जानपदा वा ।
मैत्र्या तेऽन्तर्भाव्याः ॥ मैत्र्या ॥ २ ॥
गवादयस्तिर्यञ्चः सर्वे ।
विकलेन्द्रियास्त्रयोपि ॥
भूताः सत्त्वा ये जगति स्युः ।
सर्वे मैत्र्या ग्राह्याः ॥ मैत्र्या ॥ ३ ॥

यथा यथा स्यादात्मविशुद्धिः ।
तथा तथैतद्वृद्धिः ॥
पूर्णविशुद्धौ मैत्रीभावना ।
व्याप्ता स्यात्त्रिजगत्सु ॥ मैत्र्या ॥ ४ ॥

पितृसुतजायाबन्धुता ।
जाता न येन कदापि ॥
नास्ति तादृक्कोपि जनोऽत्र ।
कथमुचिता स्यादमैत्री ॥ मैत्र्या ॥ ५ ॥

निन्दन्त्यपकुर्वन्ति ये वा ।
घ्नन्ति द्वेषाद्यष्टीः ॥
मत्वा तेषां कर्मप्रदोषम् ।
तैरपि मैत्री न छेद्या ॥ मैत्र्या ॥ ६ ॥

शत्रुभावोद्भावनक्लेश–
द्वेषासूयाप्रकटनम् ॥
एते सर्वे गुणाः पशूनाम् ।
कथमुत्तमजनसेव्याः ॥ मैत्र्या ॥ ७ ॥

समयनिभृतशमरससरसित्वम् ।

**विहर यथेष्टं स्वान्त ! ।**
**कुरु कुरु मैत्रीं सर्वैः साकम्**
**कमपि नामित्रं चिन्तय ॥ मैत्र्या ॥ ८ ॥**

## મૈત્રી ભાવના.

**ભાવાર્થ**—માણુસનું હૃદય જો મૈત્રીભાવનાની ભૂમિકા અને તો તે હૃદયરૂપ ભૂમિ અત્યંત રમણીય દેખાય–માત્ર દેખાવમાં જ રમણીયતા નહિ પણ સારામાં સારો પાક આપનાર ફરાળ ભૂમિની માફક ઉચ્ચ ફળપ્રદ પણ ગણાય. આવી રમણીય ભૂમિ પ્રાપ્ત કરવાનો અધિકાર માત્ર ભવ્ય–ભાગ્યશાળી જનોને જ મળે છે. જેને તેને તે ભવ્ય પ્રદેશમાં વિચરવાનો અધિકાર મળી શકતો નથી.

## મૈત્રીનો ક્રમ.

મૈત્રીના પ્રાથમિક પાત્ર એક ઉદરમાંથી જન્મેલાં ભાઇ અને બ્હેન છે, કેમકે તેનો સહવાસ સહજ હોવાની સાથે એક લોહીનો સંબંધ છે તેથી તેની મૈત્રી સ્વભાવસિદ્ધ છે. ત્યારપછી મૈત્રીનાં પાત્રો પુત્ર અને પત્ની છે. જોકે પુત્ર પ્રથમ અવસ્થામાં પાલનીય છે તેથી મૈત્રીને યોગ્ય ગણાય નહિ, તોપણ " प्राप्ते तु षोडशे वर्षे । पुत्रं मित्रवदाचरेत् " આ નૈતિક પદ્યમાં કહ્યા પ્રમાણે સોળ વર્ષ પછીની ઉમ્મરના પુત્રને મિત્ર ગણવો જોઇએ. પત્નીને પણ પોતાની ગુલામડી ન માનતાં જીવનસહચારિણી–મિત્ર જ ગણવી જોઇએ. ત્યારપછી કુટુમ્બી અને સગાઓની સાથે મૈત્રી રોપવી. એટલામાં મૈત્રીનાં મૂળ ઉંડાં ગયા પછી સ્વધર્મી ભાઇ અને જ્ઞાતિભાઇનો વારો આવે છે, એટલે તેમની સાથે મૈત્રીભાવથી હૃદયની એકતા સાધવી. (૧). મૈત્રીના માર્ગમાં ચાલતાં જેમ જેમ વખત પસાર થશે તેમ તેમ મૈત્રીનો પ્રવાહ વધતો જશે. જેમ જેમ પ્રવાહ વધે તેમ તેમ જ્ઞાતિજનો, પછી પોતાના ગામમાં વસતી અન્ય જ્ઞાતિઓ અને અન્યધર્મીઓની સાથે મૈત્રી દૃઢ કરવી. એક પણ ગ્રામબંધુ કે દેશબંધુને મૈત્રીની હદથી બહાર રાખવો નહિ. (૨).

यथा यथा स्यादात्मविशुद्धिः ।
तथा तथैतद्वृद्धिः ॥
पूर्णविशुद्धौ मैत्रीभावना ।
व्याप्ता स्यात्त्रिजगत्सु ॥ मैत्र्या ॥ ४ ॥
पितृसुतजायाबन्धुता ।
जाता न येन कदापि ॥
नास्ति तादृक्कोपि जनोऽत्र ।
कथमुचिता स्यादमैत्री ॥ मैत्र्या ॥ ५ ॥
निन्दन्त्यपकुर्वन्ति ये वा ।
घ्नन्ति द्वेषाद्यष्टीः ॥
मत्वा तेषां कर्मप्रदोषम् ।
तैरपि मैत्री न छेद्या ॥ मैत्र्या ॥ ६ ॥
शत्रुभावोद्भावनक्लेश–
द्वेषासूयाप्रकटनम् ॥
एते सर्वे गुणाः पशूनाम् ।
कथमुत्तमजनसेव्याः ॥ मैत्र्या ॥ ७ ॥
समयनिभृतशमरससरसित्वम् ।

ધીઓની સાથે મૈત્રી તોડી અમૈત્રી કરવી એ શું કોઇ રીતે પણ ઉચિત છે? નહિ જ. (૫)

## અપકારની સામે મૈત્રી.

જેઓ આપણી નિન્દા કરે છે, વખતો વખત અપમાન કરે છે, એટલું જ નહિ, પણ કોઇ વખતે દ્વેષ રાખી લાકડીઓના પણ પ્રહાર મારે છે, તેઓ તરફ પણ આપણે મૈત્રીનો પ્રવાહ જતો અટકાવવો ન જોઇએ. તેઓની નિન્દક પ્રકૃતિ અને અપમાન કરનાર પ્રવૃત્તિ તેઓનાં પૂર્વકૃત કર્મને આભારી છે, અર્થાત્ એવાં અશુભ કર્મનો તેમનો ઉદય છે કે જેથી સજ્જનો તરફ પણ તેમને દુશ્મનાવટ ઉત્પન્ન થાય છે. આ તેઓનાં કર્મનો દોષ જો આપણી મૈત્રી ભાવનાને ધક્કો લગાડે તો તેટલે અંશે આપણી પણ નબળાઇ જ ગણાય. મૈત્રીભાવનાની ખીલવણી કરનારને આવી નબળાઇ રાખવી પોસાય તેમ નથી, તેથી આપણે તો દુષ્ટોની સાથે પણ મૈત્રી રાખવાનું ચાલુ રહેવા દેવું કે જેની અસરથી દુષ્ટોને આપોઆપ પોખો કરવાનો વખત આવતાં શત્રુતા મિત્રતામાં બદલાઇ જશે. (૬)

## મૈત્રી એ માનુષિક ગુણ.

કોઇની સાથે શત્રુભાવ રાખવો, ક્લેશ કરવો, દ્વેષ રાખવો કે ઇર્ષ્યા કરવી એ બધા પશુઓના ગુણો છે. એક શેરીનાં કુતરાં બીજી શેરીનાં કુતરાં સાથે શત્રુતા રાખે છે, કલહ કરે છે, જનાવરો માંહોમાંહિ લડે છે એટલે દ્વેષ, કલહ, વગેરે ગુણો પશુઓમાં ઘણે ભાગે જોવામાં આવે છે. તેથી ઉક્ત ગુણો મનુષ્યના નહિ પણ પાશવ ગુણો છે. શું ઉત્તમ માણુસ જાતને તેવા ગુણો ધારણ કરવા ઉચિત છે? નહિ જ. પશુ કરતાં મનુષ્યજન્મ જ્યારે ઉત્તમ મનાય છે, ત્યારે મનુષ્યની ફરજ છે કે કેટલીએક પાશવી વૃત્તિઓ અને પાશવ ગુણો પોતામાં જોવામાં આવતા હોય તો તરત તેને દૂર કરવા; સર્વની સાથે હળીમળીને ચાલવું, પ્રેમભાવ કે ભ્રાતૃભાવ રાખવો, બીજાનું સારૂં જોઇ ખુશી થવું, બીજાઓને સહાય આપવી એ જ મનુષ્યના ગુણો છે. આ માનુષિક ગુણો જો માણુસમાં ન હોય અને તેને બદલે પશુના ગુણો હોય તો તેને મનુષ્યાકૃતિ છતાં પશુ જ સમજવો.

માણુસ જાતની સાથે મૈત્રીનો દૃઢ સંબંધ થયા પછી ગાય, ભેંસ આદિ તિર્યંચો–પશુ અને પક્ષીઓનો અધિકાર પ્રાપ્ત થાય છે. જોકે માણુસની માફક પશુઓની સાથે મિત્રતાનો દરેક વ્યવહાર થઇ શકતો નથી, તોપણ આંહિ મિત્રતાનો અર્થ એટલો છે કે તેમને દુઃખ ન દેવું, સ્વાભાવિક હક્ક છિનવી લેવા નહિ, તેમના ઉપર ક્રોધ કરવો નહિ, પરિતાપના ઉપજાવવી નહિ, ભૂખે મારવાં કે વધારે ભાર ભરવો નહિ અને દરેક વખતે તેમની સંભાળ લેવી. પશુ અને પક્ષીઓ પછી વિકલેંદ્રિય એટલે બે ઇંદ્રિય ત્રણ ઇંદ્રિય અને ચાર ઇંદ્રિયવાળા જીવોનો મૈત્રી ભાવનાના અધિકારમાં સમાવેશ થાય છે. વિકલેંદ્રિય પછી ભૂત અને સત્ત્વ એટલે વનસ્પતિ અને પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ એ પાંચ સ્થાવરોની ઉપર મૈત્રી ભાવનાનું આરોપણ કરવું, અર્થાત્ તેમનું રક્ષણ કરવું. આંહિ સુધી પહોંચ્યા પછી મૈત્રીની પરિપૂર્ણતા થાય છે. ગૃહમૈત્રીથી મૈત્રીની શરૂઆત અને જગન્મૈત્રીમાં મૈત્રીની સમાપ્તિ થાય છે. (૩)

### મૈત્રીવૃદ્ધિનું કારણ.

આત્માની વિશુદ્ધિ એ મૈત્રીનું કારણ છે, અર્થાત્ જેમ જેમ આત્માની વિશુદ્ધિ થાય છે તેમ તેમ મૈત્રીની વૃદ્ધિ થતી આવે છે. મૈત્રીવૃદ્ધિ એ એક આત્માનો મહાન્ ગુણ છે અને તે આત્માની વિશુદ્ધિ પ્રયોજ્ય છે. જ્યારે આત્માની પૂરેપૂરી ખીલવણી–સર્વથા વિશુદ્ધિ થાય છે, આવરણ માત્રનો ક્ષય થાય છે ત્યારે તે માણુસની મૈત્રી ભાવના ત્રણ જગતને વ્યાપીને રહે છે, અર્થાત્ જગતમાંનાં સર્વ પ્રાણીઓને પોતાની મૈત્રી ભાવનાની કોટિમાં સમાવે છે. (૪)

### શામાટે મૈત્રીનો ઉચ્છેદ ન કરવો ?

આ જગતમાં કોઇ પણ પ્રાણી પરાયો હોય, આપણો પોતાનો ન હોય તો તેની સાથે કદાચ મૈત્રી ન રખાય તોપણ ચાલે, પણ આ જગતમાં એવો કોઇ પ્રાણી નથી કે જેની સાથે પુત્ર–પિતા, સ્ત્રી–પતિ, ભાઇભાઇનો સંબંધ બાંધ્યો ન હોય, અર્થાત્ એકંદર સર્વ જીવોની સાથે અનંત વાર તેવો સંબંધ દરેક જીવે બાંધ્યો છે. એટલે દુનિયાનાં સર્વ પ્રાણીઓ આ ભવનાં નહિ, તો પૂર્વ ભવનાં સગાં અને સંબંધીઓ છે. તે પૂર્વનાં સંબં-

गृहीतमहाव्रतभाराः ॥
ध्यानसमाधिनिमग्नमानसाः ।
त्यक्तजगद्व्यवहाराः ॥ सद्गुण ॥ २ ॥
सेवाधर्मरता गतस्वार्थाः ।
अभ्युदयं कुर्वन्तः ॥
धन्यास्तेपि समाजनायकाः ।
न्याय्यपथे विहरन्तः ॥ सद्गुण ॥ ३ ॥
श्रद्धातो न चलन्ति कदापि ।
गृहीतव्रता गुणगेहाः ॥
धन्यास्ते गृहिणो धर्मिणः ।
त्यक्तान्यायधनेहाः ॥ सद्गुण ॥ ४ ॥
सत्यवादिनो ब्रह्मचारिणः ।
प्रकृत्या भद्राः सरलाः ॥
धन्यास्ते गृहिणोपि गुणाढ्याः ।
परोपकारे तरलाः ॥ सद्गुण ॥ ५ ॥
न्यायोपार्जितलक्ष्म्या पुण्यम् ।
गुप्तं ये कुर्वन्ति ॥
घ्नन्ति दुःखं दीनजनानाम् ।

મનુષ્યની કોટિમાં ગણના કરાવવી હોય તો માનુષિક ગુણ જે મૈત્રી તેને ધારણ કરો. (૭)

### મનને મૈત્રી રાખવાનો બોધ.

હે મન! તું બીજી દોડાદોડ કરવાનું અને ક્લેશ, દ્વેષ કે ઝેરનાં બી ફેલાવવાનું બંધ કરી, શાસ્ત્રમાં ભરેલા ઉપશમરસના સરોવરમાં યથેષ્ટ વિહાર કર. એક વાર નહિ પણ વારંવાર તને એ જ ભલામણ કરૂં છું કે સર્વ જનોની સાથે તું મિત્રતાનો જ નાતો રાખ, કોઇની સાથે દ્વેષ રાખ નહિ અને કોઇ પણ માણસને તું તારો દુશ્મન ચિંતવ નહિ. તું સર્વની સાથે મિત્રતા રાખીશ તો સર્વ જનો તારી સાથે મિત્રતા રાખશે. એક વાર દુશ્મન હશે તે પણ ત્હારી છાયા નીચે આવતાં દુશ્મનાઇ છોડી મિત્રતાનું સેવન કરશે, એટલું જ નહિ પણ જાતિવૈર પણ તદ્દન ભૂલી જશે, માટે તું ત્હારા ખજાનામાં મિત્રતા–મૈત્રીભાવનાનો જ સંગ્રહ કર. (૮)

ઇતિ મૈત્રી ભાવના.

---

## प्रमोद भावना.

राग–भैरवी । ताल–त्रिताल ।

सद्गुणपाने संसक्तं मे मनः ॥ ध्रुवपदम् ॥
धन्या भुवि भगवन्तोऽर्हन्तः ।
क्षीणसकलकर्माणः ॥
केवलज्ञानविभूतिवरिष्ठाः ।
प्राप्ताखिलशर्माणः ॥ सद्गुण ॥ १ ॥
धन्या धर्मधुरन्धरमुनयः ।

## સંત પુરૂષો.

ધન્ય છે તે સંત જનોને કે જેમણે ધર્મની ધોંસરી પોતાના ખભા ઉપર મૂકી છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ મહાવ્રતોનો બોજો જેણે ઉપાડ્યો છે, રાત અને દિવસ પ્રભુનું કે આત્માનું ધ્યાન કરતાં મનને એકાગ્ર બનાવી સમાધિમાં જેઓ મશગુલ રહે છે, જગતના પ્રપંચી વ્યવહારોને સર્વથા જેણે તિલાંજલિ આપી છે, પોતે સંસાર સમુદ્ર તરે છે અને બીજાઓને તારે છે, પોતે શાંતિસુધાનું પાન કરે છે અને બીજાઓને કરાવે છે: તેવા સંત પુરૂષો–મુનિજનોને ધન્ય છે. ( ૨ )

## દેશસેવકો.

જેઓ દેશ, સમાજ, ધર્મ કે આત્માની સેવા કરવામાં તત્પર થએલા છે, તે પણ કોઇ પ્રકારનો સ્વાર્થ રાખ્યા વિના અર્થાત્ પૈસો કીર્તિ કે મહત્તાના લોભ વિના નિઃસ્વાર્થબુદ્ધિથી સેવા બજાવી રહ્યા છે, દેશ સમાજ ધર્મ કે આત્માનો અભ્યુદય કેવી રીતે થાય તેનો સતત પ્રયાસ કરી રહ્યા છે, તેમ છતાં ન્યાય્યમાર્ગનું કદી પણ ઉલ્લંઘન કરતા નથી, કિન્તુ ન્યાય્ય અને નીતિના પંથમાં અડગ રહી તન, મન અને ધનથી સેવા સેવા અને સેવા બજાવીં સમાજના નાયક બન્યા છે, તેવા નિઃસ્વાર્થી પુરૂષોને ધન્ય છે. ( ૩ )

## શ્રાવકો.

જેઓ ધર્મ પ્રત્યે અડગ શ્રદ્ધા રાખે છે, સર્વ વસ્તુઓમાં ધર્મને જ પ્રથમ પદ આપે છે, અને મનમાં ધર્મને માટે એટલી દૃઢતા રાખે છે કે કોઇ પણ તેમને ધર્મથી ચળાવી શકે નહિ, જેમણે શ્રાવકનાં બાર વ્રતો અંગીકાર કર્યાં છે, કુટુંબનું પોષણ કરવાને વ્યવસાય કરે છતાં અન્યાય અને અનીતિના એક પૈસાની પણ ચાહના ન રાખે, ગુણના ધરરૂપ તેવા ગૃહસ્થોને–શ્રાવકોને ધન્ય છે. (૪)

## પરોપકારી પુરૂષો.

જેઓ કોઇ પણ પ્રસંગે જીહ્‌વામાંથી અસત્ય વચન બોલતા નથી, સત્યને ભોગે લાખોની કમાણી થતી હોય તો તેને લાત મારે છે પણ સ-

धन्यास्ते भुवि सन्ति ॥ सद्गुण ॥ ६ ॥
भजन्ति ये भ्रातृभावनाम् ।
रक्षन्ति सन्नीतिम् ॥
धन्यास्ते मार्गानुसारिणः ।
पालयन्ति कुलरीतिम् ॥ सद्गुण ॥ ७ ॥
सुखिनो गुणिनो भवन्तु सर्वे ।
सुहृदो वा स्युरसुहृदः ॥
नश्यन्तु जगतो दुःखानि ।
सैष प्रमोदो मे हृदः ॥ सद्गुण ॥ ८ ॥

### પ્રમોદ ભાવના.

**ભાવાર્થ**—કોઇ પણ વ્યક્તિમાં ગુણ જોઇને પ્રસન્ન-ખુશ થવું તે પ્રમોદ ભાવના. પ્રમોદ ભાવનાનો ઉમેદવાર પોતાના ઉદ્ગારો કહાડતાં કહે છે કે મારૂં મન સદ્ગુણોનું પાન કરવાને આતુર બન્યું છે, અર્થાત્ ગુણી પુરૂષોના ગુણગાન કરી તે ગુણોનો આસ્વાદ લેવાને ઉત્કંઠા થઇ છે.

### સર્વગુણ-શિરોમણિ અરિહંત ભગવાન્.

ધન્ય છે અરિહંત ભગવાન્‌ને કે જેમણે ચારિત્ર્યના મેદાનમાં ચ્હડી કર્મના સૈન્ય સાથે યુદ્ધ કરી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય, એ ઘનાઘતિ ચાર કર્મની સર્વ પ્રકૃતિઓનો ઉચ્છેદ કર્યો અને કેવળજ્ઞાન ( સંપૂર્ણ જ્ઞાન ) અને કેવળદર્શન ( પરિપૂર્ણ દર્શન ) ની વિભૂતિ પ્રાપ્ત કરી, ભય, શોક, સુખ, દુઃખ, સંકલ્પ-વિકલ્પ વગેરે દ્વન્દ્વોને દૂર કરી, અખિલ આત્મિક આનંદનો ઝરો ખુલ્લો મૂકયો. સર્વગુણસંપન્ન તેવા મહાપુરૂષ વીતરાગદેવને ધન્ય છે. ( ૧ )

## करुणा भावना.

राग–आशावरी । ताल–त्रिताल ।

करुणे ! एहि ददाम्यवकाशं
कुरु जनदुःखविनाशम् ॥ करुणे । ध्रुवपदम् ॥
पितृवियुक्ता बहवो बाला ।
लभन्ते न निवासम् ॥
आश्रयहीनेभ्यस्तेभ्यस्त्वं ।
देहि गृहं वाऽऽश्वासम् ॥ करुणे ॥ १ ॥
पुत्रवियुक्ता वृद्धाः पितरो ।
निरन्तरं विलपन्ति ॥
जीवननिर्वाहार्थमपि ते ।
साहाय्यं वाञ्छन्ति ॥ करुणे ॥ २ ॥
बाल्येपि वैधव्यं प्राप्ता ।
मुञ्चन्त्यश्रुधाराः ॥
स्थापय विधवाश्रमं तदर्थं ।
रक्ष सुशिक्षणद्वारा ॥ करुणे ॥ ३ ॥
जन्मान्धा बधिरा मूका वा ।
सीदन्त्यशनविहीनाः ॥

ત્યનો ભોગ આપતા નથી, પરદારાને માતા સમાન ગણે છે, પ્રકૃતિના સરળ અને ભદ્રિક પરિણામી હોય છે, ગુણના ગરવા અને રાતદિન પરોપકારના કાર્યમાં કુશળ હોય છે તેવા પરોપકારી જનોને પણ ધન્યવાદ આપવો ઘટે છે. (૫)

### દાતાર.

જેઓ ન્યાયથી મેળવેલી લક્ષ્મીને ભંડારમાં ગોંધી ન રાખતાં સન્માર્ગે તેનો વ્યય કરે છે, લોકોને બતાવવાની ખાતર નહિ પણ કોઇ ન જાણે તેવી રીતે ગુપ્ત સખાવત કરી પુણ્યનો સંચય કરે છે, દુઃખી દીન અને અપંગ માણસોને પુરતી સહાય આપી તેમના દુઃખનો ઉચ્છેદ કરે છે, તેવા ઉદાર દિલના દાતારો પણ આ જગત્માં ધન્યવાદને પાત્ર છે. ( ૬ )

### માર્ગાનુસારી.

જેઓ સૌની સાથે ભ્રાતૃભાવ રાખે છે, સત્પુરૂષોના નીતિ–માર્ગનું કદિ પણ ઉલ્લંઘન કરતા નથી, અર્થાત્ દરેક વ્યવસાયમાં પણ નીતિનું બરાબર રક્ષણ કરે છે, પોતાના કુળના રીતિરિવાજો સદાચાર અને ધર્મનું પુરતી રીતે પાલન કરે છે, પગલે પગલે અધર્મ અને અનીતિનો ભય જેના મનમાં ઉપસ્થિત રહે છે, તેવા માર્ગાનુસારી પુરૂષો કે જે ગ્રંથોમાં કહેલા માર્ગાનુસારીના ૩૫ ગુણે કરી યુક્ત છે તેઓને પણ ધન્ય છે. ( ૭ )

### ઉપસંહાર.

મારા મિત્રો હોય કે શત્રુ હોય, ગમે તે હોય પણ તે સર્વ જનો સુખી થાઓ, ગુણી બનો, દિન દિન પ્રત્યે તેમનો અભ્યુદય–ચડતી થાઓ, સદ્બુદ્ધિની પ્રેરણાથી સન્માર્ગે પ્રવર્તો અને તેમ થતાં–કર્મની હાનિ થતાં જગતમાંથી દુઃખનો સર્વથા વિલય થાઓ, સર્વત્ર સુખ અને ગુણનો પ્રચાર જોવામાં જ મારા હૃદયની પરમ ખુશાલી છે, એમાં જ મારો અપ્રતિમ–અનુપમ આહ્લાદ છે: આ શ્રેણીએ જ મારી પ્રમોદ ભાવનાની ખીલવણી થવાની છે, किं बहुना જગત્માં સુખ અને ગુણનું જ સામ્રાજ્ય સ્થપાઓ ! ( ૮ )

### ઇતિ પ્રમોદ ભાવના.

---

## કરૂણા ભાવના.

**ભાવાર્થ**—કરૂણા ભાવનાનો ઉમેદવાર કહે છે કે હે કરૂણે ! તું મ્હારી પાસે આવ. ત્હને જોઇએ તેવી કોમળ જગ્યા હું મ્હારા હૃદયમાં આપું. તે જગ્યામાં નિવાસ કરી, ઉદારતાને પડખામાં લઇ, દુઃખી દીન અને લાચાર માણસોના દુઃખનો વિનાશ કર.

### અનાથ બાળકો.

હે કરૂણે ! તું જો તો ખરી કે કેટલાંએક બાળકો કમભાગ્યે બાલ્યાવસ્થામાં જ પોતાનાં માબાપના વિયોગી બન્યાં છે. રક્ષક માબાપ અને રહેવાનું સ્થાન–ઘર એ બન્નેની ગેરહાજરીમાં તેઓ આમ તેમ ભટકે છે. આશ્રય વગરનાં તે અનાથ બાળકોને રહેવાનું સ્થાન અને મીઠો દિલાસો આપ. ઓર્ફનેજ કે અનાથાશ્રમ જેવી સંસ્થાઓ ઉત્પન્ન કર. એક હાથથી તે કાર્ય ન બની શકે તો ચાલતી તેવી સંસ્થાઓમાં મદદ કર–બનતો હિસ્સો પ્હોંચાડ. (૧)

### વૃદ્ધ માબાપો.

હે કરૂણે ! કેટલાંએક વૃદ્ધ માબાપો કે જેમની ઉમ્મર ૬૦–૭૦–૮૦ કે ૯૦ વરસની થઇ હોય છે, તે વખતે તેમના યુવાન દીકરા આ દુનીયાને છોડી પરલોકવાસી થવાથી પુત્રવિયોગી બનેલાં વૃદ્ધ માબાપો ઘરને ખુણે બેસી છાતીફાટ રૂદન કરતાં જણાય છે. અધુરામાં પૂરૂં એ છે કે જેના ઉપર ઘરનો આધાર હતો તે તૂટી પડવાથી આજીવિકાના સાંસા પડતા દેખાય છે. ભૂખ અને દુઃખ બંનેની પીડાથી પીડાતા વૃદ્ધો જીવનનિર્વાહ માટે આર્થિક સહાયની આકાંક્ષા રાખે છે. હે કરૂણે ! મારા હૃદયમાં નિવાસ કરી વૃદ્ધ પુરૂષોને પણ સહાય કર. (૨)

### વિધવા સ્ત્રીઓ.

હે કરૂણે ! કેટલીએક બાળાઓ ન્હાની ઉમ્મરમાં જ પતિના સૌભાગ્યથી વંચિત થએલી વિધવા બની નિરાધાર થઇ પડેલી હોય છે. સહાયક

अन्धबधिरशालाः संस्थाप्या ।
रक्ष्या एते दीनाः ॥ करुणे ॥ ४ ॥
रक्तपित्तकुष्ठादिरोगै-
र्ग्रस्ताः केचिद्वराकाः ॥
तत्तद्भिषगालयद्वारा ता-
नवेहि कटुविपाकात् ॥ करुणे ॥ ५ ॥
धीमन्तोऽध्येतुमिच्छन्ति ।
कुलीना दीनसुता ये ॥
परन्त्वशक्ता विना सहायं ।
पोष्या विद्यार्थिनस्ते ॥ करुणे ॥ ६ ॥
पीड्यन्ते पापैः पशवो ये ।
पतत्रिणो वा धरायाम् ॥
मोचय रक्षकशासनतस्तान् ।
निधेहि पशुशालायाम् ॥ करुणे ॥ ७ ॥
पश्यसि यद्यत्करुणापात्रं ।
रक्ष रक्ष तत्सर्वं ॥
धनेन मनसा वचसा तन्वा ।
विहाय विफलं गर्वम् ॥ करुणे ॥ ८ ॥

## વિદ્યાર્થીઓ અને જ્ઞાનદાન.

હે કરૂણે ! કેટલાએક ખાનદાન કુટુંબના છોકરા પણ ગરીબાઇમાં આવી પડવાથી બુદ્ધિવાળા અને ભણવાની ઉત્કટ ઇચ્છાવાળા હોવા છતાં ભણતરનાં ખર્ચાળ સાધનોની ગેરહાજરીમાં ભણવાની મુરાદ પાર પાડવાને અશક્ત બને છે. વિદ્યા અને નસીબનો ચળકતો તારો ઉપર આવ્યા પહેલાં તેઓ અધવચ અસ્ત થઇ જાય છે, તેવા તારાઓને જીવતા રાખવા કે ચળકતા કરવાને પોષણ કે સહાય આપવાની શું થોડી જરૂર છે ? નહિ જ. તારી શક્તિના પ્રમાણમાં તેમને પણ ઉચિત મદદ કર. ( ૬ )

## પક્ષીઓ અને પશુઓ.

હે કરૂણે ! મનુષ્યો તરફ પુરતી લાગણી દર્શાવી તેમને પુરતી સહાય આપ્યા પછી વધતી શક્તિનો સદુપયોગ પશુઓ અને પક્ષીઓને બચાવવામાં ત્હારે કરવો જોઇએ. અહા !! કેટલાએક ક્રૂર પાપી જનો વિનાઅપરાધે પશુઓને પીડે છે, શિકાર કરે છે. માંસ અર્થે તેમનાં ગળાં કાપે છે. ગોળી કે પથ્થરા ફેંકી આકાશમાં ઉડતાં પક્ષીઓને પટકી પાડે છે. તેમનું રક્ષણ થાય તેવા કાયદા ઘડાવી, લડત ચલાવી કે તેવા પાપી જનો સમજે તેવાં પુસ્તકો ફેલાવી કે ઉપદેશ આપી પીડાતા પશુઓ અને પક્ષીઓને છોડાવ અને તેઓના રક્ષણ માટે પાંજરાપોળ–પશુશાળા જેવી સંસ્થાઓ તૈયાર કરી તેમાં અશક્ત પશુઓને સારી સારવાર નીચે રાખ. ( ૭ )

## ઉપસંહાર.

હે કરૂણે ! આ જગતમાં કરૂણા લાવવાલાયક અનેક પ્રાણીઓ છે. બધાંનાં નામ લઇ શકાય નહિ. ટુંકામાં એટલું જ કહું છું કે જ્યાં જ્યાં જે જે દુઃખી મનુષ્ય કે પશુ કોઇ પણ પ્રાણીને જુએ ત્યાં તે સર્વનું રક્ષણ કર. પૈસો હોય તો પૈસાથી, મનોબળ હોય તો મનથી, વાચાળતા હોય તો વચન–સદુપદેશથી અને બીજુ કંઇ ન હોય તો છેવટે શરીરથી પોતાની જાતથી નિષ્ફળ ગર્વને છોડી રક્ષણ કર. ( ૮ )

## ઇતિ કરૂણા ભાવના.

પતિ વિના સાસુ સસરા અને બીજા બધા માણુસોને તે અપ્રિય થઇ પડતી જણાય છે. નણંદોના માર્મિક શબ્દો તેમના હૃદયને વીંધી નાંખે છે. ભણુતર ન હોવાથી વાંચનના ઉદ્યમ વિના કેવળ દિલગીરીમાં તેમનાં રાત્રિ-દિવસ પસાર થાય છે. એકાંતમાં બેસી આંસુની ધારા વ્હેવડાવે છે. તેમને માટે વિધવા—આશ્રમ સ્થાપ કે જેમાં શિક્ષણુ મળતાં વાંચનના ઉદ્યમમાં દુઃખ વિસારે પડે અને સતીઓનાં ચરિત્રો વાંચી તેમને પગલે ચાલવાનું અનુકરણુ થાય, તો તેમના આ લોક અને પરલોક બંને સુધરી જાય. ( ૩ )

## અપંગો.

હે કરૂણે ! કેટલાએક માણુસો જન્મથી જ આંખ વિનાના—આંધળા હોય છે, તો કેટલાએક જન્મથી બ્હેરા હોય છે. કેટલાએક મુંગા તો કેટલાએક લુલા પાંગળા હોય છે. એક તો બીચારા આંખ કાન જીભ હાથ કે પગની ન્યૂનતાને લીધે શારીરિક દુઃખ ભોગવે છે, તેમાં વળી ખોરાકની તંગી અને દરિદ્રતાનો તેમના પર હલ્લો થાય છે, એટલે બે પ્રકારના દુઃખમાં તેઓ સપડાય છે. તેમના રક્ષણુને માટે અંધશાળા, બધિરશાળા કે મુંગાશાળા જેવી સંસ્થાઓ સ્થાપવી, અગર ચાલતી સંસ્થાઓમાં હાથ લંબાવવો, કોઇ પણ રીતે તેમનું રક્ષણ કરવું. ( ૪ )

## રક્તપિત્તિયા.

હે કરૂણે ! કોઇ કોઇ બાપડા જન્મથી ગળતકોઢીયા હોય છે એટલે કોઢના ચાઠામાંથી રસી નિકળ્યા જ કરતી હોય અથવા રક્તપિત્ત જેવાં ચેપી દર્દોથી પીડાતા હોય છે કે જેને લીધે કોઇ પણુ માણુસ તેનો સ્પર્શ કરે નહિ, પાસે બેસવા દે નહિ, તેમ જ સરખી રીતે વાતચીત પણુ કરે નહિ. આવી તિરસ્કારયુક્ત દુર્દશામાં સપડાએલા તેઓ ભૂખે મરતાં આમ તેમ રખડે છે. તે તે રોગનાં દવાખાનાં કે આશ્રમો સ્થાપી તેમને કટુ—તીક્ષણ વિપાકથી બચાવ. જે પ્રકારથી તેમનું દુઃખ ઓછું થાય તેવાં સાધનો ઉભાં કરી તેમને આશ્રય આપ. ( ૫ )

क्रूरोपि प्रदेशी भूपतिः ।
जातो न किं दृढधर्मा ॥
दृढधर्मापि जमालिरजायत ।
मिथ्यावादी कुकर्मा ॥ माध्यस्थ्ये ॥ ५ ॥

अनुकूलं वा प्रतिकूलं वा ।
स्यादिष्टं वाऽनिष्टम् ॥
मध्यस्थेन भाव्यमुभयथा
मान्यं सर्वमभीष्टम् ॥ माध्यस्थ्ये ॥ ६ ॥

यद्यत्सम्यग् यद्यदसम्यक् ।
तत्तत्कर्मानुसारि ॥
व्यर्थो रागो द्वेषस्तत्र ।
कस्मात्कर्माकारि ? ॥ माध्यस्थ्ये ॥ ७ ॥

शिक्षा तावद्देयाऽधमानाम् ।
यावत्तेषामुपेक्षा ॥
क्लेशद्वेषधिक्कारसंभवः ।
कार्या तत्र ह्युपेक्षा ॥ माध्यस्थ्ये ॥ ८ ॥

## માધ્યસ્થ્ય ભાવના.

**ભાવાર્થ**—માધ્યસ્થ્ય ( ઉપેક્ષા ) ભાવનામાં ખરેખર કોઇ અલૌકિક રસ–આનંદ સમાએલો છે. જો માણસને માધ્યસ્થ્ય ભાવનાનું અવલંબન ન હોય તો તેને ક્યાંય પણ શાંતિનું સ્થાન મળી શકતું નથી, કેમકે આ જગતમાં જ્યાં જોઇએ છીએ ત્યાં મનને રાગ દ્વેષના આન્દોલનમાં ડોળાવે તેવા પ-

## माध्यस्थ्य भावना.

राग–भैरवी । ताल–त्रिताल ।

माध्यस्थ्येऽहो कोप्यपूर्वो रसः॥ ध्रुवपदम्॥
रागद्वेषान्दोलनजनकाः ।
प्रचुरा भुवि पदार्थाः ॥
समयं सौख्ये समयं दुःखे ।
भ्रामयन्ति जनसार्थान्॥ माध्यस्थ्ये ॥ १ ॥
स्याद्यदि किञ्चित्स्थायि वस्तु ।
तत्र रुचिः स्यादुचिता ॥
नास्ति स्थिरं किञ्चिदपि दृश्यम् ।
तस्मात्स्यात् साऽनुचिता॥ माध्यस्थ्ये ॥ २ ॥
पुद्गलमात्रं परिणतिशीलम् ।
द्वेष्यं भवति रोच्यम्॥
नातो द्वेषः कार्यः कदापि ।
नापि मनसा शोच्यम् ॥ माध्यस्थ्ये ॥ ३ ॥
पुरुषा अपि परिवर्त्तनशीलाः ।
नैकस्वभावाः सन्ति ॥
धर्मिणोपि भवन्त्यधर्मिणः ।
ते धर्मिणो भवन्ति ॥ माध्यस्थ्ये ॥ ४ ॥

क्रूरोपि प्रदेशी भूपतिः ।
जातो न किं दृढधर्मा ॥
दृढधर्मापि जमालिरजायत ।
मिथ्यावादी कुकर्मा ॥ माध्यस्थ्ये ॥ ५ ॥
अनुकूलं वा प्रतिकूलं वा ।
स्यादिष्टं वाऽनिष्टम् ॥
मध्यस्थेन भाव्यमुभयथा
मान्यं सर्वमभीष्टम् ॥ माध्यस्थ्ये ॥ ६ ॥
यद्यत्सम्यग् यद्यदसम्यक् ।
तत्तत्कर्मानुसारि ॥
व्यर्थो रागो द्वेषस्तत्र ।
कस्मात्कर्माकारि ? ॥ माध्यस्थ्ये ॥ ७ ॥
शिक्षा तावद्देयाऽधमानाम् ।
यावत्तेषामुपेक्षा ॥
क्लेशद्वेषधिक्कारसंभवः ।
कार्या तत्र ह्युपेक्षा ॥ माध्यस्थ्ये ॥ ८ ॥

**માધ્યસ્થ્ય ભાવના.**

**ભાવાર્થ**—માધ્યસ્થ્ય (ઉપેક્ષા) ભાવનામાં ખરેખર કોઇ અલૌકિક રસ—આનંદ સમાએલો છે. જો માણસને માધ્યસ્થ્ય ભાવનાનું અવલંબન ન હોય તો તેને ક્યાંય પણ શાંતિનું સ્થાન મળી શકતું નથી, કેમકે આ જગતમાં જ્યાં જોઇએ છીએ ત્યાં મનને રાગ દ્વેષના આન્દોલનમાં ડોળાવે તેવા પ-

દાર્થો ઘણા છે. તે મોહક પદાર્થો માણુસોને ક્ષણુવાર સુખમાં તો ક્ષણુવાર દુઃખમાં ભ્રમાવે છે, કેમકે તે પદાર્થોનો સંયોગ વિયોગ થવાનો ધર્મ છે. સંયોગમાં સુખની લાગણી કરાવે છે તો તેઓ વિયોગમાં દુઃખની લાગણી ઉપજાવે છે, એટલે સુખદુઃખના સંકલ્પ વિકલ્પમાં અસ્થિરતા થવાથી શાંતિ મળતી નથી, માટે મધ્યસ્થતામાં રહેવું કે જેથી અશાંતિ દૂર થાય. (૧)

### શામાટે રાગ દ્વેષ કરવો ?

આ જગત્‌માં કોઇ પણ વસ્તુ સ્થાયી–સ્થિર હોય, કાયમ રહેવાવાળી હોય, તો તેના ઉપર રાગ કરવો કે પ્રેમ ધરવો કદાચ વાજબી પણ ગણાય; પણ તેમ છે જ નહિ, દૃશ્ય અને ભોગ્ય પદાર્થ માત્ર અસ્થિર–વિનશ્વર છે; એક વખતે અવશ્ય તેનો વિયોગ થવાનો છે; તો જેનો થોડા વખત પછી વિયોગ થાય તેવી વસ્તુઓ ઉપર આસક્તિ રાખવી એ જ દુઃખનું કારણ છે, માટે સુખાર્થી માણુસોને તેમ કરવું ઉચિત નથી. જેમ રાગ કરવાયોગ્ય પદાર્થ નથી તેમ દ્વેષ કરવાયોગ્ય પણ કોઇ પદાર્થ નથી. જેના ઉપર દ્વેષ કરવામાં આવે તે પદાર્થ પણ કાયમ તે રૂપે રહેવાનો નથી, કેમકે પુદ્ગલ માત્ર પરિણુતિ સ્વભાવવાળાં છે. એક વખત અરોચ્ય–દ્વેષ્ય લાગે છે, તે જ પદાર્થ કાલાન્તરે રોચ્ય થઇ પડે છે. એક વખત અપ્રિય હોય તે બીજી વખત પ્રિય થાય છે. એટલામાટે કોઇના ઉપર દ્વેષ ધરવો નહિ, તેમજ પદાર્થોના લાભાલાભમાં શોચ પણ કરવો નહિ. અતિ આસક્તિ–રાગ ધરવો નહિ, તેમ દ્વેષ પણ કરવો નહિ; કિન્તુ બન્ને સ્થિતિમાં મધ્યસ્થપણે રહેવું. (૨–૩)

### વસ્તુની પેઠે માણુસો ઉપર પણ રાગદ્વેષ ન કરવો.

માણુસો પણ હમેશ એક સ્વભાવના રહેતા નથી. તેઓ પણ પરિવર્તન–ફેરફાર થવાના સ્વભાવવાળા છે. જેઓ અધર્મી હોય તે ધર્મી બની જાય છે અને ધર્મી અધર્મી બને છે. નીતિમાન્ અનીતિ કરનારા બને છે અને અનીતિમાન્ નીતિથી વર્તનારા થાય છે. સારા હોય છે તે ખરાબ બની જાય છે અને ખરાબ હોય તે સુધરી સારા બને છે. ખરાબ માનીને જેના ઉપર દ્વેષ ધરવામાં આવે, તે જ માણુસ કાલાન્તરમાં સારો થવાનો હોય તો શામાટે તેના ઉપર દ્વેષ–તિરસ્કાર ધરવો ? (૪)

## દૃષ્ટાંતો.

ઉપલી વાત માત્ર મોઢાની નથી પણ શાસ્ત્રો પણ તેની પુષ્ટિમાં દૃષ્ટાંતો પુરાં પાડે છે. જુઓ રાયપસેણી સૂત્રમાં પરદેશી રાજાનો અધિકાર છે. પરદેશી રાજા પ્રથમ કેવો ખરાબ હતો ? હિંસક, ક્રૂર, ઘાતકી, જુલ્મી, નાસ્તિક, ધર્મદ્રોહી, જેટલા અવગુણ કહીએ તેથી તે પૂરો હતો પણ કેશી સ્વામીનો સંગ થતાં તેને સુધરતાં કંઇ વાર લાગી નહિ. ક્રૂરતા, નાસ્તિકતા વગેરે દોષો એક ક્ષણમાં જતા રહ્યા અને તેને સ્થાને સદ્ગુણોનો નિવાસ થયો. તેથી વિપરીત જમાલિ મુનિ કે જેણે ઘણા ચડતા વૈરાગ્યથી દીક્ષા લીધી, અગીયાર અંગ ( શાસ્ત્ર ) નો અભ્યાસ કર્યો, મુનિઓના ટોળામાં જે એક ચળકતો સિતારો હતો, પણ પાછળથી તેની શ્રદ્ધા બગડી, ઉપકારીનો ઉપકાર ઓળવ્યો, વિપરીત પ્રરૂપણા કરી અને મિથ્યાત્વની ભૂમિકા ઉપર પડયો, ત્યારે સારા નરસાનો કયાં હિસાબ રહ્યો ? કોના ઉપર રાગ અને કોના ઉપર દ્વેષ કરવો ? એમાંથી એકે ઉચિત નથી. એટલું જ ઉચિત છે કે ગુણો ગ્રહણ કરવા, દોષોને છોડી દેવા અને મધ્યસ્થપણામાં રહેવું. કોઇનો તિરસ્કાર ન કરવો તેમ દ્વેષ પણ ન ધરવો. સૌ સૌના કર્માનુસારે પ્રકૃતિ સ્વભાવ મળેલા છે, તેમાં બીજાએ માથું મારવાની એટલી જરૂર નથી. બને ત્યાંસુધી સાચી સલાહ આપવી, નહિતો તટસ્થ રહેવું. ( ૫ )

## સારા માઠા સંયોગોમાં મધ્યસ્થતા.

બાહ્ય સંયોગો પણ પરિવર્તનશીલ છે. ઘડીકમાં અનુકૂળ થાય છે તો ઘડીમાં પ્રતિકૂળ થાય છે. એક વખત પુત્રની પ્રાપ્તિ થાય છે તો બીજી વખત મૃત્યુ થતાં તેનો વિયોગ થાય છે. એક દાવમાં વ્યાપારમાં નફો મળે છે તો બીજા દાવમાં નુકસાની આવી પડે છે. સંયોગો પવનથી ધ્વજાની માફક હરતા ફરતા રહે છે, તેમ જે માણસો એક વખત ઇષ્ટ હોય તે જ બીજી વખત અનિષ્ટ થઇ જાય છે. આવી સ્થિતિમાં માણસે મધ્યસ્થપણાની તુલના મૂકી દેવી ન જોઇએ. એક જ સિદ્ધાંત રાખવો કે જે પ્રાપ્ત થાય તે અભીષ્ટ જ છે. સારૂં નરસું એ એક મનની માન્યતા છે. માન્યતા સવળી રાખવાથી સવળું જ થાય છે. ( ૬ )

### કર્માનુસારી ફળ.

જે જે સારાં સંયોગો મળેલા છે કે જે જે ખરાબ સંયોગો મળે છે તે બીજા કોઇના આપેલા નથી. તેમાં ઇશ્વર કે અલ્લા કોઇનો હાથ નથી. પણ તે બધા પોતાના પૂર્વ કર્મને અનુસારે જ મળ્યાં છે. શુભ કર્મના સારા સંયોગો અને અશુભના અશુભ સંયોગો મળ્યા છે. હવે તેમાં હાય વોય કરવી કે રાગ દ્વેષ કરી વિલાપાત કરવું તે વ્યર્થ છે. કર્મનો સંચય કરતી વખતે કેમ વિચાર કર્યો નહિ? જો અશુભ સંયોગો ગમતા ન હોય તો પ્રથમથી અશુભ કર્મનો સંચય કરવો નહોતો પણ જ્યારે સંચય કર્યો, ત્યારે સમતા રાખી તે કર્મોનું પરિણામ મુંગે મોઢે ભોગવવું જોઇએ. તેમાં હર્ષ શોક કરવો એ મૂઢતા છે. (૭)

### પરોપદેશ.

અલબત્ત બીજા ખરાબ કે અધમ હોય તેને સુધારવાને સલાહ કે ઉપદેશ આપવો; પણ તે ત્યાંસુધી કે જ્યાંસુધી તેને સાંભળવાની કંઇક અપેક્ષા હોય. જો કદાચ સામા માણસને તેથી દ્વેષ થતો હોય તેમ પોતાને પણ તેથી સામા તરફ ધિક્કાર ઉત્પન્ન થતો હોય અને તેથી બંને વચ્ચે ક્લેશ થવાનો સંભવ હોય ત્યાં ઉપદેશ આપવાનું બંધ કરી ઉપેક્ષા કરી માન ધરવું એ જ ઉચિત છે. (૮)

### ઇતિ માધ્યસ્થ્ય ભાવના.

वसन्ततिलकावृत्तम् ॥

सद्भावनाशतकशेखररूपपद्यै-
र्गेयैश्चतुर्भिरुपवर्णितमात्मशान्त्यै ॥
रत्नत्रयोच्छ्रयकरं शुभभावनाना-
मर्हं चतुष्टयमहो जयताज्जगत्याम् ॥ १ ॥



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લિંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૧ | वियरागा | वीयरागी |
| ૧૭ | ૮ | यन्ति | यन्ती |
| ૨૧ | ૧૭ | ચાલની | ચાલતી |
| ૨૯ | ૨ | दंष्टि | दृष्टि |
| ૪૧ | ૨૭ | નાંખ્યા | નાંખ્યો |
| ૪૫ | ૬ | तस्सं | तस्स |
| ૫૧ | ૧૯ | પોતાની | બીજાની |
| ૬૭ | ૧૦ | મારી મારી | મારી |
| ૬૮ | ૧ | मव | मेव |
| ૬૮ | ૪ | शरण | शरणं |
| ૭૪ | ૨૨ | મં | મેં |
| ૮૧ | ૮ | नच्छि | नत्थि |
| ૮૧ | ૨૩ | ૧૭॥ | ૧/૧૭॥ |
| ૮૪ | ૨ | व्यथा | व्यंथा |
| ૮૬ | ૩ | उणहो | उण्हो |
| ૮૬ | ૪ | उणहा | उण्हा |
| ૮૭ | ૧ | उद्धवंधो | उद्धंवद्धो |
| ,, | ,, | अवधवा | अवधवो |
| ૮૭ | ૭ | सिंत्रलिं | सिंवलि |
| ૮૮ | ૨૦ | भव् | भूव् |
| ૯૧ | ૧૫ | તરક | નરક |
| ૯૨ | ૧૭ | अयणं | अयणं |
| ૯૨ | ૨૫ | ઉત્તમ | ઉક્ત |
| ૯૫ | ૧૫ | અસમજંસ | અસમંજસ |
| ૯૬ | ૧૪ | કુબેરદત્તા | કુબેરસેના |
| ૯૬ | ૧૪ | કુબેરદત્તા | કુબેરસેના |
| ૯૯ | ૧૯ | पुरच्छिमेणं | पुरत्थिमेणं |
| ૯૯ | ૨૦ | पच्चच्छिमेण | पच्चत्थिमेणं |
| ૧૦૧ | ૩ | ખાનખાન | ખાનપાન |
| ૧૦૨ | ૧૭ | તુષાતુર | તૃષાતુર |
| ૧૦૫ | ૧ | विलविय | विलवियं |
| ૧૨૬ | ૨૦ | પાસે | ૦ |
| ૧૩૨ | ૧૭ | सुन्दर | सुन्दर |

| | | | |
|---|---|---|---|
| ૧૩૨ | ૧૮ | तीण | तीर्णे |
| ૧૩૭ | ૧૫ | પળલું | પડવું |
| ૧૩૯ | ૧૫ | ખુ | ખુલ્લે |
| ૧૪૨ | ૨૨ | સફસોસ | અફસોસ |
| ૧૪૩ | ૯ | मल | मूलं |
| ૧૬૬ | ૨૨ | जच्छ | जत्थ |
| ૧૭૪ | ૧૭ | दषिक | दूषिक |
| ૨૧૫ | ૧૨ | न | नं |
| ૨૩૦ | ૨૪ | વષ | વર્ષે |
| ૨૩૬ | ૨૧ | शरार | शरीरं |
| ૨૪૨ | ૧૭ | चउच्छ | चउत्थ |
| ૨૪૨ | ૧૭ | अझच्छ | अज्झत्थ |
| ૨૪૬ | ૧૫ | હતી | હતો |
| ૨૫૧ | ૩ | દેષો | દોષો |
| ૨૫૪ | ૫ | સાથનો | સાધનો |
| ૨૫૭ | ૧૧ | સંમય | સંયમ |
| ૨૫૮ | ૨૬ | અને તેથી ઉલટી પતાવટની બીજી રીતિને અકામ નિર્જરા કહીએ | ૦ |
| ૨૬૦ | ૨ | છ | ૦ |
| ૨૬૪ | ૯ | ૪ થું | ૯ મું. ઉ. ૪ થો. |
| ૨૭૦ | ૧૩ | ઘણુ | પણુ |
| ૨૭૧ | ૨૬ | पंग | पंगू |
| ૨૭૮ | ૧૯ | अखए | अक्खए |
| ૨૮૩ | ૧૫ | લોકોને | લોકને |
| ૨૮૩ | ૧૬ | લોકોના | લોકના |
| ,, | ,, | લોકોનો | લોકનો |
| ૨૯૧ | ૨ | विधेयाः | विधेया |
| ૨૯૯ | ૨૭ | मणंत | मणंतं |
| ૩૦૨ | ૨૭ | વૈક્રિય | સ્વતઃ વૈક્રિય |
| ૩૦૩ | ૧૩ | इन्द्रवाज्रा | इन्द्रवज्रा |
| ૩૨૦ | ૨ | માત્રમાં | માત્રામાં |
| ૩૨૪ | ૧૯ | એક | અને |
| ૩૨૪ | ૨૫ | શ્રત | શ્રુત |
| ૩૨૫ | ૯ | ચિંતમણિ | ચિંતામણિ |
| ૩૨૭ | ૨૧ | ચિંતામાણિ | ચિંતામણિ |
| ૩૨૯ | ૩ | ધ | ધૃ |
| ૩૪૨ | ૧૮ | ઘનાઘતિ | ઘનઘાતિ |